

॥ श्री सिद्धेश्वरः प्रसन्नोऽस्तु ॥ महर्षि श्री क्षेमेन्द्रायनमः ॥

# મોક્ષ મન્દિર.

## ( પ્રથમદ્વાર—સત્કર્મ. )


નિર્માતા;

બ્રહ્મર્ષિ મહાત્મા શ્રી પ્રભાંકર વિ૦ પ્રધાન શર્મા.

"સ્ત્રીધર્મ ગીતા", "વેદાન્ત વિમાન", "વેદાન્ત સ્તોત્રપ્રભાકર"
"પ્રભાકર પદ રત્નાકર", "ભગવદ્ ભજનામૃત" "પતિવ્રતા-
બારાખડી", 'રાજર્ષિ મોહજિત્' "બ્રહ્મર્ષિ બાવની",
"ઋષિપ્રભાકર બોધમાળા", વિગેરે વિગેરે પુસ્તકોના કર્તા,
અને " કચ્છ મોથારા ઋષિઆશ્રમ " ના સંસ્થાપક.


अनुष्टुपवृत्त

सिद्धान्तः—मोमागाममामदंद्रे हयागदलनंभपः ॥
अष्टौ येषां न विद्यन्ते तेषां मोक्षः पदे पदे ॥१॥


પ્રતિષ્ઠાતા.

ખીમજી વાલજી રઘુવંશી.

ઠે. વડગાદી, શેઠ ધારસી નાનજીના માળામાં મુંબઇ.

મૂલ્ય રૂપિઆ ૨—૮—૦

નિર્માતા

જ્યોતિષ પ્રભાકર વિ૦ પ્રધાન શર્મા.

ઠે. મખમ વણાતી, જમનાબાઈના માળામાં

———→ ⁑ ←———

પ્રસિદ્ધકર્તા

ભીમજી વાલજી રઘુવંશી.

ઠે. વડગાદી, શેઠ ધારસી નાનજીના માળામાં.

———→ ⁑ ←———





આ પુસ્તક
ધર્મ વિજય પ્રિન્ટીંગ પ્રેસ, પાયધોની નંબર. ૫૭૨,
મુંબઈમાં હરજીવન ભગવાન
તથા
વાહાણમિત્ર સ્ટીમ પ્રિન્ટીંગ પ્રેસ, ગોયાપુરા-વડોદરામાં
ઠક્કર વિઠ્ઠલભાઈ આશારામે છાપ્યું છે.

આવૃત્તિ પેહેલી. પ્રત ૧૦૦૦

સં૦ ૧૯૬૮ સને ૧૯૧૨.

ॐ

**ધર્મધુરંધર,**

અખંડ પ્રૌઢપ્રતાપ, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ શ્રીમન કચ્છ દેશાધિપતિ મહારાજાધિરાજ મિરઝા

**મહારાવ શ્રી, ૭ ખેંગારજી સવાઈ બહાદુર. જી સી આઈ ઈ**



**દોહરાઃ**—કૃપાપુંજ શ્રી કચ્છપતિ સદા રહો આબાદ

**ઋષિ પ્રભાકર** પ્રેમથી, અર્પે આશીર્વાદ

The Lakshmi Art Printing Works Bombay

॥ ॐ ॥

# સમર્પણ.

અખંડ પ્રૌઢપ્રતાપ, ગૌબ્રાહ્મણપ્રતિપાલ, ધર્મધુરંધર, શ્રીમન્ કચ્છદેશાધિપતિ, મહારાજાધિરાજ મિરઝાં મહારાવશ્રી ૧૦૮ શ્રી ખેંગારજી સવાઇ બ્હાદુર.

જી૦ સી૦ આઇ૦ ઇ૦

પ્રજા વત્સલ પરમ કૃપાબ્ધિ નૃપમણિ !

આપશ્રી પ્રજાનુ પુત્રવત્ પાલન કરવામાં, વિદ્વાનોને ઉત્તેજન આપવામાં; દીનજનોનાં દુઃખ નિવારણ કરવામાં, સર્વદા કર્ત્તવ્યશીલ છો, ધર્મ, નીતિ, શિયળ, સત્ય, પ્રભૃતિ દૈવી સમ્પતિના સાક્ષાત્ નિધાન, ન્યાય નિપૂણ, મહાન્ વિદ્વાન્ રાજ્યકર્ત્તા હોઇ વિજ્ઞાનથી વિભૂષિત છો; ઇત્યાદિ આપશ્રીના અસંખ્ય સદ્ગુણોથી મોહિત થઇ હું આપશ્રીનીપ્રજામાનો આપ નામદારશ્રીનો સર્વદા જય ઇચ્છનાર, અત્યંત પ્રેમપૂર્વક શ્રી સુદામેન શર્માના તન્દુલવત્ "શ્રી મોક્ષમન્દિર પ્રથમ દ્વાર-સત્કર્મ" નામક પુસ્તક આપ ધર્માત્માશ્રીને સમર્પણ કરૂં છું: તે આપ દયાળુ નામદારશ્રી સ્વિકારવાની કૃપા કરશો.

મુંબઇ વડગાદી
શ્રી વિષ્ણુ વિલાસ ભવન
સમ્વત ૧૯૬૮, પુર્ષોત્તમ માસ

લી૦ આપ નામદારશ્રીનો
સર્વદા જય ઇચ્છનાર, રાજભક્ત,
ઋષિ પ્રભાકર વિ. પ્રધાન શર્મા.

ॐ

# સ્મરણ–સ્તંભ.

પરમાત્મ સ્વરૂપ, પરમપૂજ્યપાદ, તિર્થસ્વરૂપ, વેદમૂર્ત્તિ વિદ્યમાન **પિતાજીશ્રી પ્રધાન દેવરામની** પવિત્ર સેવામાં.

કૃપાનિધાન! શરણાગત પ્રતિપાલ!!

મ્હારા લાલન પાલનમાં, મ્હને સુશિક્ષિત કરવામાં; તથા મ્હારા માટે આપશ્રીએ અનેક દુઃખો વેઠી મ્હારા પ્રત્યે કરેલા અનેક ઉપકારોમાંથી યત્કિંચિત્ મુકત થવા એ અવર્ણનીય ઉપકારોના સ્મરણમાં, પુત્ર ધર્માનુસાર આ "મોક્ષમન્દિર" માં આપશ્રીના પવિત્ર નામનું "સ્મરણ–સ્તંભ" વિક્રમ સવત્ ૧૯૬૮ ના પુરૂષોત્તમ માસની એકાદશી તિથિએ, આપની પવિત્ર પાદરજમાં આળોટી, અત્યંત શ્રદ્ધાપૂર્વક સ્તંભિત કરૂ છુ તે પિતૃભકત-પુત્રોની ભક્તિમાં સર્વદા વિવૃદ્ધિ કરી "મોક્ષમન્દિર"માં સ્હાયભૂત થાઓ.

સમ્વત્ ૧૯૬૮<br>
પુરૂષોત્તમ માસ<br>
મુંબઇ–વડગાદી.

લી૦<br>
યાવત્ દેહપર્યંત ઋણી<br>
આપનો આત્મજ<br>
**પ્રભાકર.**

શ્રીમાન્ જગદ્‌ગુરૂ શંકરાચાર્ય મહારાજ તરફથી ઋષિપ્રભાકરને મળેલી પદવી.

॥ श्रीशारदाम्बा विजयतेतराम् ॥

श्रीद्वारकाधीशोविजयते जगद्गुरुश्रीमच्छङ्क-
राचार्यश्रीशारदामठद्वारकासंस्थानाधीश्वरमहा

द्वा. सं. शा जा. अङ्का २४७

श्री १९०८ श्रीमत्परमहंसपरिव्राजकाचार्यवर्यपदवाक्यप्रमाणपारावार-पारीणयमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाध्यष्टाङ्गयोगानुष्ठाननिष्ठतपश्चर्याचरणचक्रवर्त्यनाद्यविच्छिन्नगुरुपरम्पराप्राप्तषण्मतस्थापनाचार्यसाख्यत्रयप्रतिपादकवैदिकमार्गप्रवर्तकनिखिलनिगमागमसारहृदयश्रीमत्सुधन्वसाम्राज्यप्रतिष्ठापनाचार्यश्रीमद्राजाधिराजगुरुभूमण्डलाचार्यचातुर्वर्ण्यशिक्षकगोमतीतीरवासश्रीमद्द्वारकापुरवराधीश्वरपश्चिमाम्नाय**श्रीमच्छारदापीठाधीश्वरश्रीमद्राजराजेश्वरशंकराश्रमस्वामि**चरणकमलभृङ्गायमाणश्रीमद्द्वारकाशारदापीठाधीश्वर**श्रीमन्माधवतीर्थस्वामिनाम्** ।

स्वस्तिश्रीमदुमारमणचरणकमलमकरन्दलोलम्बायमानान**प्रधानशास्त्रितनुजप्रभाकरशर्मे**त्याभिख्यासमलङ्कृतानप्रति

प्रत्यग्ब्रह्मैक्यानुसन्धाननियतनारायणस्मरणससूचिताशिष समुल्लसन्तुतराम् । जगद्गुरुणा महेश्वरापरावतारश्रीमच्छङ्करभगवत्पूज्यपादाचार्याणामादिमैकान्तिकस्थानद्वारकास्थश्रीमच्छारदापीठगोचरा भक्तिरनवधिकश्रेयोनिदानमिति सार्वजनीनमेतत् साम्प्रतम्

अस्मत्पूर्वाचार्यसन्निबद्धवर्णाश्रमधर्ममर्यादासरक्षणे बद्धपरिकराणा भवता प्रौढगुणग्रामयशोविशेषसमृद्धामुदन्तपरम्परामनवरतमनुसन्दधाना प्रमुदितान्तकरणा वयंभवद्भ्य **व्याख्यानकोविदे** तिसत्पदवी सम्प्रयच्छाम । इद च श्रीद्वारकाधीशशारदाम्बाचन्द्रमौलीश्वरप्रसादरूप **सत्पदं सुवर्णं रत्नमिव** स्वनाम्नासंयोजित भवद्भिर्यत्नेन सरक्षणीयमिति शिवम् ।

श्रीमच्छङ्करभगवत्पूज्यपादाचार्याणामवतारशकाब्दा २३७४ विक्रमशकाब्दा १९६१ पौषकृष्णद्वादश्या सौम्यवासरेस्थिति साम्प्रतिकी महाम्बानगर्याम् । माटुंगा.

ॐ

ઋષિ સમ્પ્રદાય પ્રવર્ત્તક,

**બ્રહ્મર્ષિ મહાત્મા શ્રી પ્રભાકર વિ. પ્રધાન શર્મા**



"મોક્ષમન્દિર," "સ્ત્રીધર્મગીતા," વિગેરે પુસ્તકોનાકર્ત્તા,

અને "કચ્છ મોથારા ઋષિઆશ્રમ" ના સંસ્થાપક

The Lakshmi Art—Bombay



# નિવેદન



શ્રી ઇષ્ટદેવ સિધ્ધભગવાન્ અને સદ્‌ગુરૂ મહાત્મા શ્રી ક્ષેમેન્દ્ર ભગવાનના પવિત્ર પાદ પંકજમાં પ્રેમપૂર્વક પ્રણામ કરી સચ્ચરિત્રશાલી મુમુક્ષુઓ પ્રતિ સવિનય નિવેદન કરવાનુ કે - પ્રત્યેક્ પ્રાણી સત્યસુખ=યથાર્થ સુખની અભિલાષા રાખે છે અર્થાત્ જે દ્વારા અખંડ, અવિચ્છિન્ન, સુખની ઉપલબ્ધિ થાય એવા મોક્ષ માર્ગને ઇચ્છે છે. યથાર્થ સુખ=પરમાનન્દ પ્રદાયક મોક્ષ કેવી રીતે પ્રાપ્ત થાય ? એ અદ્વિતીય સુખ પ્રાપ્તિ હિતાર્થ કેવા સાધનોની અપેક્ષા છે ? એ અપૂર્વ સુખ શામા છે ? કયા છે ? એ અપક્ષપાત મનિષાથી દર્શાવવા હિતાર્થજ આ "મોક્ષમન્દિર" નામક ગ્રન્થ નિર્માણ કરાય છે.

વૈદિક સિધ્ધાન્તાનુસાર વર્ત્તમાન સૃષ્ટિને ઉત્પન્ન થયે વિક્રમ સવત્ ૧૯૬૮ વર્ષ પર્યન્ત ૧૯૬૦૮૫૩૦૧૩ અર્થાત્ એક અબ્જ, છન્નુ કરોડ, આઠ લાખ, ત્રેપન હજાર અને તેર વર્ષ થવા આવ્યાં છે. આટલા બધા લાંબા સમયમા નિખિલશાસ્ત્ર નિષ્ણાત, અનેક મહાપુરુષોએ યથાર્થ સુખ પ્રાપ્તિ હિતાર્થ-રે અવિચ્છિન, અખડ મોક્ષ સમ્પાદનાર્થ સર્વોત્તમ સાધન-સ્તભો સૃષ્ટિ સમક્ષ સ્તભિત કર્યા છે. એ સમગ્ર સાધન સ્તભોમાંથી એ અખડ સુખને સાધ્ય કરવામાં આત્મજ્ઞાન પ્રધાન સાધનસ્તભ સ્વરૂપે સર્વ સચ્છાસ્ત્ર સમ્મત સ્તંભિત છે.

બ્રહ્મવિદ્યા-આત્મજ્ઞાન, કે જે દ્વારા એ અદ્વિતીય=અપૂર્વ સુખની પ્રાપ્તિ થાય છે તે (બ્રહ્મવિદ્યા) કેવા પ્રકારથી પ્રાપ્ત થાય ? એ આત્મજ્ઞાનની ઉપલબ્ધિ માટે કયા સાધનોની અવશ્યકતા છે ? આના સંબંધમાં મ્હોટા મ્હોટા તત્વદર્શિઓ-આપ્ત મહાપુરૂષોએ મહાન્ શ્રમ સમ્પાદન કરી પોતાના

ઉત્તમોત્તમ ઉદ્‌ગારો, વિશુદ્ધ વિચારો, લલિત લેખો, ભવ્યભાષ્યો, અને નિર્મલ નિબંધો સૃષ્ટિ સમક્ષ સંસ્થાપવામાં યત્કિંચિત્ પણ ન્યૂનતા રાખી નથી, એટલુંજ નહિ પરંતુ બ્રહ્મવિદ્યા—આત્મજ્ઞાન પ્રાપ્તિકારક સાધનો અત્યંત સરળતા પૂર્વક સંયોજી સંસ્કારીઓને એ દુર્ગમ માર્ગ સુગમ્ય કરી આપ્યો છે. અર્થાત્ બ્રહ્મવિદ્યા પ્રાપ્તિ હિતાર્થ મૂખ્યતયા સાધન ચતુષ્ઠયનીજ આવશ્યકતા તેમણે સ્વિકારી છે અને એ સાધનો સર્વાંશે સાધવાથીજ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય છે એ વાર્તા સર્વ સચ્છાસ્ત્ર સમ્મત અને અનુભવ સંસિદ્ધ છે.

વર્તમાન સમયમાં સંખ્યાબંધ જિવો અસંસ્કૃત—સંસ્કારવિનાના હોવાથી, તેમજ અનેકાનેક મત મતાન્તરોનો પ્રાદુર્ભાવ થવાથી, અવિચ્છિન્ન સુખ-મોક્ષ પ્રદાત્રિ બ્રહ્મવિદ્યા અધુના અનુચિત આડમ્બરથી આચ્છાદિત થઇ ગઇ છે અને દિનપ્રતિદિન થતી જાય છે એ સજ્જનોને સર્વથા શોચવા લાયક છે.

શિવ ! શિવ !! જે પરમાનન્દ પ્રદાયિની બ્રહ્મવિદ્યાના રસનો સ્વાદ **મહર્ષિ વશિષ્ઠે ભગવાન્ રામચન્દ્રને,** નવ યોગેશ્વરોએ રાજર્ષિ જનકને, સનકાદિકોએ દેવર્ષિ નારદને, અને પરમયોગેશ્વર શ્રી કૃષ્ણ ભગવાને અધિકારી અર્જુનને ચખાડયો તે બ્રહ્મવિદ્યા ભારતમાંથી લુપ્ત થાય એ સમાન અન્ય દુઃખપ્રદ સ્થિતિ કઇ છે ? રે એ અવસ્થાજ આપણી અવનતિ અને અધમસ્થિતિની જનયિત્રી છે

પરમપવિત્ર બ્રહ્મવિદ્યા=આત્મજ્ઞાન લુપ્ત થવાનું અર્થાત્ એ ઉત્તમોત્તમ વિદ્યા ઉપર અભાવ થવાના અનેક ગૌણો કારણો છે પરંતુ પ્રધાન કારણ અસંસ્કારત્વ અને અનાધિકારત્વ છે અર્થાત્ અધિકારવિના—આધુનિક સમયમા કેટલાક આત્મજ્ઞાનીઓ—રે શુષ્કજ્ઞાનીઓ, બની એ વિશુદ્ધ બ્રહ્મવિદ્યાના યથાર્થ રહસ્યને ન જાણી વેદના સિદ્ધાન્તથી વિરૂદ્ધાચરણ કરી સ્વેચ્છાચારમા પ્રવર્તે છે, એક તે છે અને દ્વિતીય અસંસ્કારત્વ અર્થાત્ યથાર્થ જ્ઞાનથી રહિતપણું છે આ ઉભય કારણોથી બ્રહ્મવિદ્યાને કલંકિત કરનારા શુષ્કજ્ઞાનીઓ ભૂમિ ઉપર ખરેખર ભારભૂત છે. કારણ કે બ્રહ્મવિદ્યાનો કર્મ, અને ઉપાસના સાથે પરમ સંબંધ છે. એ દિવ્ય સંબંધનો તિરસ્કાર કરી=ત્યાગ કરી જે શુષ્કજ્ઞાનીઓ સ્વેચ્છાચારમાં પ્રવર્તે છે, તે મહાન્ પાપાધમ—પામરવત્ છે અને એવા દુરાચારી—દાંભિક શુષ્કજ્ઞાનીઓથીજ બ્રહ્મવિદ્યા કલંકિત થતી અનુમાનાય છે એ પરમપવિત્ર બ્રહ્મવિદ્યા—આત્મજ્ઞાનને શરદ્‌પૂર્ણિમાની ઉજ્વળ રજનીવત્ નિષ્કલંકિત કરવા તથા બ્રહ્મવિદ્યા સાથે કર્મ અને ઉપાસનાનો કેવો નિકટ સંબંધ છે તે

દર્શાવી મોક્ષમાર્ગ સંબધી અદ્વિતીય પ્રકાશ પાડવા આ પ્રયત્ન આરંભાયો છે.

આ દિશામાં પ્રયત્ન કરી વિજય પામનાર લોકમાન્ય "**ગુજરાતી**" પત્રના અધિષ્ઠાતા સાક્ષર શિરોમણી રા૦ રા૦ ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ "**ચન્દ્રકાન્ત**" ના ત્રણ વિભાગ રચી–બ્હાર પાડી–જે બ્રહ્મવિદ્યાની પ્રતિષ્ઠા સંસ્થાપિત કરી છે તત્સબંધમાં એ મહાપુરુષ ધન્યવાદાર્હ છે. મ્હારૂં રચેલું "**શ્રીધર્મગીતા**" નામક પુસ્તક લોકપ્રિય થયા પશ્ચાત્ મ્હારા સસર્ગીઓ–સ્નેહીઓ તરફથી એ દિશામાંજ ગ્રન્થ રચવાની મ્હને જિજ્ઞાસા બતાવવામા આવી હતી તેમની જિજ્ઞાસાનો સત્કાર કરી, લોક કલ્યાણ લક્ષમાં રાખી આ "**શ્રી મોક્ષમન્દિર**" નામક પુસ્તક નિર્માણ કરવાનું પ્રારભ કરવામાં આવ્યુ છે. આ "**મોક્ષમન્દિર**" નામક પુસ્તક ચાર દ્વારમાં વિભકત છે. તેમાંનો આ "**પ્રથમ–દ્વાર–સત્કર્મ**" છે. "**દ્વિતીયદ્વાર–સદ્ધર્મ**" મુદ્રાલયમાં મુદ્રિત થાય છે અને તૃતીય તથા ચતુર્થદ્વાર પણ **શ્રી ઈષ્ટદેવ સિદ્ધભગવાન્** અને **સદ્ગુરૂક્ષેમેન્દ્ર** ભગવાનની કૃપાથી અલ્પ સમયમા જિજ્ઞાસુઓને હસ્તગત થશે એવી સંભાવના છે.

પુરાતન કાળમા મુદ્રાયંત્રનો અભાવ હોવાથી ધાર્મિક સિદ્ધાન્તો કેટલા બધા શ્રમપૂર્વક લખવા પડતા હતા, અને તે માટે કેટલીબધી કાઠિન્યતા વેઠવી પડતી હતી? કેટલુ બધું દ્રવ્ય ખર્ચવું પડતુ? એ વિદ્વાન્ વિચારશીલ વાચકોથી અવિદિત નહિ હોય પરતુ વર્તમાનકાળમા પરમ પ્રતાપી, પુણ્યશાળી, ન્યાયશીલ, નેક નામદાર અંગ્રેજ સરકારના પવિત્ર રાજ્યના પ્રભાવથી તેમની શિતળ છાયા નિચે મુદ્રાયત્ર પ્રભૃતિ અનેકાનેક કળા, કૌશલ્યમા વૃદ્ધિ થવાથીજ આવા ધાર્મિક ગ્રન્થો અલ્પ સમયમા અને અલ્પ દ્રવ્યમાં મુદ્રિત થાય છે. એ અત્યત સંતોષકારક વાર્તા છે. અને તેથી રામરાજ્યવત્ નેક નામદાર અગ્રેજ સરકારનું પ્રતાપી રાજય સદા સર્વદા અવિચળ રહો અને મહાનૂધર્માત્મા સાર્વભૌમ નેક નામદાર શાહનશાહ **પંચમ જ્યૅાર્જ મહારાજનું**, **મહારાણી મેરીનું**, તેમના કુટુબ પરિવારનુ શ્રી સિદ્ધભગવાન્ સર્વદા માગલ્ય કરી તેમને દીર્ઘાયુ સમર્પી, તેમનું રાજય અને તાજ અવિચળ દીપો આ શુભેચ્છા પ્રભુ પૂર્ણ કરો·

શ્રી અખંડ પ્રૌઢ પ્રતાપ, ગૌબ્રાહ્મણ પ્રતિપાલ, ધર્મધુરધર શ્રીમન્ કચ્છદેશાધિપતિ મહારાજાધિરાજ મિરઝાં **મહારાવશ્રી ૧૦૮ શ્રીખેંગારજી** સવાઇ બ્હાદુર જી૦ સી૦ આઇ૦ ઇ૦ નામદારશ્રીએ મ્હારી વિજ્ઞપ્તિ ઉપર લક્ષ્ય આપી આ પુસ્તકની અર્પણ પત્રિકા સ્વિકારી આ પુસ્તકના સંબંધમા ઉદાર આશ્રય આપી તથા "**શ્રીધર્મગીતા**" નામક પુસ્તકની સંખ્યાબધ

નકલો ખરીદી જે મ્હારા ઉત્સાહમાં વૃદ્ધિ કરી છે; તત્સંબંધમાં શ્રી ઇષ્ટદેવ સિદ્ધભગવાન્ નામદાર મહારાવશ્રીને સર્વદા આરોગ્યતાપૂર્વક દીર્ઘાયુ સમર્પી દિનપ્રતિદિન તેમનું માંગલ્ય કરો એવી મ્હારી તે દયાળુ પ્રભુ પાસે પુનઃ પુનઃ નમ્ર પ્રાર્થના છે.

મ્હારા શુભકાર્યોમાં મ્હને વખતો વખત ઉદાર આશ્રય આપનારા મ્હારા પરમસ્નેહી લુહાણા સદ્‌ગ્રહસ્થ **શેઠ હરિરામ ધર્મસિહ ખજુરવાળા** ( કે જેમણે દુષ્કાળ પીડીત દીનલોકોના સંરક્ષણાર્થે **શ્રીકચ્છવાંઠ** મધે તળાવ વિગેરે બાંધકામો કરાવી તથા સ્વયં દેશ તરફ પ્રયાણ કરી, અન્નવસ્ત્રથી દુઃખિત અનેકાનેક ગરીબ કુટુમ્બોની શોધ કરી–કરાવી; ગુપ્ત રીતે આ આખા વર્ષ પર્યંત અન્નવસ્ત્રની જેમણે અત્યત ઉદાર મદદ કરી પોતાના દેશી દુષ્કાળ પીડીત દીનબન્ધુઓને પોતાના આત્મવત્ ગણી–જે અપૂર્વ લાગણી દર્શાવી મ્હોટી ગંજાવર રકમનો છુટે હાથે વ્યય કર્યો છે તેમણે ) " **મોક્ષમન્દિર** " પુસ્તક મુદ્રિત કરાવવામાં તથા **નામદાર મહારાવશ્રીની** પવિત્ર દર્શનીય છબી દાખલ કરાવવામાં પોતાના ઉદાર આત્મસ્વભાવથી, મ્હારા કહ્યા સિવાય મ્હને રુપિઆ ૨૦૦)ની મ્હોટી રકમ આપી **ખુદાવિંદ નામદાર મહારાવશ્રીની** પ્રત્યે પોતાની અખંડ ભક્તિ દર્શાવી છે તત્સંબંધમાં એ ઉદાર અંતઃકરણના પરોપકારી ભલા ગૃહસ્થને જે કંઇ ધન્યવાદ આપવામા આવે તે અલ્પ છે. **શ્રીમાન્ હરિરામ** જેવા અનેક સજ્જનો ઉત્પન્ન થઇ દુષ્કાળપીડિત પોતાના દેશી બન્ધુઓના દુઃખ દૂર કરી અને પોતાના દ્રવ્યનો સદ્‌પયોગ કરો.

મ્હારા ઉપર પોતાના આત્મવત્ અદ્વિતીય પ્રેમ રાખનારા, મ્હારા ઉત્કર્ષમા સર્વદા સંતુષ્ટ રહેનારા મ્હારા પરમ હિતૈષી સાક્ષર શિરોમણી-વિદ્વદ્વર્ય પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્મા જ્યોતિર્વિભૂષણ **પંડિત શ્રીકૃષ્ણમોહનજી શર્મા કાર્તાન્તિક** અને કચ્છ કેળવણી ખાતાના એજયુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ **રા૦ રા૦ વિઠ્ઠલજીભાઇ કેશવજી દવે. બી૦** એ૦ નો આ સ્થળે મ્હારા અંતઃકરણપુર્વક ખાસ આભાર માનુછુ, કારણ કે જેમના તરફથી મને કેટલીક ઉપયુક્ત સૂચનાઓ મળે છે.

મ્હારા ઉપર સદ્‌ભાવ ધરાવનારા મ્હારા ભાવિકમંડળ કે જેમના આશ્રયથી વિક્રમ સમ્વત્ **૧૯૫૮**માં મ્હારૂં શ્રી **કાશીપુરી** તરફ બ્રહ્મવિદ્યા સમ્પાદનાર્થ–વેદાન્ત વિદ્યાભ્યાસ હિતાર્થે પ્રયાણ થયું હતુ અને ઘણા લાંબા સમય સુધી જેમના તરફથી મ્હારૂં વિદ્યાભ્યાસ સમ્બધી સમગ્ર ખર્ચ પૂરૂં પાડવાનું બંદોબસ્ત કરવામાં આવ્યુ હતુ. એવા સજ્જન સ્નેહી મંડળનું આ પ્રસંગે સ્મરણ કરવું સર્વથા ઉચિત છે. કારણ કે ' **મોક્ષમન્દિર**" પ્રભૃતિ અનેકાનેક ગ્રન્થો રચવાની યોગ્યતા એજ **કાશીપુરી** તરફ પ્રયાણ કરી વિદ્યા-

ને તેનુ માન મુખ્યતયા એ મંડળના

ા મધ્યે **ઋષિઆશ્રમ** ” સસ્થાપિત કરવામા
મ્હારા પ્રત્યે અપૂર્વ પ્રેમ દર્શાવનારા, હ સવત્
સાધુ સ્વભાવે સંસારમા વિચરનાર–મુમુક્ષુવર્ય
**નું** અત્ર માગલ્ય ઇચ્છુછુ
ન ાવાને વૈદિક સિદ્ધાન્તાનુસાર લગભગ–**૨૩૩૨૨**૬૯૮૭
ન અગ . કરોડ, બત્રીશ લાખ, છવીસ હજાર, નવસોને
ાગી વર્ષ અ ાષ્ટ છે ત્યાસુધી મ્હારુ રચેલું સ્ત્રીઉપયોગી પુસ્તક
“ **સ્ત્રીધર્મગીતા** ” અને મુમુક્ષુ હિતકારક **“મોક્ષ મન્દિર”** તે તે અધિકારી-
ઓને સર્વથા ઉપયુક્ત થઇ તેમનું કલ્યાણ કરો એવુ ઇચ્છી, સસારસ્થ
સમગ્ર પ્રાણીઓને મ્હારા આત્માવત્ ગણી.

**सर्वेऽत्र सुखिन सन्तुः सर्वे सन्तु निरामयाः ॥**
**सर्वे भद्राणिपश्यन्तु मा कश्चिदुःख भाग्भवेत् ॥**

આ પવિત્ર ઉદ્દગાર ઉદ્દગારી શ્રીઇષ્ટદેવ **સિદ્ધભગવાન્** અને **સદ્દગુરૂ ક્ષેમેન્દ્ર ભગવાનના** પવિત્રપાદ પકજમા પુન: પ્રણામ કરી આ નિવેદન પૂર્ણ કરૂ છુ.

મુંબઈ, વડગાદી- }
સમ્વત્ ૧૯૬૮. }

**ઋષિ પ્રભાકર.**

# તૈયાર છે.

સ્ત્રી ઉપયોગી લોકપ્રિય ઉત્તમ

# સ્ત્રી ધર્મ ગીતા



સુધારા વધારા સમેત આવૃત્તિ બીજી.

આ પુસ્તક ગરીબોની ઝુંપડીઓથી લઇને રાજા મહારાજાઓના મહાલયોમાં વચાય છે અને અલ્પ સમયમાં જેની હજારો નકલો ખપી ગઇ છે

મૂલ્ય રૂપિઓ દોઢ—પોસ્ટેજ જુદું.

મળવાનું સ્થળ મુંબઇ, વડગાદી, પોસ્ટ નં. ૩

ઋષિ પ્રભાકર પુસ્તકાલય.

# શ્રી મોક્ષમન્દિર.

## પ્રથમદ્વાર-સત્કર્મ.

### પ્રસંગ-પ્રદર્શન.



## ૧ પ્રથમ-સોપાન.

## ૨ દ્વિતીય-સોપાન.



## ૩ તૃતીય-સોપાન.



## ૪ ચતુર્થ-સોપાન.



## ૫ પંચમ-સોપાન.



## ૬ ષષ્ઠ-સોપાન.



## ૭ સપ્તમ-સોપાન.

## ૮ અષ્ટમ-સોપાન.



## ૯ નવમ-સોપાન.



## ૧૦ દશમ-સોપાન.



## ૧૧ એકાદશ-સોપાન.



## ૧૨ દ્વાદશ-સોપાન.



## ૧૩ ત્રયોદશ-સોપાન.

## ૧૪ ચતુર્દશ સોપાન.



## ૧૫ પંચદશ-સોપાન.



## ૧૬ ષોડશ-સોપાન.



## ૧૭ સપ્તદશ-સોપાન.



## ૧૮ અષ્ટાદશ-સોપાન.



## ૧૯ એકોનવિંશતિતમ-સોપાન.

## ૨૦ વિંશતિતમ-સોપાન.



## ૨૧ એકવિંશ-સોપાન.



## ૨૨ દ્વાવિંશ-સોપાન.



## ૨૩ ત્રયોવિંશ-સોપાન.



## ૨૪ ચતુર્વિંશ-સોપાન.

## ૩૧ એકત્રિંશ-સોપાન.



## ૩૨ દ્વાત્રિંશ-સોપાન.



## ૩૩ ત્રયત્રિંશ-સોપાન.



## ૩૪ ચતુર્ત્રિંશ-સોપાન.



## ૩૫ પંચત્રિંશ-સોપાન.



## ૩૬ ષડ્ત્રિંશ સોપાન.



## ૩૭ સપ્તત્રિંશ-સોપાન.



## ૩૮ અષ્ટત્રિંશ-સોપાન.



## ૩૯ એકોનચત્વારિંશ-સોપાન.



## ૪૦ ચત્વારિંશ-સોપાન.

## ૫૦ પંચાશત-સોપાન.



## ૫૧ એકપંચાશત-સોપાન.



## ૫૨ દ્વિપંચાશત-સોપાન.



## ૫૩ ત્રિપંચાશત-સોપાન.



## ૫૪ ચતુઃપંચાશત-સોપાન.



## ૫૫ પંચપંચાશત-સોપાન.



મોક્ષમન્દિર,
પ્રથમદ્વાર-સત્કર્મ.
પ્રસંગ-પ્રદર્શન-પૂર્ણ.

ॐ

# મોક્ષમન્દિર.

## પંચામૃત.

**૧ દૂધ.** વેદનું નિત્ય અધ્યયન કરો, વેદમા કહેલાં કર્મ સારી રીતે કરો, વૈદિક કર્મથી ઇશ્વરનું યજન કરો, કામ્ય કર્મમા મતિ ન રાખો; પાપના પુંજનો નાશ કરો, સસાર સુખમા દોષનું અનુસધાન કરો; આત્મજ્ઞાન સમ્પાદન કરવાની ઇચ્છાનો વ્યવસાય કરો

**૨ દધિ.** સત્પુરૂષોનો સગ કરો, ભગવાન્ વિષે દ્રઢ ભક્તિ કરો, શમ, દમ, તિતિક્ષા વિગેરેનો અત્યત દ્રઢ પરિચય કરો, કર્મનો શિઘ્ર ત્યાગ કરો, સારા વિદ્વાનોની સમીપમા જાવ, પ્રતિદિવસ તેની પાદુકાનુ સેવન કરો, ૐ કારરુપ પરબ્રહ્મના સ્વરૂપનુ સશોધન કરો, ઉપનિષદ્‌ના વાકયોનુ શ્રદ્ધા પૂર્વક શ્રવણ કરો.

**૩ ઘૃત.** "तत्वमसि' પ્રભૃતિ મહા વાકયનો વિચાર કરો; ઉપનિષદ્‌ના પક્ષનો આશ્રય કરો, મિથ્યા તર્ક કરતા વિરામ પામો; શ્રુતિ અનુકૂળ તર્કનુ અનુસધાન કરો, અભેદ ભાવના કરો, પ્રતિદિવસ ગર્વનો ત્યાગ કરો, વિદ્વાનોની સાથે મિથ્યાવાદનો પરિત્યાગ કરો.

**૪ મધ.** પ્રતિદિન મિતાન્નરૂપી ઔષધનુ ભોજન કરીને ક્ષુધારૂપી વ્યાધિની ચિકિત્સા કરો, સ્વાદિષ્ટ અન્નની ઇચ્છા ત્યાગો; સર્વદા સંતુષ્ટ રહો, શિતોષ્ણ વિગેરે દ્વદને સહન કરો, સાસારિક સુખો ઉપર ઉદાસીનતા રાખો, અનુગ્રહ અને નિગ્રહથી વિમુક્ત થાઓ

**૫ શર્કરા.** એકાન્તમા સુખપૂર્વક બેસો; માયા થકી પર એવા પરમાત્મા વિષે ચિત્તનુ સમાધાન કરી પૂર્ણાત્માનુ સમ્યક્ પ્રકારે અવલોકન કરો, આત્માના જ્ઞાન બળ વડે પૂર્વના કર્મનુ પ્રવિલાપન કરો, ઉત્તર કર્મની સાથે સંબંધ નહિ કરો, પ્રારબ્ધ કર્મનો ઉપભોગ કરો. પરબ્રહ્મ સ્વરૂપ વિષે સ્થિતિ કરીને રહો, અને "आत्मवत् सर्व भूतेषु" નો પુનઃ પુનઃ અભ્યાસ કરો.

ॐ

# મોક્ષમન્દિર.

## પૂજન-રહસ્ય.

**૧ જલ પૂજન.** યથા પવિત્ર જલદ્વારા પરમાત્માને સ્નાન કરાવવામાં આવે છે, તથા જ્ઞાન સ્વરૂપ જલદ્વારા પ્રત્યેક મુમુક્ષુના અંત:કરણમા રહેલાં માનસિક મલ દૂર થાઓ.

**૨ ચન્દન પૂજન.** ચન્દનમા જેવી શીતલતા અને સુગંધી રહેલી છે. તેવી શિતલતા અને સુગધી પ્રત્યેક જિજ્ઞાસુના અંત કરણમા ઉત્પન્ન થાઓ.

**૩ પુષ્પ પૂજન.** પુષ્પનુ નામ સસ્કૃત ભાષામાં **સુમન** છે, તો સુમનસ ( પુષ્પ ) થી પરમાત્માનું પૂજન કરતા સર્વ અધિકારીઓને સુમનસપણુ અર્થાત્ સદ્મનોભાવ પ્રાપ્ત થાઓ

**૪ ધૂપ પૂજન.** જે પ્રમાણે સુગધમય ધૂપથી ઉત્પંન્ન થયેલો ધૂમ ઉર્ધ્વ ગમન કરે છે તે પ્રમાણે શ્રેયસ્સાધકોનો આત્મા ઉર્ધ્વ ગતિનુ અવલબન કરો, તથા સુગધીથી જેમ મન્દિર સુવાસિત થાય છે તેમ પ્રેમીજનનો આત્મા દૈવી ગુણોથી સર્વદા સુવાસિત થાઓ.

**૫ દીપ પૂજન.** જે પ્રમાણે દીપકનો પ્રકાશ અંધકારનો નાશ કરનારો છે તે પ્રમાણે **જ્ઞાનરૂપી દીપકનો** પ્રકાશ-અનાદિ કાળથી રહેલા અજ્ઞાન રૂપ અંધકારનો ( અધિકારીનાં અતઃકરણમાંથી ) નાશ કરનારો થાઓ.

| | |
|---|---|
| **૬ અક્ષત પૂજન.** | તંદુલનુ નામ અક્ષત છે. અને જે પ્રમાણે અક્ષત ઉજવળ છે તે પ્રમાણે મનનશીલ મુમુક્ષુઓનો આત્મા કર્મમળથી ઉજવળ થઈ સર્વથા અક્ષય પદને પામો |
| **૭ નૈવેદ્ય પૂજન.** | અનાદિ કાળથી અહાર કરતો થકો જીવ-પ્રમાદવશ દુઃખની પરમ્પરાને પ્રાપ્ત થાય છે. તેથી ત્રૈલોકયાધિપતિ પરમાત્માની સન્મુખ આહારનુ સંસ્થાપન કરી પ્રત્યેક અધિકારી-આહારથી વિમુક્ત થઇ અનાહારી પદનું અનુસંધાન કરો. |
| **૮ ફળ પૂજન.** | યથા ફળ પરમાત્માને સમર્પણ કરવામાં આવે છે તથા વિવિધ સદ્‌ગુણો-પરિણામે મોક્ષરૂપી ફળને આપનારાં છે એ પ્રમાણે સમજી અંતિમ્-ફળનુ પ્રત્યેક્ પ્રાણીને જ્ઞાન થાઓ અને તે તરપ્ર પ્રત્યેક્ પ્રાણીની પ્રવૃત્તિ વધો. |
| **૯ તામ્બૂલ.** | યથા તામ્બુલ પ્રાશનથી ચૂના-કાથાની ઐકયતાથી લાલ રંગ ઉત્પન્ન થાય છે તથા તત્વજ્ઞાનરૂપી તામ્બુલ પ્રાશનથી અને જીવ ઇશ્વરની ઐકયતાથી જ્ઞાનનો અનૂપમ રંગ અધિકારીઓને ઉદ્‌ભવો. |
| **૧૦ દક્ષિણા.** | પરમાત્માની પાસે દક્ષિણા ધરતા મુમુક્ષુઓ એ દક્ષિણા માયાથી મુક્ત રહો, અને દક્ષિણ દિશા તરફ ન જતા સર્વથા નિજ સ્વરૂપને પ્રાપ્ત થાઓ. |
| **૧૧ આરાર્તિ.** | આરાર્તિ કરતાં અધિકારીઓ સર્વ પ્રકારની આરાતિ-વ્યાધિથી અતીત થાઓ. |

**ૐ શાંતિ શાંતિ શાંતિ**

**સદ્‌ગુરૂ ક્ષેમેન્દ્ર ભગવાન્ પ્રાણી માત્રનું માંગલ્ય કરો.**

ૐ

# મોક્ષમન્દિર.

## ઘંટારવ.

૧ પરબ્રહ્મ પરમાત્મા એક છે અને તેજ મુમુક્ષુઓને ઉપાસ્ય છે.
૨ ઐશ્વર્ય, એ વિદ્યુતના ઝબકારાની પેઠે અસ્થિર છે.
૩ આયુષ્ય જળના તરંગ જેવું છે.
૪ યૌવનાવસ્થા આકાશમાં ઉદ્‌ભવતા ઇન્દ્રધનુષ્યવત્ છે.
૫ કાયા મળ, મૂત્રની ખનિજ ( ખાણ ) છે.
૬ મિથ્યાભિમાન અત્યંત દુઃખ પ્રદાયક છે
૭ નિર્માનત્વ અને નિર્મમત્વ એ ઉભય સન્મિત્ર છે
૮ પોતાના આત્માની પેઠે સર્વને જોવું એ જ્ઞાનીનું મુખ્ય લક્ષણ છે
૯ ગૃહસ્થાશ્રમીએ પોતાની સ્ત્રી સિવાય અન્ય સ્ત્રીમાં અને ત્યાગીએ સમગ્ર સ્ત્રીઓમાં માતૃબુદ્ધિ ધારણ કરવી સર્વથા સુખકારી છે.
૧૦ કુસંગ મોક્ષ માર્ગના પવિત્ર રંગમાં ભંગ પાડે છે એ શ્રેયસ્સાધકે સર્વદા સ્મરણમાં રાખવું
૧૧ સુખ, દુઃખ અંતઃકરણની વૃત્તિ ઉપર નિર્ભર છે
૧૨ ક્રોધથી કર્ત્તવ્યાકર્ત્તવ્યની વિસ્મૃતિ થાય છે
૧૩ પ્રારબ્ધકર્મ ગમે તેવા સામર્થ્યશીલ તત્વવિદ્‌ને પણ ભોગવ્યા સિવાય છૂટકો નથી
૧૪ જ્ઞાની પુરૂષ આનન્દથી પ્રારબ્ધ ભોગવે છે ત્યારે અજ્ઞાની પુરૂષ સંતાપથી ભોગવે છે
૧૫ જેને આપણે આપણા માની બેઠા છીએ તેમાં આપણું શું છે ? એ અવશ્ય વિચારવાની આવશ્યકતા છે.
૧૬ ગુરૂ બનવા કરતાં શિષ્ય થવામાં અપૂર્વ સુખ સમાયલું છે
૧૭ હું કોણ છું ? ક્યાંથી આવ્યો છું ? ક્યાં જવાનો છું ? મ્હારે શું કરવાનું છે ? આ સંસાર દેખાય છે તે શું છે ? તેનો અને મ્હારો સંબંધ કેવો છે ? ઇત્યાદિ પ્રશ્નોનું સપ્રમાણ સમાધાન થવાની આવશ્યકતા છે **ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ**



# મોક્ષ મન્દિર.



## महा मंत्र.



( રાગ હોરી-કાફી. )

છઇએ સહુ ચાર ઘડીનાં, અભ્યાગત નિરધાર. ટેક.
ચપળા જેમ ચળકે છે નભમાં, તેને જતાં શી વાર!
તદ્વત્ જીવન છે આ જગતમાં, કરશો તેહ વિચાર-છઇએ. ૧
ક્યાંથી આવ્યા અને કોણ આપણે, કોણ વળી કરનાર!
એહ મનન કરશો મન માંહીં, સમજીને સારાસાર-છઇએ. ૨
પૂર્વ જન્મના પૂર્ણ પૂન્યથી, પામ્યા આ અવતાર,
ભૂલેચૂકે રખે તેને ગૂમાવો, ધારી વિષયમાં પ્યાર—છઇએ. ૩
શઠ જન સંગતિ જો નહિ કરશો, તો થાશો ભવપાર;
નહિતો ભવાટવીમાંહીં ભટકશો, સહીને કષ્ટ અપાર-છઇએ. ૪
શાણા સજ્જનને થોડું કહ્યાથી, માને બહુ ઉપકાર;
ઋષિ પ્રભાકર તેવા મનુજ પર, વાર વાર બલિહાર-છઇએ. ૫

( પ્રભાકર પદરત્નાકર. )

ચતુર્થસ્તરંગ-પૃષ્ઠ-૮૨.





# श्री मोक्षमन्दिर–प्रथमद्वार.

 सत्कर्म. 

## महाराजा विषयेप्सुवर्मा अने महाराज्ञी विलासिनी.



સમગ્ર સિદ્ધિના સાગર સ્વરૂપ શ્રી ભારતવર્ષમાં પશ્ચિમ દિશા તરફ કોઇ એક અનંતપુર નામક અનુપમ અને વિચિત્ર નગર આવેલું હતું; આ [1]અનંતપુર "**यथा नामा तथा गुणा**" રૂપે ખરેખર અંત વિનાનુંજ હતું; તેમજ આ અનંતપુરને ચારે તરફથી રત્નાકર (સમુદ્ર) આવૃત હોવાથી એક મહાન્ મનોહર અને પરમ રમણીય બેટ તરીકે ઓળખાતું હતુ કોણ જાણે એવા માંગલિક મૂહૂર્તમાં આ નગર નિર્માણ કરવામાં આવ્યું હતું કે જ્યારથી આ નગર નિર્માણ કરવામાં આવ્યું હતું; ત્યારથી દિનપ્રતિદિન આ નગર સર્વ પ્રકારની સમૃદ્ધિથી અલંકૃત થતું જતું હતું જેથી આ અનંતપુર નામક નગર વિવિધ વૈભવો અને વૈષયિક સુખોને સમ્પાદન કરવાનું તો એક અદ્વિતિય કેન્દ્ર મનાતું હતું. વળી આ અનંતપુર નગરમાં [2]વિદેશવાસી વાણિજ્ય વ્યવહારમાં નિ-

---

૧ અંતવિનાનું નગર–અનાદિ સંસાર ૨ લોકલોકાંતર નિવાસી સ્વકર્મ ભોગવવા પ્રવૃત થયેલા વિવિધ જીવ રૂપી વ્યાપારીઓ.

ણ્યાત વિવિધ વ્યાપારીઓ અનેકાનેક પદાર્થો ( વસ્તુઓ ) ની નૌકાઓ ( વ્હાણો ) ભરીભરીને વ્હેચવા હિતાવે આવતા હતા. અનતપુર નગરના શ્રીમંતો-ધનાઢયો એટલા બધા પ્રબળ ધનવાળા ગણાતા હતા કે જાણે અલકાનગરીના અધિપતિ સાક્ષાત્ કુબેરભંડારી પૃથક્ પૃથક્ સ્વરૂપ ધારણ કરી અત્ર અવતર્યા હોય એવો પ્રેક્ષક વર્ગને પ્રતિભાસ થતો હતો. અને તેથી આ અનતપુર સમગ્ર ભૂમંડળમાં એટલું બધું પ્રસિદ્ધિ પામવા લાગ્યું કે એમા અનેકાનેક ભિન્ન ભિન્ન દેશસ્થ[1] પુરૂષો પણ પ્રસંગવશાત્ આવાગમન કરવા લાગ્યા એટલુજ નહિ પરન્તુ સ્વર્ગલોકનિવાસી દેવતાઓ સુદ્ધાન્ત આ અનતપુરના પ્રશસાત્મક ઉદ્દગારો ઉદ્દગારતા અનંતપુરમાં નિવાસ કરવાની લાલસા રાખવા લાગ્યા. અને તેથીજ અનતપુર નગર એક ખરેખરૂ પોતાના નામને સાર્થક કરનારૂં જણાતુ હતુ.

અનતપુર નગરના મહારાજાધિરાજ શ્રીમત[2] વિષયેપ્સુવર્માના અભિધાનથી ઓળખાતા હતા; યદ્યપિ મહારાજા વિષયેપ્સુવર્માની-અવસ્થા ઘણા વર્ષની હોવા છતાં પણ દિનપ્રતિદિન ન્હાનીજ જણાતી હતી. અનતપુર નગરની રાજ્યસમૃદ્ધિની મ્હોટા મ્હોટા રાજા-મહારાજાઓ પણ પ્રશસા કરવા લાગતા હતા જાણે સમગ્ર વૈભવોના આસ્પદ દેવાધિપતિ-સાક્ષાત્ સુરેન્દ્ર સ્વર્ગલોકના મહાન્ દિવ્ય વૈભવોને તૃણવત્ ગણી માત્ર અનતપુરની અદ્વિતિયૂ સમૃદ્ધિ ભોગવવાની અભિલાષાએજ અત્ર અવતીર્ણ થયા હોય તેવી કલ્પના કેવળ શ્રીમત વિષયેપ્સુવર્માની વૈભવિક સમૃદ્ધિ જોઇને જનસમુદાય તરફથી કરવામાં આવતી હતી. વળી અનતપુરની અવનિ-વસુધરા એટલી બધી ઉત્તમોત્તમ રસકસવાળી જણાતી હતી કે તેમાં જો અત્યત ખંતપૂર્વક-કૃષિશાસ્ત્રના નિયમાનુસાર બીજની વાવણી કરવામાં આવે તો મનેપ્સિત-મનની ઇચ્છા પ્રમાણે અન્નની ઉપલબ્ધિ થતી હતી. કદાચ કોઇ મહાન્ વિદ્વાન્ કૃષિશાસ્ત્ર પારંગત આદરપૂર્વક સશોધન કરતો તો તેમાંથી વિવિધ અમૂલ્ય રત્નો સુદ્ધાંત ઉપલબ્ધ-પ્રાપ્ત થતા એ પ્રમાણે જગત્ ચર્ચા સમ્યક્ પ્રકારે ચર્ચતી સાંભળવામાં આવતી હતી. પરંતુ

૧ અતલ આદિ ચૌદ લોકસ્થ જીવો ૨ વિષયેપ્સુવર્મા એટલે વિષયસુખની ઇચ્છા રાખનાર જીવ

મહારાજા **વિષયેપ્સુવર્મા** વિવિધવિલાસના ઉપાસક અને માત્ર વૈષયિક સુખોનેજ પોતાનુ સર્વસ્વ માનનારા હોવાથી અનંતપુરની સુવર્ણમય ભૂમિકા પણ અત્યારે પાષાણવત્ નજરે પડતી હતી. માત્ર ત્યાં ત્યાંજ કિંચિત્ ઠીક ઠીક જોવામાં આવતી હતી કે જ્યાં જ્યાં બીજ નિક્ષેપકર્ત્તાઓ ઉત્સાહી, ઉમંગી અને સ્વકર્ત્તવ્ય પરાયણ હતા. એ પ્રમાણે અનતપુર સર્વ પ્રકારથી સુશોભિત હતુ તેમાં પણ શ્રીમંત વિષયેપ્સુવર્માના વિલાસ ભૂવનની સૌન્દર્યતા—મનમોહકતાની તો બલિહારીજ હતી કારણ કે જેમાં કેવળ વૈષયિક સુખોનેજ વિવૃદ્ધિ કરનારી વિવિધ વસ્તુઓનુંજ પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. તેનું મુખ્ય કારણ લોક વાણીરૂપે એ પ્રમાણે સાંભળવામાં આવતું હતું કે જેવી રીતે મહારાજા વિષયેપ્સુવર્મા વિલાસી છે તેવીજ રીતે તેમનાં મહારાજ્ઞી કે જેમનું નામાભિધાન શ્રીમતી [1] વિલાસિની હતું તેઓશ્રી (!) પણ મહારાજા વિષયેપ્સુવર્માને સદોદિત વૈષયિક સુખોને સમ્પાદન કરવામાં અર્થાત્ વૈષયિક વિહારમાં ઉત્તેજિત કરનારા હતા. જેથીજ **વિષયેપ્સુવિલાસભૂવન** અને **વિષયેપ્સુવિનોદકુંજ** એ મનમોહક સ્થળો મહારાજા વિષયેપ્સુ અને મહારાજ્ઞી વિલાસિનીનાંજ વિહારાર્થ નિર્માણ કરાવવામાં આવ્યા હતાં. એ પ્રમાણે મહારાજા વિષયેપ્સુવર્માની પવિત્ર (!) નીતિ રીતિ નિહાળી **यथाराजा तथाप्रजा** ના સિદ્ધાન્તનું જાણે અનંતપુર નગરમાં પરિપૂર્ણ રીત્યાપાલન કરવામાં આવતું હોય તેવું બહુ અંશે પ્રજા વર્ગમાં જણાતું હતું

મહારાજા વિષયેપ્સુવર્મા સ્વયં વિષયવિલાસી ત્યાં તદનુયાયી અધિકારી વર્ગ પણ તદનુકરણ કરે એમાં આશ્ચર્ય જ શું ? માત્ર થોડેજ અંશે કેટલાક ધર્માનુરાગી સજ્જન પુરૂષો આવી અનુચિત રહેણીથી અપ્રસન્ન રહેતા જોવામાં આવતા હતા. પરન્તુ તેઓ **मौनं सर्वार्थसाधकम्** આ પ્રાસ્તાવિક સમયોચિત વાક્યનું પોતાના અસામર્થ્યથી સ્વિકાર કરી કાળને વ્યતીત કરતા હતા. રાજ્યકર્મચારીઓ સ્વેચ્છા પ્રમાણે આચરણ કરી નાના પ્રકારથી અનંતપુરની પ્રજાને કષ્ટપ્રદાન કરવા લાગ્યા. મહારાજા વિષયેપ્સુ અહર્નિશ મહારાજ્ઞી વિલાસિનીના ભૂવનમાં

---

૧ વિષયી જીવને અનુકૂલ થનારી દુર્બુદ્ધિ.

જ નિવાસ કરતા હોવાથી [1]રાજ્યકાર્ય ઉપર યત્કિંચિત્ પણ લક્ષ આપતા નહિ અને તેથી અનંતપુરમાં ધોળે દિવસે અત્યંત અંધેર ચાલવા લાગ્યું.

ચાતુર્વર્ણ્ય પોતપોતાના સ્વધર્મ-કર્મથી પ્રપૂર્ણ રીતે પતિત થઇ સ્વેચ્છાનુસાર વર્તવા લાગ્યું. અને તેથી અનંતપુરમાં સર્વ પ્રકારની અવ્યવસ્થાનું દર્શન થતું હતું. આથી પૂર્વે એજ અનંતપુરની પવિત્ર રાજ્યગાદી ઉપર જ્યારે મહારાજા વિષયોસુના પૂજ્યપાદ-તિર્થ-સ્વરૂપ પિતા શ્રીમાન્ [2]આનન્દસિંહ બિરાજમાન થયા હતા. તે સમયે સર્વ રીત્યા શાંતિ: સુખ અને સ્વધર્મ પરિપાલનનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું. અને તેથી પ્રજા પણ દિનપ્રતિદિન ઉન્નતિનું અવલમ્બન કરી રહી હતી. પરંતુ શ્રીમાન્ આનન્દસિંહના સ્વધામ પ્રત્યે પ્રયાણ પશ્ચાત્ આ તેમના સત્પુત્ર (!) મહારાજા વિષયોસુવર્માના રાજ્યકાર્યભારથી પ્રજા સર્વ રીત્યા અધોગતિને પ્રાપ્ત થતી અનુભવાતી હતી.

મહારાજા વિષયોસુની એ પ્રમાણે વેદશાસ્ત્રથી વિરૂદ્ધ વર્તણુંક નિહાળી શ્રીમાન્ આનન્દસિંહની હયાતીની જે થોડી ઘણી [3]પ્રજા હતી તે અત્યંત ઉદ્વેગને પ્રાપ્ત થવા લાગી અને પોતાથી બની શકે તેટલે અંશે મહારાજા વિષયોસુવર્માને સુધારવાની નાના પ્રકારની યુક્તિ-પ્રયુક્તિઓ કરવા લાગી. પરંતુ એ દીન પ્રજાની યુક્તિ-પ્રયુક્તિઓ સર્વથા નિષ્ફળ થવા લાગી. [4]રાજ્ય કર્મચારીઓ પ્રજાવર્ગને યથેચ્છ રીતે લૂંટવા લાગ્યા. જેને જેવી રીતે પોતાનો સ્વાર્થ સાધવો હોય તેણે તેવી રીતે મિથ્યા-કાપટિક પૃથક્ પૃથક્ યુક્તિ-પ્રયુક્તિઓ રચી-રચાવી પ્રજાના સંરક્ષણ કરવાને સ્થાને સંભક્ષણ કરવા લાગ્યા

એ પ્રમાણે અત્યત [illegible] યોગ્ય અધમાધમ રાજ્યનીતિ અનંતપુરમાં ચાલી રહેલી હોવાથી શ્રીમાન્ આનન્દસિંહના એક પરમપ્રિય મંત્રી કે જેમનું નામાભિધાન [5]સુપ્રજચન્દ્ર હતું અને જેઓ અત્યારે પદભ્રષ્ટ સ્થિતિથી અનંતપુરમાંજ નિવાસ કરતા હતા તેમના અંત:કરણમાં આ અવ્યવસ્થિત રાજ્યકાર્યભારથી-મહારાજા વિષયોસુના દુરાચરણથી અસીમ-સીમા વિનાનું દુ:ખ ઉત્પન્ન થવા લાગ્યુ.

---

૧ માનુષિક કર્તવ્ય સબધી સદ્વ્યવહાર. ૨ સત્, ચિત્, આનદસ્વરૂપ શુદ્ધ આત્મા. ૩ દૈવી સપત્તિ. ૪ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વિગેરે આસુરી સપત્તિ ૫ નિત્યાનિત્યપદાર્થનો જ્ઞાતા વિવેક.

કોઇ એક પ્રસંગે મહારાજા વિષયોપ્સુવર્મા મહારાજ્ઞી વિલાસિની સાથે **વિષયોપ્સુવિલાસવાટિકા** કે જે અનંતપુરથી લગભગ એક કોશને અંતરે નિર્માણ કરવામાં આવી હતી તેમાં વિલાસ-વિનોદાર્થ પધાર્યા હતા, તે પ્રસંગે મહારાજા વિષયોપ્સુવર્માને સદ્બોધપ્રદાન કરવા માટે શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્રે એક [1]પોપટ કે જેને ઉત્તમોત્તમ શિક્ષણ આપી પઢાવ્યું હતું. તેને બોલાવી શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્રે જણાવ્યું કે.-**પ્રિયતમં શુક?** અદ્યાવધિ પર્યંત ત્હારા પ્રત્યે શ્રમ લઇ ત્હને અનેક પ્રકારનું ઉત્તમોત્તમ શિક્ષણ આપ્યું છે, તે સર્વ શ્રમને સાર્થક કરવાનો આજે સમય પ્રાપ્ત થયો છે, અતએવ તું હમણાજ **વિષયોપ્સુવિલાસવાટિકા** પ્રત્યે પ્રયાણ કરી આપણા પરમપવિત્ર **શ્રીમાન્** આનન્દસિંહના આત્મજ મહારાજા વિષયોપ્સુવર્મા કે જેઓ પોતાના પારંપરીય કર્તવ્યથી પતિત થઇ દુરાચારમા પ્રવર્તી રહ્યા છે, તેમને સદ્બોધપ્રદાન કરવા તત્પર થા. એ પ્રમાણે પોતાના પાળક, શિક્ષક અને સર્વ પ્રકારના સંરક્ષક **શ્રીયુત** સુપ્રજ્ઞચન્દ્રનાં વચન શ્રવણ કરી તત્કાલજ તે પોપટ પોતાના પ્રતિપાળક સુપ્રજ્ઞચન્દ્રને સાષ્ટાંગ દંડવન્નમસ્કાર કરી તેમની પરમ હિતૈષી-કલ્યાણકારિણી આજ્ઞાને શિરોધાર્ય કરી આકાશ માર્ગ દ્વારા પ્રયાણ કરી અલ્પ સમયમાજ **વિષયોપ્સુવિલાસવાટિકા**મા પ્રવેશી એક ઉતંગ આમ્રવૃક્ષ ઉપર જઇને બેસવા લાગ્યો.

એ સમયે મહારાજા વિષયોપ્સુ, વિલાસવાટિકામાં મહારાજ્ઞી વિલાસિની સંગે વિવિધ વિનોદ જનક વાર્તાલાપ કરી રહ્યા હતા; તે જોઇને તત્કાલ તે પોપટ પ્હેલા આમ્ર વૃક્ષ ઉપરથી ઉડીને તેમની નિકટ આવીને કહેવા લાગ્યો કે.—**उत्तिष्ठत, जाग्रत, प्राप्यवरान्निबोधत**:-અર્થાત અરે રાજન્! ઉઠ, જાગ્રત થા, ઉત્તમ માર્ગનું અવલમ્બન કર, તથા સત્પુરૂષોનો અનુયાયી થા પુન એક અદ્વિતિય અનુષ્ટુપ વૃતિય શ્લોકદ્વારા સદ્બોધ કરતા જણાવ્યું કે—

**विद्यमानातुलसुखमालोक्याऽतीव भूतले ॥**
**न चिंतयासि तत्तत्वं तत्कथं पारमेष्यसि ॥ १ ॥**

---

१ સદ્વિચાર.

**ભાવાર્થ:**—આ લોકના વિનાશશીલ વૈષયિક સુખોના અનિત્ય આનન્દમાં નિર્મગ્ન થઇ રહ્યો છે; પરંતુ પારલૌકિક સમ્બંધીય અપૂર્વ અને અવિનાશી આત્મસુખ તરફ તું દૃષ્ટિ કેમ કરતો નથી ? તેથી આ ભવસાગરથી તું કેવી રીતે પાર થઇશ?

એ પ્રમાણે સદ્બોધ નિમિત્ત અનેકવાર શબ્દઘોષ કર્યો તથાપિ મહારાજા વિષયેપ્સુવર્માને યત્કિંચિત પણ ઉપદેશ લાગ્યો નહિ. ત્યાર પછી મહારાજા વિષયેપ્સુએ મહારાજ્ઞીવિલાસિની સમેત વિલાસવાટિકાન્તર્ગત, જલક્રીડા નિમિત્ત એક વિહારકુંજ નિર્માણ કરવામાં આવ્યુ હતું તેમાં પ્રવેશ કર્યું ત્યારે પોપટ પણ ત્યાંથી ઉડી જલક્રીડા નિમિત્ત વિહારકુંજની ચારે તરફ એક ન્હાનું કઠોડું હતું તે ઉપર બેસી મહારાજા વિષયેપ્સુને પુનઃ સદ્બોધ પ્રદાન કરવા લાગ્યો. મહારાજ્ઞી વિલાસિની પેલા પોપટને જોઇ તરતજ ક્રોધપૂર્વક મહારાજા વિષયેપ્સુવર્માને કહેવા લાગી. **પ્રાણનાથ**! આ શું ? અરેરે ! ! આવા એૈકાન્તિક સ્થળમાં પણ આવાં દુષ્ટ પક્ષિઓ અત્ર પ્રવેશ કરી આપણને કષ્ટપ્રદાન કરે છે, તેટલી પણ સંભાળ આપથી થઈ શકતી નથી. અત્યંત આશ્ચર્ય ! !

એ પ્રમાણે મહારાજ્ઞી વિલાસિનીના વચન શ્રવણ કરી મહારાજા વિષયેપ્સુ એકદમ ક્રોધમાં આવી, તત્કાલજ જલક્રીડા નિમિત નિર્મિત થયેલા વિહારકુંજમાંથી બ્હાર નીકળી કઠોડા પાસે આવી પેલા પોપટની ગરદન પકડવાને માટે પોતાના હાથ વડે એક સખત ઝપાટો માર્યો. તે સમયે શ્રીપરમકૃપાળુ પરમાત્માના પરિપૂર્ણ પ્રસાદ (કૃપા) થી આ વિચિક્ષણ પોપટ મહારાજા વિષયેપ્સુવર્માના ઝપાટામાં થોડોક સપડાયો, પરંતુ અંતિમ્ જેમતેમ કરી કેટલાક તરફડીઆ મારી મહારાજા વિષયેપ્સુવર્માના હાથમાંથી છટકી પોતાનો પ્રાણ બચાવી ત્યાંથી ઉડીને એક વિશાલ વટ વૃક્ષ ઉપર બેસીને મહારાજા વિષયોપ્સુવર્માને નિચે પ્રમાણે કહેવા લાગ્યો

મદમતિ વિષયેપ્સુ ! આ સર્વ એૈહિક વિનાશમય વિલાસમાં વિલસી રહ્યો છે. પરંતુ એ વિલાસ સમ્બધીય વિનાશી સુખો—સુખાભાસો ક્યા સુધી રહેવાના છે તે તુ જાણે છે ? હે મહામૂઢતમ શ્રવણકર, જરા નેત્ર ઉઘાડ અને સૂક્ષ્મ બુદ્ધિથી આ માયિક પદાર્થોનું સમ્યક્ રીતે અવલોકન કર

चेतोहरा युवतयः सुहृदोनुकूलाः ।
सद्‍बांधवाः प्रणयनम्रगिरश्च भृत्याः
गर्जन्ति दंतिनिवहास्तरला स्तुरंगाः ।
संमीलने नयनयोर्नहि किंचिदस्ति ॥ २ ॥

**ભાવાર્થ**—ચિત્તને હરણ કરનારી સ્ત્રીઓ, ઈચ્છા પ્રમાણે ચાલનારા મિત્રો, સદ્‍ગુણી સબંધીઓ, વિવેક અને નમ્રતાવાળા અનુચરો,—ચાકરો, મ્હોટા દાંતવાળા તથા ગર્જના કરનારા હાથીઓ, તથા સારી ચાલના અશ્વો–ઘોડાઓથી ઉપલક્ષિત મ્હોટી રાજ્યલક્ષ્મી હોય તોપણ જરાક આંખ મિંચાય કે કાંઇ દેખાતુ નથી તો પછી ખરી આંખો હમેશને માટે મિંચાશે અર્થાત મૃત્યુ પામ્યા પશ્ચાત ત્હને શું દેખાશે?

એ પ્રમાણે વદી તે શુક–પોપટ, ત્યાથી ઉડીને પોતાના પાળક ધર્માત્મા રાજ્યહિતૈષી શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્ર પાસે જઇ પોતાની સાથે બનેલી હકીકત આદ્યંત ( આદિથી અંતપર્યંત ) નિવેદન કરી. શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્ર પોતાના પઢાવેલા પોપટ દ્વારા સમગ્ર વૃતાન્ત શ્રવણ કરી મહાન્ નિરાશાને પ્રાપ્ત થયો કારણ કે મહારાજા વિષયેપ્સુને સુધારવાની તેમના અંતઃકરણમાં અત્યંત ઉત્કંઠા હતી પરંતુ એ પ્રમાણે પ્રયત્નો કરતાં છતાં યત્કિંચિત્ પણ સાફલ્યતા થતી નથી આથી તે મહાન્ ઉદાસીન થવા લાગ્યો. એટલુંજ નહિ પરંતુ એ ઉદાસીન્ અવસ્થાથી અનેકાનેક ઉદ્‍ગારો પોતાના અંતઃકરણમાં ઉદ્‍ગારવા લાગ્યો કેટલાક વિચારોની પશ્ચાત મહારાજા વિષયેપ્સુના પૂજ્યપાદ–પિતા શ્રીમાન્ આનન્દસિંહના વિદ્યમાનપણામાં બનેલ શુભ પ્રસંગની સ્મૃતિ ઉત્પન્ન થઇ અર્થાત્ શ્રીમાન્ ધર્મમૂર્ત્તિ આનન્દસિંહના સમયમાં મહર્ષિ મુક્તેશ્વર નામક એક અપૂર્વ સામર્થ્યશીલ મહાત્મા પધારતા હતા તેમની કૃપાદ્રષ્ટિથી શ્રીમાન્ આનન્દસિંહ સમેત શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્રે અનેક પ્રસંગે સત્સમાગમ સંબંધી અલભ્ય લાભ લીધો હતો અને એજ પરોપકારી જગદુદ્ધારક મહર્ષિ મુક્તેશ્વરનું જો આવા વિકટ સમયે પધારવું થાય તો કેટલું બધું સારૂં થાય એ પ્રમાણે શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્રના અંતઃકરણમાં શુભ સંકલ્પનો ઉદય થયો.

તત્પશ્ચાત્ શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્ર પોતાના ગૃહ પ્રત્યે આવી રાત્રિએ નિંદ્રાધીન થયો. પરંતુ મહારાજા વિષયેપ્સુની વિષમ સ્થિતિના વિવિધ વિચારવમળમા તેને નિંદ્રાજન્ય યત્કિંચિત પણ સુખ પ્રાપ્ત થયો નહિ. અંતિમ્ પોતાના અંતઃકરણમાં નિશ્ચય કર્યો કે આવતી કાલે દેહની દરકાર રાખ્યા સિવાય મ્હારે વિષયેપ્સુ વિલાસવાટિકામાં જવું અને ગમે તેવી યુક્તિ પ્રયુક્તિથી મહારાજા વિષયેપ્સુને સદ્બોધ કરવો, અને તેથી કદાચ પોતાના પ્રાણનો પરિત્યાગ કરવા પડે તો તે પણ પ્રસન્નતાપૂર્વક કરવો એ પ્રમાણે નિશ્ચય કરી પ્રભાતકાળમાં–બ્રાહ્મમૂહુર્તમાં ઉઠી, શૌચ જઇ, સ્નાન કરી, પોતાના સ્વધર્માનુસાર–વૈદિક રીત્યા આહ્નિક કરી રાત્રિએ કરેલો નિશ્ચિત વિચાર પોતાના સુશિક્ષિત શુક–પોપટને જણાવવા લાગ્યો.

હે સદ્વિચાર સમલંકૃત શુક ! આજે આપણ ઉભયને વિષયેપ્સુ-વિલાસવાટિકામા ચાલવાનુ છે માટે સાંજના ચાર વાગે તૈયાર થઇ રહેજે કેમકે મહારાજા વિષયેપ્સુ આજકાલ અનેક દુષ્ટ પુરૂષોના કુસંગમાં ફસાઈ પડ્યા છે તેમાથી તેમને મુક્ત કરવુ એ આપણા સર્વ કર્ત્તવ્યોમાંથી પ્રથમ કર્ત્તવ્ય છે. ભલ ! આધુના તેઓ આપણને અપમાનિત કરે કિમ્વા કષ્ટપ્રદાન કરે તથાપિ આપણા પરમ પ્રતિપાળક ધર્મેન્દ્ર શ્રીમાન્ આનન્દસિંહના આત્મજ છે અને તેથી તેમના શ્રેયમાજ આપણુ શ્રેય સમન્વિત-સમાયલુ છે એ આપણને ક્યારે પણ ભૂલવુ જોઇએ નહિ જે મનુષ્ય મંત્રી પદને પ્રાપ્ત થઇ પોતાના યથાર્થ મંત્ર પરાયણ પ્રવર્ત્તતો નથી તે મનુષ્ય મંત્રી નહિ કિંતુ કુમંત્રી જ છે. અને એવા કુમંત્રીઓથી સર્વથા હાનીજ થાય છે માટે આપણે તો આપણો જે ધર્મ છે તે સાચવવા અનેક શુભ પ્રયત્નો આદરીશું, તે છતાં મહારાજા વિષયેપ્સુ પોતાના કર્ત્તવ્ય પરાયણ નહિ થાય-દુષ્ટ પુરૂષોના સંગથી મુક્ત નહિ થાય તો પછી ભગવદેચ્છા

ત્યાર પછી જ્યારે સાંજના ચાર વાગ્યાનો સમય થયો ત્યારે સુપ્રજ્ઞચંદ્ર અને શુક એ ઉભય પોતાના પ્રાણની દરકાર છોડી વિષયેપ્સુ વિલાસવાટિકામાં જવા ચાલતા થયા અને થોડીવાર પછી તેઓ વિલાસવાટિકામાં આવી પ્રવેશ કરવા લાગ્યા. ત્યારે બરાબર સાંજના પાંચ વાગ્યાનો સમય હતો, આ સમયે મહારાજા વિષયેપ્સુવર્મા

મહારાણી વિલાસિની સમેત નાના વિધ વિહારો કરી વિલાસ વાટિ-
કાની અન્તર્ગત્ વિવિધ કુસુમો ( પુષ્પો ) ની શય્યા ઉપર [1]મદિરાપાન
કરી ઉન્મત્તની પેઠે [2]અવ્યવસ્થિત સ્થિતિ ( બેશુદ્ધ દશા ) માં શયન
કરી રહ્યા હતા, તેને જોઇ તે શુક તેની નિકટમાં આવેલા એક આમ્ર-
વૃક્ષની ઉપર જઇ બેઠો અને શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્ર તે આમ્રવૃક્ષની ઓથ
લઇ એક બાજુ ગુપ્ત રીતે ઉભો રહી મહારાજા વિષયેપ્સુવર્માનું હિત
કેમ થાય તે વિચારવા લાગ્યો. એટલામાં આમ્રવૃક્ષ ઉપર બેઠેલો શુક
નિચે પ્રમાણે પોતાનો સદ્બોધ ચાલુ કરી કહેવા લાગ્યો કે હે રાજન્!

**स्रग्धरावृत्त.**

**आयुः कल्लोललोलं कतिपयदिवसस्थायिनी यौवनश्री-**
**रर्थाः संकल्पकल्पा घनसमयतडिद्विभ्रमा भोगपूराः ॥**
**कण्ठाश्लेषोपगूढं तदपि च न चिरं यत्प्रियाभिः प्रणीतं**
**ब्रह्मण्यासक्तचित्ता भवत भवभयाम्भोधिपारं तरीतुम् ॥३॥**

( ભર્તૃહરિ. )

ભાવાર્થ:—આયુષ્ય તરંગ જેવું ચપલ છે, યુવાન અવસ્થાની
શોભા થોડા દિવસ રહે છે, ધન મનોરથ જેવું છે, વિષયસુખના પ્રવાહ
વર્ષાઋતુની વિજળીના ચમકારા જેવા છે અને સ્ત્રીઓએ કરેલું ગાઢ
આલિંગન પણ ચિરકાલ રહેતું નથી માટે હે સજ્જનો! તમે સંસા-
રના ભયરૂપી સમુદ્રના પારને તરી [1]પહોંચવા માટે બ્રહ્મમાં આશક્ત
ચિત્તવાળા થાઓ. રાજર્ષિ ભર્તૃહરિ ભાખી ગયા છે કે:—

**आवर्तः शंशयानामविनयभवनं पत्तनं साहसानां ।**
**दोषाणां संनिधानं कपटशतमयं क्षेत्रमप्रत्ययानाम् ॥**
**स्वर्गद्वारस्य विघ्नो नरकपुरमुखं सर्वमायाकरण्डं ॥**
**स्त्रीयन्त्रं केन सृष्टं विषममृतमयं प्राणीनामेकपाशः ॥ ४ ॥**

ભાવાર્થ.—સંશયોનો આવર્ત્ત (ધુમરી), અવિનયનું ભવન,
સાહસનું નગર, દોષનો ભંડાર, સેંકડો કપટનું સ્થાન, અવિશ્વાસનું

---

૧ અભિમાનરૂપ મદિરા. ૨ કર્તવ્યાકર્તવ્યથી પતિત.

ક્ષેત્ર, સ્વર્ગદ્વારનું વિઘ્ન, નરકપુરીનુ દ્વાર, સઘળી માયાનો કરંડીયો, અંદર વિષ સમાન, બહાર અમૃત સમાન અને પ્રાણીઓનું મૂખ્ય બંધન એવો સ્ત્રીરૂપી યંત્ર કોણે બનાવેલો હશે ? તેમજઃ-

**रागस्यागारमेकं नरकशतमहादुःखसंप्राप्तिहेतु-**
**र्मोहस्योत्पत्तिबीजं जलधरपटलं ज्ञानताराधिपस्य**
**कन्दर्पस्यैकमित्रं प्रकटितविविधस्पष्टदोषप्रबन्धं**
**लोकेऽस्मिन्न ह्यनर्थव्रजकुसुमवनं यौवनादन्यदस्ति ॥ ५ ॥**

**ભાવાર્થ:**—યૌવનાવસ્થા રાગનુ એક ઘર છે, સેકડો નરકમાં મહાદુઃખની પ્રાપ્તિનુ કારણ છે, મોહની ઉત્પત્તિનુ કારણ છે, જ્ઞાનરૂપી ચદ્રને મેઘનો સમુદાય છે અર્થાત્ જ્ઞાનને ઢાકનાર છે, કામદેવનો મૂખ્ય મિત્ર છે અને નાના પ્રકારના દોષને પ્રકટ કરનાર છે માટે આ લોકમા અનર્થોના સમુદાયનુ કુસુમવન યૌવન વિના એક પણ નથી.

આવી રીતે તે સુશિક્ષિત શુક સંબોધ કરવા લાગ્યો પરતુ મહારાજા વિષયોસુ અને મહારાણી વિલાસિની મદિરાપાનથી ઉન્મત્ત બનેલાંઓએ આ મહાવાકયો ઉપર યત્કિંચિત પણ લક્ષ્ય આપ્યું નહિ; એટલામા ત્યાં એક અકસ્માત બન્યો કે કોઇ એક મહાન્ ઉગ્ર–ભયંકર કાળો વ્યાલ[1] ( સર્પ ) ધીરે ધીરે આવી મહારાજા વિષયોસુ અને મહારાણી વિલાસિની જે સ્થળે મદિરાપાનથી ઉન્મત થઇ બેશુદ્ધ સ્થિતિમાં શયન કરી રહેલા હતા, ત્યા આવી મહારાણી વિલાસિનીના શરીર ઉપર ચઢવા લાગ્યો આ સર્વ લીલા શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્ર અને શુક જોઈ થર થર કપવા લાગ્યા અને તેથી મહારાજા વિષયોસુ અને મહારાણી વિલાસિનીને જાગત કરવા માટે પુન પ્હેલા શુકે (પોપટે) નિચે પ્રમાણે પોતાનું બોલવાનુ પ્રારભ કર્યુ

**अनुष्टुपवृत्त.**

**कालव्यालमुखग्रासत्रासनिर्नाशहेतवे ॥**
**न चिंतयसि तत्तत्वं तत्कथं पारमेष्यसि ॥ ६ ॥**

૧ કાળરૂપ સર્પ.

**ભાવાર્થઃ**—કાળરૂપી વ્યાલ ( સર્પ ) ના મુખથી ગ્રસિત થતો તેના ત્રાશના વિનાશાર્થે તુ આત્મ તત્ત્વનુ અનુસધાન ( ચિંતવન ) કરતો નથી તો હે રાજન્ ! તું કેવી રીતે આ ભવસાગરના પારને પામશે.

**वसन्ततिलकावृत्त.**

**व्याघ्रीव तिष्ठति जरा परितर्जयन्ती॥**
**रोगाश्च शत्रव इव प्रहरन्ति देहम्॥**
**आयुः परिस्रवति भिन्नघटादिवाम्भो**
**लोकस्तथाऽप्यहितमाचरतीति चित्रम्॥ ७॥**

**ભાવાર્થઃ**—વાઘણની પેઠે તિરસ્કાર કરતુ ઘડપણ પાસેજ રહે છે, શત્રુની પેઠે રોગો સર્વદા દેહને પ્રહાર કરે છે અને ફૂટેલા ઘડામાથી ઝરી જતા જલની પેઠે આયુષ્ય નષ્ટ થાય છે તથાપિ લોકો વિરૂદ્ધ કર્મ કરે છે એ એક મહાન્ આશ્ચર્ય છે.

**शिखरिणीवृत्त.**

**क्षणं बालो भूत्वा क्षणमपि युवा कामरसिकः**
**क्षणं वित्तैर्हीनः क्षणमपि च संपूर्णविभवः॥**
**जरा जीर्णैरंगैर्नट इव वलीमण्डिततनु-**
**र्नटः संसारान्ते विशति यमधानीजवनिकाम्॥ ८॥**

**ભાવાર્થ.**—પુરૂષ ક્ષણવાર બાલ થઈને પછી ક્ષણવાર વિષયમાં રસિક યુવાન થાય છે, ક્ષણવાર ધનરહિત થાય છે ને ક્ષણવાર પુષ્કળ ધનવાળો થાય છે. ઘડપણથી શિથિલ થયેલા અવયવવાળો થાય છે, અને ક્ષણવાર ત્રિવલીથી શોભતા શરીરવાળો થાય છે. એવી રીતનો મનુષ્ય મરણ પશ્ચાત નટની પેઠે યમરાજાની નગરીરૂપ પડદામાં પેસે છે અર્થાત્ જેવી રીતે નટ નાના પ્રકારના વેષો ગ્રહણ કરીને અંતિમ પડદામાં પ્રવેશ કરે છે તેવીજ રીતે જીવાત્મારૂપી નટ નાના પ્રકારના વેષો આ સસારરૂપ નાટયશાળામાં લઇ અંતિમ યમનગરમા પ્રવેશ કરે છે. ઇત્યાદિ સદ્બોધ કરી તે શુક પોતાના અંતઃકરણમાં વિચારવા લાગ્યો કેઃ—

અહો ! માયાની કેટલી બધી પ્રબળતા !! આ મહારાજા વિષયેપ્સુ કાલરૂપી વ્યાલના મુખમાં ગ્રસિત થઇ ગયો છે ત્યાં સુધી પણ એમને પોતાના કર્ત્તવ્યનું યથાર્થ ભાન ઉત્પન્ન થયું નથી. ખરેખર ! મ્હોટા મ્હોટા રાજા-મહારાજાઓ આ સંસારના દૃશ્ય અને વિનાશી વૈષયિક સુખોને તિલાંજલિ સમર્પિ ઉદાસી બની વનવાસી થઇ જે યોગ વિદ્યાના અભ્યાસી અને અખંડ-પરમપદના ધ્યાસી થયા તેઓ અત્યંત ધન્ય-વાદને પાત્ર છે. અસ્તુ હવે અહિં શું કરવું ! મહારાજા વિષયેપ્સુને જાગૃત કરવાની યુક્તિ કરવી કે નહિ ? એ પ્રમાણે વિચાર કરે છે એટલામાં મહાન્ ધર્માત્મા શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્ર પોતાના પોપટને કહેવા લાગ્યો —

અરે ! સદ્‌ગુણગણાલંકૃત શુક !! આવા સમયમાં વળી વિચા-રવાનું હોય કે પરોપકારી પુરૂષો આવા પ્રસંગમાંજ પોતાના સામર્થ્યનું નિરીક્ષણ કરી શકે છે. શ્રવણ કર મહર્ષિકુલ ચક્રચૂડામણિ ભગવાન્ વેદ વ્યાસજી વદી ગયા છે કે —

अनुष्टुप्वृत्त.

उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः

अपकारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते ॥ ९ ॥

ભાવાર્થ.—ઉપકાર કરનારાઓ પ્રત્યે જે સત્પુરૂષ ઉપકાર કરે છે તેમાં કંઇ સાધુત્વનું ગુણ નથી કારણ કે સાધુ-સત્પુરૂષ તો તેનું નામ છે કે જે અપકારી પુરૂષ ઉપર પણ સદાસર્વદા ઉપકાર કરે અને એવા જ મહાપુરૂષો આ જગતમાં સત્પુરૂષ એવી શુભ-પદ્વિને પ્રાપ્ત થાય છે. શ્રીયુત સુપ્રજ્ઞચંદ્રના આવા નિર્મલ અને પરમ પ્રબોધ પ્રદાયક વચન શ્રવણ કરી તે શુક પોતાના કરૂણામય સ્વર દ્વારા મહારાજા વિષયેપ્સુવર્માને જાગ્રત કરવા માટે નિચે પ્રમાણેનો ઉદ્‌ગાર આલાપવા લાગ્યોઃ—

( રાગ-યથેચ્છાનુસાર. )

अब तो विषयेप्सु नृप ! मोह निद्रासे जाग.

विषय संगमें बहुत फस्यो तुं जैसे फसे हैं काग.

पंच विषय दुःखदायक जानी, ताको करहु त्याग-त्याग. अबतो.॥१॥

**चलित वृत्तिकों स्थायी करिके, धर निर्मल वैराग;**
**अंतकाल कोउ काम न आवै; डशन आयो नाग-नाग. अबतो. ॥२॥**
**जूठी माया जूठी काया तातै तजहु राग;**
**ऋषि प्रभाकर कहत पुकारी; जो तेरे बडभाग-भाग. अबतो. ॥३॥**

એવી રીતે સુશિક્ષિત શુકના ગુસ્વરાત્મક કરૂણામય સદ્બોધથી અર્થાત સંગીત મિશ્રિત સદ્બોધાત્મક તાન પલટાએ શી મહારાજા વિષયેપ્સુ જાગ્રત થઈ પોતાની આંખ ખોલી જોવા લાગ્યો, જોતાની સાથેજ પોતાના વક્ષ સ્થળ ઉપર ચઢી બેઠેલો કાળો સર્પ તેને જોવામાં આવ્યો અને તેથી વિષયેપ્સુ થર થર ધ્રુજવા લાગ્યો, એટલામાં તો તે સર્પ મહારાજા વિષયેપ્સુના શરીર ઉપરથી શને શને ઉતરી—મહારાણી વિલાસિનીના શરીર ઉપર ચઢવા લાગ્યો અને અલ્પવારમા જેવી રીતે મહારાજા વિષયેપ્સુ નિહાળે છે તેવી રીતે મહારાણી વિલાસિનીને ડશન કર્યું. મહાન્ કરાલ કાલ સમાન કાળા સર્પના ડશનથી મહારાણી વિલાસિની મૃત્યુને પ્રાપ્ત થઇ એટલુજ નહિ પરંતુ જાણે હવે મહારાજા વિષયેપ્સુને પણ ડશન કરશે એટલામાં શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્ર પોતાના પરમ પ્રબોધક યોગેન્દ્ર મહર્ષિ મુક્તેશ્વરનુ ધ્યાનપૂર્વક સ્મરણ કર્યુ કે અહો ! જો આવા સમયમાં મહર્ષિ મુક્તેશ્વર સમાન મહાન યોગેન્દ્રનું આગમન થાય તોજ આ કરાલ કાલ સમાન કાળા સર્પના મુખમાંથી માહારાજા વિષયેપ્સુનુ સરક્ષણ થાય. તે સિવાય અન્ય કોઇ પણ ઉપાયથી મહારાજા વિષયેપ્સુના પ્રાણનું સરક્ષણ થઈ શકે એમ નથી. શિવ ! શિવ ! ! હરિ ! હરિ ! ! પરંતુ એવા અમારા ભાગ્ય ક્યાંથી હોય કે આવે પ્રસંગે મહર્ષિ મુક્તેશ્વરનાં દર્શન થાય.

## महर्षि मुक्तेश्वर प्राकट्य.

સચ્ચરિત્રશાલી શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્રે જેવુ મહર્ષિ મુક્તેશ્વરનું અનન્યભાવથી ધ્યાન ધારણ કર્યુ કે એટલામા આમ્રવૃક્ષની ઘટામાંથી જેમનાં મસ્તક ઉપર સુશોભિત પણ છૂટાં છૂટાં વિખરાયલાં કેશોની લટાઓ ફરફરી રહી હતી, જેમના વિશાલ અને દેદીપ્યમાન ભાલમાં ભસ્મના પટ્ટ વચ્ચે મધ્ય ભાગમાં ૐકારનું તિલક શોભી રહ્યું હતું.

જેનાં નિર્મલ નેત્રો ચંદ્રમાના અમૃતમય કિરણોની પેઠે જાણે સર્વને શાંતિપ્રદાન કરતાં હોય તેવાં જણાતાં હતાં. જેમના કંઠમાં એક સૂક્ષ્મ અને સુશોભિત દાણાવાળી મનોહર રૂદ્રાક્ષમાલિકા અને તેની સહવર્તિની તેનાથી યત્કિંચિત્ મ્હોટા દાણાવાળી ચળકાટ કરતી શુદ્ધ સ્ફટિક પથ્થરની માલિકા શોભી રહી હતી શરીર ઉપર પીતપટવસ્ત્રની પવિત્ર કફની પ્હેરેલી હોવાથી તેના ઉપર જે સ્ફટિકની માલિકાનો ચળકાટ થતો તેની ખૂબી અને મનોહરતા અત્યંત આનંદદાયક લાગતી હતી. પાદમાં મત્સ્યાકારવાળી ~~પાદુકાઓ~~ શોભી રહી હતી એ પ્રમાણે જટિલ અને ઉર્ધ્વરેતા બાલબ્રહ્મચારી મહર્ષિ મુક્તેશ્વર જેમ વાદળાના સમૂહમાંથી અંધારી મધ્ય રાત્રિએ વિદ્યુતનો પ્રકાશ થાય તેવી રીતે વિલાસવાટિકાના આમ્રવૃક્ષોના ઝુંડમાંથી એકદમ ~~અકસ્માત~~ રીત્યા પ્રકટ થઇ તત્કાલ મહારાજા વિષયેપ્સુવર્માની નિકટ આવી તે તક્ષકને નિચે પ્રમાણે કહેવા લાગ્યા.

" तिष्ठ ! तिष्ठ !! महा व्याल नोचितं नृप दंशनं "

આ પ્રમાણે મહર્ષિ મુક્તેશ્વરના મુખારવિન્દમાંથી ગંભીર ઘોષ શ્રવણ કરી મહારાજા વિષયેપ્સુવર્માને ડંશન કરવા જતાં તે મહાન્ કાલસમાન વ્યાલ ( સર્પ ) સ્થંભ્યો આ સર્વ પ્રકારની વિચિત્ર ચેષ્ટા જોઈ મહારાજા વિષયેપ્સુવર્માને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તે પોતાના અંતઃકરણમાં અંતિમ્ સ્થિતિને અનુભવતો કહેવા લાગ્યો કેઃ—અરેરે ! આ સર્વ હું શું નિહાળુ છું ! ખરેખર આ અસાર સંસારમાં જન્મ ધારણ કરી અદ્યાવધિ મેં શા સત્કૃત્યો કર્યાં ! અહો ! પરમકૃપાનિધાન જગન્નિયતા પરમેશ્વરે મ્હારા ઉપર મહાન્ કરૂણા કરી આ ઉચ્ચત્તમ પદ આપી અત્યંત ઉપકાર કર્યો તત્સંબંધીનો બદલો અરે મેં શું વાળ્યો ? ગર્ભવાસની મહાવ્યથામાં રીબાતો—પીડાતો તે સમયે તેમાંથી મુક્ત કરનાર મહાન્ દયાળુ પરમેશ્વર સંગાતે જે મેં કોલકરારો કર્યા તે સર્વ ક્યાં ગયા ? હાય ! હાય !! આવે સમયે જો મને અહીં આ સર્પ ડંશન કરતે તો મ્હારી સ્હાય્યતા કોણ કરતે ? રે ! રે ! મને કોણ કામમાં આવનાર છે ખરેખર પોતાના કર્તવ્યાકર્તવ્ય સિવાય અન્ય કોણ આશ્રય આપી શકે એમ છે ? અહો ! પણ પ્હેલા આ મહા સામર્થ્યશીલ જટિલ યોગેન્દ્ર કોણ છે ? શું ! મને આ વિક્રાળરૂપ

વ્યાલના ડંશનમાથી મુક્ત કરવા માટે જ આ કોઇ પરોપકારી યોગી-રાજ પધાર્યા છે ? અરેરે ! ક્યા હું નરાધમ વૈષયિક સુખાભિલાષી મહાત્મા! અને ક્યાં આ પરમ વૈરાગ્યવિભૂષિત પરમાત્મા સ્વરૂપ મહાત્મા ! ઇત્યાદિ વિચારો મહારાજા વિષયેપ્સુ વિચારે છે એટલામાં તો તે સર્પ (કે જે મહારાજા વિષયેપ્સુવર્માને ડશન કરવા આવ્યો હતો. એ) એક દિવ્ય સ્વરૂપ ધારણ કરી મહર્ષિ મુક્તેશ્વરને સાષ્ટાંગ દંડ-વન્નમસ્કાર કરી તેમની આજ્ઞા લઇ મહર્ષિ મુક્તેશ્વર ઉપર પુષ્પવૃષ્ટિ કરતો તત્કાલ એક દિવ્ય વિમાનમા આરૂઢ થઇ ગગન માર્ગે અત-ર્ધ્યાન થવા લાગ્યો ત્યાર પછી મહર્ષિ મુક્તેશ્વર મહારાજા વિષયેપ્સુ-વર્માની પાસે આવી તેના મસ્તક ઉપર પોતાનો કરકમલ ધારણ કરી તેની એક ભુજા પકડી કહેવા લાગ્યા.

રાજન્! ઉત્તિષ્ઠ! જાગ્રત થા! ભય પામ માં!!! પરમાત્મા સર્વનું સારૂંજ કરવાવાળા છે. હવે થર થર કંપવાનુ કંઈ કારણ નથી–હવે ડરવાનું નથી નિર્ભય થા. સાવધ થા. હવે તો ત્હને સર્વ સ્વયં (પોતાની મેળેજ) સમજાયુ છે–અનુભવાયુ છે. હવે ત્હને સમજાવવાનુ કંઇ પણ રહ્યું નથી. જે ત્હારે સમજવાનું છે તે તુ સ્વયં સમજ્યો છું. તેં કાલભગવાનની અકળિત લીલા–ચેષ્ટા ક્રીડા આજ ત્હારી નજરે નજર નિહાળીછે. તથા મનુષ્ય શરીરની અસ્થિરતા અને રાજા તથા રંકની વ્યવસ્થામાં કંઇ ભેદ છે કે કેમ ? એ સર્વનો ત્હને હમણાંજ અનુભવ મળ્યો છે. તું મદિરાપાન કરી, ઉન્મત્ત બની નરપિશાચની પેઠે વૈષયિક વિનાશી સુખોમાં વિલસી રહ્યો હતો તેમાં કેટલુ સુખ છે અને તેવા-ઓની અંતિમ્ શી દશા થાય છે, એ હવે સવિસ્તર વર્ણન કરવાની હું આવશ્યકતા સમજતો નથી કારણ કે એ સંબંધી ત્હને સર્વ પ્ર-ત્યક્ષ પ્રમાણથીજ અનુભવ થયું છે રાજન્! આ અસાર સંસારમાંનું રાજ્ય ચલાવીને તું જે ત્હારી સત્તા વાપરતો હતો એ ત્હારી સર્વ સત્તા ક્યાં ગઇ ? એ ત્હને ધ્યાનમાં આવ્યુ હશે ? મ્હોટા મ્હોટા શૂર-વીરો, રાજ્યાધિકારીઓ, રાણીવર્ગ, સુહૃદ વર્ગ, આત્મીય વર્ગ, મ્હોટા હાથીઓ, ઘોડાઓ, સુંદર મહાલયો, અને આ ત્હારી વિલાસવાટિકાની ( માની લીધેલી અભય સુખ આપનારી ) વિવિધ કુંજો, અને વિલાસ ભૂવનની સર્વોત્તમા મનોહારિણી સામગ્રીઓ ત્હારા શું કામમાં આવી

છે તે તું સારીરીતે જાણી શક્યો છું, જીવિત કેટલુ બધું ચપલ છે, તે તું સમજ્યો છું, માટે હવે તુ આ વિનાશી પદાર્થોનુ અભિમાન છોડી અવિનાશી પરબ્રહ્મનું આરાધન કર અને જેથી ત્હારૂ જીવન કૃત્ય કૃત્ય થાય તે પ્રમાણે સદાચરણમાં પ્રવૃત થા. રાજન્! જે લોકો પોતાના યથાર્થ કર્ત્તવ્યને ભૂલી પ્રમાદમાં પડે છે તે અજ્ઞાનીઓ રે મહામૂઢમતો—મંદ ભાગ્યવાન પામરો, આ લોક અને પરલોકના સમગ્ર અખંડ સુખોથી પતિત થાય છે માટે હું ત્હારા ઉપર અનુગ્રહ કરી ત્હને આ મૃત્યુના મુખમાંથી મુક્ત કરવા આવ્યો છું એ ત્હારા ધ્યાનમાં છે? હવે તું સદ્વિચાર સમલંકૃત્ થા અને ત્હારી પ્રજાની પાયમાલી થઇ રહી છે, તે તરફ દૃષ્ટિ કરી તેનું યથા વિધિ રાજધર્મ પ્રમાણે સરક્ષણ કરવા તત્પર થા અને આ સાંસારીક સમગ્ર સુખોને દુખ રૂપ જાણી તેમાં ઉદાસીન્ બુદ્ધિ રાખી ત્હારા અખંડ અને અનુપમ પદને પ્રાપ્ત થા.

મહર્ષિ મુકનેશ્વરના મુખાર્વિન્દમાંથી આ પ્રમાણે કલ્યાણકારક-પવિત્ર સદ્બોધ શ્રવણ કરી મહારાજા વિષયેપ્સુવર્મા ગદગદિત થઇ ગયો, તેના શરીરના રોમાંચિત સર્વ ઉભાં થઇ રહ્યા અને નેત્રમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી, તેમના સ્વરૂપનુ અને તેમની સ્થિતિનુ પરિવતન થઇ ગયુ અને જાણે પોતાનુ આ સસારમાં નૂતન જન્મ પ્રાપ્ત થયુ હોય એમ જાણી, જાણે કોઇ મહાન્ અધિકારી જન હોય તેવાં લક્ષણોનો તેના અતઃકરણમા સચાર થયો અને તેથી તત્કાલ ઉઠી મહર્ષિ મુકનેશ્વરના ચરણ કમલમા સાષ્ટાંગ દડવત્નમસ્કાર કરી પ્રાર્થનાપૂર્વક નીચે પ્રમાણે કહેવા લાગ્યો—

કરૂણાધન! અધર્મોદ્ધારણ સદ્ગુરો!! હુ આપના પવિત્ર અને પૂજ્યનીય ચરણકમલને શરણ છું ભગવન્! આપે મહાન્ કૃપા કરી આવા અતિમ સમયમા મને જે મૃત્યુના મુખમાંથી મુકત કર્યો છે તત્સબધી આપશ્રીનો હું શુ પ્રતિકાર કરૂ? હે દયાનિધાન! આપ જ મારા સચા સ્નેહી, સાચા સદ્ગુરૂ, અને સાચા સહાયક છો. હે નાથ! યદ્યપિ આ આનતપુર નામક નગરનો હુ નાથ છુ તથાપિ વાસ્તવિક રીતે અદ્યાવધિ હુ અનાથજ રહ્યો હતો, પરંતુ આજે આપશ્રીએ મ્હારા ઉપર મહાન્ ઉપકાર કરી મને દર્શન આપી આપે સનાથ

કર્યો છે. માટે આપજ આ શરીરના નાથ છો આ અનંતપુર નામક નગર અને આ વિષયેપ્સુ હવે આપનેજ ચરણ શરણ છે. આપનો હું અનુચર દાસાનુદાસ આપે કરેલા મહાન્ ઉપકારમાંથી–અપૂર્વ રૂણમાંથી કેવી રીતે મુક્ત થઇ શકું જો આજે વિષ્ટા સમાન વૈષયિક સુખોમાં રચીપચી રહેનાર આ અધમાધમ વિષયેપ્સુને આપશ્રીનાં દર્શન ન થાત તો હમણાં જે આ સંભાષણ કરી શકું છું. તે કેવી રીતે કરી શકાત ? શું હું જીવિત રહી શકયો હત. નહિ ! નહિ !! કદાપિ નહિ !!! મ્હને સાચે સાચું જીવિતદાન આપનારા આપજ છો. આપની કૃપાથી જ હું જીવિત પામ્યોછું; આપ જેવા પવિત્ર મહા પુરૂષના દર્શનથી મારા અંતઃકરણમાં રહેલી અવિદ્યારૂપ અંધકાર વાળી રજનીનો વિનાશ થઇ સદ્વિદ્યા રૂપી સૂર્યનો પ્રકાશ થયો છે. મ્હારી વૃતિઓમા રમી રહેલી વિષય સંબંધીય વાસનાઓ સમૂળ વિનષ્ટ થઇ ગઇ છે–મ્હારી વૃત્તિની ચાચલ્યતા મટી ગઇ છે. હવ પુનઃ પુન આપની પાસે પ્રાર્થનાપૂર્વક યાચના કરૂં છુ કે મ્હને આ અસાર સંસારમાં કયાંય પણ યથાર્થ સુખની પ્રાપ્તિ જોવામાં આવતી નથી. યદ્યપિ જે સુખો અનુભવ્યાં છે તે સુખો નથી પરંતુ નામ માત્રજ સુખો છે રે–સુખાભાસ છે. કેમકે તે સુખો અનિત્ય અને પરિણામે દુઃખપ્રદ છે. અતએવ જેનાથી સાચા સુખની ઉપલબ્ધિ થાય એવો સર્વોત્તમ સુખપ્રદ સન્માર્ગ મ્હને પ્રદર્શિત કરાવો. હું આપને શરણ છું હે નાથ હું પુનઃ પુનઃ વદું છું કે હુ આપને શરણ છું. આ સંસાર સાગરમાથી મ્હારો ઉદ્ધાર કરો, ઉદ્ધાર કરો.

એ પ્રમાણે વિષયેપ્સુવર્માની વિવેકવતી અને હૃદયાહ્લાદ કારિણી વાણી શ્રવણ કરતાં યોગેન્દ્ર શિરોમણિ મહર્ષિ મુકતેશ્વર પ્રસન્ન થયા એટલામાં પેલા આમ્રવૃક્ષની ઓથ પછવાડે સંતાઇ રહેલા શ્રીમાન્ સુપ્રજ્ઞચન્દ્ર પ્રકટ થયા તેને જોઈને મહારાજા વિષયેપ્સુવર્મા પુનઃ મહર્ષિ મુકતેશ્વરને પોતાના ઉભય હાથ જોડી દીનતાપૂર્વક નીચે પ્રમાણે કહેવા લાગ્યો

“ પૂજ્યપાદ યોગેન્દ્ર ! આ મ્હારા તિર્થ સ્વરૂપના મંત્રી શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્રે મ્હારા જેવા અધમાધમ અને મહાન્ પાપીષ્ટ રે પામરને સુધારવા માટે પોતે અનેકાનેક કષ્ટોને સહન કરી જે અમૂલ્ય ઉપકારો

કર્યા છે તથા તમના તરફથી મોકલવામા આવેલા આ સુશિક્ષિત શુકે જે મ્હને સદ્બોધપ્રદાન કરવાની સમયસૂચકતા વાપરી હતી; તે અત્યંત પ્રસન્નતાના પાત્ર હતી, પરંતુ મ્હારા જેવા દુષ્ટ અને મદોન્મત પામર પ્રાણીએ તેને લવલેશ પણ ન ગણકારતાં ઉલટુ ગુણ માનવાના સ્થાને મેં તેમના પ્રાણ લેવનો પ્રયત્ન કર્યો. પરંતુ ધન્ય છે, એ પરોપકારી મહા પુરૂષને કે જેણે પોતાના પ્રાણની પણ દરકાર રાખ્યા સિવાય અંતિમ્ મ્હને સુધારવાની તજવીજ કરી આજે મ્હારૂ જીવન સંરક્ષિત કરવામાં કટિબદ્ધ થયા. અહો! મ્હારા સમાન કૃતઘ્ની પુરૂષને કેવી શિક્ષા થશે? રે મ્હને એવા પ્રબળ પાપના પરિતાપથી કોણ મુક્ત કરે? ગુરૂ મહારાજ! મ્હને આ દુસ્તર ભવ સાગરમાથી પાર ઉતારો પાર ઉતારો. પુન. કહું છુ કે ભગવન્! પાર ઉતારો."

મહારાજા વિષયેપ્સુવર્માના એ પ્રમાણે અન્યત વિનીત વચનો સાંભળી શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્ર કહેવા લાગ્યા—

" રાજાધિરાજ! એમા આપનો યત્કિંચિત્ પણ અપરાધ નથી એ વિષય વાસનાજ એવી છે કે જેમને વળગે છે તેમનો સમૂળ નાશ કરે છે અને જેવી રીતે કાષ્ટમા ઘૃત હોમવાથી અગ્નિની જ્વાળા દિનપ્રતિદિન વિશેષ વૃદ્ધિને પામતી જાય છે તેમ વિષયોનું સેવન કરવાથી વિષય વાસના પણ દિનપ્રતિદિન વિશેષ વૃદ્ધિને પામતી જાય છે. તમારી પણ તેવીજ સ્થિતિ થઇ હતી, પરંતુ આજે આપ આટલુ પરિતાપ કરી રહ્યા છો તથા આ વાર્તાલાપ કરી શકો છો તે સમગ્ર પ્રતાપ આપણા—રે ભૂલ્યો આપણા શુ આખા જગતના પરમ હિતૈષી ભગવત સ્વરૂપ મહર્ષિ મુક્તેશ્વરનો છે, તેમની કૃપાથીજ સર્વ સારા વાના થયાં છે હે અનંતપુરાધિપતિ? માટે હવે યત્કિંચિત્ પણ ક્લેશને પ્રાપ્ત થશો નહિ અને જગદુદ્ધારક મહર્ષિ મુક્તેશ્વરને શરણે રહો કે જેઓ આપણ સર્વને આ ભવસાગરમાંથી પાર ઉતારી સાચા મોક્ષ ધામમા તેડી ચાલે" એ પ્રમાણે શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્રનાં વચન સાભળી મહારાજા વિષયેપ્સુ મહર્ષિ મુક્તેશ્વરને નિચે પ્રમાણે કહેવા લાગ્યા

" દયા નિધાન! આપ આવા વિકટ સમયમાં મ્હારી વ્હા'રે ચ્હડી મ્હને મૃત્યુના મુખમાથી મુક્ત કરવા પધાર્યા છો એમ જાણી

હું પરમાહ્લાદિત થયો છું પરંતુ કૃપા કરી જણાવશો કે શું આપ કૈલાસવાસી ત્રિશૂલધારી શ્રી ભવાનીપતિ ભોળા શિવ ભગવાન્ છો ? કિમ્વા સુદર્શન ચક્ર ધારી મુરારી લક્ષ્મીના પતિ સાક્ષાત્ દેવાધિદેવ વિષ્ણુ ભગવાન છો ? અથવા ચતુરાનન સ્વરૂપે સૃષ્ટિના રચયિતા સાક્ષાત્ બ્રહ્મદેવ છો ? વા આપ તેત્રીશ કોટિ દેવતામાંથી ક્યા દેવતા છો ? અથવા. ઋષિ કુલમાથી આપ સનક, સનંદન, સનાતન કિંવા સનત્કુમાર છો ? અથવા મહાત્મા વશિષ્ટ, ગૌતમ, કણાદ, પિપ્લાયન, અત્રિ, અંગિરા, વામદેવ, નારદ કે ભારદ્વાજ છો ? આપ આ દાસ ઉપર કરૂણા કરી એટલુ જણાવશો " મહારાજા વિષયોપ્સુવર્માનાં વચન સાંભળી મહર્ષિ મુક્તેશ્વર કહેવા લાગ્યા " નરેન્દ્ર ! હુ કોણ છું એ વાર્તા હું ત્હારા પ્રત્યે પછી નિવેદન કરીશ, તોપણ હું બ્રહ્મા, વિષ્ણુ કિમ્વા મહાદેવ એ ત્રણેની (ત્રિપુટી) માંથી હું કોઇ નથી. તેમજ દેવતાઓમાથી પણ હુ કોઇ દેવતા નથી કદાચ તમે મારૂ નામાભિધાન જાણવાની ઇચ્છા રાખતા હો તો આ શરીરને " મુક્તેશ્વર " એવા નામથી ઓળખવામાં આવે છે અને તે માત્ર વ્યાવહાર સિદ્ધિને માટેજ યોજવામા આવેલ છે. રાજન્ ! હવે તુ સંપૂર્ણ સાધન સપન્ન અધિકારી થઇ ચૂક્યો છો, ત્હેં સાંસારિક સુખોના અનેક અનુભવો મેળવ્યા છે. હવે ત્હારૂ અંતઃકરણ પવિત્ર થયું છે–હવે તું મોક્ષ માર્ગ મેળવવાને ભાગ્યશાલી થયો છો તે પ્હેલાં મ્હારે ત્હને એક વાર્તા કહેવાની આવશ્યકતા છે તે એ કે ત્હારા નામકરણ સંસ્કાર કરતી વેળાએ ત્હારૂ વિષયોપ્સુવર્મા એ નામ યોજવામા આવ્યું છે એ નામાભિધાન અદ્યાવધિ પર્યંત સાર્થક હતું અને તે નામ ત્હારા કર્ત્તવ્યમાં સમ્યક્ પ્રકારે સંઘટિત્ થતું હતું; પરંતુ હવે તો તું મોક્ષ માર્ગનો અધિકારી થયો છે. હવે ત્હારી વૃત્તિ સાંસારિક સુખોથી ઉદાસીન્ થઇ ગઈ છે એટલા માટે હવેથી હું ત્હને વિષયોપ્સુવર્મા ને બદલે [1]મુમુક્ષુવર્માના શુભ અભિધાનથી વ્યવહાર કરીશ. અને આજથી વિષયોપ્સુવર્માના નામને તિલાંજલિ સમર્પિ ત્હારૂં નામ મુમુક્ષુવર્મા રાખવામા આવે છે અને આ વિલાસ વાટિકાને તાડી પાડી આ વાટિકની અન્તર્ગત વિવિધ પ્રકારનાં વૃક્ષોને યથાસ્થિત રાખી તેના મધ્ય ભાગમાં એક વિશાલ " મુમુક્ષુ મહાલય " નામક એક

૧ મોક્ષની ઇચ્છા રાખનાર સદાચાર પરાયણ જીવ.

**સુન્દર આશ્રમ બંધાવવાની તૈયારી** કર. **અને** ત્હારા વિલાસ ભૂવનને તોડી તે **સ્થળે "વિજ્ઞાનભુવન"** તૈયાર કરાવવાની આજ્ઞા કર.

એ પ્રમાણે મહાષ મુક્તેશ્વરની આજ્ઞા થતાં મહારાજા વિષયેપ્સુ અરે હવે વિષયેપ્સુ શાનો ? હવે તો મુમુક્ષુવર્માએ પોતાના અધિકારીઓને મહર્ષિ મુક્તેશ્વરની ઇચ્છા પ્રમાણે આશ્રમો બંધાવવાની આજ્ઞા કરી જેથી થોડા મુદતમાજ **"મુમુક્ષુમહાલય" "વિજ્ઞાનભુવન"** નામક આશ્રમો તૈયાર થયા; અને મહર્ષિ મુક્તેશ્વર મહારાજા મુમુક્ષુવર્મા અને શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્રની ઉત્કટ જિજ્ઞાસાથી ત્યાંજ નિવાસ કરવા લાગ્યા.

મહારાજા વિષયેપ્સુ હવે વિષયેપ્સુ મટી અને મુમુક્ષુવર્મા થયા છે, એ પ્રમાણે શુભ સમાચાર તેમની સર્વ પ્રજા શ્રવણ કરી પોતાને કૃત્યકૃત્ય માનવા લાગી અને એક મહાન્ યોગીંદ્ર મહર્ષિ મુક્તેશ્વર વિલાસવાટિકામાં પધારી મહારાજા વિષયેપ્સુને જિવિતદાન આપ્યુ તથા **મુમુક્ષુ મહાલય અને વિજ્ઞાનભુવન** બંધાવ્યા વિગેરે સમાચારથી અત્યંત હર્ષ પામવા લાગી અને તેથી દિનપ્રતિદિન હજારો મનુષ્યો મહર્ષિ મુક્તેશ્વરનાં દર્શન કરવા તથા **મુમુક્ષુ મહાલય** અને **વિજ્ઞાન ભુવનની** બાંધણી નિહાળવા આવવા લાગ્યા મહર્ષિ મુક્તેશ્વરના દર્શન કરી સર્વ પ્રજા આહ્લાદિત થઇ મહાષ મુક્તેશ્વર પ્રત્યે, મોક્ષ માર્ગની પ્રાપ્તિ થવા માટે પ્રાર્થના કરી–તે પ્રાર્થનાનો સ્વિકાર કરી મહર્ષિ મુક્તેશ્વર તે મુમુક્ષુ મહાલયમાં મહારાજા મુમુક્ષુવર્મા અને શ્રીયુત સુપ્રજ્ઞચંદ્ર સમેત અંતપુરની અધિકારી પ્રજાને મોક્ષમાર્ગ સમ્બંધી સદ્બોધપ્રદાન કરવા લાગ્યા. ત્યાંથી આ શુભ ગ્રંથનું સમારંભ થાય છે

**ॐ शांतिः शांतिः शांतिः**





## मुमुक्षु महालयमां महापरिषद्.

### महर्षि मुक्तेश्वर–सद्बोध समारंभ.

' गुरु पूर्णिमानो महोत्सव. '

**दोहा.**

सुर दुर्लभ तन पाईके, करही सदा सत्संग. ॥
ऋषि प्रभाकर ताहिकों चढै ज्ञानको रंग ॥१॥ (श्री मोक्षमाला)

**ભાવાર્થ**—દેવતાઓને પણ દુર્લભ–મનુષ્ય શરીરને પ્રાપ્ત થઇ, જે સદા સર્વદા સત્સંગ કરે છે ઋષિ પ્રભાકર શર્મા કહે છે કે તેમને જ જ્ઞાનનો રંગ ચઢે છે.



મહારાજ વિષયેપ્સુવર્મા હવે વિષયેપ્સુ મટીને સાંગોપાંગ મુમુક્ષુ થઇ ચૂક્યા છે અનંતપુર નગરમાં સર્વત્ર રામરાજ્યની સમાન આનન્દ વર્તી રહ્યો છે; સર્વ પ્રજા વર્ગ સ્વધર્મ પરાયણ થઇ આનન્દ સાગરમાં મજ્જન કરી રહી છે અને જ્યાં ત્યાં મહારાજા વિષયેપ્સુ–( મુમુક્ષવર્મા ) ના યશોગાન ગવાઇ રહેલાં સભળાય છે.

---

અધિકારી વર્ગ સર્વ કોઇ પોતપોતાના અધિકાર પ્રમાણે ચાલી રહેલા છે એવી રીતે અનંતપુર નગરમાં શાંતિ, સુખ, આનન્દ અને સર્વત્ર જય જયની પવિત્ર ધ્વનિ થઇ રહેલી છે એ પ્રમાણે કેટલાક દિવસો વ્યતીત થવા પશ્ચાત્ ચાતુર્માસનો પ્રારંભ થયો. અષાઢ માસની ભગવાન્ વેદ વ્યાસ પૂર્ણિમા–ગુરૂ પૂર્ણિમા આજની તિથિ છે, તેથી આજની તિથિએ પોતાના ગુરૂપૂજનનો મહાન્ મહિમા છે એ ઉદ્દેશથી અનંતપુરના મહારાજાધિરાજ મુમુક્ષુવર્મા પોતાની અસંખ્ય ભાવિક જીજ્ઞાસુ–મોક્ષમાર્ગાભિલાષી પ્રજાથી આવૃત થઈ મુમુક્ષુ મહાલયમાં પોતાને જિવિતદાન આપનારા સદ્ગુરૂ મહર્ષિ મુક્તેશ્વરનું પૂજન કરવા તત્પર થઇ આનન્દપૂર્વક મહાલયમાં પધાર્યા. મહર્ષિ મુક્તેશ્વર મહારાજા મુમુક્ષુવર્મા અને તેની અસંખ્ય પ્રજાજનની આવી વિશુદ્ધ ભક્તિ જોઇ શાંતિ પૂર્વક કહેવા લાગ્યા —

**“ પ્રિયતમ મુમુક્ષુવર્મા ? અને મોક્ષમાર્ગાભિલાષી મુમુક્ષુમંડળ ! !** ત્હમારી આવી વિશુદ્ધ ભક્તિ જોઇ મ્હને પરમાનન્દની પ્રાપ્તિ થાય છે ત્હમે આટલી ઉપાધીનુ અવલંબન કરી આ વિવિધ સામગ્રી શા માટે લાવ્યા છો ? મ્હારૂ પૂજન થાય, મ્હારુ સત્કાર થાય, “હું ગુરૂ કહેવાઉ ” મ્હને તમે સર્વ ગુરૂ તરીકે માનો, એ પ્રમાણે મ્હારા અંતઃકરણમાં લવલેશ પણ ઇચ્છા નથી. એટલુંજ નહિ પરંતુ તેવી રીતે હુ જોવાને પણ પ્રસન્ન નથી. કેમકે તમે સર્વ મુમુક્ષુઓ છો તેને મોક્ષ માર્ગ સબંધી સદ્બોધપ્રદાન કરવો એ મ્હારો સર્વથી પ્રથમ ધર્મ છે. એમાં હું કાંઇ આપના ઉપર ઉપકાર કરતો નથી, કારણ કે જે વિદ્વાન્ કિંવા જ્ઞાનવાન પુરૂષ પોતાની વિદ્યાનું કિંવા જ્ઞાનનું સ્વચ્છ અંતઃકરણથી દાન કરતો નથી તે વિદ્વાન્ અથવા જ્ઞાનવાન કૃતઘ્ન થાય છે. હુ તો એક મોક્ષમાર્ગનો ભેમિઓ છુ અને મ્હને જેવી પરબ્રહ્મ પરમાત્માએ આજ્ઞા કરી છે. તે જગન્નિયંતા પરમેશ્વરની આજ્ઞાનુસાર હુ આપ સર્વને મોક્ષમાર્ગ બતાવવાનો છું ”

આ પ્રમાણે નિરાભિમાનપણાથી અને નમ્રતા સંયુક્ત વચનો શ્રવણ કરી મહારાજા મુમુક્ષુવર્મા અને મુમુક્ષુ મંડળ મહર્ષિ મુક્તેશ્વરને વારંવાર ધન્યવાદ પ્રદાન કરવા લાગ્યા અને “ જય હો શ્રી મહર્ષિ મુક્તેશ્વરનો ” તથા “ નમઃપાર્વતીપતે ” “ હરહર મહાદેવ ” ના ગગનભેદી

ગભીર ઘોષો થવા લાગ્યા. એટલામાં મહારાજા મુમુક્ષુવર્મા પોતના બન્ને હાથ જોડી કહેવા લાગ્યાઃ—" ભગવન્! આપશ્રી આપના મુખારવિન્દમાંથી જે કઇ વદ્યા છો એ આપને માટે કદાચ યોગ્યજ હશે પરતુ અમારાથી આપશ્રીનુ અર્ચન-પૂજન કર્યા સિવાય કેમ રહી શકાય? કમકે એક અક્ષરનું પણ દાન કરનાર પ્રાણી પૂજા પાત્ર મનાય છે તો આપશ્રી અમને સસૃતિ-જન્મ-મરણના અનેક યુગોના બંધનોને તોડનારી વિદ્યા આપી અમને મુક્ત કરનારા છો માટે આપનુ અમે શું પૂજન કરીએ છઇએ? મહાત્મન્! આપના સદબોધને બદલે એવી ત્રણ લોકમા કઇ વસ્તુ છે કે અમે તે આપને સમર્પણ કરી આપના કરેલા અપૂર્વ ઉપકારમાંથી મુક્ત થઇએ. હે યોગીન્દ્ર! અમે તો આ અમારા શરીર પણ આપનેજ અર્પણ કરવા ઉદ્યત થયા છઇએ. આપના સિવાય અમારા સાચા હિતૈષિ અન્ય કોઇ પણ અમે જાણતા નથી; માટે અમારૂં આપના પૂજન સમ્બધી સકલ્પ છે તે સ્વિકારવા કૃપાદૃષ્ટિ કરશો. એ પ્રમાણે કહી મુમુક્ષુવર્માએ પોતાના સદ્ગુરૂવર્ય તરણ તારણ અધમોદ્ધારણ, મહર્ષિ મુકતેશ્વરનુ વેદોક્ત વિધિ પ્રમાણે ષોડશોપચારથી પૂજન કર્યુ અને તેમના પવિત્ર પાદોને પ્રક્ષાલી તેમનુ ચરણામૃત લઇ પોતાના મસ્તકે ચ્હઢાવી તેનું પ્રાશન કર્યું. અને એ પ્રમાણે સર્વ મુમુક્ષુ મંડળે પણ મહારાજા મુમુક્ષુવર્માનુ સર્વ પ્રકારે અનુકરણ કર્યું. પૂજનનું પ્રારંભ પ્રાતઃકાલના ૬ વાગ્યાથી આરંભ કરવામા આવ્યું હતુ તે લગભગ અગીઆર વાગ્યાને સમયે પરિપૂર્ણ થઇ રહ્યુ. આજે ગુરૂપુર્ણમાનો મહોત્સવ હોવાથી મહારાજા મુમુક્ષુવર્માએ વિવિધ પ્રકારની રસોઇઓ વિજ્ઞાનવાટિકામાંજ બનાવવાની પોતાના પાચકોને આજ્ઞા કરી હતી. જેથી પૂજન કાર્ય પ્રપૂર્ણ થઇ રહ્યા પશ્ચાત મહર્ષિ મુકતેશ્વર ભોજનાલયમાં પધારી માત્ર પોતાના પ્રાણોના નિર્વાહાર્થ મિતહાર કરી મુમુક્ષુ સહાલયમા બિરાજમાન થયા ત્યારબાદ મહારાજા મુમુક્ષુવર્મા અને તમનો કુટુમ્બિ વર્ગ તથા અધિકારી વર્ગ તેમજ કેટલીક જિજ્ઞાસુ પ્રજા કે જેઓને મુમુક્ષુ મડળના નામે આપણે ઓળખીયે છઇએ. તેઓ સર્વ ભોજન કરવા બેઠા. ભોજનથી નિવૃત થવા પશ્ચાત્ સકલ મુમુક્ષુ મડળ મહર્ષિ મુકતેશ્વરની અત્યંત યોગ્યતા, નમ્રતા, સદ્વિચાર પરાયણતા, પવિત્રતા, તથા પ્રખર વાક્પટુતાની પ્રશસા

કરવા લાગ્યા. એમ કરતા લગભગ સાડાત્રણ વાગ્યાના સમય થવા આવ્યો એટલામાં મહારાજા મુમુક્ષુવર્મા અને સમગ્ર મુમુક્ષુ મંડળ આજે ચાર વાગે મહર્ષિ મુક્તેશ્વર સદ્બોધ કરવાના છે તત્સબંધી રાહિત્વની ગોઠવણ કરવા લાગ્યા સર્વ મુમુક્ષુ મંડળ ઉપર એક સરખી રીતે દ્રષ્ટિપાત થાય એ હેતુના પાલનાર્થ મહર્ષિ મુક્તેશ્વરનુ આસન એક વિશાળ સિંહાસન ઉપર ઉંચુ અને ઉત્તમોત્તમ પદ્ધતિથી ગોઠવવામા આવ્યુ હતું અને હજારો મુમુક્ષોઓથી મુમુક્ષુ મહાલય પોણાચાર વાગ્યાને સુમારે ખીચોખીચ ભરાઇ રહેલુ જોવામા આવતુ હતુ મહર્ષિ મુક્તેશ્વરની સન્મુખ મહારાજા મુમુક્ષુવર્મા, શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્ર, સુશિક્ષિત શુક, અને મુમુક્ષુ મંડળ એકત્ર થયેલું જોવામા આવતુ હતુ સર્વ કોઇ મહર્ષિ મુક્તેશ્વરના દર્શન કરી પોતપોતાના અંતઃકરણમા પ્રશંસા કરતા પોતાને પણ આવા સામર્થ્યશીલ વિદ્વદ્વર્ય યોગીન્દ્ર સદ્ગુરૂ સ્વરૂપ પ્રાપ્ત થયા છે તેથી કૃત્ય કૃત્ય મનવા લગ્યા, એટલામા મહર્ષિ મુક્તેશ્વર પોતાના આસન ઉપર આરૂઢ થઇ પોતાના બંને નેત્રોને સમીલન કરી પોતાના ઇષ્ટદેવનુ ધ્યાન ધારણ કરવા લાગ્યા તે સમયે તેમની સન્મુખ વિશાળ દિવાલ ઉપર ટાંગવામા આવેલા ઘટિકયંત્રમાથી ચાર ટકોરા થયા. ચોથા ટકોરાની સાથેજ મહર્ષિ મુક્તેશ્વરે—ॐ

'ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिं ॥
द्वन्द्वातीतं गगनसदृशं तत्वमस्यादि लक्ष्यम् ॥

૧ **શ્રી વેદાંતસ્તોત્ર પ્રભાકરઃ**—આ પુસ્તકમા વેદાન્તના ઉત્તમોત્તમ પચીસ સ્તોત્રો શુદ્ધ ગુજરાતી અર્થ સહિત આપવામા આવ્યા છે તે પુસ્તક અમારા તરફથી છપાઇ બહાર પડેલ છે ગોનેરી ગીલ્ટના ત્રણ નામથી સુશોભિત પુઠાવાળુ લગભગ ૨૦૦ પૃષ્ઠનુ સુંદર ગુટકા રૂપે પુસ્તક છે જેના સબંધમા 'ગુજરાતી' જેવા ધોરીધર પત્રોએ પોતાના ઉત્તમોત્તમ અભિપ્રાયો આપ્યા છે. જેની કિંમત માત્ર આઠ આના છે. પોસ્ટેજ જૂદુ. આ પુસ્તક પ્રત્યેક જિજ્ઞાસુ પુરૂષને અવશ્ય વાચવા લાયક છે. કચ્છ માથાલા ઋષિ આશ્રમમાથી મળશે મગાવનારે ઋષિ પ્રભાકરના નામથી પત્રવ્યવહાર કરવો.

**एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं ॥**
**भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥१०॥**

**ભાવાર્થ:**—પરબ્રહ્મરૂપ, આનન્દરુપ, પરમ સુખ પ્રદાતા કેવળ જ્ઞાનમૂર્તિ, સુખ દુઃખથી રહિત, આકાશની પેઠે નિરૂપાધિક, " **तत्वमसि** " એ મહાવાકયથી જાણવામાં આવનારા એક નાશ રહિત, મળરહિત, અચળ, સર્વની બુદ્ધિના સાક્ષિભૂત, ઉત્પત્તિ રહિત, ત્રણ ગુણોથી રહિત અને સદ્‌ગુરૂ એવા આપને નમસ્કાર કરૂંછું.

**मंगलं भगवान्विष्णुर्मंगलं गरुडध्वजः ॥**
**मंगलं पुंडरीकाक्षो मंगलायतनो हरिः ॥११॥**

**ભાવાર્થ:**—શ્રી વિષ્ણુભગવાન્. ગરૂડધ્વજ, પુંડરીકાક્ષ અને હરિ એ ભગવાનનાં માંગલિક નામો મંગલ કરો. ॐ **तत्सत्परमात्मानेनमः** વિગેરેનો ઉચ્ચાર કરી-મંગલાચરણ કરી-વ્યાસ પૂર્ણિમાના દિવસે બરાબર ચાર વાગે મહારાજા મુમુક્ષુવર્માના મુમુક્ષુ મહાલયમાં નિચે પ્રમાણે સદ્‌બોધ પ્રદાન કરવા લાગ્યા;





# प्रथम–सोपान.

## विषयो ए विषकरतां पण विषम छे.

**मुक्तिमिच्छसिचेत्तात ? विषयान् विषवत्त्यजः ॥**
**क्षमार्जवदयातोषसत्यं पीयूषवद्भज ॥ १२ ॥**

( अष्टावक्रगीता. अध्याय १ श्लो. १ )

**ભાવાર્થ:—**હે તાત ! જો મોક્ષની ઇચ્છા કરતો હોય તો વિષયોને વિષની પેઠે ત્યાગ કર, અને ક્ષમા, આર્જવ, દયા, સંતોષ તથા સત્યને અમૃતની પેઠે ધારણ કર



પ્રિયવર મુમુક્ષુવર્ગો અને મોક્ષેચ્છુ મુમુક્ષમંડળ ! હવે ત્હમે આ સંસારના નાશવંત પદાર્થોથી ઉપરામ પામી મોક્ષ માર્ગને મેળવવા તત્પર થયાછો એ અત્યંત આનન્દપ્રદ વાર્તા છે, પરંતુ આ માર્ગ ગ્રહણ કરતાં બહુ પ્રકારે સંભાળ રાખવાની આવશ્યકતા છે કેમકે સંસારમાં બીજા જેટલા માર્ગો છે તે સર્વ માર્ગોથી આ માર્ગ અતિ વિકટ અને દુઃસાધ્ય છે મ્હાટે ત્હમારા અંતઃકરણમાં સોળે સોળ આના મોક્ષ માર્ગમાં પ્રવેશ કરવાની ઇચ્છા હોય તોજ આ માર્ગની પૃચ્છા–પરપૂછ કરજો. કેમકે આ માર્ગમાં પ્રવેશ કરવાનું કાર્ય મહાન્ શૂરવીર પુરૂષોનું છે. અહીંઆં કાયરોનુ કાર્ય નથી. એ વારંવાર ત્હમે સ્મરણમાં રાખજો. વળી માર્ગમાં ચાલતાં ચાલતાં જો થોડુ

પણ પ્રમાદ કરશો તો તત્કાલજ મોક્ષમાર્ગમાંથી તમારૂં પતન થશે. કેમકે વેદની શ્રુતિમાં કહ્યું છે કે:—"प्रमादो वै मृत्युः" અર્થાત્ પ્રમાદ એ નિશ્ચય મૃત્યુ જ છે પૂર્વે એ મોક્ષ માર્ગમાં જે જે પ્રવેશ્યા છે તે તે સર્વ સામર્થ્યશીલ શૂરવીરોજ હતા જેવી રીતે રણસંગ્રામમાં શુદ્ધ રાજવંશી ક્ષત્રિ પાછી પાની કરતાં શરમાય છે, તેમજ અધિકારી મુમુક્ષુ જનને આ મોક્ષ માર્ગમાંથી પાછા હઠતાં બહુ શરમાવું પડે છે; એટલુંજ નહિ પરંતુ તેની સંસારમાં સર્વત્ર નિંદા થાય છે. મ્હાટે સંભાળજો ? ચેતજો ! ! કે એવો પ્રસંગ આપણને પ્રાપ્ત થાય નહિ. હું આપને ખુલ્લા અંતઃકરણથી કહું છું કે આ બહુ વિકટ માર્ગ છે. ફરી પણ કહું છું કે આ બહુ વિકટ માર્ગ છે. મ્હાટે પરિપૂર્ણ પ્રેમ, શ્રદ્ધા–લગની હોય તોજ આ માર્ગમાં ચાલવા તત્પર થજો; કારણ કે આ માર્ગમાં ચાલતાં અનેક પ્રકારના લૂંટારાઓ આવે છે, અને તેઓ કાયર પુરૂષોને લુટી લઇ અનેક પ્રકારનાં કષ્ટ આપે છે. તે લુંટારાઓને જીતવાની તમારામાં અપૂર્વ હિંમ્મત હોય તોજ તમે મોક્ષ માર્ગના પ્રેમી બનજો એ લુંટારાઓ તમને અનેક પ્રકારની લાલચો બતાવશે–તમને નાના પ્રકારના રમણીય પદાર્થોથી લોભાવશે, ત્હમારી માનસિક વૃત્તિઓને ચલિત કરાવશે, તમને અનેક પ્રકારે ઉપરથી સુખો બતાવી પોતાને સ્વાધીન કરવા પ્રયત્નો કરશે પરંતુ ત્હમારી મનોવૃત્તિ સ્થિર રાખવાની તમારામાં અપૂર્વ શક્તિ હોય તોજ આ મોક્ષમાર્ગની ઇચ્છા કરજો જો દ્રઢતા પૂર્વક ઇચ્છા ધારણ કરી નાના પ્રકારના કષ્ટોને સહન કરી ત્હમે આગળ પ્રયાણ કરશો તોજ મોક્ષમંદિરમાં તમે અત્યંત આનંદ પૂર્વક પ્રવેશ કરી શકશો. અને ત્યાં બિરાજેલા શ્રી પરબ્રહ્મ પરમાત્માનાં તમને સાક્ષાત્કારદર્શન થશે અને તેથી તમારી સર્વ મનોકામના પરિપૂર્ણ થશે. એ વાર્તામાં યત્કિંચિત્ પણ સંશય નથી મ્હાટે ત્હમને હવે સાંસારિક કોઇ પણ વસ્તુ ઉપર પ્રીતિ ન હોય અર્થાત્ ત્હમારી અંતર્વૃતિ સાક્ષાત્ વૈરાગ્યથી વિભૂષિત થઈ હોય તો સર્વ સમ્બંધીઓનો પરિત્યાગ કરી પરિકર બાંધી તત્પર થાઓ ધ્યાન રાખજો ? એ [1]મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાને માટે એક પછી એક એવા ચાર વિ-

---

[1] આ ' **મોક્ષમન્દિર** " નામક પુસ્તકના ચાર દ્વાર–દરવાજા છે. યથા-

શાલ દ્વારો–દરવાજાઓ છે અને તેના અનેકાનેક સોપાનો ( પગથી-આ ) છે તેમાંથી આપણને નિર્વિઘ્ને પસાર થવાનુ છે તેથી હું પુનઃ પુનઃ આપને કહું છું કે આ વિકટ માર્ગ છે માટે જેની ઇચ્છા હોય તે ઉભા થઇ મ્હારી સાથે ચાલવા તત્પર થાઓ હું આપને **મોક્ષ મ-દિરનાં** દર્શન કરાવું; સાવધ રહેજો.

એ પ્રમાણે મહર્ષિ મુક્તેશ્વરનાં વિજ્ઞાનમય વચન શ્રવણ કરી મોક્ષ માર્ગાભિલાષી મહારાજા મુમુક્ષુવર્મા અને સમસ્ત મુમુક્ષુ મંડળ મહર્ષિ મુક્તેશ્વરની સંગાતે ચાલવા તત્પર થયા, એટલામાં મહર્ષિ મુક્તે-શ્વરની યોગ વિદ્યાના પ્રભાવથી આકાશમાંથી વિવિધ પ્રકારનાં સુન્દર મનોહર વિમાનો ઉપરાઉપરી ત્યાં આવવા લાગ્યાં અને તે વિમાનો-માં મહર્ષિ મુક્તેશ્વર, મહારાજા મુમુક્ષુ, શ્રીયુત સુપ્રજ્ઞચન્દ્ર, સુશિક્ષિત શુક, અને સમગ્ર મુમુક્ષુ મંડળ એક પછી એક બેસવા લાગ્યાં. એ પ્રસંગે મુમુક્ષુમહાલય જાણે સાક્ષાત્ અયોધ્યા નગરી હોય-તથા મર્યા-દા પુરૂષોત્તમ ભગવાન્ રામચન્દ્રજી જાણે પોતાની સમગ્ર અયોધ્યા નગરી સમેત સ્વધામ પ્રત્યે પ્રયાણ કરતા હોય એવો પ્રેક્ષક વર્ગને પ્રતિભાસ પડતો હતો સર્વ મુમુક્ષુ મંડળ એક પછી એક વિમાનમાં બેસી રહ્યા બાદ મહર્ષિ મુક્તેશ્વર નિચે પ્રમાણે કહેવા લાગ્યા.

**પ્રિયમુમુક્ષુવર્મા અને મુમુક્ષુ મંડળ ?** સાવધ રહેજો. હવે આપણે સર્વ આ દિવ્ય વિમાનોમાં બેઠા છઇએ અને મોક્ષ માર્ગ તરફ પ્ર-વાસે નિકળ્યા છઇએ તો બધા દ્રઢતાને ધારણ કરજો કારણ કે દૃઢતા સિવાય તમે મોક્ષ માર્ગમાં દુઃખી થશો. હું પુનઃપુનઃ કહું છું કે દૃઢ-તા ધારણ કરજો. કરો પ્રથમ ઇષ્ટદેવને નમસ્કાર અને બોલો સદ્ગુરૂ પરમાત્માની જય.

એવી રીતે મહર્ષિ મુક્તેશ્વરની આજ્ઞાનુસાર ત્યાં સર્વત્ર જય જય-ના ગંભીર ઘોષો થઇ રહેલા સાંભળવામાં આવતા હતા; સર્વ મુમુક્ષુ મંડળ સાવધતા પૂર્વક બેસી રહ્યા પછી–મહર્ષિ મુક્તેશ્વરે પોતાની ઝોળીમાંથી એક શંખ કાઢી તે શંખનો ગંભીર ઘોષ કર્યો. એ શંખ-નાદની સાથેજ એકપછી એક વિમાનોની પંક્તિ ગગન માર્ગ તરફ ચાલવા

---

સત્કર્મ, સદ્ધર્મ, સત્સંગ, અને સ્વાત્મસંશોધન તેમાનો આ પ્રથમ દ્વાર છે. દ્વિતિય દ્વાર સદ્ધર્મ છપાય છે, તે થોડા સમયમા બ્હાર પડશે. મૂલ્ય રૂપિઆ અઢી.

લાગી. થોડાજ સમયમાં ભુવઃસ્વઃમહુઃજનઃતપઃ અને સત્યલોકના અનેકાનેક દિવ્ય સ્થાનોનું નિરિક્ષણ કરી ત્યાંથી પુનઃ પ્રયાણ કરવા લાગ્યા ત્યાર પછી આગળ ચાલતાં મહાન્ દિવ્ય શિખરથી સુશોભિત એક મંદિર જોવામાં આવ્યુ તેને જોઈને મહર્ષિ મુક્તેશ્વર કહેવા લાગ્યા.

**પ્રિયવર મુમુક્ષુવર્મા ?** જૂઓ મ્હેલું સુશોભિત શિખર વાળું દિવ્ય મંદિર દેખવામાં આવે છે એજ મોક્ષમદિર છે. જૂઓ એ મદિરના શિખર ઉપર પવિત્ર પતાકા ફરકી રહી છે, એમાં શું લખ્યું છે? શ્રવણ કરો હુ આપને સંભળાવું છુ એ પવિત્ર પતાકાના મધ્ય ભાગમાંઃ—

**॥ श्लोक ॥**

**मोमाराममदंद्वे हयागदलनंभषः ।**
**अष्टौ येषां न विद्यन्ते तेषां मोक्षः पदे पदे ॥१३॥**

**ભાવાર્થ**—મોહ, માયા, રાગ, મદ, મલ, માન, દંભ, અને દ્વેષ એ આઠ જેમાં નથી તેમને પગલે પગલે મોક્ષની પ્રાપ્તિ થાય છે.

એ પ્રમાણે લખ્યું છે, આ સંબંધી રહસ્ય એ છે કે જ્યારે મોહાદિક એ આઠ પદાર્થોથી રહિત થવાય ત્યારેજ મોક્ષમન્દિરમાં પ્રવેશ કરી શકાય છે. જો એ આઠ પદાર્થોમાંથી એક પણ પદાર્થનો અંશ જ્યાં સુધી જીવમાં હોય છે ત્યા સુધી તે જીવ મોક્ષ મન્દિરમાં પ્રવેશ કરી શકતો નથી. એ સર્વથા નિશ્ચિત સિધાન્ત છે. અને એજ પવિત્ર સિદ્ધાન્તાનુસાર મ્હોટા મ્હોટા મહર્ષિઓ, આચરણ કરી મોક્ષમન્દિરમાં પ્રવેશ કરવાને ભાગ્યશાળી થયા છે. માટે તમારે પણ એ સર્વ પદાર્થોથી સમ્યક્ પ્રકારે વિમુક્ત થવું ઉચિત છે; અને એ પવિત્ર પતાકા પણ એજ પ્રમાણે સૂચવે છે. એ આપને રૂડે પ્રકારે સમજવામાં આવ્યું હશે.

**પ્રિયતમ મુમુક્ષુવર્મા અને મુમુક્ષુમંડળ ?** ચાલો, આપણે સર્વ આ મોક્ષમંદિરના પ્રથમ દ્વારમાં પ્રવેશ કરીએ. જુઓ આ દ્વાર ( દરવાજા ) ઉપર મ્હોટા સુવર્ણમય–સુશોભિત અક્ષરોથી શુ લખવામાં આવ્યું છે? તુમે એ અક્ષરો બરાબર વાંચી શકો છો કે નહિ ? જો ન વાંચી શકતા હો–જો ન સમજી શકતા હો તો સાંભળો; હું આપને સ્પષ્ટતાપૂર્વક સમજાવુંછું તે ઉપર આપ સર્વ એકાગ્ર વૃત્તિ પૂર્વક લક્ષ્ય આપશો અને ત્યાર પછી તેનું સારી રીતે મનન કરશો.

**રાજન્**! આ મોક્ષ મંદિરનો પ્રથમ દ્વાર ( દરવાજો ) છે. અને તેના ઉપર આ સુવર્ણ અક્ષરોથી " **सत्कर्म** " એ પ્રમાણે લખવામાં આવેલ છે તત્સમ્બંધી રહસ્ય એ છે કે.—જે જિજ્ઞાસુઓને આ મોક્ષમંદિરમાં પ્રવેશ કરવું હોય તેને સર્વથી પ્રથમ " **सत्कर्म** " પરાયણ થવાની આવશ્યકતા છે. અર્થાત જે જે સજ્જનો–અધિકારીઓ " **सत्कर्म** " ને સમ્પાદન કરી સદાચારમાં પ્રવર્ત્તે છે તેમનેજ આ મોક્ષ મંદિરના પ્રથમ દ્વાર ( દરવાજા ) મા પ્રવેશ કરવાનો અધિકાર છે. ચાલો આપણે એ દ્વારની અંતર્ગત ચાલીએ. અંદર ચાલતાં મહર્ષિ મુક્તેશ્વર કહેવા લાગ્યા. જુઓ આ **પ્રથમ દ્વારનો પ્રથમ સોપાન** છે, એમાં શું લખ્યું છે ! વાચો, વિચારો, નિહાળો, ધ્યાન આપો, હું આપને સમજાવું છુ. **રાજાધિરાજ** ! આ પ્રથમ સોપાન ઉપર લખ્યું છે કે —" **विषयो अे विष करतां पण विषम छे.** માટે આ વાક્ય ઉપર તમે બરાબર ધ્યાન આપજો. જો આપ સર્વ મુમુક્ષુ જનોને **મોક્ષ**-મંદિરમાં પ્રવેશ કરવું હોય તો આ વાક્યમાંના પ્રત્યેક્ અક્ષરનું મનન કરજો–રે બહુજ સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરજો; કેમકે જ્યાં સુધી જીવાત્મા વિષ સમાન વિષયોમા બંધાયમાન હોય છે ત્યા સુધી એને મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થઇ શકતો નથી માટે જ એ વિષ સમાન વિષયોથી દૂર રહી સદા સર્વદા ચિત્તની એકાગ્રવૃત્તિનું અવલંબન કરી સમાધિ સંપાદન કરવા અભ્યાસશીલ થજો કેમકે બદ્ધ અને વિમુક્ત સમ્બંધી મહર્ષિઓ કથન કરી ગયા છે કે.—

**बद्धो हि को यो विषयानुरागी ॥**
**को वा विमुक्तो विषये विरक्तः ॥**

( **मणिरत्नमाला** )

---

આ " મણિરત્નમાલા ' નામક ઉત્તમોત્તમ ગ્રંથ અમારા છપાવેલા શ્રી **વેદાંતસ્તોત્ર પ્રભાકર**મા ગુજરાતી અર્થ સહિત છાપવામા આવ્યો છે, તથા બીજા પણ ચોવીશ ઉત્તમોત્તમ સ્તોત્રો અર્થ સહિત છાપવામાં આવ્યા છે. મૂલ્ય માત્ર આઠ આના. એ પુસ્તક કચ્છ મોથાલા **રૂષિપ્રભાકર** મહારાજના આશ્રમમાથી મળશે. અત્યંત ઉપયોગી પુસ્તક છે.

અર્થાત્ વિષયોમાં જે જીવ પ્રીતિ કરવાવાળો છે તે બંધાયલો કહેવાય છે. અને વિષયોથી જે વિરક્ત ( પ્રીતિ વિનાનો ) છે તે જીવ વિમુક્ત છે. એ પ્રમાણે શ્રુતિ સ્મૃતિ પ્રભૃતિ સર્વ સચ્છાસ્ત્ર સંમત નિશ્ચિત સિદ્ધાન્ત છે. એમાં યત્કિંચિત્ પણ સન્દેહ નથી. હવે વિષય એટલે શું તે પ્રથમ જાણવાની જરૂર છે. કારણ કે જે પદાર્થનો પરિત્યાગ કરવો હોય, તત્સમ્બંધી પ્રથમ લક્ષણ જાણવું જોઇએ. માટે હું આપને જે કંઈ કહું છું તે આપ સાવધાનપણાથી શ્રવણ કરશો.

**વિષય સંબંધી વિદ્વતા-યુક્ત વિસ્તૃતવિવેચન.**

રાજેન્દ્ર ! સાંભળવાના, સ્પર્શ કરવાના, જોવાના, ચાખવાના અને સુંઘવાના વિવિધ પદાર્થો કે જે અંતઃકરણને ઇન્દ્રિય દ્વારા મોહ કરે છે તે **વિષયો** કહેવાય છે. એવા વિષયો પાંચ છે અને એ પાંચ વિષયો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એવા નામોથી ઓળખાય છે. એ પ્રમાણે એ પાંચે વિષયને ગ્રહણ કરનારી પાંચ ઇન્દ્રિયો છે તેને તત્વવેત્તા ( આત્મ-જ્ઞાની ) પુરૂષો જ્ઞાનેન્દ્રિય કહે છે. અને એ પાંચ જ્ઞાનેન્દ્રિઓ શ્રોત્ર, ત્વક્ , ચક્ષુ, જીવ્હા, અને ઘ્રાણ ( નાસિકા ) એ નામોથી ઓળખાય છે હવે હું આપને જરા વિસ્તૃત-વિવેચન પૂર્વક સમજાવું છું તે આ-પ ધ્યાનમાં રાખશો.

મહારાજા મુમુક્ષુવર્મા ? પ્રથમ શ્રોત્ર એટલે કર્ણ ( કાન ) એ જ્ઞાનેન્દ્રિય શબ્દ વિષયમાં આશક્ત થાય છે, દ્વિતીય ત્વક્ અર્થાત્ ત્વચા ( ચામડી ) એ જ્ઞાનેન્દ્રિય સ્પર્શ વિષયમાં આસક્ત થાય છે. તૃ-તિય ચક્ષુ એટલે આંખ એ જ્ઞાનેન્દ્રિય રૂપ વિષયમાં આસક્ત થાય છે ચતુર્થ જીવ્હા એટલે જીભ એ જ્ઞાનેન્દ્રિય રસ વિષયમાં આસક્ત થાય છે અને પંચમ ઘ્રાણ એટલે નાસિકા એ જ્ઞાનેન્દ્રિય ગંધ વિષયમાં આસ-ક્ત થાય છે એ પ્રમાણે એ પાંચેય વિષયમાં પાંચે જ્ઞાનેન્દ્રિય આસ-ક્ત થવાથી અંતઃકરણને ક્ષોભ થતાં બંધન થાય છે. એટલા માટેજ એ બંધન કરનારા સંસાર સમ્બંધી વિષયોથી દૂર રહેવા માટે આ મોક્ષ મંદિરના પ્રથમ દ્વાર “ **सत्कर्म** ” નું પ્રથમ-સોપાન-પગથીઉ “ **विषयो ए विष करतां पण विषम छे** ” એ નિર્માણ કરવામાં આવ્યું છે અમારા ઋષિ કૂલદીપક મહાત્મા શિરોમણિ અષ્ટાવક્ર મુનિએ રાજર્ષિ જનક પ્રત્યે સદ્‌બોધ કરતાં પ્રારંભમાંજ કહ્યું હતું કે:-હે રાજન્! મોક્ષ

સમ્પાદન કરવાની જો ઇચ્છા હોય તો વિષ કહેતાં ઝેરની પેઠે વિષયોને છોડી દે. આજ અક્ષરશઃ સદ્બોધક વાક્યો હું તમને કહુ છું અને એ વાક્યો ઉપર તમારે અત્યંત ધ્યાન આપવાનું છે. મહાત્મા પુરૂષોએ વિષયોને વિષની પેઠે સમજી તજવાનું જે ઉપદેશ પ્રદાન કર્યું છે, તે સર્વાંશે યથાર્થજ છે, કેમકે જેવી રીતે ઝેરનો નિશો મનુષ્યનો ચિત-ભ્રમ કરી નાશ કરે છે તેવી રીતે વિષયોનો નિશો પણ ચિત્તને વિવિધ પ્રકારે ભ્રમિત કરી અતિમ્ નાશ કરે છે તથા જેવી રીતે વિષ ( ઝેર )-ના નિશાથી ભ્રમિત થયેલા ચિત્તમાં વિવેક રહેતો નથી તેવીજ રીતે વિષયોના નિશાથી ભમેલા ચિત્તમા પણ વિવેક રહેવા પામતો નથી, જેથી આ સંસારમાં શું કર્ત્તવ્યાકર્ત્તવ્ય છે કિમ્વા શું શું સારાસાર છે તે લવલેશ પણ સમજાતુ નથી, એટલુજ નહિ પરંતુ હુ કોણ છું, તે સુદ્ધાન્ત પણ સ્મરણ રહેતુ નથી માટે એ પ્રમાણે નાના પ્રકારના કષ્ટ આપનારા તથા સંસારમાં સારી પેઠે બંધન કરવાવાળા વિષયો ખરેખર તજવા યોગ્ય છે.

આ પ્રસંગે મ્હારે ત્હમને જણાવવું જોઇએ કે—તજવું એટલે આપણા હાથમાં કોઇ પદાર્થ હોય તેમને નાંખી દઇએ, તેમ નહિ; પરંતુ તેનું યથાર્થ સ્વરૂપ ઓળખી તેમાથી પ્રીતિ છોડી દેવી જોઇએ એજ વિષયોનું યથાર્થ પરિત્યાગ છે એ સ્મરણમા રાખજો.

રાજર્ષિ મુમુક્ષુવર્મા! ઉપર જે પાંચ વિષયો સંબધી મે તમારી પાસે વર્ણન કર્યું છે તેમાંથી હવે પુનઃ-ક્રમાનુસાર એ વિષયો શેમાંથી થાય છે તે ત્હમે સર્વ સારી રીતે જાણી શકો એ પ્રમાણે હું સમજાવું છુ શ્રવણ કરો. પ્રથમ શબ્દ વિષય જે છે તે આકાશનો છે; એ આકાશમાંથી થાય છે અને આકાશના ભાગથીજ થયેલા કાન તેને સાંભળે છે. દ્વિતીય સ્પર્શ વિષય વાયુનો છે, વાયુમાંથી થાય છે, અને વાયુના ભાગની ત્વચા ઇન્દ્રિય તેને જાણે છે. તૃતીય રૂપ વિષય તેજનો છે, તેજમાંથી થાય છે અને તેજના ભાગની ચક્ષુ ઇન્દ્રિય તેને જાણે છે. ચતુર્થ રસવિષય જ-લનો છે, એ જલ થકી ઉત્પન્ન થાય છે અને જલના ભાગની જીવ્હા ઇન્દ્રિય તેને જાણે છે. અને પંચમ ગંધ વિષય પૃથ્વીનો છે, પૃથ્વિમાંથી થાય છે અને પૃથ્વિના ભાગની ઘ્રાણ ઇન્દ્રિય તેને જાણે છે એવી રીતે અર્થાત વેદાન્તસિદ્ધાન્તાનુસાર જો સમજાય તો પછી વિષયોથી ઉપ-

કરવામાં કાંઈ પણ કાઠીન્યતા નથી; પરંતુ એ વિષયો મારા છે અને હું તેનો ભોગવનાર છુ એ પ્રમણે જ્યાં સુધી મમત્વ છે ત્યાં સુધી જ તે તજવા કઠણ થઇ પડે છે.

**મુમુક્ષુ મંડળ!** કદાચ આપમાંથી કોઇને એવી શકા ઉદ્ભવે કે:–વિષયો વિનાનું મન રહી શકતું નથી તો તત્સમ્બંધી સમાધાન એ છે કે:–જ્યારે વિષય વિનાનું મન થાય ત્યારેજ બંધન ટળે છે. પરંતુ મનનો ચંચલ સ્વભાવ હોવાથી અથવા કોઇ મંદ મુમુક્ષુ હોવાથી તેમનું મન સ્થિર ન રહેતું હોય તો તેમણે મનના જય માટે અભ્યાસ અને વૈરાગ્ય એ ઉભયનું સમ્પાદન કરવું અને તે વિષયોના બદલે અન્ય ભવબન્ધનમાંથી મુક્ત થવામાં સ્હા'યતા કરનારા સદ્ગુણોની ક્યાં ન્યૂનતા છે? મહર્ષિ અષ્ટાવક્રજી એજ શ્લોકના ઉતરાર્દ્ધમાં સદ્બોધ પ્રદાન કરતાં જણાવે છે કે:–

**क्षमार्जवदयातोषसत्यंपी[illegible]षवद्भजः ॥**

અર્થાત્ વિષયોના બદલે ક્ષમા, આર્જવ=સરળતા, દયા, સંતોષ, અને સત્ય એ ( સર્વ ) નું અમૃતની પેઠે સેવન કરવું યથાર્થ છે. માટે એવી રીતે શબ્દાદિક વિષયોના બદલે આ પવિત્ર સદ્ગુણોમાં આસક્તિ કરવી એ અત્યુત્તમ વાર્તા છે. તથા એ ગુણોને જે અમૃતની ઉપમા આપવામાં આવી છે તે પણ યથાર્થજ છે. કેમકે અમૃતના પાનથી મનુષ્ય જેમ અજર–અમર થાય છે તેમ આ પાંચ સદ્ગુણોના સેવન કરવાથી પણ મનુષ્ય અજર–અમર થાય છે. અર્થાત્ સાંસારિક વ્યાવહારાદિ કાર્યોમાં પણ આવા ઉત્તમોત્તમ સદ્ગુણોના સેવનથી સત્કીર્તિ વિગેરેની પ્રાપ્તિ થાય છે; અને પરમાર્થમાં એ સદ્ગુણો અંતઃકરણને શુદ્ધ કરે છે. અને અંતઃકરણની શુદ્ધિ થઇ એટલે મોક્ષ પદની પ્રાપ્તિ સુલભ થાય છે. કે જે પદની પ્રાપ્તિ થયા પછી જ્યાંથી કોઇ દિવસ પડવું પડતું નથી એ હેતુથી અમૃતને જેમ સજ્જન પુરૂષો સેવે છે તેમ આ અમૃત સમાન સદ્ગુણોનું પણ સસ્નેહ સેવન કરવું જોઇએ. માટે પાંચ વિષયોના બદલે આ પાંચ સદ્ગુણોને ગ્રહણ કરવાને સર્વ પ્રકારે પ્રયત્નશીલ થવુ યોગ્ય છે. આવી શુભ પદ્ધતિ ગ્રહણ કરવાથી મનુષ્યનું જીવન કૃત્ય કૃત્ય થાય છે; અને શબ્દાદિક

વિષયોને ગૃહણ કરનારી ઇન્દ્રિયો જેમાંથી થાય છે તે પંચ મહાભૂતો પણ આપણે નથી તો તે વિષયો તે આપણે કયાથી હોઇએ કે તેનું ખોટું મમત્વ ધારણ કરીએ-રે એવું ખોટું મમત્વ ધારણ કરવાથી પ્રત્યેક પ્રાણીનું પતન થાય છે અને તેથી એવા પામર પ્રાણીઓ પુનઃ પુનઃ જન્મ મરણના ભોક્તા થઇ વિવેધ પ્રકારના અસહ્ય દુઃખો સહન કરે છે. મહર્ષિ અષ્ટાવક્રજી વદી ગયા છે કેઃ—

**न पृथ्वी न जलं नाग्नि र्न वायुर्द्यौर्न वा भवान् ।**
**एषां साक्षिणमात्मानं चिद्रूपं विद्धि मुक्तये ॥ १४ ॥**

**ભાવાર્થઃ**—તું પૃથ્વિ નથી, જલ નથી, તેજ નથી, વાયુ નથી, અને આકાશ પણ તું નથી. મુકત થવાને માટે એ સર્વનો સાક્ષી ચેતન રૂપ તું પોતાને જાણ. એ પ્રમાણે પાંચભૂત ( પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ ) પણ આપણે નથી કેમકે તેનાથી પૃથક્ ( જૂદા ) તેના સાક્ષી છિએ. ત્યારે તેથી થનારા ઇન્દ્રિયોના વિષયો તે આપણા શા માટે હોય કે જેના જૂઠા મમત્વથી બંધન થાય. એવી રીતે સદ્વિચાર કરવાથી વિષયોનું બહુજ સરળતા પૂર્વક ત્યાગ કરી શકાય છે.

મહારાજા મુમુક્ષુવર્મન્ ! કદાચ્ આપને એ પ્રમાણે શંકા ઉદ્‌ભવે કેઃ-ઇન્દ્રિયો અને વિષયોનો પરસ્પર સંબંધ છે માટે ઇન્દ્રિયો પોત પોતાના વિષયોને ગ્રહણ કર્યા વિના રહે નહિ તેમજ "**इन्द्रियाणांद्रियार्थेषुवर्तंत**" એ શ્રીમદ્‌ભગવદ્ ગીતાના વકયનો "**ઇન્દ્રિયો ઇન્દ્રિયોના અર્થમાં એટલે વિષયોમાં પ્રવર્તે છે**" એ પ્રમાણે અર્થ થાય છે તો તેની શી વ્યવસ્થા થશે? તો આ શંકાનું સમાધાન એ પ્રમાણે કરવામાં આવે છે કેઃ- એ પદમાં ઇન્દ્રિય અને વિષયોમાંથી મમત્વનો પરિત્યાગ કરી તેનથી પૃથક્ પોતાનું શુદ્ધ સ્વરૂપ સમજવાનો અમૂલ્ય હેતુ રહ્યો છે તે હેતુ-ઉદ્દેશ શુદ્ધ ભાવથી સમજી લેવો જોઇએ. કેવળ શબ્દાર્થ ઉપર વળગી રહેવું જોઇએ નહિ. કેમકે પ્રત્યેક વાર્તામાં પૂર્વાપર- ( આગળ-પછળ ) નો સમ્બંધ તથા વાકયાર્થનું તાત્પર્ય પણ વિચારવું જોઇએ તોજ તેનાથી ફળની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ યથાર્થ અર્થ સમજાય છે.

પ્રિયતમ મુમુક્ષુ અને મુમુક્ષુ મંડળ! આપ સર્વ કલ્પના કરો કે કોઇ એક શ્રીમાન્ સદ્‌ગૃહસ્થે પોતાના અનુચર–નોકર–કિંકરને આજ્ઞા કરી કે "भो भृत्य त्वं सैंधवमानय" અર્થાત્ હે ભૃત્ય ( નોકર ) તું સૈંધવ લઇ આવ ? એ પ્રમાણે તેને શ્રીમાનની આજ્ઞા થતાં તે નોકરે પ્રથમ સમય અર્થાત્ પ્રકરણનો વિચાર કરવો જોઇએ. કેમકે સૈંધવ નામ બે પદાર્થનો છે જેમકે એક અશ્વનું અને બીજું લવણનું. જો સ્વસ્વામીનો ગમન સમય હોય તો અશ્વ ( ઘોડો ) અને ભોજન સમય હોય તો લવણ લાવવું ઉચિત છે. જો ગમન સમયે લવણ અને ભોજન સમયે અશ્વ-ઘોડો લાવે તો તેનો સ્વામી તેના ઉપર ક્રોધ કરી કહેશે કે તું નિર્બુદ્ધિમાન પુરૂષ છે; કેમકે ગમન સમયે લવણ અને ભોજન સમયે ઘોડો લાવવાનું શું પ્રયોજન હતું ? તું પ્રકરણ વિત્ ( જાણનાર ) નથી નહિતો જે સમયમાં જેને લાવવું જોઇતું હતું તેજ લાવત. ત્હારે પ્રકરણનો વિચાર કરવો આવશ્યક હતો. તે તેં કર્યો નહિ એટલા માટે તું મૂર્ખ છે. મ્હારી પાસેથી ચાલ્યો જા. એ દ્રષ્ટાન્તથી શું સિદ્ધ થયું કે જ્યાં જેનું ગ્રહણ કરવું ઉચિત હોય ત્યાં તેજ અર્થનું ગ્રહણ કરવું જોઇએ. વળી શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં જે इन्द्रियाणींद्रियार्थेषुवर्तंत એ પ્રમાણે જે ઉલ્લેખ કરવામાં આવેલ છે. તે પરમેશ્વર શ્રીકૃષ્ણચન્દ્ર ભગવાન્ કદી પણ અવળો ઉપદેશ આપે નહિ તે સિવાય ઇન્દ્રિયો અને વિષયોનો સંબંધ છે તો સારા વિષયો ક્યાં થોડા છે ? જેમકે શ્રવણ ઇન્દ્રિયનો શબ્દ વિષય છે તો ભગવદ્‌ભજન કિંવા આત્મજ્ઞાન રૂપ કલ્યાણ કરનારા—પવિત્ર વચનો --શબ્દો શ્રવણ કરો; ત્વચા ઇન્દ્રિયનો વિષય સ્પર્શ છે તો તે ગંગા, યમુના, નર્મદા, કાવેરી, વિગેરે પવિત્ર તીર્થનાં જલનો સ્પર્શ કરો અથવા મહાપુરૂષો કે જેઓ કેવળ પરમાર્થ માટે જગત્‌માં અવતાર ધારણ કરનારા છે તેમને મળો; ચક્ષુ ઇન્દ્રિયનો રૂપ વિષય છે તો શ્રીકૃષ્ણ ચન્દ્ર, શ્રીરામચન્દ્ર પ્રભૃતિ પરમેશ્વરની વિવિધ પ્રતિમાઓના કિમ્વા જ્ઞાનભક્તિ અને વૈરાગ્યથી વિભૂષિત થયેલા ઋષિ, મહર્ષિ મહા પુરુષોનાં દર્શન કરો. જીવ્હા ઇન્દ્રિયનો રસ વિષય છે તો તે ભગવદ્ ભજનરૂપ અમૃત રસનો સ્વાદ લ્યો; અને ઘ્રાણ ( નાસિકા ) ઇન્દ્રિયનો વિષય ગંધ છે તો તે પરમેશ્વરનાં નિર્માલ્ય વિગેરેનો સુગંધ લ્યો.

એ પ્રમાણે જે કોઈ મુમુક્ષુ વર્ય પોતાની ઇન્દ્રિયોને ઉત્તમ માર્ગમાં પ્રવર્તાવે તેવા પુરૂષને ખરેખર સચ્ચરિત્રશાલી જાણવો જોઇએ; અને જે પામર જીવો અહુ-મમત્વથી અનિષ્ટ વિષયોમાં પ્રીતિવાળા હોય છે તેઓ અહંકારમાં ઉન્મત બની છતે નેત્રે અંધ થઈ પોતાના કલ્યાણની વાર્તાને બિલકુલ સમજતા નથી, તેવા નરાધમો ધિક્કાર પણાને પ્રાપ્ત થાય છે અને વારંવાર ચોર્યાસીમાં રખડી-રઝળી નાના પ્રકારનાં દુઃખોને ભોગવે છે માટે ઇન્દ્રિયોદ્વારા અનિષ્ટ વિષયોમાં પ્રીતિ રાખવી તે ખરેખર બંધન રુપ જ છે.

રાજર્ષિ **મુમુક્ષુ**! ત્હમે ધ્યાનમાં રાખજો કે ઇન્દ્રિયો જાણનારાં છે પણ માનનારાં નથી, માનનારો તો જીવ છે. અને તે જીવ જ સારૂં નરતું માની બેસે છે અને એ માટે જ જીવને બંધન થાય છે. માટે વિનાશી અને પરિણામે મહાન્ દુઃખદ વિષયોમાં જે સુબુદ્ધિ છે તેને છોડી દઇને ઈન્દ્રિયોને વિષયોમાં જતાં રોકી રાખવાં. **સાંભળો!** શ્રીમદ્ ભગવદ્ ગીતામાં **શ્રીકૃષ્ણ** ભગવાને પોતાના પરમ સખા અર્જુનના પ્રત્યે વદિ ગયા છે કેઃ—

**तानि सर्वाणि संयम्य युक्त आसीतमत्परः ॥**

**वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥**

( અધ્યાય ૨, શ્લો. ૬૧ )

**ભાવાર્થઃ**-મુનિએ તે સર્વ ઇન્દ્રિયોને વશ કરી લઇને મ્હારે પરાયણ થાવું. જેને ઇન્દ્રિયો વશ હોય તેનીજ સ્થિર બુદ્ધિ કહેવાય છે, એટલા માટે સર્વ ઇન્દ્રિયોના સમૂહને વિષયોના અનિત્ય ભોગમાં-થી પાછી વાળી ઇશ્વરમાં જોડી દેવી જોઇએ. રાજેન્દ્ર! કદાચ એમાં પણ વળી કોઇને સંશય ઉત્પન્ન થાય કે ઇન્દ્રિયો પોત પોતાના સ્વા-ભાવિક ધર્મમાંથી પ્રીતિ કેમ છોડે? તો તત્સમ્બન્ધી સમાધાન એ છે કે જ્યારે શ્રવણેન્દ્રિયનો પ્રત્યેક્ શબ્દ શ્રવણ કરવાનો ધર્મ છે તેથી જ્યારે નિંદા વિગેરે સાંભળે છે ત્યારે તેનાથી તેને દુઃખની પ્રાપ્તિ કેમ થાય છે? વળી જો ત્વચા ઇન્દ્રિયનો ધર્મ શીત, ઉષ્ણ, અને કઠિન જાણવાનો છે તો પાવક ( અગ્નિ ) ના અડી જવાથી-દાઝી જવાથી હાય રે-વોયરે શા માટે થાય છે? જો ચક્ષુ ઇન્દ્રિયનો રૂપ જોવાનો ધર્મ

છે, તો શબ ( મુડદાં ) વગેરેને જ્યારે દેખે છે ત્યારે નીચું શામાટે જોઈ જાય છે? જો જીવ્હા ઇન્દ્રિયનો ધર્મ રસ ચાખવાનો છે તો આમલી જેવા ખાટા પદાર્થ કેમ ખાતી નથી? તથા ક્વચિત્ પ્રસંગવશાત્ કટુ ઔષધ ચાખવું પડે છે તો મ્હોઢું કેમ બગડી જાય છે? જો ઘ્રાણ ( નાસિકા ) ઇન્દ્રિયનો ધર્મ સુંઘવાનો છે તો મલ મુત્રાદિકની નઠારી વાસ આવે ત્યારે નાસિકા આગળ લુગડું શામાટે આપવું પડે છે? જો વાણીનો વિષય બોલવાનો છે તો જે પિતા હોય તેને પુત્ર કેમ કહેતી નથી? જો હાથનો વિષય લેવાનો છે તો ધાતુ વિગેરે આપીને ધૂળ શામાટે ન લે? જો પાદ ( પગ ) નો વિષય ચાલવાનો છે તો ઉત્તમ માર્ગનો પરિત્યાગ કરી કૂવા ઉપર કિંવા કાંટાની વાડ ઉપર કાં ન ચાલે? આ સમગ્ર કથનના રહસ્ય રુપે સમજવાનું એ છે કેઃ–સર્વ ઇન્દ્રિયો પોત પોતાના વિષય પ્રમાણે વિષયો ગ્રહણ કરે ખરી પરંતુ તે વિવેકથી યોગ્યાયોગ્ય વિચારીનેજ કરે છે

રાજેન્દ્ર ? એવી રીતે જ્યારે વ્યાવહારિક કાર્યોમાં પણ ઇન્દ્રિયો વિચારીને વર્તે છે ત્યારે પારમાર્થિક પણામાં પણ વિચાર પૂર્વક વર્ત્તાવવી જોઇએ. અર્થાત્ પ્રત્યેક્ જિજ્ઞાસુએ પોતાની વિવેકવતી બુદ્ધિથી સારૂં હોય તે ગ્રહણ કરવું અને નઠારું હોય તે છોડી દેવું ઉચિત છે. પરંતુ " ઇન્દ્રિયો ઇન્દ્રિયોના અર્થમાં પ્રવર્તે " એ પ્રમાણે ઉલટો અર્થ ગ્રહણ કરી કયારે ભૂલે ચૂકે પણ અસત્ય અને નિંદ્ય માર્ગમાં પ્રવેશ કરવું જોઇએ નહિ.

પ્રિય મુમુક્ષુવર્ગો ? જેઓ " ઇન્દ્રિયો ઈન્દ્રિયોના અર્થમાં પ્રવર્ત્તે " આ શ્રીમદ્દભગવદ્ ગીતાના પરમ પ્રમાણ રુપ વચનને અવળા માર્ગમાં સંયોજી અને સ્વેચ્છાચારમાં પ્રવર્તે છે તેવા વેષ ધારી–દુરાચારી પામરો, રે નરાધમોની અત્યંત નઠારી ગતિ થાય છે તે હું આપને આગળ **મોક્ષમન્દિરના દ્વિતીય દ્વાર સદ્ધર્મમાં** સવિસ્તર વર્ણન પૂર્વક સંભળાવીશ.

વત્સ ? જેટલી ઇન્દ્રિયો છે એ સર્વ મનને આધીન છે માટે મોક્ષમાર્ગાનુગામી સજ્જન પુરુષોએ પોતાના અંતઃકરણમાં વિવેકને ધારણ કરી મહાન્ ચંચલ સ્વભાવવાળા મનને પોતાને સ્વાધીન કરી

એ ઇન્દ્રિયોને વિષયમાંથી અટકાવી સત્કર્ત્તવ્યમાં જોડવી જોઇએ. એ સંબંધમાં મહર્ષિ અષ્ટાવક્રજી વદી ગયા છે કેઃ—

**मोक्षो विषयवैरस्यं बंधो वैषायिको रसः**

**एतावदेव विज्ञानं यथेच्छासि तथा कुरु ॥ १५ ॥**

**ભાવાર્થ**:—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ નાના પ્રકારના સંસારના ભોગ રૂપ વિષયોમાં **वैरस्य** અર્થાત દોષ દ્રષ્ટિથી અભાવ હોય તેનું નામ મોક્ષ કહેવાય છે. જાણવાનું પણ આટલુંજ છે માટે ઇચ્છામાં આવે તેમ કરવું અર્થાત્ જો સંસારના બંધનમાં બંધાવું હોય તો તે ( વિષયો ) માં પ્રેમ રાખવું અને મુકત થવું હોય તો વૈરાગ્ય ધારણ કરવું, પરંતુ એટલું તો નિશ્ચિત છે કેઃ-ભલે ગમે તેવો સમર્થ શાસ્ત્ર જાણનાર–વિદ્વાન્ હોય પરતુ જો વિષયોમાં ફસાયો હોય તો તેવો સમર્થ પણ દુઃખ ભોક્તા થાય છે. વળી એક એક વિષયનું પણ જે સેવન કરે છે તેવા પ્રાણીની પણ અનિષ્ઠ ગતિ થાય છે તો જેઓ સામટા પાંચે વિષયોનું એક સરખી રીતે સેવન કરે છે તેની અનિષ્ઠ–નઠારી ગતિ થાય એમાં આશ્ચર્ય શું ?

**રાજેન્દ્ર**! મૃગની મતિ મહાન્ વેગવાળી હોય છે પરંતુ કોઇ વ્યાધ–પારાધી જ્યારે તેને પકડવાની ઇચ્છા કરે છે ત્યારે વનમાં જઇને બાંસુરી–વીણા નામક મધુર વાદ્યને વગાડે છે; એવી રીતે તે વાજીંત્રની મનહર ધ્વનિ શ્રવણ કરી તે મૃગ શબ્દ વિષયમાં વ્યાકુલ થઇ પોતાના સ્વરૂપનું ભાન ભૂલી જાય છે અને તેથી તે ભાન વગરના મૃગને તે પારાધી પોતાના શસ્ત્ર વડે મારી પોતાનું કાર્ય સિદ્ધ કરે છે. **પ્રિયમુમુક્ષવર્મા**! આ વાર્તાથી આપને સમ્યક્ પ્રકારે જાણવામાં આવ્યું હશે કે માત્ર એક શબ્દ વિષયમાં તલ્લીન થવાથી મૃગ પોતાનો પ્રાણ અલ્પ સમયમાં ખોઇ બેસે છે. અને એજ પ્રમાણે સ્પર્શ વિષયમાં તલ્લીન મહાન્ મદોન્મત્ત હાથી પણ મૃત્યુને પ્રાપ્ત થાય છે. જેમકે સ્પર્શ વિષય ત્વચા ઇન્દ્રિયનો છે એટલે જ્યારે હાથીને પકડવાની કોઇના અંતઃકરણમાં ઇચ્છા ઉત્પન્ન થાય છે, ત્યારે તે મનુષ્ય મહાવનમાં જઇને પ્રથમ એક કાષ્ટની બનાવટી હાથણી બનાવે છે અને

તેની ઉપર અનેક પ્રકારે રંગ ચ્હઢાવીને તેની નિચે જમીનમાં ઉંડો ખાડો ખોદી તેની ઉપર અત્યંત યુક્તિપૂર્વક બનાવેલી પહેલી કૃત્રિમ-ખોટી બનાવટી કાષ્ટની હાથિણીને ઉભી કરે છે, એટલામાં હાથી આવે છે ને કૃત્રિમ હાથિણીને સાચી માની કામાતુર થઇ તે હાથી ખ્હેલા મત્યાવી ખોટી હાથેણીને સ્પર્શ કરવા દોડે છે કે તરત ખ્હેલા ઉંડા ખાડામાં પડીને પરવશ થઇ પછી અનેક દુઃસહ દુઃખો ભોગવે છે. જ્યારે એ પ્રમાણે બનાવટી કાષ્ટની હાથિણીને સ્પર્શ કરવાના હેતુથી તે મહાન્ ઉન્મત્ત બળવાન હાથી જેવો પ્રાણી પણ નિર્બળ થઇ અંતિમ્ મૃત્યુને પ્રાપ્ત થાય છે; તો પછી સ્પર્શ વિષયમાં અહર્નિશ રચી-પચી રહેનારા એવા પામર જીવો નાના પ્રકારનાં કષ્ટને પ્રાપ્ત થાય એમાં પૂછવું શું? એવી રીતે રૂપ વિષય ચક્ષુ ઇન્દ્રિયનો છે અને તેને આધિન થવાથી એક પળવારમાં પતંગીઓ પોતાના પ્રાણ ગુમાવી બેસે છે એ શુ આપથી અજ્ઞાત છે? અર્થાત્ દીપની દેદીપ્યમાન શિખાને જોઇ તેના પ્રકાશમાં લયલીન થઇ-મોહિત થઈ તે પતંગીઓ દીપની ઝાળમાં પ્રવેશ કરે છે અને તેથી તે તરતજ બળીને ભસ્મ થઈ જાય છે. એવીજ રીતે રસ વિષય જીહ્વા ઇન્દ્રિયનો છે, એટલે જ્યારે જ્યારે કોઇ માછલાના મારનારા ઢીમર લોકો માછલાંઓને મારવા તત્પર થાય છે ત્યારે ત્યારે લોઢાની આંકડીઓ બનાવી તેના અગ્ર ભાગમાં માંસ વિગેરે ખાવાની વસ્તુઓ લગાડી તે આંકડીઓને રજ્જુ -દોરી બાંધી પાણીમાં નાંખે છે, ત્યાર પછી તે માછલાંઓ ખાવાની લાલચે રસનાના સ્વાદમા આતુર થઈ આંકડીઓમાંના માંસ વિગેરે ખાદ્ય પદાર્થને ખાવા જાય છે અને તેથી તે લોઢાની આંકડીઓ તેના કંઠમાં ભરાતાં તરત મૃત્યુને પ્રાપ્ત થાય છે એવીજ રીતે ગંધ વિષય ઘ્રાણ (નાસિકા) ઇન્દ્રિયનો છે અને તેથી ભ્રમર (ભમરો) મૃત્યુને પ્રાપ્ત થાય છે. જેમકે સુભાષિત રત્ન ભાંડાગાર નામક શાસ્ત્રમાં કહ્યુ છે કેઃ—

रात्रिर्गमिष्यति भविष्याति सुप्रभातं ॥
भास्वानुदेष्याति हसिष्यति पद्मजालम् ॥
इत्थं विचिंतयाति कोशगते द्विरेफे ॥
हा हंत हंत नालिनीं गज उज्जहार ॥ १६ ॥

**ભાવાર્થ:**-કોઇ એક ભ્રમર ( ભમરો ) હતો, તે સુગંધી લેવા સારૂ એક કમલના પુષ્પ ઉપર જઇને બેઠો અને તે (પુષ્પ) ની સુગંધી લેવા લાગ્યો. સુગંધી લેતાં લેતાં તેના મનને તૃપ્તિ થઇ નહિ એમ કરતાં કરતાં સાંજ થવા આવી એ સમયે એ ભ્રમર પોતાના અંતઃકરણમાં વિચાર કરવા લાગ્યો કે:—હવે થોડા સમયમાં રાત્રિ વ્યતીત થઇ જશે અને પુનઃ પ્રભાત થશે અને શ્રી આદિત્ય ભગવાન્ પોતાની પ્રકાશમય રશ્મિઓ દ્વારા જગત્નું તિમિર ( અંધકાર) હરણ કરશે. અને તેથી પુનઃ આ કમલનું પુષ્પ વિકાશને પ્રાપ્ત થશે એવી રીતે તે ભ્રમર પદ્મ ( કમલ ) ની સુગંધી લેતાં લેતાં વિચાર કરી રહ્યો હતો એટલામાં ત્યાંથી એક મહોન્મત્ત હાથી નિકળ્યો અને તે ભ્રમર સહિત કમલના પુષ્પને ભક્ષણ કરી ગયો તેથી તે ભ્રમર કમલની અંદરજ મૃત્યુને પ્રાપ્ત થયો.

**મહારાજા મુમુક્ષુવર્મા** ! એવી રીતે એક એક વિષયના સેવનથી એક એક પ્રાણીની આટલી બધી માઠી દશા થાય છે તોપછી સામટા પાંચ વિષયો જેને લાગ્યા હોય તેવાઓની કેવી ગતિ થાય એ આપ સર્વને ધ્યાનમાં રાખવું જોઇએ. રાજેન્દ્ર ! આ ભ્રમરના દ્રષ્ટાન્તમાં કેવું અદ્ભૂત અને સદ્બોધક સિદ્ધાન્ત સમાયલું છે એ આપને જાણવામાં આવ્યું હશે. જો ન જણાયું હોય તો શ્રવણ કરો. એ ભ્રમર એ આત્મા છે. અને કમલ પુષ્પ શરીર છે, અને સુગંધ એ નાના પ્રકરના સાંસારિક વિષયોનું સુખ છે એ પ્રમાણે જીવરૂપી ભ્રમર આ કમલરૂપ શરીરમાં નાના પ્રકારનાં સાંસારિક સુખોરૂપ સુગંધ લેવાને માટે કેટલાક કાળથી બેઠો છે. પરંતુ એ સુગંધમાંથી એ ભમ્રર ( જીવ ) ને તૃપ્તિ થતી નથી અને સદૈવ એવી રીતેજ સુખની પ્રાપ્તિ રહેશે તેના મદ–અભિમાનમાં જે એનું કર્ત્તવ્ય છે; અર્થાત્ જીવને પ્રભુ પરાયણ થવાનું છે તેની લવ લેશ પણ દરકાર રાખતો નથી; એટલામાં હાથી રૂપી કાલ આવીને એ કમલપુષ્પ રૂપ શરીરનું ભક્ષણ કરી જાય છે અર્થાત્ શરીરનો નાશ કરે છે. તેની અન્તર્ગત્ એ જીવ પણ નષ્ટ ભ્રષ્ટ થઈ જાય છે. માટે સદ્વિચાર સમલંકૃત પ્રત્યેક મુમુક્ષુ પુરૂષે જેમ બને તેમ વિષયોમાંથી ઉદાસીન્ થઇ પ્રભુપરાયણ થવું સર્વદા ઉચિત છે.

राजेन्द्र ! વળી વિષયો એ વિષ કરતાં પણ વિષમ છે એમ જે આ પ્રથમ સોપાન ઉપર લખવામા આવ્યું છે, તે વાસ્તવિકજ છે; કેમકે વિષ ( ઝેર ) નુ પાન કરવાથી તો એકજ જન્મ નષ્ટ ભ્રષ્ટ થાય છે પરંતુ વિષયોનું જો સેવન કરવામા આવે તો તેનાથી આ એકજ જન્મ નહિ પરંતુ અનેક જન્મ જન્માન્તરો નષ્ટ ભ્રષ્ટ થઇ જાય છે એ નિશ્ચિત સિદ્ધાન્ત છે

અને એ સર્વ " य " અક્ષર જે અધિક છે, એ સર્વ તેનો પ્રભાવ છે. કારણ કે.—" विष " શબ્દમાં બે અક્ષર છે જેમકે वि અને ष અને વિષય શબ્દમાં ત્રણ અક્ષર છે જેમકે " वि, " " ष " અને " य " તેથીજ વિષ ( ઝેર ) નું પાન કરનારનું એકજ જન્મ બગડે છે અને વિષયોનુ સેવન કરનારાઓના અનેક જન્મો બગડે છે એટલા માટે એ પાંચ વિષયોમા સદૈવ દોષ બુદ્ધિ ધારણ કરી એનાથી ઉપરામ થવું સર્વદા શ્રેયકારક છે मुमुक्षुओ ! જે જીવો એ વિષયોનો છેવટ સુધી ત્યાગ નહિ કરે ત્યારે અંતિમ વાટ જોઇ જોઇને એ વિષયો સ્વયં ( પોતાની મેળે ) તે જીવોને છોડી દે છે. તેથી તે વિષયાસક્ત જીવોને બહુજ દુ:ખની પ્રાપ્તિ થાય છે માટે જ્યારે એ વિષયો તો અવશ્ય છોડવાનાજ છે ત્યારે તેનાથી પ્રથમ જે વિચારશીલ પુરૂષો છે તે એ વિષયોને છોડી દે છે, તો તેનાથી તેને અત્યંત સુખની પ્રાપ્તિ થાય છે. રાજર્ષિ પ્રવર મહાત્મા ભર્તૃહરિજી ભાખી ગયા છે કે.—

**शिखरिणीवृत्त.**

**अवश्यं यातारश्चिरतरमुषित्वापि विषया ॥**
**वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून्**
**व्रजन्तः स्वातन्त्र्यादतुलपरितापाय मनसः ॥**
**स्वयं त्यक्ता ह्येत शमसुखमनन्तं विदधति ॥ १७ ॥**

**ભાવાર્થ.**—વિષયો ઘણો કાળ રહ્યા છતાં પણ અવશ્ય જનારા તો છેજ; ત્યારે વિષયો એની મેળે મદ પડી જાય અને પુરૂષથી તજાય એ બે રીતે વિષયનો વિયોગ થાય એમાં શો ભેદ ? કંઇ નહીં;

છતાં મનુષ્ય પોતે તે વિષયોનો ત્યાગ કરતો નથી. વિષયો જ્યારે સ્વતંત્ર થઇને ચાલ્યા જાય છે ત્યારે મનમાં અતુલ પરિતાપ કરાવે છે; પણ પુરૂષે તો તજેલા વિષયો પુરૂષને અપાર સુખ-શાંતિ આપે છે.

**અનંતપુરાધિપતિ!** એવી રીતે વિષયો સંબંધી આ સદ્બોધ જે ઋષિ-મુનિઓએ જગતના શ્રેય માટે મુ પ્રદાન કરેલ છે; તેને રૂડે પ્રકારે વિચારવાનું કામ માત્ર મનુષ્યોનુંજ છે. કારણ કે સારાસાર સમજવાનો-કર્ત્તવ્યાકર્ત્તવ્ય સમ્બંધી નિર્ણય કરવાનો અધિકાર માત્ર મનુષ્ય દેહ ધારીનેજ પ્રાપ્ત થયેલ છે. માટે જે જીવ મનુષ્ય શરીરને પ્રાપ્ત થઇ પોતાના હિતાહિત સમ્બંધી વિચાર કરી શકતો નથી તે સાક્ષાત પૂંછડા વિનાના પશુતુલ્ય છે. એવા પામર અને પશુમાં શો ભેદ છે? કંઇજ નહિ કેમકે જે પશુઓની પેઠે માત્ર ખાવા પીવામાં, વિષય સુખ ભોગવવામાં, નિદ્રા અને ભયમાં અહર્નિશ લુબ્ધ થઇ રહેલા છે એ મનુષ્ય સ્વરૂપે સાક્ષાત્ પશુઓજ છે. કેમકે જે જીવો માત્ર વિષય સંબંધીય સુખોમાજ આસક્ત રહેલા છે તે મહાન્ અમૂલ્ય મનુષ્ય શરીરના મહાત્મ્યને જાણી શકતા નથી કારણ કે જ્યારે પરમેશ્વરની પૂર્ણ કૃપા હોય છે ત્યારેજ મનુષ્ય શરીરના મહાત્મ્યને જાણી શકાય છે અને જે આ મહાત્મ્યના જ્ઞાતા છે તેઓ આ નિસ્સાર વિષય સુખોમા ક્યારે પણ આસક્ત (પ્રીતિવાળા) થતા નથી મહર્ષિ ભારદ્વાજ ભાખી ગયા છે કે.—

**अनुष्टुपवृत्त.**

**बुध्वाप्यत्यंतवैरस्यं यः पदार्थेषु दुर्मति ॥**

**बध्नाति भावनां भूयो नरो नासौ स गर्दभः ॥ १८ ॥**

**ભાવાર્થ**—વિષયોનું અત્યંત નિરસપણું જાણ્યા છતાં પણ જે દુષ્ટ બુદ્ધિ વાળો (પુરૂષ) ફરીને આસક્ત થઇ (વિષયોમાં) પ્રીતિ બાંધે છે તે મનુષ્ય નહિ પરંતુ ગર્દભ (ગધેડો) સમજવો.

**પ્રિય મુમુક્ષુવર્મા!** શ્રી ઋષિ સમ્પ્રદાય પ્રવર્ત્તક મહાત્મા શ્રી ક્ષેમેન્દ્રશર્મા પોતાના વચનામૃતમાં વદી ગયા છે કેઃ—

" इस असार संसारमे जितने इन्द्रिय जनित वैषयिक सुख "
" है वह सब दुःखकेही हेतु है इसलिये प्रत्येक् मनुष्यको यह नाम "
" मात्र सुखोसे उपराम होना सर्वथा उचितहै. जिस प्रकार इन्द्राणीके "
" संगसे इन्द्रको आनन्द प्राप्त होताहै, और शूकरी के संगसे शूकरको "
" प्राप्त होताहै इसी प्रकार स्त्रीके संगसे मनुष्यको प्राप्त होताहै. इससे "
" यह बार्ता स्पष्ट स्वरूपसे दिखलाइ पडतीहै कि केवल विषयसुखोमे "
" आसक्त होनेसे स्वर्गलोकाधिपति सुरेन्द्र और शूकर यह दोनो "
" समानहै. इसलिये सद्विचार समलंकृत् मनुष्य मात्रका यह प्रधान "
" कर्तव्यहै कि विषयसम्बंधीय सुखेसे जैसे बन शके वैसे विरक्त होना "
" चाहिये. और इस प्रकारसे जो लोग यह संसार रूप महायात्रामे "
" बिचरतेहै वही यथार्थमें मनुष्य कहे जाते है, अवशिष्ट मनुष्यकी प्रति- "
" कृतिमें पशु शद्दशः है.

**વિચારશીલ રાજન્** ! એ પ્રમાણે સમગ્ર મહાપુરુષોનુ કથન અક્ષરશઃ યથાર્થ છે. એમાં યત્કિંચિત્ પણ સંશય નથી કારણ કે સામર્થ્યશીલ સૌભરી જેવા મ્હોટા રુષિઓ પણ વિષયોના સેવનથી દુઃખિત થઈ પોતાને ધિક્કારી ગયા છે તો કલિકાલના પામર પ્રાણીઓની શી વાર્તા ? જેવી રીતે મૃગજલથી કોઇની તૃષા પૂર્વકાળમાં ટળી નથી, વર્ત્તમાનકાળમાં ટળતી નથી અને ભવિષ્યકાળમાં ટળશે નહિ તથા જેમ મનમોદકથી કોઇ પણ પ્રાણીની ક્ષુધા નિવૃત થઇ નહીં, થતી નથી અને થવાનીએ નથી તેવીજ રીતે વિષય સુખો ભોગવવાથી પૂર્વકાળમાં કોઇને યથાર્થ સુખની પ્રાપ્તિ થઈ નથી, વર્ત્તમાનકાળમાં થતી નથી અને ભવિષ્ય કાળમાં થવાની નથી. માટે મનુષ્ય જેવા સર્વોત્તમ શરીરને પ્રાપ્ત થઇ જે, મંદભાગ્યવાળા જીવો મહાન્ દુઃખના ભંડાર રુપ વિષય સુખોમાં વિલસી રહ્યા છે, તેવા વિષયાંધ બનેલા પામરો–રે મહામૂઢોને કોની ઉપમા આપવી એ વિચારવાનું કાર્ય હું આ સર્વ મુમુક્ષુમંડળનેજ સમર્પણ કરૂંછું

**વત્સ મુમુક્ષુ** ! એવા વિષયી જીવો–રે વિષયના કીટો–કીડાઓ વારંવાર વિષય સુખોમાંજ ફસી જઇ અંતિમ્ મલ, મૂત્ર, માંસ, રૂધિર અને પરૂના ભાજન રૂપ પુનઃ પુનઃ ગર્ભવાસમાં આવે છે. અને તેથી પુનઃ **अंतःकाले यामतिःसागति** " ના સિદ્ધાન્તને અનુસરી ચોર્યાસી લક્ષ

યોનીઓમાં રખડી–રઝળી ભટકે છે. અને અનેક પ્રકારનાં દુઃસહ દુઃખોને ભોગવે છે. એવી રીતે જયારે જીવ માતાના ઉદરમાં–ગર્ભવાસમાં રહે છે ત્યારે તેને તે સ્થાને મલ, મૂત્ર, રૂધિર, માંસ અને લીલા પીળા કફ આદિ ધાતુથી, કૃમિથી, અને જઠરાગ્નિથી નાના પ્રકારનાં દુઃખ પ્રાપ્ત થાય છે કેમકે નરકવાસ કરતાં ગર્ભવાસમાં કઇ પણ ન્યૂનતા નથી–રે ગર્ભવારા એજ મહાન્ નરકવાસ છે. તથા જન્મ સમયે પણ ગર્ભને જે દુ.ખ પ્રાપ્ત થાય છે તે અવાચ્ય–ન વદી શકાય (ન કહી શકાય) તેવું છે કેમકે તે સમયે જે દુઃખ થાય છે તે માત્ર માતાને–જનેતાને તથા ગર્ભનેજ અનુભવમાં આવે છે. એટલુજ નહિ વળી જન્મ પશ્ચાત્ બાલ્યાવસ્થામા, પરાધીનતા–પરતત્રપણાથી, યૌવનાવસ્થામા સ્ત્રિયાદિ વિષયોની ઇચ્છાથી અને જહરાવસ્થા–વૃદ્ધાવસ્થામાં અશક્તિથી અનેક પ્રકારનાં રોગોથી, તથા સ્ત્રી, પુત્ર, પાૈત્રાદિના અનાદર–અપમાનથી બહુ દુ.ખ થાય છે. તત્સમ્બંધી અનુભવ સર્વ કોઇને પ્રસિદ્ધ રીતે જણાય છે. તેવીજ રીતે મૃત્યુ સમયે આખા શરીરમાં અસંખ્ય વૃશ્ચિકો ( વીંછિયો ) એકજ સમયે કાટા મારતા હોય અને તેથી જેવુ દુઃખ ઉત્પન્ન થાય તેનાથી વિશેષ દુ ખ ઉત્પન્ન થાય છે. તથા જીવતા મનુષ્યના હાથ, પગ, આદિ અગો કરવતીથી કાપવામાં આવે તેનાથી જેવુ દુ ખ થાય તેવુ જ દુ.ખ મૃત્યુ વખતે થાય છે. એવી રીતે વિષયી જીવોને વારંવાર જન્મ મરણાદિ દુ ખની પ્રાપ્તિ થયા કરેછે. રાજેન્દ્ર ? એ સર્વ પ્રભાવ વિષયોનો છે તથાપિ પણ જે દુષ્ટ જીવો વિષયોથી અત કાળ પર્યંત ઉપરામ થતા નથી તેવા જીવોને શુ કહેવુ? રે ! એવા નર પિશાચોની શી ગતિ થશે?

અધિકારી અવનિપતિ ! આપતો સર્વ સુજ્ઞ છો અને આપના પ્રત્યે જે આ સદ્બોધપ્રદાન કરેલ છે તે આપને બરાબર ધ્યાનમાં આવ્યું હશે. એ પ્રમાણે વદીને મહર્ષિ મુક્તેશ્વર વિરામ પામ્યા. અને આદિત્ય ભગવાન્ પણ અસ્ત થતા હોવાથી સર્વ મુમુક્ષુમંડળ ત્યાં સાયંકાલના આહ્નિક કૃત્ય કરી ભોજન કર્યા બાદ વિશ્રાતિ લઇ રાત્રિએ સર્વ કોઇ પોત પોતાની ઇચ્છાનુસાર પોતાના અતઃકરણમાં મહર્ષિ મુક્તેશ્વર પાસેથી શ્રવણ કરેલ સદ્બોધનુ સમ્યક્ પ્રકારે મનન કરી નિદ્રા દેવીને શરણ થયા. રાત્રીના ચાર પહોર વ્યતીત

કરી પુનઃ પ્રભાતમાં સર્વ મુમુક્ષુમંડળ જાગ્રત થઇ સર્વ કોઇ પોત પોતાની ઇચ્છા પ્રમાણે શૌચાદિ જઇ સ્નાન–ધ્યાન કરી મહર્ષિ મુક્તેશ્વરની સાનિધ્ય આવવા લાગ્યા ત્યાં સુધીમાં મહર્ષિ મુક્તેશ્વર પોતાના સમગ્ર નિત્ય કર્મમાંથી મુક્ત થઇ ગયા હતા. તેઓ મહારાજા મુમુક્ષુવર્મા આદિ મુમુક્ષુમંડળને નિત્ય કર્મથી પરવારી જોઇ કહેવા લાગ્યા; **રાજેન્દ્ર** ! ગઇ કાલે આપણે પ્રથમ સોપાન ઉપર ચ્હઢી આવ્યા છીએ. ચાલો હવે આપણે મોક્ષમંદિરના દ્વિતીય સોપાન ( બીજા પગથીઆ ) ઉપર ચઢીએ. જૂઓ એ પગથીઆ ઉપર **"ગર્ભવાસમાં પ્રાણીની કેવી સ્થિતિ હોય છે ?"** એ પ્રમાણે લખવામાં આવ્યું છે માટે સર્વ મુમુક્ષુઓ ! તમે સાવધ થઇને ચાલજો; અર્થાત્ આ બીજા પગથીઆ ઉપર ધીરે ધીરે ચ્હઢજો, ઉતાવળ કરવાનું કંઇપણ કારણ નથી, કેમકે શનૈ. શનૈ. જે કાર્ય કરવામાં આવે છે. તે કાર્ય અત્યુત્તમ અને દ્રઢ થાય છે. હવે હું આપને **"ગર્ભવાસમાં પ્રાણીની કેવી સ્થિતિ હોય છે ?"** એ પ્રમાણે જે આ બીજા સોપાન ઉપર લખવામાં આવ્યુ છે તત્સબંધી રહસ્ય હું આપને સમજાવુ છુ. તે આપ સર્વ મુમુક્ષુમંડળ એકાગ્રવૃત્તિપૂર્વક શ્રવણ કરશો.





# द्वितीय सोपान.

## गर्भवासमां प्राणीनी केवी स्थिति होय छे ?

**अनुष्टुपवृत्त.**

जातो बालो युवा वृध्धो मृतो जातःपुनस्तथा ॥
बंभ्रमीत्येष संसारे घटीयंत्र समोऽवशः ॥ १९ ॥
( आत्मपुराण. )

**ભાવાર્થ**—આ અજ્ઞાની જીવ સંસારને વિષે ઘટીયંત્રની પેઠે અર્થાત્ જેમ કુવા ઉપર રેંટમાં ઘટમાળ છે, તે ફરીને હેઠળ જઇને પુનઃ ઉપર આવે છે; અને જેમ કુંભારનો ચક્ર ( ચાક ) તથા ઘાણીનો બળદ સદા ફરે છે તેમ પરવશ થયો થકો, જન્મે છે, બાળક થાય છે, યુવાન થાય છે, વૃદ્ધ થાય છે, મૃત્યુને પામે છે, અને વળી પાછો જન્મે છે અને અજ્ઞાનથી જીવ પોતાના સ્વરૂપને ભૂલીને જન્મ મરણ રૂપી ઘટમાળમાં ફરી ફરીને મહાદુઃખ ભોગવે છે.



ભાગ્યવાન્ મુમુક્ષુવર્ગો ! અને મુમુક્ષુમંડળ !! આજે આપણે આ દ્વિતીય સોપાન ઉપર ચ્હડીએ છીએ એ આપ સર્વને ધ્યાનમાં હશે. આ મોક્ષમંદિરના સોપાનો એવા તો ઉત્તમ અને અનૂપમ છે કે તત્સમ્બંધી કંઇપણ વિશેષ કહેવાની આવશ્યકતા નથી. **“ગર્ભવાસમાં પ્રાણીની કેવી સ્થિતિ હોય છે ?”** તત્સમ્બંધી વિચારો

પ્રદર્શીત કરવા એ અત્યંત સૂક્ષ્મબુદ્ધિનું કાર્ય છે તથાપિ તમે સર્વ મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાને માટે પરમ અધિકારી થઇ આવી દ્રઢ ભાવના સંપાદન કરી છે તે સર્વાંશે પ્રશંસા પાત્ર છે, અને તેથીજ તમારા પ્રત્યે આ સદ્બોધપ્રદાન કરવામાં આવે છે. કારણ કે શાસ્ત્ર-વેત્તા મહર્ષિઓ વદી ગયા છે કે.-ગુપ્તમાં ગુપ્ત સિદ્ધાન્ત હોય તો, પણ જો તે સિદ્ધાન્તને સમ્પાદન કરનાર શિષ્ય સાધનસંપન્ન હોય તો તેને કહેવામાં કોઇપણ પ્રકારની હાની નથી.

રાજેન્દ્ર! પંચ મહાભૂત ( પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આ-કાશ )થી નિર્માણ થયેલ આ શરીર " પાંચ ભૌતિક " કહેવાય છે; તેમાં પણ પૃથ્વીનો ભાગ પ્રધાન ( મૂખ્ય ) છે અને અવશેષ તત્વો સહ-કારી થઇ રહેલાં છે. આ પાંચ ભૌતિક દેહ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ એ પ્રમાણે ચતુર્વિધ ( ચાર પ્રકારનો ) કહ્યો છે; અને એવી રીતે ચોર્યાસી લક્ષ યોની કહેવાય છે તેમાંથી નવ લાખ જલચર, ચાર લાખ મનુષ્ય, સતાવિશ લાખ સ્થાવર, અગીયાર લાખ કૃમિ, દશ લાખ પક્ષિ, અને ત્રેવીસ લાખ ચાર પગવાળા પ્રાણી મળી કુલ્લે ચોર્યાસી લક્ષ યોનીનો સરવાળો થાય છે તે ઉપરાંત અન્ય " માન-સદેહ " કહેવાય છે. પરંતુ એ શરીર તો દેવતાઓનોજ કહ્યો છે જેથી-તત્સંબંધી વિચાર કરવાની આ પ્રસંગે યત્કિંચિત્ પણ આવશ્યક્તા જોવામાં આવતી નથી. કિંતુ પ્રથમ જે જરાયુજ મૂખ્ય છે તે સંબધી જ અત્ર વિવેચન કરવું ઉચિત છે.

નરેન્દ્ર! જરાયુજનું અસ્તિત્વ વીર્ય અને રૂધિર એ ઉભય ( બ-ન્ને ) ના સંમીલનથી થાય છે અર્થાત્ રૂતુ સમયમાં સ્ત્રીઓના ગર્ભ-સ્થાનમાં વીર્ય પ્રવેશ કરે છે અને તે વીર્ય જ્યારે સ્ત્રીના આર્તવ ( રૂધિર ) થી મિશ્રિત થાય છે ત્યારે તેમાંથી જરાયુ ઉપજે છે તેમાં જો આર્તવ ( રૂધિર ) નો વિભાગ વિશેષ હોય તો સ્ત્રી થાય છે અને વીર્યનો ભાગ વિશેષ હોય તો તે પુરૂષ થાય છે. અને કદાચ વીર્ય તથા આર્તવ એ ઉભયનો ભાગ સમાન હોય તો તે નપુંસક થાય છે. સ્ત્રીને રૂતુ સ્નાન થવા પશ્ચાત્ ચોથા દિવસથી સોળમા દિવસ પર્યંત " રૂતુકાળ" કહેલો છે તેમાં બેકી સંખ્યાના દિવસોમાં રહેલો ગર્ભ પુરૂષ ઉત્પન્ન થાય છે અને એકી સંખ્યાના દિવસોમાં રહેલો ગર્ભ પુત્રી ઉત્પન્ન

થાય છે. આ વિષયમાં વેદાન્તાચાર્ય સૂત્રકાર મહર્ષિ વેદ વ્યાસજી પણ વદી ગયા છે કેઃ—

" युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासुरात्रिषु "

**અર્થાત્**—બેકી સંખ્યામાં પુત્ર ઉત્પન્ન થાય છે, અને એકી સંખ્યામાં પુત્રી ઉત્પન્ન થાય છે એ પ્રમાણે જગત્ હિતૈષી પરોપકારી અન્ય રૂષિ–મુનિઓએ સોલ દિવસમાંના પ્રત્યેક દિવસનું જુદુ જુદુ વ્યાખ્યાન આપી–સ્પષ્ટિકરણ કરી બહુજ સારી રીતે સમજાવ્યુ છે.

**મહારાજા અનતપુરાધિપતિ?** જો સ્ત્રીને સોળમે દિવસે ગર્ભ રહે તો તે મહાન્ ચક્રવર્તી સાર્વભૌમ સમર્થ રાજા થાય છે એ પ્રમાણે ધર્મ શાસ્ત્રકારોનું કથન છે અને એમાં કઇ પણ સન્દેહ રાખવાનુ કારણ નથી વળી રૂતુસ્નાતા સ્ત્રી આકાક્ષા સહિત જેનુ મુખ જૂએ તેના જેવી આકૃતિનો ગર્ભ થાય છે. તે માટે ધર્મશાસ્ત્રકાર મહર્ષિઓએ સ્ત્રીઓને રૂતુસ્નાન પશ્ચાત્ સર્વથી પ્રથમ પોતાના પતિનુ મુખ જોવું એ પ્રમાણે આજ્ઞા કરી છે. ગર્ભની પછવાડે જે સૂક્ષ્મ ત્વચા ( ચામડી ) વીંટાયલી હોય છે તેને જરાયુ કહે છે. કેમકે વીર્ય અને રુધિરનો યોગ તેમાંજ થાય છે અને તે જરાયુમા ગર્ભ ઉત્પન્ન થાય છે માટેજ તે જરાયુજ કહેવાય છે

**વત્સ મુમુક્ષુવર્મા?** આપણા સિવાય અન્ય જે પક્ષિ, સર્પ, વિગેરે વિગેરે જે પ્રાણીઓ છે તે અડમાંથી ઉત્પન્ન થાય છે એટલા માટે તે અંડજ કહેવાય છે, તથા મચ્છર વિગેરે જે સ્વેદ ( પગર ) માંથી ઉત્પન્ન થાય છે તેટલા માટે તેને સ્વેદજ કહે છે તથા તૃણ, ગુલ્મ, વિગેરે જે ભૂમિમાથી ઉત્પન્ન થાય છે તેને ઉદ્ભિજ કહે છે અને દેવ વિગેરેની સૃષ્ટિ એ માનસીક સૃષ્ટિ કહેવાય છે. હવે આર્તવ ( રુધિર ) સાથે મિશ્રિત થયેલા વીર્યની નવ માસમાં કેવી વ્યવસ્થા થાય છે, તે હું આપ સર્વના પ્રત્યે વર્ણવીને કહુ છુ તે આપ સર્વ શાંતિ પૂર્વક શ્રવણ કરશો

**પ્રિય મુમુક્ષુ?** રુધિર સાથે મિશ્રિત થયેલુ વીર્ય પ્રથમ માસમાં દ્રવ્ય અથવા પ્રવાહી અવસ્થામા રહે છે. તત્પશ્ચાત્ તે ( વીર્ય ) કંઇક ઘન ( ઘાટો ) થાય છે. તેને કલલ કહે છે પછી તેનો પરપોટો

બાઝે છે. ત્યાર બાદ તેની પેશી થાય છે. ઘન એ પ્રમાણે પેશી થયા બાદ દ્વિતીય માસે તેનો પિંડ ( ગોળ આકૃતિ ) ઉત્પન્ન થાય છે, ત્યાર બાદ તૃતીય માસે હાથ, પગ, મસ્તક વિગેરે ઉપજે છે, ચતુર્થ માસે તેમાં જીવ પ્રગટે છે. એટલે માતાના જઠરમાં ગર્ભ પણ પોતાની મેળે ચલાયમાન થાય છે તેમાં પણ જો પુત્ર હોય તો તે જમણે પાસે અને પુત્રી હોય તો તે ડાબે પાસે રહે છે અને કદાચ નપુંસક હોય તો તે ઉપરના મધ્ય ભાગમા રહે છે. એવી રીતે અનેક સચ્છાસ્ત્રોમાં લખેલું છે માટે ઉદરમાં પુત્ર છતાં માતા જો જમણે પાસે સૂઇ રહે તો તેથી ગર્ભના અંગ અને તે અંગના ભાગો વિગેરે એક કાળે સૂક્ષ્મ થઇ જાય છે. દાઢી, દાંત, વિગેરે પદાર્થો જન્મ થયા પશ્ચાત્ ઉત્પન્ન થાય છે તેને બાદ કરતાં ચોથે માસે તે ( ગર્ભ )ને માનસિક ભાવો ઉત્પન્ન થાય છે. કારણ કે ગર્ભવતી સ્ત્રી બે હૃદય યુક્ત હોય છે માટે એ પ્રમાણે દ્વિહૃદય સ્ત્રીને શાસ્ત્રમાં બે હૃદયવાળી સ્ત્રી કહે છે. માટે સ્ત્રીનાં દોહદ પૂર્ણ ન કરવાથી ગર્ભને ખોડ વિગેરે ઉપજે છે. તથા માતાનો લોભ જે વિષયમાં હોય છે તે વિષય પુત્રને પ્રાપ્ત થાય છે. પાંચમે માસે ગર્ભનુ ચિત્ત જાગૃત થાય છે અને માંસ તથા રૂધિરની પુષ્ટિ થાય છે છઠ્ઠે માસે હાડકા, સ્નાયુ, નખ, કેશ, રૂંવાટાં વિગેરે જુદાં જુદાં સ્પષ્ટ થાય છે અને બળ તથા વર્ણનો ઉપચય થાય છે. સાતમે માસે અંગની સંપુર્ણતા પ્રાપ્ત થાય છે. તત્પશ્ચાત્ તે ગર્ભ બન્ને હાથની વચ્ચે પગ આવે એવી રીતે કાનના છિદ્ર ઢાંકીને ગર્ભમાં વસવા વડે ઉદ્વેગ પામેલો ગર્ભાવસ્થાની એકાગ્રતાથી યુકત રહે છે; અને ત્યાર પછી તેને સમ્યક્ પ્રકારે સદ્બોધ પ્રકટ થવાથી તથા ગર્ભવાસ સમ્બધી અત્યત દુખથી યુકત થઇ નિર્વેદ ( વૈરાગ્ય ) ને પ્રાપ્ત થઇ हाकढ्ढं એ પ્રમાણે અનેક પ્રકારે કલ્પાંત કરે છે અને તે ગર્ભ કહેવા લાગે છે કેઃ—

" અરેરે ! મહાન્ અસહ્ય અને મર્મનો છેદ કરનારી તપેલી કરંભ ( વાલુકા ) રેતીનો મેં પ્રથમ બહુવાર અનુભવ કર્યો છે પરંતુ અહીં તો મારો કોમલ આશય બળીને ભસ્મ થઈ જાય છે.

અહો ! જઠરના અગ્નિ થકી તપ્ત થયેલા પિત નામક રસના છાંટા ગર્ભાશયમાં ડુબેલા એવા મને અત્યંત બાળે છે. ગર્ભવાસથી

7

પીડા પામેલા અને પાર્શ્વાસ્થિ રુપ કરવતથી દુઃખીત થયેલા મને શીમળાનાં કાંટા જેવા પેટમાંના કૃમિ ( કીડા )ઓનાં મ્હોઢાં તોડી ખાયછે. જેમાં અત્યત દુર્ગંધી ભરેલી છે તથા જઠરાનળથીજ જે પ્રદીપ્તછે એવા ગર્ભવાસમાં જે હું દુઃખ ભોગવું છું તેના કરતાં તો કુંભીપાક નામક નરકનું દુઃખ પણ હલકું છે ખરેખર ! નરકમાં જેવી રીતે પરૂ, રૂધિર, અને કફ પીવો પડે છે, ઓકેલું ખાવું પડે છે; અને અપવિત્ર–મલિન સ્થાનમાં જીવડા રુપ થવું પડે છે. તે સર્વે ગર્ભવાસમા વસનારા પ્રાણીને પ્રાપ્ત થાય છે. ગર્ભ શય્યા ઉપર સ્હડીને જે દુઃખ મેં ભોગવ્યું તેના કરતા સમગ્ર નરક સ્થાનોનું દુઃખ સ્હઢે એમ નથી ત્યારબાદ આઠમે માસે ત્વચા અને બન્ને કાન ઉપજે છે તથા હૃદયમાનું ઓજ અને તેજ જે શુદ્ધ રાતું તથા ચારે પાસથી પીળું અને જેને જિવિતનુ નિમિત્ત ભૂત માનેલું છે તે ઉત્પન્ન થાય છે જેથી તે ચચળ ગર્ભ ફરીને માતા તરફ દોડે છે એટલા માટે આઠમે મહિને જન્મેલો ગર્ભ જો ઓજ પ્રકટયા વિનાનો હોય તો તે જીવતો નથી ત્યાર પછી દબાયલા અંગની પેઠે કેટલાક કાળ પર્યત સસ્કાર બળથી તે ગર્ભની સ્થિતિ થાય છે અને નવમા માસથી આરંભીને પ્રસવનો સમય થાય છે તેથી માતાની રૂધિર વાહિની નાડીનો આશ્રય કરીને તેની પછવાડે ઉતારેલી માતાની આહાર રસને વ્હેનારી નાડીનો સંબધ ગર્ભની ડુંટીની નાડી સાથે હોય છે અને તેથીજ માતાએ કરેલા આહારથી પોષિત થઇને ગર્ભ જીવવા પામે છે.

પછી કુક્ષિના માર્ગ થકી પડેલો, અસ્થિ ( હાડકા ) રુપ યંત્રમાં કચડાતો, મેદ અને રૂધિરે કરી સર્વ અગે લેપાયલો, જરાયુ રુપ પડીઆથી ચારે પાસથી આવૃત્ત થયેલો ગર્ભ નિચે પ્રમાણે શ્રી સચ્ચિદાનન્દ પરબ્રહ્મ પરમેશ્વર ( મોક્ષ–મદિરના અધિપતિ ) ની પ્રાર્થના કરે છેઃ—

" હે પરમ દયાળુ પરમેશ્વર ! હે કરૂણાનિધાન ! ! હે ભક્ત વત્સલ ભગવાન ! ! ! આ નરક સમાન મહાન દુઃખમાંથી મને મુક્ત કરો. હે પ્રભો ! મારો ઉદ્ધાર કરો ! ! હું આપને ચરણ શરણ છું. હે નાથ ! હવે હું આપના રચિત સંસારમાં જઇ આપનીજ અષ્ટ-

યામ પ્રાર્થના, ભક્તિ, શુશ્રૂષા કરીશ. આપની દિવ્ય મૂર્ત્તિ કે જે શતકોટિ કામદેવને પણ લજ્જિત કરનારી છે તેને એક ક્ષણવાર પણ વિસ્મૃત કરીશ નહિ આપના આ અદ્વિતિય ઉપકારને હું મારા હૃદય મન્દિરમાં કોતરી રાખીશ. કરૂણાધન ! આપના સિવાય આવા મહત્ દુઃખમાંથી મને બીજો કોણ છોડાવી શકે એમ છે ? હું આપનું પવિત્ર અને અનેક જન્મ જન્માંતરોના ભયને વિદારનારૂં પુર્ણ મંગલ સ્વરૂપ અને નામાભિધાન ક્યારે પણ ભૂલીશ નહિ. હે વિભો ! મ્હારૂં સંરક્ષણ કરો, સરક્ષણ કરો ! ! ઇત્યાદિ અત્યંત કરૂણાજનક આર્ત સ્વરથી જ્યારે પુકારવા લાગે છે, ત્યારે કૃપાનિકેતન અંતર્યામી શ્રીહરિ પોતાના અંતઃકરણમાં હાસ્ય કરીને તે જીવને નિચે પ્રમાણે પ્રબોધે છે.

**अहं भवान्नचान्यस्त्वं त्वमेवाहं विचक्ष्वभो**
**ननौ पश्यंति कवयश्छिंद्र जातु मनागपि ॥ २१ ॥**
( श्रीमद् भागवत. )

**ભાવાર્થ**:-હે જીવ ! હુ છું તેજ તું છે. મ્હારાથી તું જુદો નથી. તુ છે તેજ હુ છું; એમ મ્હારૂં તથા તારૂં એકપણુ વિચારી જો જે જે જ્ઞાનવાન મહાપુરૂષો છે તે આપણા ( બન્ને ) માં કોઇ સમયે કિંચિત્ માત્ર પણ ભેદ દેખતાજ નથી. માત્ર જે અજ્ઞાનીઓ છે—અરે જેઓ અવિદ્યાપરાયણ છે અર્થાત્ જેને પોતાના યથાર્થ સ્વરૂપનુ જ્ઞાન નથી એવા પામર લોકો આ વૃતાન્તને જાણી શકતા નથી.

હેવાસનાસક્ત જીવ ! તું હમણાં જે આ પ્રાર્થના કરે છે તે તું આ વખતેજ કરે છે એમ નથી. એવી પ્રાર્થનાઓ અને એવા કોલ કરારો તેં અનેકવાર કર્યા છે અને વારંવાર એ પ્રમાણેજ કથન કરતો આવ્યો છે પરંતુ હવે આ સર્વોત્તમ મનુષ્ય દેહ રુપ અપૂર્વ અધિકાર જે તને આપવામાં આવ્યો છે તેને ગુમાવીશ નાહ અને ત્હારા કહેવા પ્રમાણે મ્હારા આઠ પ્હોર સ્મરણના બદલે માત્ર બે ઘટિકા પણ નિયમિત રીતે જો પ્રતિદિન મ્હારૂં સ્મરણ કરી મ્હારા વિરચિત અરે ! સાક્ષાત્ મ્હારા સ્વરૂપજ મ્હારા વેદોની આમન્યા ( આજ્ઞા ) પ્રમાણે જો આચરણ કરીશ તો ત્હારો અવશ્ય ઉદ્ધાર થશે. આ વાર્તામાં યત્કિંચિત્ પણ સંશય નથી કારણ કે હું ભક્તિનેજ આધીન છું, એ અવશ્ય સમ-

રણમાં રાખજે. અને ભક્તિ સિવાય અન્ય કોઇપણ વાર્તા મ્હને પ્રિય નથી એ નિશ્ચય જાણજે.

**મહારાજા મુમુક્ષુવર્મા !** એ પ્રમાણે ભક્તવત્સલ શ્રી ભગવાનનાં અમૃતમય વચન શ્રવણ કરી, જીવ પરમ આહ્‌લાદને પ્રાપ્ત થઇ અને પ્રણતપાલ દીનદયાલ શ્રીહરિની સાથે કોલ કરાર કરી "હે નાથ ! હવે આ અમૂલ્ય મનુષ્ય શરીરના અધિકારને પ્રાપ્ત થઈ નિરર્થક નહિ ગુમાવતાં આપનું અવશ્ય સ્મરણ કરીશ." એ પ્રમાણે વચન આપે છે. એ વચનનો શ્રીહરિ સ્વિકાર કરીને અંતર્ધાન થાય છે; અને ત્યારબાદ જીવ પોતાની જનેતાથી જન્મ લઇ આ સંસારમાં નિચે મસ્તકે પડે છે.

**પ્રિય મુમુક્ષુવર્મન્ !** યદ્યપિ ગર્ભવાસમાં અનેક પ્રકારનાં દુઃખો સહન કરવા પડે છે તથાપિ પૂર્વ જન્મના મહાન્ પુણ્યના પ્રભાવથી મનુષ્ય શરીરની પ્રાપ્તિ થાય છે. આ વાર્તા સમ્યક્ પ્રકારે લક્ષ્યમાં રાખવા લાયક છે. આટલા માટે આપ સર્વ મંડળે બરાબર ધ્યાન આપવું. હવે જૂઓ મોક્ષમંદિરનો તૃતીય સોપાન દેખાય છે તેમા શું લખ્યુ છે એ આપ વાંચી શકો છો ! ચાલો ઉતરો આ બીજા પગથીઆ ઉપરથી. જરા સભાળીને ઉતરજો. એ તૃતીય સોપાન ઉપર "**માનવ શરીરની મહત્તા**" એ લખવામા આવ્યું છે, માટે થાઓ તૈયાર અને ચ્હઢો સર્વે તૃતીય સોપાન ઉપર શનૈ શનૈ ચ્હઢજો. ઉતાવળા થશો નહિ. અત્ર ઉતાવળા થવાનું કામ નથી, બહુજ સભાળથી—ધ્યાનથી ચ્હઢજો. હુ આપને આ મોક્ષમંદિરના તૃતીય સોપાન "**માનવ શરીરની મહત્તા**" સમ્બંધી જે સદ્બોધ પ્રદાન કરૂછુ તે આપ સર્વ મુમુક્ષુમંડળ એકાગ્રવૃત્તિ પૂર્વક શ્રવણ કરશો.





# तृतीय—सोपान.

## मानव शरीरनी महत्ता.

> पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही ।
> एतत्सर्वं पुनर्लभ्यं न शरीरं पुनः पुनः ॥ २२ ॥
>
> ( चाणाक्य. )

**ભાવાર્થ:**—આ સંસારમાં કોઈ પ્રસંગવશાત કદાચ દ્રવ્યનો નાશ થઇ ગયો તો તે દ્રવ્ય ફરીને પ્રાપ્ત થાય છે કોઇ મિત્રનો નાશ થયો તો તે મિત્ર પણ ફરીને મળે છે, તેવીજ રીતે એક સ્ત્રીનુ મૃત્યુ થવાથી પુન બીજી સ્ત્રી મળે છે, પૃથ્વિ પણ પુન પ્રાપ્ત થાય છે. ઈત્યાદિ સાંસારિક દ્રવ્ય જેટલા પદાર્થો છે તે સમગ્ર ફરીને મળે છે પરંતુ આ મનુષ્ય શરીરની વારવાર પ્રાપ્તિ થતી નથી.



પ્રિયતમ રાજર્ષિ મુમુક્ષુવર્ગો અને સમસ્ત મુમુક્ષુમંડળ? “ માનવ શરીરની મહત્તા ” એ મોક્ષમંદિરના પ્રથમ દ્વારનો તૃતીય સોપાન છે આ સોપાન અત્યંત યોગ્યતા વાળો છે. આપણે સર્વ બે સોપાન ઉપર ચ્હડી નિર્વિઘ્ન રીતે પાર ઉતરી આવ્યા, હવે આ તૃતીય સોપાન ઉપર ચ્હઢવાનું છે માટે તમારા અંતઃકરણમાં દ્રઢતા રાખજો તથા બહુજ સંભાળ પૂર્વક આ પગથીઆ ઉપર પાદારોહણ કરજો;

કેમકે આ પગથીઆ ઉપર ચાલતાં અનેક પ્રકારની સંભાળ રાખવાની આવશ્યકતા છે. આ પગથીઆનું મહાત્મ્ય અનૂપમ છે. માટે માનવ શરીરની મહત્તા વિષે આપ સર્વને હું જેટલો સદ્બોધ પ્રદાન કરૂં તે સર્વ અલ્પજ છે તથાપિ આપ સર્વને મોક્ષમંદિરમાં પ્રયાણ કરવાના પરમ અધિકારી જાણી આપના પ્રત્યે જે ઉપદેશ કરૂં છું તે આપ સર્વ મુમુક્ષુ સમાજે એકાગ્ર વૃત્તિ પૂર્વક મનન કરવુ. સાંભળો ! ભગવાન્ ભાષ્યકાર જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્ય મહારાજ વિવેક ચૂડામણિ નામક ઉત્તમોત્તમ સદ્બોધક સચ્છાસ્ત્રમાં ઉદ્દગારી ગયા છે કે-"**जन्तूनां नरजन्म दुर्लभमतः**" અર્થાત્ જતૂઓને-દેહધારીઓને મનુષ્ય જન્મની પ્રાપ્તિ થવી મહાન્ દુર્લભ માનવામાં આવે છે. રાજેન્દ્ર ! આપને આ શબ્દ ધ્યાનમાં આવ્યું હશે કે જગદ્ગુરૂ ભગવાન્ શંકરાચાર્યે આ શ્લોકમાં જે "**नरजन्म**" આ વાકયને સંઘટ્ટિત કર્યું છે તત્સંબધી રહસ્ય એ છે કે "**नरजन्म**" એ વાકયમાં સ્ત્રી અને પુરૂષ એ ઉભય વ્યકિતનો સમાવેશ થાય છે. અર્થાત્ "**नरजन्म**" આ વાકય સ્ત્રી અને પુરુપ આ બન્ને વ્યકિતને માટે લાગુ પડે છે. શ્રી સચ્ચિદાનન્દ પરબ્રહ્મ પરમેશ્વરે પોતાની અપૂર્વ અને અવિચ્છિન્ન શકિતદ્વારા આ સંસારમાં જેટલા બધા શરીરો નિર્માણ કર્યા છે તેમા મનુષ્યના શરીર સમાન કોઇપણ ઉત્તમ શરીર નથી, કેમકે મનુષ્યના શરીરને શાસ્ત્રમા "**ચરમદેહ**" છેલ્લો શરીર કહ્યો છે અર્થાત એ મનુષ્ય શરીર દ્વારાજ પરબ્રહ્મ પરમેશ્વરની પ્રાપ્તિ થાય છે ભગવત્ પદની પ્રાપ્તિ માટે આ મનુષ્ય શરીરજ યોગ્ય છે. અન્ય શરીરો દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થવી સર્વથા અસંભવ છે. અર્થાત મોક્ષમન્દિરમાં બિરાજેલા શુદ્ધ, બુદ્ધ, સચ્ચિદાનંદ પરબ્રહ્મની ઝાંખી થવી એ કેવળ મનુષ્ય શરીરની યોગ્યતા ઉપરજ આધાર રાખે છે એટલે મનુ‍ય શરીરથીજ પ્રભુપદ પામવાને પ્રાણિ અધિકારને પ્રાપ્ત થાય છે માટેજ એવા ઉત્તમોત્તમ શરીરને પ્રાપ્ત થઇને ઉત્તમ પદ-પ્રભુપદ-અક્ષરધામને સંપ્રાપ્ત થવું એજ ઉત્તમ અધિકારી પુરૂષનુ કર્ત્તવ્ય છે.

**પ્રિયવર મુમુક્ષુ** ? મનુષ્ય શરીરને પ્રાપ્ત થઈ જે જીવો ભગવત્ ભજનમાં-શ્રી હરિસ્મરણમાં પ્રમાદ કરે છે તેવા મહા પામરો પોતાના કર્ત્તવ્યાકર્ત્તવ્યથી પતિત થઇ અંતિમ્ દક્ષિણ દિશા પરાયણ થઇ

નાના પ્રકારના નારકીય દુઃખોના ભોક્તા થઇ અત્યંત પશ્ચાતાપ કરે છે. સામવેદ, તલવકાર શાખા, અધ્યાય. ૯, ખંડ બીજાના મંત્ર પાંચમામાં લખ્યું છે કેઃ—

**इहचेदवेदीदथसत्यमस्तिनचेदिहावेदीन्महती विनष्टि ॥**
**भूतेषु भूतेषु विचिन्त्य धीराःप्रेत्याऽस्माल्लोकादमृता भवन्ति ॥२३॥**

**( सामवेद. तलवकार शाखा, अध्याय. ९. खंड २. मंत्र ५. )**

**भाष्यान्वयः**—चेद् यदि, इह अस्मिन् मनुष्य लोके नरजन्मन्येव आत्मानमवेदीत्—जानीयाद् अथ तदा सत्यमस्ति—सद्भावः परमार्थतावा-विद्यते, तदैव मनुष्य जन्मनः सफलत्वं यद्यात्मानं जानीयाद्. एतदर्थमे-वेदं नरजन्म, भोगास्त्वन्यत्रापि सुलभा इतिभावः विपक्षे दण्डमाह न चेदिति चेद्—यदि इह. मनुष्य जन्मनि नावेदीद्ः नात्मानं जानि-याद् तदा महति विनष्टिः=सुरनर तिर्य्यक प्रेतादिषु दुःख बहुलेषु जन्म जरामरण रोगाद्यविच्छेदाद् महद् दुःखं भवति, अतएव ये धीराः सारासार विवेचन नैपुण्येन मनुष्य जनुषो दौर्लभ्यं पश्यन्तो धीमन्तः ते भूतेषु भूतेषु सर्वेषु चरस्थावरेषु आत्मैक्यं विचिन्त्य वेदादवगत्य तदनु च अकस्मात् लोकात् ' प्रेत्य " उपरम्य ऐहिकाऽमुष्मिक भोगेभ्यो विरज्योति यावद् अमृताः=ज्ञान विज्ञान सम्पादनेन कैवल्यभागिनो भवन्तीत्यर्थः

**ભાવાર્થ**:—જો, મનુષ્ય લોકમાં પુરૂષ જન્મ ધારણ કરી આ-ત્માને જાણે તો તો, આ મનુષ્ય લોકમા જન્મ લીધો સાર્થક છે. અર્થાત્ ત્યારેજ મનુષ્ય જન્મની સાફલ્યતા છે કેમકે આ મનુષ્ય જન્મ એ-ટલા માટે છે કે આત્મજ્ઞાન સંપાદન કરવું અને અન્ય લોક અથવા અન્ય યોનિમાં દુષ્પ્રાપ્ય બ્રહ્માત્મૈક્ય જ્ઞાનનું સમ્પાદન કરી સ્વસ્વરૂપમાં અવસ્થાન થવું. વિષયભોગ તો પશુ આદિ યોનિઓમાં પણ સુલભ છે એથી એટલું તો સિદ્ધ થયું કે મનુષ્ય જન્મ સર્વોત્તમ છે.

એવીજ રીતે ભગવાન્ ભાષ્યકાર વેદવ્યાસજીએ પણ સર્વ પુરા-ણોમાં મનુષ્ય શરીરની પ્રશંસા કરી છે. શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કંધમાં લખ્યું છે કે.—

**स्वर्गिणोऽप्येतामिच्छन्ति लोकं निरयिणस्तथा ॥**
**साधकं ज्ञान भक्तिभ्यामुभयंतदसाधकम् ॥ २४ ॥**

**ભાવાર્થ:**—જેવી રીતે નરક પતિત પુરૂષ આ મનુષ્ય લોકની ઇચ્છા કરે છે તેવી રીતે સ્વર્ગ લોકસ્થ દેવતાઓ પણ આ મનુષ્ય લોકમા જન્મ લેવાની ઇચ્છા કરે છે

**પ્રિયમુમુક્ષુવર્ગો**? મોક્ષપદ પામવાનો અધિકાર મનુષ્ય શરીર દ્વારાજ પ્રાપ્ત થાય છે અને સમગ્ર સચ્છાસ્ત્રોમાં મનુષ્ય શરીર દુર્લભ કહેવામાં આવ્યુ છે તત્સમ્બંધી રહસ્ય હુ તમારા પ્રત્યે વર્ણવીને વદું છું તે આપ સર્વ મુમુક્ષુ સમાજ સાવધાનતા સમેત લક્ષ્યમાં રાખશો એવી આશા છે

**शुभैराप्नोतिदेवत्वं निषेधैर्नारकींगतिं ॥**
**उभाभ्यां पापपुण्याभ्यां मानुष्यं लभतेऽवशः ॥ २९ ॥**

**ભાવાર્થ:**—શુભ કર્મથી દેવ પદની પ્રાપ્તિ થાય છે તથા અશુભ કર્માચરણથી નારકી—નરક સમ્બંધી ગતિ મળે છે પરંતુ પાપ અને પુણ્ય એ ઉભય જ્યારે સમાન થાય છે ત્યારેજ મનુષ્ય શરીરની પ્રાપ્તિ થાય છે.

**રાજેન્દ્ર**? એ હેતુથીજ મનુષ્ય શરીર દુર્લભ છે મનુષ્ય દેહધારીનેજ મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાનો સર્વોત્તમ અધિકાર છે કારણ કે પોતાના કર્ત્તવ્યાકર્ત્તવ્યનુ જ્ઞાન મનુષ્ય શરીર ધારી જીવાત્માનેજ થાય છે. અન્ય શરીરધારીઓથી પોતાના યથાર્થ કર્ત્તવ્યને જાણી શકાતું નથી એટલા માટેજ અન્ય શરીરો કરતા મનુષ્ય શરીર શ્રેષ્ઠ કહ્યો-છે. દેવતાઓના શરીરમા પણ વૈભવની—વિલાસની વિવૃદ્ધિ હોવાથી ઇર્ષ્યા, દભ, છળ, કપટ વિગેરે સ્વર્ગલોકમાં સમ્યક્ પ્રકારે જોવામાં આવે છે એટલે દેવતાઓ પણ મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાને પૂર્ણ અધિકારને પ્રાપ્ત થઇ શકયા નથી માટે એવી રીતે આ મનુષ્ય શરીરના મહાત્મ્યને જાણીને આપ સર્વ મુમુક્ષુ મંડળ પોતાના માનુષિક કર્તવ્યનું પાલન કરી આ અદ્વિતિય અવસરને સાર્થક કરશો. એ પ્રમાણે મને પરિપૂર્ણ આશા છે

**મુમુક્ષુ**! ચોરાસીલાખ, નવાણુ હજાર, નવસોને નવાણું શરીરોમાં ભ્રમણ કરતા કરતાં જ્યારે પાપ અને પુણ્ય એ ઉભય સમાન થાય છે ત્યારેજ આ મનુષ્ય શરીરની પ્રાપ્તિ થાય છે માટે મનુષ્ય શરીર માત્ર

વિષય સમ્બંધીય ભોગો ભોગવવા નિર્માણ કરવામાં આવતો નથી કિંતુ એ શરીરથી તો વિષય સમ્બંધીય સુખોને દુઃખરૂપજ. અસાર, નાશવંત, સંસૃતિ–જન્મમરણના હેતુ જાણી તેનાથી ઉપરામ પામી કેવળ મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાના અધિકારને પ્રાપ્ત થવું જોઇએ માટે દેવતાઓને પણ દુર્લભ જે મનુષ્ય શરીર તેને પ્રાપ્ત થઇ જે પ્રમાદ કરે છે તે જીવાત્માને ક્યારે પણ આનંદની પ્રાપ્તિ થતી નથી, એટલા માટે જો આપ સર્વ મુમુક્ષુમંડળને બ્રહ્માત્મૈક્ય દ્વારા ઉદ્દ્ભવતું બ્રહ્માનન્દનું અપૂર્વ સુખ મેળવવું હોય ? જો આપને જન્મ મરણના મહાન્ ભયમાંથી મુક્ત થવાનું હોય ? તો ત્હમે આ મનુષ્ય શરીરથી જેવી રીતે તમારૂં શ્રેય–કલ્યાણ થાય તેવી રીતે સદાચાર પરાયણ થશો. વળી ધ્યાનમાં રાખજો કે જેમ આ મનુષ્ય શરીર સર્વોત્તમ છે તેમ ક્ષણભંગુર પણ છે માટે આ શરીર ઉપર બિલકુલ વિશ્વાસ રાખશો નહિ જો વિશ્વાસ રાખી પરમેશ્વર પરાયણ થવામા પ્રમાદ કરશો તો એક કાષ્ટ વિક્રેતાને જેમ પશ્ચાતાપ પ્રાપ્ત થયો હતો, તેમ આપને પણ થશે. એ માટે એક કાષ્ટ વિક્રેતા–કઠિયારાનો હું દૃષ્ટાન્ત કહુ છુ તે આપ સર્વ સાધુભાવથી સમચિત્તથી શ્રવણ કરશો

**રાજેન્દ્ર મુમુક્ષુવર્મા !** અને સર્વ મુમુક્ષુ મંડળ ! સાવધ થાઓ ! ચાલો આ તૃતીય સોપાન ઉપરથી ધીરે ધીરે ઉતરી, ચતુર્થ સોપાન ઉપર ચ્હઢીએ જુઓ એ ચતુર્થ સોપાન ઉપર શું લખ્યું છે તે આપ સર્વ વાચી શકો છો ? સર્વ એક પછી એક ઉતરજો, અને આ ચોથા પગથીઆ ઉપર ચ્હઢીને એમા જે "કાષ્ટ વિક્રેતા અને ચિંતામણી" સમ્બંધી લખ્યુ છે તે ઉપર બહુ ધ્યાન રાખજો બોલો શ્રી સદ્ગુરૂ પરમાત્માનો જય એ પ્રમાણે મહર્ષિ મુક્તેશ્વરના વાક્ય શ્રવણ કરી, પ્રસન્ન અંતઃકરણે રાજર્ષિ મુમુક્ષુવર્મા સમેત મુમુક્ષુમંડળ એક પછી એક ચતુર્થસોપાન ઉપર ચ્હઢવા લાગ્યા.





# चतुर्थ–सोपान.

## काष्टविक्रेता ( कठीयारो ) अने चिंतामणीरत्न.

स्रग्धरावृत्तम्.

स्थाल्यां वैडूर्यमय्यां पचति च लशुनं चन्दनैरिन्धनाद्यैः ॥
सौवर्णै लंगलाग्रै र्विलिखति वसुधामर्कमूलस्य हेतोः ॥
छित्वा कर्पूर खंडान् वृतिमिह कुरुते कोद्रवाणां समन्तात् ॥
प्राप्येमां कर्मभूमिं न चरति मनुजो यस्तपो मन्द भाग्यः ॥२८॥

( राजर्षि भर्तृहरि )

**ભાવાર્થઃ**—જે મનુષ્ય આ કર્મ ભૂમિમા જન્મ પામીને તપ કરતો નથી તે મન્દભાગ્ય મનુષ્ય વૈડુર્યમણિના પાત્રમા ચન્દનના ઇંધણાથી લશુનને પકવે છે, આકડાના મૂળ માટે સુવર્ણના હળના અગ્રભાગથી પૃથ્વીને ખેડે છે અને કપૂરના વૃક્ષને કાપી ( તેથી ) કોદરાના ઝાડને વાડ કરે છે અર્થાત્ જેમ લશુન પકવવા માટે વૈડુર્યનુ પાત્ર અને ચન્દનના ઇંધણા વ્યર્થ છે, જેમ આકડાના મૂળ માટે સોનાના હળના અગ્રભાગથી પૃથ્વી ખેડવી વ્યર્થ છે અને જેમ કોદરાની રક્ષા માટે કપૂરની વાડ વ્યર્થ છે. તેમ આ કર્મ ભૂમિમા તપ સિવાય બીજા કર્મ કરવા વ્યર્થ છે

---



સર્વ ભૂગોળ પ્રસિદ્ધ ભારતવર્ષમા પુરાતનકાળમા કોઇએક સુવર્ણપુર નામક સુશોભિત નગર હતુ, તેમા અરિમર્દન નામક ક્ષાત્ર ધર્મ સમલંકૃત રાજા રાજ્ય કરતો હતો એ સુવર્ણપુરમાં કોઇ એક કાષ્ટવિક્રેતા ( કઠિયારો ) રહેતો હતો તે દિનપ્રતિદિન અરણ્યમા-

થી લાકડા કાપી તે વ્હેચી તેના ઉપર પોતાનો નિર્વાહ ચલાવતો હતો. કોઇ એક પ્રસગે તે કાષ્ટવિક્રેતા ( કઠિયારો ) બરાબર મધ્યાન્હ સમયે અરણ્યમાથી લાકડા કાપી આવતો હતો, તે સમયે મધ્યાન્હના સૂર્યના તાપથી તથા મસ્તક ઉપર કાષ્ટનો ભારો હોવાથી બહુ શ્રમિત થઇ જતાં કટાળીને વિશ્રામ લેવાને માટે એક વૃક્ષની શિતલ છાયા નીચે બેસવા લાગ્યો. હવે આવા ઘોર અરણ્યમાં અન્ય કોઇ પણ પ્રાણી વાર્તાલાપ કરનાર ન હોવાથી તે એકલો બેઠે બેઠે ત્યા પડેલા થોડા કાકરા પોતાના હાથવતી આમતેમ એક પછી એક ફેરવવા લાગ્યો. એટલામાં તેના પૂર્વ જન્મકૃતપુણ્યના પ્રભાવે તેના હાથમાં ચિતામણિ નામક એક દિવ્ય રત્ન અકસ્માત્ આવી ગયો. એ પ્રસંગે તે કઠિયારાના અત કરણમાં પહેલા કાષ્ટના ભારાથી કટાળતાં કેટલાક હવાઇ વિચારો ચાલવા લાગ્યા અર્થાત્ ચિંતામણી રત્ન હાથમાં આવતાંની સાથેજ તે કઠિયારાના અત કરણમા ઇચ્છા ઉત્પન્ન થઇ કે આ સમયે અહીં સાત માળનો એક સુદર મહાલય હોય તો કેટલુ સારૂ ? આ પ્રમાણે વિચાર કરે છે એટલામાં તો જોતજોતામા તે (કઠિયારા) ના સંકલ્પ પ્રમાણે સાત માળવાળો એક સુદર મનહર મહેલ એ ચિંતામણીરત્નના પ્રભાવ વડે તે સ્થળે તૈયાર થયેલો જોવામા આવ્યો એ મહેલને જોઇ કઠિયારાને તરગ આવ્યો કે મનુષ્ય વિનાનો માત્ર મહેલ શા કામનો છે ? માટે જો એ મહેલમા સુદર સ્વરૂપવાન સ્ત્રી હોય તો બહુ સારૂં ? આ સંકલ્પ ઉદ્ભવતાંની સાથેજ તે મ્હેલમા દિવ્ય ચિંતામણીના પ્રભાવથી સ્વર્ગલોક નિવાસિની તિલોત્તમા, ઉર્વશી, રભા, અને મેનકા જેવી અપ્સરાઓને પણ ક્ષણવાર પોતાની સૌન્દર્યતાનો અભિમાન મૂકાવે એવી મૃગનયની સુદર સ્ત્રી જોવામાં આવી. એ પ્રમાણે સ્ત્રીને જોવા પશ્ચાત્ પુન. તે કઠીયારાને સકલ્પ ઉદ્ભવ્યો કેઃ—આ મ્હેલની આસપાસ ફરતો સુદર ચોક અને તેને ચારે તરફ મનહર રાજ્યદુર્ગ અને તેને ફરતુ વિસ્તીર્ણ નગર હોય તો કેટલું સારૂં ? આ સંકલ્પ પણ ઉદ્ભવતાંની સાથેજ એજ પ્રમાણે સર્વ વ્યવસ્થા તે કઠીયારાને જોવામાં આવી. એ સર્વ વ્યવસ્થા જોતા પુનઃ કઠીયારાને તરંગ ઉઠયો કેઃ—નગરતો બહુ ઉત્તમ બન્યુ પણ પ્રજા વિનાનું છે એથી શું કામનુ ? માટે પ્રજા હોય તો સારૂ ? એ વિચારની સાથે જ

કેટલીક લાવણ્યવતી લલનાઓ–સ્ત્રીઓ અને કેટલાક સુશોભિત પુરૂષો પણ તે નગરમાં વિચરતા જોવામાં આવ્યા. એટલુંજ નહિ પરંતુ તે કઠીયારાના સંકલ્પ પ્રમાણે તે નગરમાં હાથી, ઘોડા, રથ, વિગેરે સર્વ સાધનો સંકલ્પ પ્રમાણે થયેલા જોઇ પોતાના અંતઃકરણમાં તે કઠીયારો પરમ પ્રસન્ન થવા લાગ્યો–અત્યંત આનંદ પામવા લાગ્યો

**પ્રિયવરમુમુક્ષુ**! એક લાકડાના ભારાને વેહેંચી એ કઠીયારો પોતાનો નિર્વાહ ચલાવતો હતો, જેથી એવા દીન મનુષ્યને આટલી બધી સમૃદ્ધિ પ્રાપ્ત થઇ અને તેથી તેને પરમાનન્દની પ્રાપ્તિ થાય એમા પૃછવુંજ શું ! પરંતુ પછી બન્યું એમ કે એટલામાં તે નગરમાના કોઇ એક વૃક્ષ ઉપર કોઇ એક વાયસ ( કાગડો ) બેઠો બેઠો કુસ્વરે ( ખરાબ અવાજે ) બોલવા લાગ્યો જે શબ્દ શ્રવણ કરી એ કઠીયારાએ તેને ઉડાડવા માડયો. તથાપિ તે વાયસ ઉડયો નહિ. ત્યારે એ કઠીયારાના હાથમા જે ચિંતામણી નામક રત્ન હતું તેને ( એ કઠીયારો જાણતા ન હતો કે આ ચિંતામણી રત્ન છે અને આ ( રત્ન ) ના પ્રભાવથીજ આ સર્વ સંકલ્પ સિદ્ધિની પ્રાપ્તી થઇ છે ) કાંકરો સમજીને તે કાગડાને ઉડાડવા માટે ફેંકયું અને તે ફેંકતાજ ખ્હેલો કાગડો તે ચિંતામણી રત્નને પોતાની ચાચમાં ઘાલી ઉડી ગયો એટલે કઠીયારો જે સ્થળે પ્રથમ પોતે એકલો વૃક્ષની શિતલ છાયા નીચે વિશ્રાંતિ લેવા બેઠો હતો તેવોજ એકનો એક થઇ રહ્યો અને પોતાના પડખામાં પ્રથમનો પોતાનો કાપી આણેલો કાષ્ટ ( લાકડા ) નો ભારો પડેલો જોવામા આવ્યો, અને તે મ્હેલ, સોન્દર્યવાળી સ્ત્રીઓ, પ્રસન્ન વદનવાળા પુરૂષો, આખુ નગર, રમ્ય રાજ્યગઢ, વિગેરેમાંનું જાણે અત્ર કંઇ પણ ન હતુ એવુ સૂન્ય જંગલ પ્રથમની પેઠેજ થઇ રહેલું તેના ના જોવામાં આવ્યુ આ અલોકિક કૌતુહલથી તે કઠીયારો ગભરાઇ જઇને તે કાગડાને પકડવા દાડયો પણ પછી તે કઠીયારાનુ કંઇપણ વળ્યું નહિ ચા તેમ્ શ્રમિત થઇ પુનઃ લાકડાનો ભારો મસ્તક ઉપર લઇ કેટલોક પશ્ચાતાપ કરી પોતાના સુવર્ણપુરમાં વેચવા ચાલતો થયો.

રાજર્ષિ **મુમુક્ષુવર્મા**! **અને સર્વ મુમુક્ષુમંડળ**! આ એક દ્રષ્ટાન્ત છે એનુ હું આપ સર્વને સિદ્ધાન્ત વર્ણવીને સમજાવું છું તે તમે સર્વ એકાગ્રવૃત્તિથી શ્રવણ કરશો. **રાજેન્દ્ર**? કઠિયારો એ એક

જીવ છે અને તેને તેના પૂર્વના પુણ્યવાળા પ્રારબ્ધ કર્મથી જે ચિંતામણી રત્ન મળ્યું તે નરતન—મનુષ્ય શરીર છે જેવી રીતે ચિંતામણી સર્વ પ્રકારના ચિંતિત પદાર્થને આપે છે તેમ મનુષ્ય શરીર પણ પ્રત્યેક્ ઇચ્છિત પદાર્થને પ્રદાન કરવામા સમર્થ છે. એવો કોઈ પણ આ સંસારમાં પદાર્થ નથી કે જેના માટે મનુષ્ય દેહથી પ્રયત્ન કરવામાં આવે અને તેની પ્રાપ્તી ન થાય માટે મનુષ્ય શરીરજ સાચામા સાચું ચિંતામણી નામક દિવ્ય રત્ન છે. કઠીયારાના હાથમા ચિંતામણી રત્ન પ્રાપ્ત થયા છતાં પણ જેમ ચિંતામણી રત્નનું તેને જ્ઞાન ન હતુ. તેમ જીવને આવું અમૂલ્ય ચિંતામણી રૂપ મનુષ્ય શરીર પ્રાપ્ત થયું છે. તેના મહિમ્નઃ—મહિમાની બરાબર ખબર નથી અર્થાત જેવી રીતે કઠીયારાએ તે ચિંતામણી નામક દિવ્ય રત્નને પણ પાષાણ ( પથરા ) પ્રમાણે સમજી તે વૃક્ષ ઉપર બેઠેલા વાયસ ( કાગડા ) ને ઉડાડવાના કાર્યમા ઉપયોગ કરી ફેંકી દીધું તેવીજ રીતે અત્ર જીવ રૂપ કઠીયારો પણ એ મનુષ્ય શરીર રૂપ ચિંતામણી રત્નને પાષાણ પ્રમાણે નિરર્થક જાણી—વિષય રૂપી વાયસને ઉડાડવાના કામમા ગુમાવી બેસે છે. પછી જેમ કઠીઆરાનુ પશ્ચાતાપ અર્થ વિનાનું છે; તેમ કઠીયારારૂપ જીવનુ શોચ કરવું પણ નિષ્પ્રયોજનવાળું છે. એટલા માટે હે **મુમુક્ષુવર્ગો!** આપ સર્વ મંડળને એ કઠીયારાની પેઠે પશ્ચાતાપ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય નહિ, એ આપ સર્વ ધ્યાનમાં રાખજો **શ્રીમદ્** ભાગવતના પંચમ સ્કંધ, અધ્યાય ૧૯ માં સ્વર્ગલોકનિવાસીદેવતાઓ વદે છે કેઃ—

**कदा वयंचलप्स्यामो जन्म भारतभूतले ॥**
**केन पुण्येन महता प्राप्स्यामः परमं पदम् ॥२७॥**

**ભાવાર્થ.**—અમે ( દેવતાઓ ) ભારત ભૂમિમાં મનુષ્ય જન્મને કયારે પ્રાપ્ત થઈશું ? અને કયા પુણ્ય વડે તે અવતાર ( મનુષ્ય શરીર ) માં ભગવાનની ભક્તિ પામી પરમ પદને પ્રાપ્ત થઈશું?

રાજેન્દ્ર! આ મનુષ્ય શરીર રૂપી નૌકા છે. અને એજ નૌકાથી આ સંસાર રૂપી સમુદ્ર તરાઇ શકાય છે. તત્સમ્બંધી પણ **શ્રીમદ્**ભાગવતના એકાદશ સ્કંધના અધ્યાય ૨૦ શ્લોક ૧૭ માં મહર્ષિ વેદ વ્યાસજી વર્ણવે છે કેઃ—

**नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारम् ॥**
**मयानुकूलेन नभस्वतेरितं पुमान्भवाब्धिं न तरेत्स आत्महा ॥२८॥**

**ભાવાર્થ**—સર્વ સત્કર્મોના ફળ રૂપ આ મનુષ્ય દેહ રૂપ વ્હાણુ કોટી પ્રયત્નો વડે પણ ન મળે તેવુ છે. છતાં અનાયાસે ઇશ્વર કૃપાથી પ્રાપ્ત થયું છે. જેમાં સદ્‌ગુરૂ રુપી વ્હાણવટી છે, વળી એ વ્હાણ ભકિત વડે મેળવેલી ભગવત્ કૃપા રૂપ વાયુથી પ્રેરાયલું છે એ પ્રમાણે સર્વ સામગ્રી છતાં જે મનુષ્ય સંસાર રુપ સમુદ્ર તરતો નથી, તે પોતે પોતાની મેળેજ પોતાનો ઘાત કરે છે. તાત્પર્ય એ છે કે.—પોતાના અમર આત્માને જન્મ મરણ રૂપી સંસારના પ્રવાહમા નાંખી દુ.ખી થાય છે. શ્રવણ કરો ! જગદ્‌ગુરૂ શંકરાચાર્ય ભગવાન્ શ્રી વિવેક ચૂડામણિ નામક ગ્રંથના પાચમા શ્લોક દ્વારા ભાખી ગયા છે કે—

**इतःकोन्वास्तिमूढात्मा यस्तुस्वार्थेप्रमाद्यति ॥**
**दुर्लभं मानुषं देहं प्राप्य तत्रापि पौरुषम् ॥ २९॥**

**ભાવાર્થ:**—આ દુર્લભ મનુષ્ય દેહ અને તેમા પણ પુરૂષપણુ પ્રાપ્ત કર્યા છતા જે મનુષ્ય પોતાંના સ્વાર્થ સાધવામા–પરમપદ=મોક્ષમન્દિર પ્રાપ્ત કરવામા આળસ કરે છે તેનાથી મૂઢ બીજો કોણ છે અર્થાત કોઇજ નથી

**પ્રિયતમ મુમુક્ષુવર્ગો** ! એ પ્રમાણે સર્વ વેદ, ઉપવેદ, વેદાંગ, પુરાણ, ઉપનિષદ્, શ્રુતિ, સ્મૃતિ વિગેરે સમગ્ર શાસ્ત્રોમા મનુષ્ય શરીરની મહત્તા પ્રતિપાદન કરવામાં આવી છે આ સબંધી હજી પણ જેટલું કહેવાય તેટલું થોડુ છે તથાપિ આપ સર્વ સાધન સમ્પન્ન અધિકારી પુરૂષો છો, અત:એવ આટલો બોધ પણ બહુ ઉપયોગી થશે, એમ મારૂ માનવું છે **રાજેન્દ્ર** ! સાવધ થાઓ ! જુઓ પ્હેલો " **મોક્ષ મંદિર** " નો પંચમ સોપાન દેખાય છે. તે ઉપર ચ્હડીએ. સર્વ મુમુક્ષુ મંડળ તૈયાર થઇ ચાલો એક પછી એક એના ઉપર ચ્હડીએ. સંભાળજો, ધીરે ધીરે ચ્હડજો. આ પંચમ સોપાનનુ નામ, સત્સંગ પ્રભાવ છે સત્સંગના પ્રભાવથીજ સર્વ પ્રકારના સુખની પ્રાપ્તિ થાય છે એ આપ સર્વ મુમુક્ષુઓ આપના અંત:કરણમાં કોતરી રાખજો.

---



# पंचम–सोपान.

## सत्संग–प्रभाव.

कल्पद्रुमः कल्पितमेवसूते साकामधुक्कामितमेवदोग्धि ॥
चिन्तामणिश्चिन्तितमेवदत्ते सतां हि संगः सकलं प्रसूते ॥ ३० ॥
असज्जनः सज्जन संगि संगात् करोति दुःसाध्यमपीहसाध्यम् ॥
पुष्पाश्रयाच्छंभुशिरोऽधिरुढा पिपीलिका चुम्बति चन्द्रबिम्बम् ॥३१॥
( सुभाषित रत्न भाडागारम् )

**ભાવાર્થ:**—કલ્પવૃક્ષ કલ્પેલા મનારથાને આપે છે, કામધેનુ ઇચ્છિત પદાર્થને દુઝે છે, ચિંતામણી ચિંતવેલી વસ્તુને આપે છે, અને સત્પુરૂષોના સંગ તો સર્વ વસ્તુને આપે છે (૩૦) દુર્જન પુરૂષ, સત્સંગી પુરૂષના સંગથી દુઃસાધ્ય વસ્તુને પણ સાધ્ય કરે છે જેમ પુષ્પના આશ્રયથી શિવના મસ્તકપર ચ્હડેલી કીડી ચન્દ્રના બિમ્બનું ચુમ્બન કરે છે (૩૧)



રમ શ્રદ્ધાસ્પદ રાજર્ષિ મુમુક્ષુવર્ગો અને સમગ્ર મુમુક્ષુ મંડળ! જૂઓ આ "મોક્ષમંદિર" નો પંચમ સોપાન દેખાય છે વાંચો, એ ઉપર "સત્સંગ પ્રભાવ" એ પ્રમાણે લખવામાં આવ્યું છે, જેથી આ સોપાન અવશ્ય ઉત્તમોત્તમ છે કારણ કે આ અસાર સંસારમાં જે જે પુરૂષો ઉન્નતિને પ્રાપ્ત થયા છે, તે કેવળ સત્સંગથીજ

પ્રાપ્ત થયા છે. સત્સંગ એ જ્ઞાનનો વહન કરનાર નિર્મળ ઝરો છે. સત્સંગ એ ભક્તિ અને વૈરાગ્યનો અખૂટ ખજાનો છે, તેથી ગમે તેવો પાપાત્મન્–નીચ, જીવ પણ સત્સંગના પ્રભાવથી મહાન્ પદવીને પ્રાપ્ત થાય છે મનુષ્યનું કલ્યાણ ત્યારેજ થઇ શકે છે, જ્યારે તે મનુષ્ય અનુરાગ સમેત સત્સંગમાં જોડાય છે. સત્સંગથી જે જે અપૂર્વ લાભ થાય છે તેની ગણના યદિ શેષ ભગવાન્ કરે તો તેનાથી પણ સંપૂર્ણ પણે કરી શકાય તેમ નથી. હવે **સત્સંગ એટલે શું ?** એ સબંધી વિચાર કરતાં જણાય છે કે, ' **સત્સંગ** " એ વાક્યમા બે શબ્દ છે જેમ કે **સત્** અને **સંગ.** અર્થાત્ જે શ્રેષ્ઠ ઉત્તમ–સત્ય–સંગ–સમાગમ તેનેજ આપ્તજનો ( સર્વ શાસ્ત્ર જાણનારાઓ ) સત્સંગ કહે છે. એટલે જે જે સ્થળે સાચા દેશહિતૈષી, તત્વનિષ્ઠાવાન્, ધર્મધુરંધર ભગવદ્‌ભક્તિવિભૂષિત, સ્વધર્મનિષ્ઠ સજ્જન પુરૂષો, સત્‌ચર્ચા–સતવાર્તા કરતા હોય તેનું નામ " **સત્સંગ** " છે. અને તેવા સ્થળ પ્રત્યે નિવાસ કરનાર કિંવા તેમના સંસર્ગમાં આવી જે ગુણ ગ્રહણ કરે છે, તે સત્સંગી કહેવાય છે. અર્થાત્ જે સત્ય વસ્તુ ( પરમેશ્વર ) નો સંગ કરે છે તે સત્સંગી કહેવાય છે **રાજેન્દ્ર !** સત્સંગનો પ્રભાવ વિશ્વ વિખ્યાત છે, માટે એ સંબધી તમારા પ્રત્યે જે કંઈ કથન કરવામાં આવે તે સર્વ અલ્પ છે સત્સંગથી જે પ્રમાણે મોક્ષ-મંદિરના મહારાજાધિરાજ સાક્ષાત્ ભગવાન્ વશીભૂત થાય છે તે પ્રમાણે, બીજા સાધનોથી થતા નથી યોગ, યજ્ઞ, તત્વવિચાર, ધર્મ, વેદાધ્યયન તથા સંન્યાસ, વાવ–કૂવા વિગેરે નવાણો ખોદાવવા, દક્ષિણા, વ્રત, દેવ-પૂજા, તીર્થો, નિયમો અને યમો એ સર્વ સાધનોથી સત્સંગ શ્રેષ્ઠ છે. એ શ્રીમુખ નિસૃત સિદ્ધાન્ત છે, વળી કેટલાક દૈત્યો, રાક્ષસો, પશુઓ, પક્ષિઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગલોકો, સિદ્ધલોકો, ચારણો, યક્ષો, વિદ્યાધરો, મનુષ્યોમાં પણ વૈશ્યો, શુદ્રો. સ્ત્રીઓ, તથા ચાંડાલો કે જેઓ રજોગુણી તથા તમોગુણી હતા તેઓ પણ કેવળ સત્સંગના પ્રભાવથીજ ભગવદ્ પદ પામવાના અધિકારી થયા છે તેમજ વૃત્રાસુર, પ્રહલાદ્, વૃષપર્વા, બલિરાજા, ગજેન્દ્ર, જટાયુ, બાણાસુર, મયદાનવ, વિભિક્ષણ, સુગ્રીવ, હનુમાન, જાંબવાન, તુલાધાર વણિક, ધર્મવ્યાધ, વાલ્મિક, નારદ, અજામિલ વિપ્ર, વિદુર, વિગેરે સંખ્યાબંધ પુરૂષો તથા ચૂડાલા, મદાલસા, સુલભા, સરસ્વતી, ગાર્ગી, મૈત્રેયિ, કાત્યાયની, શબરી, કુબ્જા, વ્રજવનિતાઓ,

ઋષિપત્નિ વિગેરે અનેકાનેક સ્ત્રીઓ સમગ્ર સર્વમાન્ય સત્સંગના પ્રભાવથી ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત થયા છે. કેમકે એ લોકો કંઇ વેદ ભણ્યા ન હતા. તથા વિશેષ ઉગ્ર તપ પણ કર્યું નહતું. માત્ર સત્સંગના આશ્રય વડેજ ભગવત્ ધામને પ્રાપ્ત થયા છે. શ્રી શ્યામસુન્દર કૃષ્ણ ભગવાને પોતાના પરમ સખા ભક્ત શિરોમણી શ્રી ઉદ્ધવ પ્રત્યે એકાદશ સ્કંધના બારમા અધ્યાયના શ્લોક ૯ માં કહ્યું છે કેઃ—

**यं न योगेन सांख्येन दान व्रत तपोऽध्वरैः ॥**

**व्याख्या स्वाध्याय संन्यासैः प्राप्नुयाद्यत्नवानपिः ॥२२॥**

**ભાવાર્થઃ**—યોગથી, તત્વવિચારથી, દાનથી, વ્રતથી, તપથી, યજ્ઞથી, વ્યાખ્યાનથી, વેદાધ્યયનથી, તથા સંન્યાસ લેવાથી પણ મનુષ્ય પ્રયત્ન કરતાં છતાં પણ મને પ્રાપ્ત થતો નથી તે સત્સંગથી ઉત્પન્ન થયેલ ભક્તિ દ્વારા સ્હેજમાં-પરિશ્રમ સિવાય મને પ્રાપ્ત થયેલ છે.

**રાજર્ષિમુમુક્ષુ** ! મહાનુભાવ ( પ્રભાવિક ) પુરૂષનો સંસર્ગ કોની ઉન્નતિ નથી કરતો ? ( અર્થાત્ કરે છે. ) કેમકે શ્રીમતી ભાગીરથીના સંસર્ગથી શેરીઓના જળને પણ સર્વ દેવતા લોકો વંદના કરે છે. વળી જેવી રીતે કમળની પાંખડી ઉપર રહેલું જલ મુક્તાફળ ( મોતી )ની શોભાને ધારણ કરે છે. જેમ હાથીની સૂંઢમાં રહેલો શંખ પૃથ્વીમાં પવિત્ર તરીકે વિખ્યાત થાય છે. જેમ મલયાચળના ગંધથી ઇંધણ ( કાષ્ટ ) પણ ચંદન થાય છે તેમ સજ્જન પુરૂષના સંગથી દુર્જન મનુષ્ય પણ સજ્જન થઇ જાય છે. તથા જેવી રીતે કતકના ફળના સમાગમથી ડોળુ જલ નિર્મલ થઇ જાય છે. તેમ વિદ્વાન્ પુરૂષના સંસર્ગથી મંદ પુરૂષ પણ અમંદ ( વિદ્વાન્ ) થઇ જાય છે. જેમ કીટ પુષ્પના સંગથી સત્પુરૂષોના મસ્તક ઉપર ચ્હડે છે, જેમ પાષાણ ( પથ્થર ) પણ સત્પુરૂષોએ પ્રતિષ્ઠા કરવાથી દેવપણાને પ્રાપ્ત થાય છે, અને જેમ કાચ સુવર્ણના સંસર્ગથી મરકતમણિની કાંતિને ધારણ કરે છે, તેમ સત્સંગના પ્રભાવથી મૂર્ખ પુરૂષ પણ પ્રવિણતાને પ્રાપ્ત થાય છે. યોગવિદ્યા પારંગત રાજર્ષિ ભર્તૃહરિજી વદી ગયા છે કેઃ—

**जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं ॥**

**मानोन्नतिं [illegible]शति पापमपा करोति ॥**

चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं ॥
सत्संगतिः कथय किं न [illegible] पुंसाम् ॥३३॥

**ભાવાર્થ**:-સત્સંગ, બુદ્ધિથી જડતાને હરે છે, વાણીમાં સત્યતાનું સિંચન કરે છે. માનથી ઉન્નતિ અપાવે છે. પાપને દૂર કરે છે. ચિત્તને પ્રસન્ન કરે છે. અને દિશાઓમાં કીર્તિને ફેલાવે છે. કહો સત્સંગ પુરૂષોને શું નથી કરતો ? વળીઃ-

दूरी करोति कुमतिं विमली करोति ॥
चेत श्चिरंतनमघं [illegible]लुकां करोति ॥
भूतेषु किंच करुणां बहुली करोति ॥
सङ्गः सतां किमुन मङ्गलमातनोति ॥३४॥

**ભાવાર્થ**:-સત્સંગ, કુમતિને ( ખરાબ બુદ્ધિ ) ને દૂર કરે છે. ચિત્તને નિર્મલ કરે છે. લાંબા કાળના પાપનો નાશ કરે છે. અને સર્વ પ્રાણીઓ ઉપર કરૂણાને વધારે છે. સત્સંગ ક્યા મગળને નથી કરતો ? અર્થાત્ સર્વ મંગલને કરે છે.

**પ્રિયમુમુક્ષુવર્મા** ! આ સંસારમાં સજ્જન કિમ્વા દુર્જન થવું એ કેવળ સંસર્ગ ઉપરજ આધાર રાખે છે. કારણ કે સંગથીજ મનુષ્યની ઉન્નતિ અને અવન્નતિ થાય છે; એટલે જો સારો સંગ હોય તો અધમમાં અધમ પ્રાણી પણ ઉત્તમોત્તમ પદવીને પ્રાપ્ત થાય છે અને જો નઠારો સંગ હોય તો ઉત્તમોત્તમ પ્રાણી પણ અધમાધમ સ્થિતિને પહોંચે છે. જેમ તપેલા લોઢા ઉપર રહેલા જલનું નામ પણ સંભળાતુ નથી, તેનું તે જળ જો કમળના પત્ર ઉપર પડેલું હોય તો મોતીના આકારે દેખવામા આવે છે, અને એનુ એજ જળ જો સ્વાંતી નક્ષત્રમાં સમુદ્રની છીપમાં પડયું હોય તો તે જળનું અમૂલ્ય મોતી ઉત્પન્ન થાય છે અને એનુંએજ જળબિંદુ જો સર્પના અંતઃકરણમાં જાય છે તો તેનાથી હળાહળ વિષ ઉત્પન્ન થાય છે. તેથી રાજેન્દ્ર ! બહુધા અધમાધમ, અધમ, મધ્યમ અને ઉત્તમ ગુણ કેવળ સંસર્ગથી ઉત્પન્ન થાયછે. એ નિશ્ચિતસિદ્ધાન્ત છે. જેમ કેટલીએક તુંબડીઓ સાથે ગતિ કરવાથી દુસ્તર જલને તરાવે છે. અને કેટલીએક તુબડીઓ તેઓના હૃદયને

બાળીને રૂધિરનું પાન કરે છે. અને કેટલીક તુંબડીઓ મનહર વિણા સ્વરૂપે થઇ સંગીતના આલાપ કરવામાં સમર્થ થાય છે. આ તુંબડીઓ તેની તેજ છે પણ પાત્રાપાત્ર પ્રમાણે જેમ તેની સ્થિતિ થાય છે તેવીજ રીતે આ સંસારમાં પણ ઘણે અંશે મનુષ્ય સારા–નરસા સંગના પ્રભાવેજ સારોનરસો થાય છે એમાં લેશ માત્ર પણ સન્દેહ નથી. માટે પ્રત્યેક્ મુમુક્ષુએ સત્પુરૂષોનીજ સંગતિ કરવી ઉચિત છે. રાજર્ષિ? સત્પુરૂષો એવા ઉત્તમ હોય છે, કે જેમને કોઈ પણ પદાર્થની ઉપમા આપીએ તે સર્વ અલ્પજ છે. **પ્રિયવર મુમુક્ષુ?** એવા ગાંભિર્યના ભંડાર રૂપ સત્પુરૂષોને શાસ્ત્રમાં સમુદ્રની ઉપમા આપવામાં આવી છે; આથી કદાચ ત્હમે કહેશો કે ગંભીર તો સમુદ્ર પણ છે પરંતુ તત્સંબંધી હું તમને જણાવીશ કે સમુદ્ર ગંભીર છે એ આપનું કથન યથાર્થ છે. પરંતુ તે ( સમુદ્ર ) નું જળ ખારૂં છે. તેનું કેમ ? અત્ર સત્પુરૂષ જેમ ગંભીર ગુણ વાળા છે. તેમ મધુર છે. એથી સત્પુરૂષને સમુદ્ર તુલ્ય ગણવું એ ઉચિત નથી. વળી શાંતિના નિધિ રૂપ સત્પુરૂષો હોવાથી તેઓને વિદ્વાન્ રૂષિ–મુનિઓએ ચંદ્રમાની ઉપમા આપી છે પરંતુ આપ સર્વ કહેશો કે એમાં તે શું ? શાંતિ વાળો તો ચંદ્ર પણ છે. તત્સંબંધી હું જણાવીશ કે ચંદ્ર શિતલ છે એ વાર્તા સત્ય છે પરંતુ ચંદ્ર કલંકી છે તેનું કેમ ? પરંતુ સત્પુરુષો જેમ શિતલ છે તેમ વળી નિષ્કલંકી ( કલંકથી રહિત ) હોય છે. વળી સત્પુરૂષો પ્રકાશ કરનારા છે. આથી ત્હમે કહેશો કે પ્રકાશ તો સૂર્યનારાયણ પણ કરે છે; તો હુ આપને જણાવીશ કે સૂર્યનારાયણ પ્રકાશ કરે છે એ ખરૂં ? પરંતુ લોકોને તાપ આપે છે તેનું કેમ ? અહીં સત્પુરૂષો જેમ જ્ઞાનનો પ્રકાશ કરનારા છે તેમ શાંત ( તાપ વગરના ) છે. વળી સત્પુરૂષો ઉપકારી હોય છે એમ કહેવામાં આવે તો તમે સર્વ કહેશો કે પરોપકારી તો મેઘ પણ છે કે જગત્ ઉપર વરસાદ વર્ષાવી લોકોનું કલ્યાણ કરે છે. પરંતુ હું આપને જણાવીશ કે મેઘ પરોપકારી છે એતો ત્હમારૂં કથન યથાર્થ છે પરંતુ મેઘ ચપળા ( વિજળી ) નો આશ્રય કરી રહ્યો છે તેનું કેમ ! અત્ર સત્પુરૂષો જેમ પરોપકારી હોય છે તેમ વળી સ્વાશ્રયી ( પોતાનો જ આશ્રય રાખનાર ) હોય છે. તથા સત્પુરૂષોને સ્થિર ધર્મવાળા શાસ્ત્રોમાં કહ્યું છે, આથી તમે કહેશો કે હૂંઃ એમાં તે શું ? સ્થિર સ્વભાવ ( ધર્મ ) વાળો

તો સુવર્ણનો પર્વત મેરૂ પણ છે. યદ્યપિ આ પણ આપનું કથન યથાર્થ છે પરંતુ મેરૂ પર્વત મેઘના વાદળાથી અદ્રશ્ય છે. તેનું શું? સત્પુરૂષો તો જેમ સ્થિર હોય છે તેમ સર્વથા દ્રશ્ય હોય છે.

**મહારાજામુમુક્ષુ**! સત્પુરૂષોની જેટલી પ્રશંસા વદવામાં આવે તે સર્વ અલ્પ છે. કારણ કે કામધેનુ પશુ છે, કલ્પવૃક્ષ કાષ્ટ છે, ચિંતામણી પાષણ (પથ્થર) છે. માટે એવો આ સંસારમાં કોઇપણ પદાર્થ નથી કે જેને સત્પુરૂષોની સાથે સરખાવી શકાય. ભલા! એવા અપૂર્વ ગુણના ભંડાર રૂપ સત્પુરૂષોના સંસર્ગથી ઉન્નતિ થાય તેમાં પૂછવું જ શું? **રાજેન્દ્ર**! સત્પુરૂષોના સગ સંબંધી સાક્ષાત્ કૈલાસાધિપતિ શિવભગવાને પોતાના પ્રાણ પ્રિયા પાર્વતીજી પ્રત્યે જણાવ્યુ છે કેઃ—

**सत्संगश्च विवेकश्च निश्चलं नयनद्वयम् ॥**

**यस्य नास्ति नरः सोंऽधः कथंनस्यादमार्गगः ॥३५॥**

**ભાવાર્થઃ**—સત્સંગ અને વિવેક રૂપ કોઈ દિવસ ન ખસે એવાં દ્રઢ નેત્ર જેને ન હોય તે આંધળો કહેવાય છે. અને જે આંધળો થયો તે અવળે માર્ગે જનારો કેમ ન થાય? અર્થાત્ સત્સગને વિવેક વિનાના આંધળા મનુષ્યો અવળે માર્ગે ચ્હઢી જાય છે. માટે ભાષ્યકાર જગદ્ગુરૂ શંકરાચાર્ય ના સિદ્ધાન્ત પ્રમાણેઃ—

" **क्षणमपि सज्जन संगतिरेका भवति भवार्णव तरणे नौका ॥३६॥**"

અર્થાત્ એક ક્ષણવાર પણ જો સત્પુરૂષોની સંગતિ રહે તો ભવસાગર તરવામાં બ્હાણ રૂપ થાય છે.

**પ્રિયવરમુમુક્ષુ**! એ પ્રમાણે સત્સંગનો પ્રભાવ અગાધ છે. માટે જે મુમુક્ષુસજ્જનોને મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાની ઈચ્છા હોય તેમણે સર્વદા સત્સગ પરાયણ થવાની શુભવૃત્તિ ધારણ કરવી એ સર્વથા શ્રેયસ્કર છે. પૂર્વકાળમાં પણ સત્સંગના પ્રભાવથી કેવા કેવા પુરૂષોની ઉન્નતિ થઇ છે તેમાંથી કિંચિત્માત્ર હું આપના પ્રત્યે વર્ણવીને કહુશું, તે તમે એકાગ્રવૃત્તિપૂર્વક શ્રવણ કરશો. ચાલો! હવે ષષ્ઠ સોપાન દેખાય છે તે ઉપર ચ્હઢીએ.

---



# षष्ठः सोपान.

## देवर्षि नारद जीवन वृत्त.

मनसि वचसि काये पुण्य पीयुष पूर्णा ॥
त्रिभुवन उपकार श्रेणिभिः प्रीणयन्तः ॥
परगुण परमाणून्पर्वती कृत्य नित्यं ॥
निज हृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥२७॥

( राजर्षि भर्तुहरि. )

**ભાવાર્થ:**—જેનાં મન, વચન અને કાયા પુણ્યરૂપ અમૃતથી ભરેલાં છે, ( અર્થાત્ મન, વચન અને શરીરથી જે પુણ્યજ કરનારા છે ) જે ઉપકારથી ત્રણે જગત્‌ને પ્રસન્ન કરે છે અને બીજાના થોડા ગુણને પણ પર્વત જેવડા મ્હોટા કરી નિરંતર પોતાના અંતઃકરણમાં પ્રસન્ન થાય છે. એવા સત્પુરૂષો કેટલા છે ?



રાજર્ષિ મુમુક્ષુવર્મા ! અને મુમુક્ષુ મંડળ ! ! હવે ત્હમે સર્વ આ છઠ્ઠા પગથીયા ઉપર ચ્હઢજો. આ છઠ્ઠા પગથીઆ ઉપર ચઢવાથી કેવા લાભો થાય છે, એ આપ હમણાજ જાણી શકશો. કેમકે આ જ સોપાન ઉપર એક દાસીનો પુત્ર પ્રથમ ચઢયો હતો અને જેથી તેને પણ અપૂર્વ લાભ પ્રાપ્ત થયો હતો. વળી આપ સર્વ પંચમ સોપાન ઉપરથી આટલું તો સમ્યક્‌પ્રકારે જાણી શકયા છો કેઃ—ઉન્નતિ અને અવનતિ એ કેવળ સુસંગ અને કુસંગ ઉપરજ નિર્ભર છે. તથા એજ સિદ્ધાન્તના પ્રતિપાદન અર્થે હું આપને "દેવર્ષિ નારદ જીવન વૃત" સંક્ષિપ્ત કહું છું. તે આપ સર્વ સાવધાનતાથી શ્રવણ કરશો. આ જીવન ચરિત્ર દેવર્ષિ

નારદજીએ પોતેજ પોતાના મુખથી શ્રીમદ્ વ્યાસ ભગવાન્ પ્રત્યે વર્ણ-વીને કહ્યું છે. જેમ કેઃ—

"હે મહામુનિ ! હે વેદવ્યાસ !! હું પૂર્વ જન્મમાં એક વેદ-વાદી બ્રાહ્મણની દાસીનો પુત્ર હતો. ત્યાં ચાતુર્માસ વ્યતીત કરવાને આ-વતા મહર્ષિઓની સેવામાં મને રાખ્યો હતો. હું બાલ્યાવસ્થામાં હોવા છતાં પણ ધર્મપ્રેમી, ઇન્દ્રિયજીત, મિતભાષી, અનુકૂળ વર્તનાર, તથા સજ્જન સેવામાં તત્પર હોવાથી તે મહર્ષિઓ મારા ઉપર અતિ કૃપા દૃષ્ટિ રાખતા હતા. હું પ્રત્યેક દિવસે એ મહર્ષિઓને પૂછીને તેમના વાસણોમાં ચોંટી રહેલું તેમનું છાંડેલું અન્ન ભક્ષણ કરતો હતો, તેથી મ્હારૂં અંતઃકરણ અને બુદ્ધિ પવિત્ર થયાં. એવી રીતે મારા અંતઃકરણ-ની શુદ્ધિ થવાથી મને તેમના ધર્માચરણ વિષે પ્રીતિ ઉત્પન્ન થઈ. ત્યાં સદા સર્વદા શ્રીવિષ્ણુ ભગવાનની મનને આનંદ આપનાર અને પાપને નાશ કરનાર કથાઓ થતી હતી તે તે કથાઓ મહર્ષિઓના અનુગ્રહથી હું એકાગ્ર વૃત્તિપૂર્વક શ્રવણ કરતો હતો. એ ભગવત્ કથાઓ શ્રદ્ધા સંયુક્ત શ્રવણ કરવાથી મને ઇશ્વર ભક્તિ ઉપર ઘણો પ્રેમ ઉત્પન્ન થયો, અને પરમ દયાળુ પરમેશ્વરના વિષે મારી દૃઢ ભાવના થઇ. એ પ્રમાણે મ્હને ધર્મમાં પ્રીતિવાળો, શુદ્ધ અંતઃકરણવાળો અને પરિપૂર્ણ શ્રદ્ધાસ્પદ જોઇને એ દયાના ભંડાર મહામુનિઓએ પોતાના પ્રયાણ સમયે મ્હારા ઉપર મહાન્ કરૂણા કરીને મ્હને સાક્ષાત્ પ્રભુપ્રેરીત ગુહ્યજ્ઞાનનો મંત્રોપદેશ કર્યો. તેથી મને દિવ્ય જ્ઞાનની પ્રાપ્તિ થઇ. પછી મને અરણ્યમાં જઇને સચ્ચિદાનંદ, શુદ્ધ, બુદ્ધ પરમેશ્વરને એક વૃત્તિથી ભજવાની ઇચ્છા ઉત્પન્ન થઇ પરંતુ હું પાંચ વર્ષનો બાળક અને મારી માતાને એકનો એક પુત્ર હોવાથી તેનો મારા ઉપર અ-ત્યંત પ્રેમ હતો માટે તે મારી માતા મને એક ક્ષણવાર પણ પોતાથી વેગ-ળો મૂકતી નહિ તેથી હુ પણ મારી માતાની પાસેજ રહીને નિત્ય પ્રતિ હરિના ગુણનું કીર્તન ભજન કરતો હતો. એટલામાં દૈવયોગથી મારી માતાનુ સર્પડંશથી દેહાંત થયુ અને જેથી માયાનુ બંધન એ-કાએક ટૂટી જવાથી ભગવદ્ભક્તિનો યથાર્થ માર્ગ બિલકુલ ખુલ્લો થઇ ગયો. જેથી એ પણ ઇશ્વરના અનુગ્રહનોજ પ્રતાપ મને જણાયો. તત્પશ્ચાત્ હુ પ્રસન્ન અંતઃકરણે પરમેશ્વરનાં સ્વરૂપનું ધ્યાન ધરતો,

ભગવત્‌નાં વિવિધ ગુણોનું ગાન કરતો, ઘોર અરણ્યમાં ચાલી નિકળ્યો. ત્યાર પછી સમૃદ્ધિવાળા દેશો, સુશોભિત નગરો; અને વન–ઉપવન નિહાળતો નિહાળતો એક અત્યંત ઘોર અરણ્યમાં એક સુંદર જળાશય હતું ત્યાં જઇ પહોંચ્યો. અહીં હું તદ્દન થાકી ગયો હતો. મ્હારી ઇન્દ્રિયો શિથિલ થઇ ગઇ હતી તથા ક્ષુધા અને તૃષાથી હું આકુળ વ્યાકુળ થઇ રહ્યો હતો જેથી જેમતેમ કરીને તે તળાવમાં સ્નાન કરીને–જલપાન કરીને હું કેટલેક અંશે શાંત થયો. ત્યાર બાદ એ અરણ્યમાં એક અશ્વત્થ ( પીપળા ) ના વૃક્ષ નીચે બેસીને બુદ્ધિ વડે હૃદયમાં રહેલા આત્માનું જેવી રીતે મેં સાંભળ્યું હતું તેવી રીતે સ્થિર ચિત્તથી પ્રભુનું ધ્યાન કર્યું અને એ ઉત્કંઠાને લીધે હૃદય ભરાઇ આવતાં નેત્રમાંથી અશ્રુ પડવા લાગ્યાં. એટલામાં હૃદયરૂપ મન્દિરમાં શનૈઃ શનૈઃ શ્રીહરિ ભગવાન્ પ્રકટ થયા, તેથી પ્રેમના અત્યંત ભારથી શરીરે રોમાંચિત થયેલાં, ઘણી નિવૃત્તિ પામેલાં, અને પરમાનંદમાં ડુબેલાં મારા ચિત્તને વિષે દ્રષ્ટા અને દૃશ્ય એટલે જોનાર અને જોવાની વસ્તુ એ બે પદાર્થ પૃથક્ ( જુદાં ) દેખવામાં આવ્યાં નહિ. અર્થાત્ એક પરમાત્મા સિવાય બીજુ કંઇ પણ ત્યાં દેખવામાં આવ્યું નહિ. એ પ્રમાણે હુ ભગવત્‌ની દિવ્ય મૂર્તિનાં દર્શન કરીને મગ્ન થયો અને તેથી આનંદ સાગરમાં ડૂબવા લાગ્યો ક્ષણવારમાં તો એ કૃપાનિકેત શ્યામસુન્દરની મૂર્તિ એકાએક અંતર્ધાન થઇ ગઇ. પશ્ચાત્ હું હર્ષના આવેશમાં ઉભો થઇને ફરીને તે ( પ્રભુ ) નાં દર્શન કરવાને આતુર થયો પણ મને ફરી એ કરૂણાઘનની મનહર મૂર્તિનાં દર્શન થયાં નહિ તેથી હું બહુજ દુઃખિત થયો. એટલામાં આકાશ વાણી થઇ કે " હે વત્સ ? હવે તું આ જન્મમાં મને જોઇ શકીશ નહિ. કારણ કે કામ ક્રોધાદિક જેના રિપુ ( શત્રુ ) નાશ પામ્યા નથી એવા અપક્વ ( કાચા ) યોગીઓ મારા દર્શન કરવાના અધિકારને પ્રાપ્ત થઇ શકતા નથી. ત્હારી સાત્વિક વૃત્તિ જોઇને મ્હારા વિષે ત્હારી પ્રીતિ દૃઢ થવા સારૂ હમણાં મેં ત્હને આ મ્હારૂં દિવ્ય સ્વરૂપ દેખાડયું છે માટે તું ઋષિમુનિઓની શુશ્રુષા ( સેવા ) કરીને ત્હારા હૃદયમન્દિરમા મ્હારી સત્યભક્તિનું સંસ્થાપન કર. એમ કરવાથી આ શરીર છોડી દીધા પછી મ્હારા પાર્ષદપણાને પ્રાપ્ત થઇશ. અને મ્હારા અનુગ્રહથી તને પૂર્વ જન્મનું જ્ઞાન રહેશે. એટલું બોલીને

તે આકૃતિ કે નિશાન વિનાનું ઈશ્વરનું મ્હોટું આકાશ સ્વરૂપ શાંત થયું. તેથી મેં ઈશ્વરના એ મ્હોટામાં મ્હોટા સ્વરૂપને પ્રીતિ સહિત નમસ્કાર કર્યા. તે પછી હું ષડ્રિપુ ( કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર ) વિનાનો, સ્પૃહા ( ઇચ્છા ) વિનાનો, અને સંતુષ્ટ મનનો થઈને શ્રી હરીના કલ્યાણકારી કર્મોનું તથા નામોનું સ્મરણ અને કીર્તન કરતો પૃથ્વી ઉપર વિચરવા લાગ્યો. ત્યાર પછી સમય આવે પ્રારબ્ધ કર્મથી ઉત્પન્ન થયેલ આ પંચ ભૂતનો દેહ પડી ગયો. અને હું શ્રીહરિના શરણે ગયો. તે પછી સહસ્ત્ર યુગના અંતે આ સંસાર પુનઃઉત્પન્ન કરવની શ્રી પરમાત્માને ઈચ્છા થવાથી–મરિચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વશિષ્ઠ, દક્ષ એ નવ અને હું દશમો નારદ એ પ્રમાણે બ્રહ્મના માનસ પુત્રોમાં મરો અવતાર થયો અને જેથી કરીને વિષ્ણુ-ભગવાનના મ્હોટા અનુગ્રહ વડે હું અખંડિત બ્રહ્મચર્ય વ્રત ધારણ કરીને ત્રણ લોકની અન્તર્ગત્ અને બ્હાર પરબ્રહ્મના શબ્દથી શણગાર પામેલી અને શ્રી હરિએ આપેલી આ વીણા વગાડીને ભગવત્ ગુણોનુ ગાન ગાતો ગાતો ફરૂં છું અને જ્યારે હું ઇચ્છા કરૂં છું ત્યારે શ્રી વિષ્ણુ-ભગવાન્ તત્કાલ મ્હારા હૃદયમાં આવીને મારા ઉપર કરૂણા કરી મને દર્શન આપે છે

પ્રિય મુમુક્ષુ! એ પ્રમાણે દેવર્ષિ નારદજીએ પોતાના મુખથીજ પોતાનું વૃતાંત મહાત્મા વેદવ્યાસના પ્રત્યે વર્ણવીને કહ્યું છે આ બધો પ્રતાપ કોનો? એ આપ સર્વને બરાબર સમજવામાં આવ્યું હશે. અહો! એક દાસીના પુત્ર આવા મહાન્ પદને પ્રાપ્ત થયા! ખરેખર સત્પુરૂષોના સંગની તો બલિહારીજ છે. નારદજી તો શું? પરંતુ વ્યાધને નામે ઓળખાતો એક પુરૂષ સત્સંગના પ્રભાવથી મહર્ષિ આદિ કવિ વાલ્મિકિના અભિધાનને પ્રાપ્ત થયો. એટલુંજ નહિ, પરંતુઃ–મ્હોટા મ્હોટા ઘાતકીઓ, મ્હોટા મ્હોટા પાતકીઓ પણ સત્પુરૂષોના સંગથી પવિત્ર પણાને પ્રાપ્ત થયા છે તેના એક બે નહિ પરંતુ હજારો દાખલાઓ આપણા શાસ્ત્રોમાંથી મળી શકે છે

પ્રિયતર મુમુક્ષુ! અને સમગ્ર મુમુક્ષુ મંડળ! સત્સંગજ સર્વ પ્રકારના સુખનો ઝરો છે અને સર્વોત્તમ સાચું સ્થાન છે એ સ્મરણમાં રાખશો. હવે ચાલો આપણે સપ્તમ સોપાન ઉપર ચ્હડીએ.



# सप्तम-सोपान.

## कर्मकांडनी आवश्यकता.

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ॥
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ ३८ ॥

श्रीमद् भगवद्गीता.

**ભાવાર્થ:**—જનક જેવા વિદેહ મુક્ત પણ કર્મથી જ સિદ્ધિ-મોક્ષ પામ્યા છે તો અલ્પ જીવે તો કર્મની ક્ષણભર પણ ઉપેક્ષા કરવી નહિ લોકસંગ્રહ માટે તુ કર્મ કરવાને યોગ્ય છો.



રા જર્ષિ મુમુક્ષુવર્મા અને સર્વ મુમુક્ષુ મંડળ ! ! તમે સર્વ પરમાત્માના પ્રેમી બન્યા છો તથા તમને મોક્ષ મંદિરમાં પ્રવેશ કરવાની શુભેચ્છા ઉત્પન્ન થઈ છે એ જાણી મને મહાન્ પરમાનન્દ પ્રકટે છે હવે તમે આ સાતમ સોપાન ઉપર ચ્હઢો. જુઓ, એ સોપાનમા શું લખ્યું છે. આ સોપાનની અત્યંત યોગ્યતા છે માટે આ સોપાન સંબંધી બહુ જ લક્ષ્ય રાખશો. રાજર્ષિ મુમુક્ષુવર્મા ! આ સંસારમાં પ્રત્યેક્ પ્રાણી ( મનુષ્ય ) ના અંતઃકરણમાં ત્રણ પ્રકારના દોષ હોય છે; જેમકે મલ, વિક્ષેપ, અને આવરણ, માટે પ્રથમ પૂર્વ જન્મના અનેક અનિત્ય કર્મોથી જે અંતઃકરણમાં સંલિનતા હોય છે તે ( મલિનતા ) ને દૂરી કરણાર્થ ( દૂર કરવા માટે ) કર્મકાંડની સર્વથી પ્રથમ આવશ્યકતા છે. જેવી રીતે સ્થૂલ શરીરમાં પણ વાત, પીત, અને કફ

એ પ્રમાણે ત્રણ પ્રકારના દોષ રહેલા છે તેવી રીતે સૂક્ષ્મ શરીરમાં પણ મલ, વિક્ષેપ, અને આવરણ એ ત્રણે પ્રકારના દોષ રહેલા છે. જેમ સદ્-વૈદ્ય વ્યાધિ ગ્રસ્ત શરણાગત રોગી મનુષ્યને પ્રથમ જુલાબ–રેચ આપી તેના પેટમાં રહેલ મલીનતા વાળા ભાગને પ્રથમ દૂર કરે છે. પછી તેની નાડી પરીક્ષા કરી એ વ્યાધિગ્રસ્ત રોગીને કઇ ઔષધી લાભકારક થશે એ પ્રમાણે નિશ્ચય કરીને ઔષધી પ્રદાન કરે છે અને ઔષધી આપ્યા પશ્ચાત્ તે રોગીને પથ્ય પાળવાનુ આગ્રહ કરે છે. તેમજ સદ્ગુરૂ રૂપી સદ્ વૈદ્ય પ્રથમ ભવ રોગથી પીડીત, ભગવત પદાનુરાગી મુમુક્ષુને શુદ્ધ કરવા–ધર્મ પરાયણ–પરમપદ પરાયણ કરવા રે-મલિનતાથી મુક્ત કરવા પ્રથમ કર્મકાંડમાં પ્રીતિ ઉપજાવે છે એ કર્મકાંડના સેવનથી જ્યારે જીવાત્માના અંતઃકરણમાં મલિનતાનો નાશ થાય છે ત્યારેજ તેનું અંતઃકરણ શુદ્ધ–પવિત્ર-નિર્મળ થાય છે. અને એ અંતઃકરણની શુદ્ધિ થવા પશ્ચાત્ તેને ભગવત્ ઉપાસના રૂપ પરમ પ્રભાવશાલી ઔષધી પ્રદાન કરે છે અને ઉપાસના પૂર્ણ થવા પછી આત્મ બોધ આપી જીવનમુક્ત કરી આપે છે માટે જ પ્રથમ કર્મકાંડની આવશ્યકતા છે. જે પ્રમાણે એક વસ્ત્ર મલીન હોય તેને પ્રથમ સ્વચ્છ કરવા માટે ધોવાની જરૂર છે; પછી તેને સૂકાવવાની જરૂર છે. અને ત્યાર બાદ તે વસ્ત્ર ઉપર રંગ ચ્હઢાવવાની આવશ્યકતા છે. જો એ પ્રમાણે ઉતરોત્તર સાધનો સાધવામાં આવે તો તે વસ્ત્રના ઉપર યથાવત્ ( બરાબર ) રંગ ચ્હડે છે; અને તેથી તે વસ્ત્ર બરાબર દીપી નિકળે છે; તેવીજ રીતે આપણા અંતઃકરણરૂપી વસ્ત્રને પ્રથમ કર્મકાંડ દ્વારા સ્વચ્છ કરવાની અત્યંત આવશ્યક્તા છે, ત્યાર પછી ઉપાસના રૂપ સૂકાવવાની જરૂરીઆત છે; અને ત્યારબાદ આત્મબોધ રૂપ રંગથી આપણા અંતકરણ રૂપી વસ્ત્રને રંગીત કરવાની આવશ્યક્તા છે. એ સિધ્ધાન્તના પ્રતિપાદનાર્થજ વેદમાં ત્રણ કાંડ નિર્માણ કરવામાં આવ્યા છે, જેમકે કર્મ કાંડ, ઉપાસના કાંડ, અને જ્ઞાન કાંડ રાજર્ષિ ! શ્રીમદ્ ભગવદ્ ગીતામાં અઢાર અધ્યાય છે. તત્સંબંધી રહસ્ય શુ છે ? તે આપે ક્યારે પણ એકાંતમાં વિચાર્યું છે ? એનુ રહસ્ય એ પ્રમાણે છે કે—એ ભગવદ્ગીતામાંના પ્રથમના છ અધ્યાય કર્મકાંડનુ પ્રતિપાદન કરે છે, ત્યાર પછીના છ અધ્યાય ઉપાસના કાંડને અને છેલ્લા છ અધ્યાય જ્ઞાનકાંડને પ્રતિપાદે છે. એ પ્રમાણે પુરાણ પણ

અઢાર છે, ધર્મશાસ્ત્રો ( સ્મૃતિઓ ) પણ અઢાર છે; વળી મહાભારતના પર્વ પણ અઢાર છે. તથા ઉપનિષદો પણ ૧૦૮ મૂખ્ય છે અને અંતિમ્ વેદ પણ ( ત્રયીવેદ ) ત્રણ વિભાગમાં વિભકત હોઈ કર્મ, ઉપાસના અને જ્ઞાનકાંડનું પ્રતિપાદન કરે છે અર્થાત્ સંસારમાં પણ જેટલાં જેટલાં કાર્યો કરવામાં આવે છે તે સમગ્ર કાર્યોમાં ત્રણે કાંડની આવશ્યક્તા છે. તમે સર્વ કલ્પના કરો કે કોઇ એક સ્ત્રી ઘંટી દળવા બેસે છે ત્યારે પ્રથમ અનાજ લઇ તેને સૂપડામાં નાંખી તેમાંથી પ્રથમ કાંકરાને દૂર કરે છે એ કર્મકાંડ થયું કે નહીં ? ત્યાર પછી તે સ્વચ્છ ( કાંકરા વગરના ) ઘઉંને ઘંટીમાં નાંખી પીસવા બેસે છે એ વખતે તે સ્ત્રીને બહુ જ એકાકાગ્ર વૃતિની આવશ્યકતા છે. કેમકે કદાચ્ સ્ત્રી એ ઘંટી પીસવાના સમયમાં પોતાની એકાગ્રવૃત્તિ રાખે નહિ તો તેનાથી ઘંટી દળવામાં બહુજ અડચણ પડે છે. લોટ સ્થૂલ ( જાડો ) થઇ જાય છે. અને કદાચ્ વધારે પ્રમાદ કરવામાંઆવે તો વખતે કુતરો આવી લોટ ચાટી જાય છે. વા તેથી પણ વધારે પ્રમાદ હોય તો ઘંટીમાંનો કાષ્ટનો હાથો મસ્તકમાં લાગવાથી વખતે મસ્તક ફૂટી પડે છે. એથી એક ચિત્તે-એકાગ્રવૃતિનીજ આવશ્યક્તા છે. એમાં લેશ માત્ર પણ શંસય નથી. રાજેન્દ્ર ! એનુ જ નામ ઉપાસના કે બીજું કંઈ ? ત્યાર પછી લોટ જ્યારે બરાબર સૂક્ષ્મ પીસાઇ તૈયાર થાય છે ત્યારે તે ( લોટ ) ની રોટલી બનાવી તે જમવાથી ક્ષુધાનો નાશ થાય છે એ જ્ઞાનકાંડ થયું કે નહિ ? જેમ રોટલીના જમવાથી થોડા સમયની ક્ષુધાનો નાશ થાય છે તેમ આત્મજ્ઞાન રૂપી રોટલીના જમવાથી જન્મ જન્માંતરની અવિદ્યા રૂપ ક્ષુધા નિવૃતિને પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે પ્રત્યેક્ કર્ત્તવ્યમાં ત્રિકાંડનો સમાવેશ થાય છે માટે જે મનુષ્ય આ સસારમાં જન્મ ધારણ કરી પોતાના કર્મકાંડથી પતિત રહે છે તે મનુષ્યની બુદ્ધિ મલિન થઇ જાય છે અને મલિન બુદ્ધિ થઇ જવાથી તેના અંતઃકરણમાં પાપની પ્રવૃતિ થાય છે અને તે દ્વારા અંતિમ્ નરકલોકની પ્રાપ્તિ થાય છે. કેટલાક દાંભિકો-શુષ્ક જ્ઞાનીઓ-રે બે દાંતીઓ ઉપર ટપકેથી જ્ઞાનની વાર્તાઓ કરી અંતઃકરણમાં જ્ઞાન વિનાના હોઇ કર્મકાંડનો પરિત્યાગ કરે છે તેવા ડોળ ઘાલુ બ્રહ્મજ્ઞાનીઓની અંતિમ્ મહાન્ અવદશા થાય છે. શું જ્ઞાનીઓને કર્મકાંડની આવશ્યકતા નથી ? છેજ. શ્રીધર્મ

સંસ્થાપક શ્રીકૃષ્ણ ભગવાન્ જેવાઓએ પણ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે.

**न मे पार्थास्ति कर्त्तव्यं त्रिषु लोकेषु किंचन ॥**
**नानवाप्तमवाप्तव्यं वर्त्त एव च कर्मणि ॥ ३९ ॥**

ભાવાર્થ–હે પાર્થ જો કે મને પોતાને ત્રણે લોકમા કંઇ કર્ત્તવ્ય નથી તેમ [illegible] અપ્રાપ્ત પદાર્થ પ્રાપ્ત કરવાનુ નથી છતાં હું કર્મ કરૂં છું. એ શ્લોક[illegible] [illegible]ની આવશ્યકતા પ્રતિપાદન કરી પોતે પણ તદનુસાર વર્ત્યા છે. કારણ [illegible] શુદ્ધ જ્ઞાનીઓ કર્મકાંડ પરાયણ [illegible] તો તેના અનુયાયીઓ [illegible] કર્મકાંડથી પતિત થઇ જાય. [illegible] તેના સંરક્ષણથીજ કર્મકાંડ પરાયણ રહેવાની જ્ઞાનીઓને પણ [illegible] [illegible]ર્મકાંડનો ત્યાગ કરવાનુ જ્યા જ્યાં શાસ્ત્રોમાં જ્ઞાનીઓને કહેલું છે, [illegible] [illegible]નો ત્યાગ નહિ પરતુ એ કર્મકાંડના ફળનો ત્યાગ કરવાને [illegible] છે. [illegible] પ્રકામ ( કામના સહિત ) કર્મકાંડ [illegible] કરવાને શાસ્ત્રની આજ્ઞા છે પરતું નિષ્કામ કર્મકાંડનો ત્યાગ કરવો [illegible] જેવી રીતે એક ઘરમાથી જો કચરો કાઢવામાં ન આવે તો દરરોજ [illegible] કચરો ભરાઇ અને એ કચરાનો મ્હોટો પુંજ (ઢગલો) થઇ [illegible] તેવી [illegible] રીતે જો આપણા અંત કરણ રૂપી ઘરમાંથી [illegible] કચરો કાઢવામા ન આવે તો [illegible] એ અતઃકરણ રૂપી ગૃહમા [illegible] રૂપી ઘણો કચરો એકત્ર થઇ જાય છે. એથી જેવી રીતે પોતાના ઘરને સ્વચ્છ કરવાની જેમ જરૂર રહે છે તેવીજ રીતે પોતાના અંત કરણ રૂપી ગૃહને સ્વચ્છ કરવાની પણ નિત્ય જરૂરીઆતજ રહે છે. **પ્રિયતમ મુમુક્ષુવર્ગો!** એટલા માટે તમે સર્વ ક્યારે ભુલે ચુકે પણ પોતાના આહ્નિક, નિત્ય કર્મકાંડથી પતિત થશો નહિ; એવી આપને મ્હારી પરમ આજ્ઞા છે પરતુ તમારે કર્મકાડ કરીને તેનું અભિમાન કરવુ નહિ એજ કર્મકાંડનો યથાર્થ ત્યાગ છે. એ આપ અવશ્ય ધ્યાનમાં રાખશો. મોક્ષ મદિરમાં પ્રવેશ કરનારા જિજ્ઞાસુઓ જે કર્મકાંડનો ત્યાગ કરે છે તે મોક્ષમંદિરમાં ક્યારે પણ પ્રવેશ કરી શકવાના નથી એ અવશ્ય જાણજો એ સંબંધમાં હુ આપને સ્વામીશ્રી શુષ્કાનન્દ અને સદ્‌વિવેકી સુશીલચન્દ્રનો પરસ્પર જે સવાદ થયો છે તે શ્રવણ કરાવું છું, તે આપ એકાગ્રવૃત્તિ પૂર્વક શ્રવણ કરશો. એવી આશા છે. ચાલો હવે અષ્ટમ સોપાન ઉપર ચ્હઢીએ. સર્વ મુમુક્ષુમંડળ તૈયાર થાઓ.

---



# अष्टम सोपान.

## स्वामी शुष्कानन्द सरस्वती अने सद्विवेकी सुशीलचन्द्र.

कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः ॥
तेऽप्यज्ञानितयानूनं पुनरायांति यांति च ॥ ४० ॥

**ભાવાર્થ**—જે પુરૂષો કેવળ બ્રહ્મની વાત કરવામાં જ કુશળ છે, જેઓની વૃત્તિ ક્ષણ માત્રમા બ્રહ્માકાર થતી નથી તથા જેઓ વિષયમા પ્રીતિવાળા છે, તે પુરૂષો મ્હોટા અજ્ઞાની છે, તથા સસારમા તેઓ વારવાર જન્મે છે તેમજ મૃત્યુને પ્રાપ્ત થાય છે



પ્રિયતમ મુમુક્ષુવર્ગો! પુરાતન કાળમાં આપણા ભારત વર્ષમાંના કશ્ચિત્ સૌન્દર્યપુર નગરમાં કોઇ એક સુશિલચન્દ્ર નામક સદ્ગૃહસ્થ નિવાસ કરતો હતો આ સદ્ગૃહસ્થ વ્યાવહારિક કાર્યોમા નિષ્ણાત હોઇ વેદાંત શાસ્ત્રના યથાર્થ રહસ્યને સાંગોપાંગ જાણનાર હતો. અર્થાત્ પોતે સંપૂર્ણ વેદાન્તી—આત્મજ્ઞાની હોવા છતાં પણ પોતાનાં કર્મકાંડ (આહ્નિક) માં સર્વદા તત્પર રહેતો હતો કોઇ એક દિવસે એ સુશીલચંદ્રના ગૃહે સ્વામી શુષ્કાનન્દ નામક સંન્યાસી વેદાન્તના યથાર્થ રહસ્યને જાણ્યા સિવાય માત્ર શુષ્ક વેદાન્તજ્ઞાનના ઉપદેશક મિજમાન તરીકે આવીને ઉતર્યો. પોતાના ગૃહે સંન્યાસી પધાર્યા એમ જાણી તે સુશીલચન્દ્રે પોતાની શક્તિ અનુસાર એ મિજમાન (સ્વામી શુષ્કાનદ) નો સમ્યક્ પ્રકારે સત્કાર કર્યો. તથા તેમના માટે અન્ન પાનાદિક જોઇએ તેવી વ્યવસ્થા કરી આપી. ત્યાર પછી પ્હેલા મિજમાને (સ્વામી શુષ્કાનદે) સંધ્યા સમ-

યે તે સૌન્દર્યપુરના કોઈ પ્રસિદ્ધસ્થાનમાં પ્રથમથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે વેદાન્તનું વ્યાખ્યાન કરવા જવાને તૈયારી કરી. અને પોતાની શુશ્રુષા કરનાર સદ્‌ગૃહસ્થ સુશીલચંદ્રને પણ પોતાની સંગે પોતાના વ્યાખ્યાનમાં આવવાને જણાવ્યું.જેથી તે સુશીલચંદ્ર પણ જ્ઞાન ઉપર બહુજ પ્રીતિ રાખનાર હોવાથી સ્વામીજી સાથે વ્યાખ્યાનશાળામાં ગયો. પ્રથમથી જ પ્રકટ કરેલાં હસ્તપત્રો (હેંડબીલો) ના પ્રતાપે સૌન્દર્યપુરની સારી જેવી પ્રજા તે વ્યાખ્યાન શ્રવણ કરવા એકત્ર થઈ હતી. તેમની સમક્ષ વ્યાખ્યાન દાતા સ્વામી શુષ્કાનંદે પોતાના વ્યાખ્યાનોની ભૂમિકા રૂપે વ્યાખ્યાન તે દિવસે આપ્યું અને તેમાં જ્ઞાનનો મહિમા અને તત્સંબંધી ફળ વર્ણવતાં તેણે એટલે સુધી જણાવ્યું કે, " **યથાર્થ અવલોકન કરતાં તો ગુરુ, શાસ્ત્ર, અને અન્ય સાધનો પણ માત્ર કલ્પિત જ છે. અર્થાત્ જ્ઞાન જ સત્ય છે તે સિવાય અન્ય સમગ્ર સાધનો અસત્ય છે.** " આ વાક્ય શ્રવણ કરીને અલ્પ બુદ્ધિવાળા મનુષ્યો તો એમજ પોતાના અંતઃકરણમાં સમજવા લાગ્યા કે કર્મકાંડ સંબંધી સર્વ ક્રિયા કડાકુટ વાળી છે અને ઉપાસનાની પરમ્પરાથી યત્કિંચિત્ પણ ફળ મળનાર નથી માટે તે સંબંધી અત્યારથી જ આપણે કંઇ પણ ધ્યાન આપવું નહિ અને કેવળ બ્રહ્મજ્ઞાની થઇને બેસવું જ સર્વથા ઉચિત છે. કારણ કે:— " **सर्वपदं हस्तिपदे निमग्नं** " અર્થાત્ જેમ હાથીના પગલામાં સર્વના પગલાનો સમાવેશ થઇ જાય છે તે પ્રમાણે જ્ઞાનમાં સર્વનો સમાવેશ થાય છે. વ્યાખ્યાન સાંભળવા એકત્ર થયેલા ઘણા લોકોને આવા પ્રકારના બોધની લાગણી થઇ છે એમ જાણી તે સદ્‌ગૃહસ્થ સુશિલચન્દ્રે પ્હેલા સ્વામી શ્રી ( ! ) શુષ્કાનન્દસરસ્વતીજીને ઠેકાણે લાવવાનો અર્થાત્ યથાર્થ વેદાન્ત સિદ્ધાન્ત ઉપર લાવવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે ભગવાન્ સૂર્યનારાયણ ઉદય થતાંની પ્રથમ જ સ્વામી શુષ્કાનન્દજી પોતાના વ્યાખ્યાન સમ્બંધી સૌન્દર્યપુરની પ્રજા શું ચર્ચા કરે છે, તે અનુભવવા માટે ફરવાને નિકળ્યા. કેમકે તેઓ તો પોતાને પરિપૂર્ણ બ્રહ્મજ્ઞાની થયેલા સમજતા હતા તેથી તેમને કાંઇ પ્રાતઃકાળમાં નિત્ય કર્મ કરવાની કડાકૂટ ન હતી તેથી સ્વામીજી ફરતા ફરતા, પોતાના વ્યાખ્યાનની પ્રશંસા શ્રવણ કરતા તેથી ફૂલાતાં ફૂલાતાં પુનઃ તે સુશિલચન્દ્રના ગૃહે આવ્યા.

સુશીલચન્દ્ર તો પ્રાતઃકાળમાં જાગૃત થઇને સ્નાન કરી પોતાના નિત્ય નિયમ-કર્મકાંડથી પરવારીને ભોજન તૈયાર કરાવીને સ્વામીજીની આવવાની વાટ જોતા પોતાના ઓટલે બેઠા હતા. સ્વામી શુષ્કાનન્દજી પધાર્યા એમ જોઇને પાન સોપારી બનાવીને તેમને આપવા માંડી અને પોતે જાણે ભોજન કરીને બેઠા હોય તે પ્રમાણે ઓડકાર ખાવા લાગ્યા; તે જોઇને સ્વામી શુષ્કાનન્દજી નિચે પ્રમાણે કહેવા લાગ્યા.

સ્વામી શુષ્કાનન્દઃ-સુશીલચન્દ્ર ! તમે પાન સોપારી શામાટે આપો છો? ભોજન કર્યા સિવાય તામ્બુલપાન અને સોપારીને શું કરીએ ? તમે તો ઓડકાર ખાઓ છો તેથી જમ્યા હો એમ અનુમાન થાય છે.

સુશીલચન્દ્રઃ-સ્વામીજી હું જમ્યો નથી. કારણ કે આજે એકાદશી તિથિ છે, જેનો મારે વ્રત રાખવો છે. માટે મ્હારે તો ભોજન કરવું નથી અને આ ઓડકાર તો કાલે ભોજન કીધું હતું તે પચ્યું નથી તેથી આવે છે.

સ્વામી શુષ્કાનન્દઃ-ત્યારે તો મ્હારે એકલાને માટેજ આપે રસોઇ તૈયાર કરાવી હશે તેથી ભોજન કરી લઉં. મ્હારે એકલાને જ ભોજન કરવું પડશે તે મને તો ઠીક નહિ લાગે માટે આપ પણ જો મ્હારી સાથે ભોજન કરતે તો વિશેષ આનન્દ પડતે.

સુશીલચન્દ્ર-એતો આપનું કહેવું યથાર્થ છે. પરંતુ પાચક ( રસોઇ બનાવનાર ) ના કાકાનો દેહાંત થવાથી તે રસોઇઓ શ્મશાન ભૂમિમાં ગયો છે તેમજ તેને સૂતક પણ આવશે અને ગૃહમાં સ્ત્રીથી રસોઇ થઈ શકે તેમ પણ નથી. વળી અમારે બન્નેને તો આજે એકાદશીનું વૃત છે તેથી આવતી કાલે જ્યારે હું જાતે રસોઇ બનાવીશ ત્યારે પારણાં થશે. આપને એકાદશી કરવાની કાંઇ જરૂર નથી કેમકે ઉપવાસાદિક સર્વ સાધનો તમારા જેવા બ્રહ્મજ્ઞાનીની દ્રષ્ટિએ તો કલ્પિત છે માટે આપનો શો વિચાર છે ? આ ઉપરથી સ્વામી શુષ્કાનન્દજીએ જાણ્યું કે આપણને તો ભોજન કરવાની છૂટ છે. એમ આ ગૃહસ્થ પણ સમજે છે. આથી આપણે તો જમવાનો જ વિચાર રાખવો તેથી તેમણે સુશીલચન્દ્રને જણાવ્યું કેઃ-

સ્વામી શુષ્કાનન્દઃ-મ્હારો અભિપ્રાય તો મ્હારે માટે જમવાનો છે કેમકે ભૂખ્યા રહેવાથી મારે માથે પિત ચ્હઢી જાય છે અને જમવાથી તૃપ્તિ અને શાંતિ થાય છે.

**સુશીલચન્દ્રઃ**—હાજી, ભોજન કરવાથી તો તૃપ્તિ અને શાંતિ થાયછે એ વાર્તામાં યત્કિંચિત્ પણ શંસય નથી ભોજન કરવાથી મનને આનંદ રહે છે. શરીરમાં કાર્ય કરવાની શક્તિ રહે છે. જમવા જેવું તો એક પણ નથી. એવી રીતે સુશીલચન્દ્રે ભોજન કરવાનાં અને તેથી થતી શાંતિનાં તૃપ્તિનાં વખાણ કરવાં જારી રાખ્યાં પણ પ્હેલા સ્વામીજીને જમાડવા માટે શી ગોઠવણ કરવા ધારે છે તે વિષે તો તે કંઇ બોલ્યાજ નહિ. તે ઉપરથી સ્વામીજીએ જાણ્યું કે મારે પોતાને હાથેજ રાંધી લેવાનુ હશે? તેથી સ્વામીજીએ સુશીલચન્દ્રને નિચે પ્રમાણે કહ્યું.

**સ્વામી શુષ્કાનન્દઃ**—"સુશીલચન્દ્ર! મ્હને વાસણ અને સીધું વિગેરે દેખાડો. મને રાંધતાં કાંઇ પણ અડચણ પડે તેમ નથી કેમકે મ્હને રસોઇ બનાવતાં આવડે છે તેથી આપ કોઈપણ પ્રકારનો સંશય રાખશો નહિ" સ્વામીજીએ એ પ્રમાણે જણાવ્યું તોપણ સુશીલચન્દ્રે તો ભોજન કરવાનાં અને તેથી થતી તૃપ્તિનાં અને શાન્તિનાં વખાણજ ચાલુ રાખ્યાં તેથી અંતિમ્ સ્વામીજીએ કંટાળીને જણાવ્યું કેઃ—

**સ્વામી શુષ્કાનન્દ.**—પણ મ્હને સીધું, સામાન, વાસણ બતાવોને!

**સુશીલચદ્ર.**—શું કાંઇ વાસણ, લાકડાં અને કાચુ સીધુ ખાવામાં આવે છે! એતો નકામાં છે. માત્ર ભોજનથી તૃપ્તિ અને આનન્દ છે એમ કહી વળી તેણે તો ભોજન, તૃપ્તિ અને શાંતિનાં વખાણ ચલાવ્યાં.

**સ્વામી શુષ્કાનન્દ**—પણ કાંઇ રાંધ્યા વિના ભોજન થાય?

**સુશીલચન્દ્રઃ**—રાંધવું એતો કલેશ માત્ર છે કેમકે ધુમાડો ખાવો, અને આંખો ફોડવી, ઇત્યાદિ કલેશનો ત્યાગ કરીને કેવળ ભોજનનો આનન્દ તથા તૃપ્તિ અને શાંતિજ સેવવા યોગ્ય છે. સાધનતો મિથ્યા છે.

**સ્વામી શુષ્કાનન્દ**—પણ ભાઇ સાહેબ! કડાકૂટ કર્યાં વિના કાંઇ ભોજન અને તૃપ્તિ થાય છે.

એ પ્રમાણે સ્વામીનાં વચન શ્રવણ કરી તે સદવિવેકી સુશીલચન્દ્ર કહેવા લાગ્યોઃ—

સ્વામીજી! જેવી રીતે કડાકૂટ કર્યા વિના ભોજનની પ્રાપ્તી થતી નથી તેવી જ રીતે કર્મકાંડ, અને ઉપાસના કાંડની કડાકૂટ કર્યા સિવાય જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. અને વિવિધ સાધનો સાધ્યા સિવાય શું મોક્ષમંદિરમાં પ્રવેશ કરી શકાય છે? કદીજ નહિ યતિજી

આપના માટે મેં રસોઇ તો તૈયાર કરાવીને જ રાખેલી છે પણ તમે ગઇ કાલે સર્વ સભા સન્મુખ સર્વ શ્રોતાઓને એક અસ્તરે મૂંડવા જેવો ઉપદેશ કરતા હતા કે સાધન માત્ર કલ્પિત છે તેથી અજ્ઞાની-અણસમજુ લોકોને ખોટી અસર થવાનો સંભવ છે, માટે ઉપદેશ તો કર્મ અને ઉપાસનાનો જ કરવો એ સર્વથા શ્રેયસ્કર છે અને જ્ઞાનનો અધિકારી તો સ્વયં પોતાની મેળેજ શ્રોત્રિય ( સર્વ શાસ્ત્રવેત્તા ) અને બ્રહ્મનિષ્ઠ ( પરમાત્મામાં નિષ્ઠાવાળા ) એ ઉભય લક્ષણ સમલંકૃત્ સદ્‌ગુરૂનું સંશોધન કરી જ્ઞાનની પ્રાપ્તિ કરશે

**રાજર્ષિ મુમુક્ષુવર્મા !** એ પ્રમાણે સદ્વિવેકી સુશીલચન્દ્રનાં વચન શ્રવણ કરી સ્વામી શુષ્કાનન્દજી તો દિગ્મૂઢ થઇ ગયા અને તેથી એવા શુષ્ક જ્ઞાનનો ઉપદેશ કરવાનુ બંધ રાખી યથા અધિકાર સર્વ ભાવિકોને સદ્‌બોધપ્રદાન કરવા લાગ્યા.

**વત્સમુમુક્ષુ !** આજકાલ મિથ્યા બ્રહ્મજ્ઞાનના ઉપદેશને લીધે આચારવિચાર અને ધાર્મિક નિત્ય કર્ત્તવ્યનો દિનપ્રતિદિન લોપ થતો જાય છે એવા સમયમાં માત્ર મૌખિકજ્ઞાનની વાર્તાઓ કરનાર તે જીવન્મુક્ત કે સિદ્ધ પુરૂષના સ્થાને ભ્રષ્ટ અને પ્રમત્ત પુરૂષોનો જ વધારો કરે છે. યાવત્ શારીરિક વ્યવહારની જરૂરીઆત જણાય છે; તાવત્ જ્ઞાનનો મિથ્યા દંભ કરનાર મનુષ્ય પામર દશાને પ્રાપ્ત થાય છે. માટે એક પૂમડું પણ પાણી ચુસાય નહિ અને મ્હોટા અગસ્ત્ય મહર્ષિ જેવો આટાટોપ ( આડંબર ) કરવો એમાં કાંઇ પણ માલ નથી, એવા જૂઠા અભિમાનથી મનુષ્યની અવશ્ય અવન્નતિ થાય છે.

**રાજેન્દ્ર !** એવા અધિકાર વિનાના મનુષ્યો આ વેદાંત જેવા ઉચ્ચ શાસ્ત્રનો યથાર્થ અભિપ્રાય સમજ્યા વગર અન્યજ માર્ગમાં પ્રવેશે છે. તત્સંબધી હું આપને એક બીજી પણ કથા કહુ છું તે આપ સમચિત્તેથી શ્રવણ કરશો. ચાલો ! આ નવમ સોપાન ઉપર ચ્હઢીએ.





## नवम–सोपान.

### विवेक विनानी ज्ञान गर्दभी दूर्बोधा.

संसारज सुखासक्तं ब्रह्मज्ञोस्मीतिवादिनम् ॥
कर्मब्रह्मोभयभृष्टं तंत्यजेदंत्यजं यथा ॥ ॥ ४१ ॥

**ભાવાર્થ:**—સંસારથી ઉત્પન્ન થએલા સુખોમાં આસકત હોય અને હું બ્રહ્મવેત્તા છું, એ પ્રમાણે કહેનારને કર્મ અને બ્રહ્મ એ બન્નેથી ભ્રષ્ટ જાણી તેનો શૂદ્રની પેઠે ત્યાગ કરવો



મુમુક્ષુવર્મા! આજકાલ સંસારમાં જે શુષ્ક બ્રહ્મજ્ઞાન ચર્ચાય છે તેનાથી બહુજ હાની થાય છે કેમકે લોકોનાં અંત.કરણ યાવત્ નિર્મલ થયાં નથી, તાવત્ બ્રહ્મજ્ઞાન તેમના મલિનાંતઃકરણમાં ટકી શકતું નથી ઉલટું તેવા જ્ઞાનથી લાભના બદલે નુકસાન થાયછે–રે પોતાના કર્ત્તવ્યમાંથી પતિત થવાય છે એ પ્રસંગે હું આપને એક જ્ઞાનગર્દભી દૂર્બોધાનો સંક્ષિપ્ત દૃષ્ટાંત આપું છું તે આપ એકાગ્રવૃત્તિ પૂર્વક શ્રવણ કરશો.

પૂર્વકાળમાં કુન્દનપુર નામક નગરમાં એક નિર્મલચંદ્ર નામક સુશીલ સદ્‌ગૃહસ્થ રહેતો હતો. આ ગૃહસ્થ પરમવિવેકી અને શાસ્ત્રના યથાર્થ સિદ્ધાન્ત–રહસ્યને જાણતો હતો; તથા અહર્નિશ વેદાન્તની સત્ચર્ચા કરી–ભગવદ્‌ભક્તિપૂર્વક કાળ નિર્ગમન કરતો હતો. એ ગૃહસ્થની જે સ્ત્રી હતી તેનું નામાભિધાન દૂર્બોધા હતું. તે દૂર્બોધા પણ પોતાના પતિની પેઠે વેદાન્ત શાસ્ત્રનું શ્રવણ કરવા લાગી. રાજન્! આ વખતે તમારે ધ્યાનમાં રાખ-

વું જોઇએ કે યોગ્ય અધિકારી સિવાય વેદાન્તનું જ્ઞાન કલ્યાણકારક થઇ શકતું નથી. તથા કેટલાક સ્વાર્થ સાધક એવા વેદાંતીઓ હોય છે કે વેદાન્ત એ શું તથા વેદાન્ત જ્ઞાનનું રહસ્ય શુ છે તેને યત્કિંચિત્ પણ જાણતા નથી છતાં પણ વેદાંતીરૂપે જગતમાં વિચરે છે તેવાઓને તમારે વેદાંતી નહિ પણ બેદાંતી સમજવા જોઇએ. એવાજ એક બેદાંતી ઉપદેશકની કથા-માંથી તે ગૃહસ્થની સ્ત્રી દૂર્બોધા બ્રહ્મજ્ઞાનની કથાનો સાર શીખી આવી અને આત્મા-પરમાત્માની ઐક્યતાના તાનમાં તલ્લિન થઇ ગઇ, તેથી એ જ્ઞાનગર્દભીએ પોતાના આચાર-વિચારને પણ તિલાંજલિ આપી દીધી. જેથી સર્વ રસોઇ રાંધીને તપેલીઓમાંથી પોતાના ઇષ્ટદેવને નૈવેદ્ય ધરા-વ્યા સિવાય તથા વૈશ્વદેવાદિ નિત્ય કર્ત્તવ્ય થયા પ્રથમજ ભક્ષણ કરીને પોતે ઉચ્છિષ્ઠાકરવા લાગી. એક દિવસે આ વિચિત્ર લીલા, તેનો પતિ કે જે સદ્ગૃહસ્થ હતો તેને સર્વ જોવામાં આવી. તે ગૃહસ્થ તો આવી વિચિત્ર વેદ ધર્મ વિરૂદ્ધ લીલાને જોઇ આશ્ચર્ય બની ગયો, અને પોતે એક યથાર્થ શાસ્ત્ર રહસ્યનો જ્ઞાતા હોવાથી તથા કર્મકાંડ પરાયણ હોવાથી આવા અનાચારને જોઇ તે કહેવા લાગ્યો કે, હે પ્રિયા! તું આવી બુદ્ધિશાળી થઇને આ પ્રમાણે અનાચારમાં શામાટે પ્રવૃત્ત થાય છે? તેથી તને વખતે શિક્ષા કરવી પડશે; કારણ કે વૈશ્વદેવ તથા નૈવેદ્ય પરાવ્યાની પ્રથમ રસોઈ ઉ-ચ્છિષ્ટ કરવી એ શાસ્ત્રથી બહુજ નિન્દીત છે માટે હમણાં આ નૂતન અપલક્ષણ તું ક્યાંથી શીખી આવી? તે મારા જેવા વિવેકીના ગૃહમાં શોભશે નહિ. એવાં પોતાના પતિના વચન શ્રવણ કરી તે બ્રહ્મજ્ઞાની બ-ની ગયેલી સ્ત્રી-જ્ઞાનગર્દભી દૂર્બોધા બોલી! હં: એમાં શું ખોટું છે! હજી તમને જ્ઞાનની પ્રાપ્તી થઇ નથી. એ તો સંસારમાં બીજું છે કોણ? આચાર અને અનાચાર તે વળી શા કામના! આ બળ્યા તમારા આ-ચાર-વિચાર. તમે તો રોજ આમ કરોને તેમ કરોને એવી કર્મકાંડનીજ વાતો કરો છો. શું તમને ગીતાનો શ્લોક યાદ નથી કે પેલા મહાત્મા કહેતા હતા કે:—

**अहंवैश्वानरो भूत्वा प्राणीनां देहमाश्रितः ॥**

**प्राणापानसमायुक्तः पचाम्यन्नंचतुर्विधम् ॥ ४२ ॥**

અર્થાત ભગવાન્ પોતેજ કહે છે કે:-હુંજ પ્રાણી માત્રના શરીરમા વૈશ્વાનર અગ્નિને રુપે રહીને ચારે પ્રકારના ભક્ષણ કરેલા અન્નનુ,

પાચન કરૂં છું માટે હું જે ખાઉં છું તે મારા પેટમાં રહેલા વૈશ્વાનર અગ્નિ-માંજ હોમ થાય છે કે નહીં ? તેમજ નૈવેદ્ય છે તે પણ ભગવાનને પ્હોંચે છે માટે તમે જે ક્રોધ કરોછો તે નિષ્કારણ છે. એ પ્રમાણે તે જ્ઞાનગર્દભીનાં વિવેક વિનાનાં વચન શ્રવણ કરી તે ગૃહસ્થ વિચારવા લાગ્યો કેઃ—ખરે, આતો ભ્રષ્ટ બ્રહ્મજ્ઞાન! તે ધણીએ પણ યુક્તિમાં ને યુક્તિમાં તે દુર્બોધાને જણાવ્યું કે જે તેં શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું વચન કહ્યું, તે હું મારે માથે ચઢાવું છું અને હું પણ તને ભગવદ્‌ગીતા પ્રમાણેજ વર્તવાનું કહું છું તે સાંભળ. એમ કહીને પેલા તેના પતિએ તો તરતજ ચુલામાંથી સળગતું એક લાકડું લીધું અને પેલી જ્ઞાન ગર્દભિને તે ચાંપવા તૈયાર થયો. પેલી સ્ત્રી તેનાથી બળતી—નાસતાં ભાગતાં બોલી; રે રે !! આમ શું કરો છો ! શું મને બાળી નાંખવા તૈયાર થયા છો ?! શું તમને સ્ત્રીહત્યા કરવી છે કે ? ત્યારે તેનો પતિ બોલ્યો હૅં. હૅંઃ આમ શું બોલે છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતા પ્રમાણેજ હું તારી સાથે વર્ત્તવાનો છું. સાંભળ, ગીતાજીના બીજા અધ્યાયના શ્લોક ત્રેવીશમાં કહ્યું છે કે.—

**नैनं छिन्दन्ति शस्त्राणि, नैनं दहतिपावकः ॥**

**न चैनं क्लेदयं त्यापो न शोषयति मारूतः ॥ ४३ ॥**

અર્થાત્ જે આત્મા સર્વમા વ્યાપી રહેલો છે, તે આત્માને તો હથિઆરો છેદી શકતાં નથી અને અગ્નિ પણ બાળી શકતો નથી, તેથી આત્મ સ્વરુપ થઇ ગયેલી એવી જે તુ તેને અગ્નિથી સળગતું આ લાકડું શું કરી શકવાનું છે. તું શુ હાસ્ય કરે છે કે કેમ ? છતાં નકામી બૂમો પાડી ગીતા વાકયને શું અસત્ય ઠરાવે છે કે ? એ પ્રમાણે પોતાના પતિનાં વચન સાંભળી તે સ્ત્રી કહેવા લાગી; એતો ગીતામાં કહેવાનુંજ છે. માત્ર કાંઇ એમ વદીને અગ્નિને શરીર ઉપર અડકાડાય કે ? ત્યારે તેના ધણીએ કહ્યું કે, ત્યારે કાંઇ વૈશ્વાનરની વાતો કરીને વૈશ્વદેવ અને નૈવેદ્ય કર્યા વિના અને પોતાના પતિના જમ્યા વિના સ્ત્રીથી પ્રથમ જમાય કે ભોજન ઉચ્છિષ્ટ કરાય કે! ધ્યાન રાખજે આ વખત હું તને ક્ષમા આપું છુ પણ હવેથી આ પ્રમાણે જો અનાચાર કરીશ તો બળતું લાકડું ચાંપી આપીશ. આથી તે જ્ઞાનગર્દભી દુર્બોધા તરત સમજી ગઇ અને પછી પ્રથમની પેઠે સદાચાર પ્રમાણે વર્ત્તવા લાગી. આમાંથી સાર એ લભ્ય છે કે જ્ઞાનનો ઉપયોગ કર્મભ્રષ્ટ થવામાં જેઓ કરે છે, તેઓ જ્ઞાનનો

ખોટો ઉપયોગ કરે છે તેવાઓને એ જ્ઞાન ગર્દભીની પેઠે શિક્ષા કરવીજ ઉચિત છે.

રાજેન્દ્ર! એટલા માટે હું આપને કર્મકાંડ તથા આચાર વિચાર સંબંધી જે રહસ્ય સમજાવું છું તે આપ ધ્યાનમાં રાખશો અને તે પ્રમાણે આપ આચરણ કરી કર્મકાંડ પરાયણ થશો એવી મને આશા છે. હું પુનઃ પુનઃ કહું છું કે જ્ઞાનીઓને શાસ્ત્રોમાં જે કર્મકાંડ ત્યાગ કરવાને કહેલ છે તે કર્મકાંડનો ત્યાગ નહિ કિંતુ એ કર્મકાંડ સંબંધી ફળ અભિમાન તેનો ત્યાગ કરવાને કહેલ છે. માટે નિષ્કામ બુદ્ધિથી કર્મકાંડ પરાયણ થવું એજ કર્મકાંડનો ત્યાગ છે એમાં લવલેશ પણ સન્દેહ નથી. કિંબહુના; ચાલો, હવે આપણે દશમ સોપાન ઉપર ચ્હડીએ. જૂઓ એ દશમ સોપાન ઉપર " શુષ્ક જ્ઞાનની સરણાઇ " એ પ્રમાણે લખ્યું છે, અર્થાત્ કળિયુગમાં કેટલાક દાંભિકો–પાખંડીઓ વેદાન્તના વિમલ વિજ્ઞાનના સ્થાને શુષ્કજ્ઞાનની સરણાઇ વગાડી–બિચારા અજ્ઞાન લોકોને ઠગી મોક્ષમન્દિરના પરમ પવિત્ર માર્ગથી પતિત કરે છે. જેથી હવે હું આપને એ શુષ્કજ્ઞાનની સરણાઇના સંબંધમાં કહુછું તે ઉપર આપ સર્વ મુમુક્ષુ મંડળ એકાગ્રવૃત્તિથી લક્ષ્ય આપશો, એવી આશા છે.





# दशम—सोपान.

## शुष्क ज्ञाननी सरणाइ.

कुंडलीयावृत्तम्.

ऐसै साधु जगत्में, फिरते भेष बनाय ॥
उदर भरन के कारने, लोगनकों भरमाय ॥
लोगनकों भरमाय, नहि जानत हरि लेशा ॥
परधन परातिय काज, करतहैं यत्न हमेशा ॥
दाखत ब्रह्मानन्द, ध्यान धरते बग जैसै ॥
फिरते भेख बनाय, जगत्मे साधु ऐसै ॥ ४४ ॥

( साहित्य—संग्रह. )



બ્રહ્મવિદ્યા શ્રવણેપ્સુ પ્રિયમુમુક્ષુવર્મન્ ! વર્ત્તમાન કાળમાં સ્થળે સ્થળે માત્ર શુષ્કજ્ઞાનની સરણાઇ વાગ્યા કરે છે; તેથી ત્હમારે એવી શુષ્કજ્ઞાનની સરણાઇથી સર્વથા સંભાળ રાખવાની છે. જો ભૂલે ચૂકે પણ શુષ્કજ્ઞાનની સરણાઇ વગાડનારા (જેઓ વર્ણાશ્રમ ધર્મ વિરૂદ્ધ–પાખંડીઓ છે તેઓ) નો ત્હમે વિશ્વાસ કર્યો તો ત્હમે આ લોક અને પરલોકના ઉત્તમોતમ અવિચ્છિન સુખોથી પતિત થશો. એ અવશ્ય ધ્યાનમાં રાખશો. શુષ્કજ્ઞાન અને વેદાન્તનું વિશુદ્ધ વિજ્ઞાન એમાં પૃથ્વી અને આકાશ જેટલો અંતરાય છે. પરંતુ એ વાર્તાને વિદ્વાન પુરૂષોજ જાણી શકે છે.

રાજેન્દ્ર ! શુષ્કજ્ઞાનની સરણાઇ સાંભળવાથી નિરવદ્ય વેદોક્ત વર્ણાશ્રમ ધર્મથી ભ્રષ્ટ થવાય છે, એટલુંજ નહિ પરંતુ પોતાના કર્ત્તવ્યથી પણ પતિત થવાય છે. કારણ કે શુષ્કજ્ઞાનની સરણાઇ વગાડનારા મહાન્ દાંભિકો હોય છે. તેઓ યેનકેનપ્રકારેણ પોતાનું ધતીંગ ચલાવી માત્ર સ્વાર્થ સાધવામાં જ તત્પર હોય છે. અને તેથી તેઓ સ્વયં વર્ણાશ્રમ ધર્મથી=વેદોક્ત નિત્ય નૈમિત્તિક કર્મકાંડથી=પવિત્ર આચાર વિચારથી પતિત હોઇ અન્યને પણ પતિત કરે છે. તથાપિ તેઓનું આટાટોપ=આડંબર બ્હારથી એવું મનોહર હોય છે કે જેને જોઇને મ્હોટા મ્હોટા મેધાવી=બુદ્ધિશાળી પુરૂષો પણ મોહિત થઇ જાય છેઃ અર્થાત્ એ શુષ્કજ્ઞાનની સરણાઇના તાનમાં તલ્લીન થઇ જાય છે. તેથી ત્હમારે એવા શુષ્કજ્ઞાનની સરણાઇ વગાડનારાઓથી સર્વથા દૂર રહેવું એ મ્હારી આપને પુનઃ પુનઃ સૂચના છે. તે આપ સર્વ મુમુક્ષુમંડળ લક્ષ્યમાં રાખશો.

**પ્રિયમુમુક્ષુ** ! યથાર્થ આત્મજ્ઞાનની=નિર્મલ શુદ્ધ વેદાન્ત વિજ્ઞાનની સરણાઇ વગાડવી એ અત્યંત કઠીન કાર્ય છે. એ સરણાઇના મીઠા સ્વર સંભળાવનાર અને શ્રવણ કરનાર વર્ત્તમાનકાળમાં ક્વચિત્જ દેખાય છે, અને તેથીજ બ્રહ્મજ્ઞાનની સરણાઈ વગાડવી કિમ્વા શ્રવણ કરવી એ અઘરામાં અઘરું અને છેલ્લામાં છેલ્લું કાર્ય છે. એ નિર્મળ જ્ઞાનની સરણાઇ વગાડવા અને શ્રવણ કરવા માટે અત્યંત અધિકારી થવાની આવશ્યકતા છે.એ અધિકાર સમ્પાદન કર્યા સિવાય=સાધન ચતુષ્ઠય સમ્પાદન કર્યા સિવાય આત્મજ્ઞાનની સરણાઈ વગાડવા કિમ્વા શ્રવણ કરવાની ઇચ્છા રાખવી એજ ખરેખર અધમતા યુક્ત કાર્ય છે.

**રાજર્ષિ મુમુક્ષુવર્મા** ! નિર્મલ બ્રહ્મજ્ઞાનની સરણાઈ વગાડનારા સાંગોપાંગ વેદના અધ્યયન કર્ત્તા હોઇ, પરમેશ્વરપર પ્રીતિ રાખનારા હોવા જોઇએ, અર્થાત્ બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય એ ઉભય વિશેષણથી સમલંકૃત્ હોવા જોઇએ; એટલે અપરિચ્છિન્ન વસ્તુનું નામ બ્રહ્મ છે તેના વિષે જેની અખંડ સ્થિતિ હોય તેને બ્રહ્મનિષ્ઠ કહે છે અને સમસ્ત સચ્છાસ્ત્રોના પ્રમાણ આપવામાં જે કુશળ હોય તેને શ્રોત્રિય કહે છે. અર્થાત્ પ્રમાણ નામ વેદનુ છે તે વેદના અર્થ વિષે નિષ્ણાત હોય તેનું નામ શ્રોત્રિય છે અને એ બન્ને વિશેષણોથી વિભૂષિતજ "ગુરૂ" પદવી-

ને પ્રાપ્ત થાય છે. કારણ કે બ્રહ્મનિષ્ઠાથી રહિત કેવળ શ્રોત્રિય ગુરૂ થઇ શકતો નથી; કેમકે કેવળ શ્રોત્રિય છે તેનાથી પોતાના તાપો પણ દૂર થઇ શકયા નથી ત્યારે બીજાના તાપોને તો તે દૂર કેમજ કરી શકે? વળી કેવળ શ્રોત્રિયને તો બીજા જીવોથી પણ અધિક તાપ હોય છે એ વાર્તા શ્રી છાન્દોગ્ય=ઉપનિષદ્‌માં દેવર્ષિ નારદજીએ સર્વજ્ઞમહર્ષિ બ્રહ્મરૂપ સનકાદિક મહાત્માઓ પ્રત્યે સ્પષ્ટ રીતે વર્ણવેલી છે. આથી કેવળ શ્રોત્રિય ગુરૂ=આચાર્ય એ પદવીને પ્રાપ્ત થઇ શકતો નથી. વળી વેદોનું અધ્યયન ન કર્યું હોય અને માત્ર બ્રહ્મમાં નિષ્ઠાવાન્ હોય તો તે પણ ગુરૂ પદવીને પ્રાપ્ત થઈ શકતો નથી. કારણ કે સરણાગત શિષ્યના અંતઃકરણમાં જે નાના પ્રકારના ભેદ, ભ્રમ પ્રતિત થાય છે તે ભેદ=ભ્રમને દૂર કરવામાં વેદના અધ્યયન સિવાય કેવળ બ્રહ્મનિષ્ઠ પણ શક્તિમાન્ થઇ શકતો નથી એટલા માટે કેવળ બ્રહ્મનિષ્ઠ પણ ગુરૂ થઇ શકતો નથી. યદ્યપિ બ્રહ્મનિષ્ઠ પુરૂષ પોતે તો મુક્ત છે અને ઉત્તમ સંસ્કાર સમલંકૃત્ જિજ્ઞાસુને તત્વજ્ઞાન સમ્બંધી ઉપદેશ પણ કરી શકે છે તથાપિ સમગ્ર જિજ્ઞાસુના શંગય પરિહારપૂર્વક સદ્‌બોધપ્રદાન કરવાને યોગ્ય નથી. એટલા માટે કેવળ બ્રહ્મનિષ્ઠ પણ ગુરૂ થઇ શકતો નથી. કિંતુ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ એ બન્ને લક્ષણ સયુક્ત જે હોય તેજ ગુરૂ થઇ શકે છે અને એવા યથાર્થ જ્ઞાનવાન્ સદ્‌ગુરૂ દ્વારાજ મુમુક્ષુ પુરૂષોને ઇચ્છિત ઞાર્થની પ્રાપ્તિ થાય છે જેવી રીતે નદીની પેલી પાર જનાર મનુષ્યને કિનારે લઇ જનાર મનુષ્ય અંધ કિંવા પંગુ સમર્થ થઇ શકતો નથી કિંતુ ચક્ષુ અને પાદ એ ઉભય ઇન્દ્રિય સંયુક્તજ મનુષ્ય નદીના કિનારે લઇ જવામાં સમર્થ હોય છે તેવીજ રીતે બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય એ બન્ને લક્ષણ સંપન્ન સદ્‌ગુરૂ સંસારરૂપ સરિતા ( નદી ) થી પાર લંગાવીને પરબ્રહ્મરૂપ કિનારે લઇ જવામાં સમર્થ હોય છે અને એવાજ સજ્જન પુરૂષો નિર્મલ બ્રહ્મજ્ઞાનની સરણાઇ વગાડવાના તથા શ્રવણ કરવાના અધિકારી છે અને એવા પુરૂષોના સંસર્ગથીજ મોક્ષમન્દિર=અક્ષરધામ=શિવપદ=ગોલોકમાં પ્રવેશ કરી શકાય છે; પરંતુ જેઓ અર્ધદગ્ધ=અસંસ્કારી છે, અર્થાત્ વેદાન્તજ્ઞાનના યથાર્થ રહસ્યથી વિમૂખ છે તેમના સંસર્ગથી તો પરમપદના બદલે ઉલટું નરકલોકના અધિકારી થવું પડે છે એ આપ સર્વ મંડળને સમ્યક્

પ્રકારે લક્ષમાં રાખવું જોઇએ. અને એવા શુષ્કજ્ઞાનીઓ જે શરણાઇ વગાડે છે તેનેજ હું શુષ્કજ્ઞાનની શરણાઇ કહું છું અને એવી શુષ્કજ્ઞાનની શરણાઇથી ત્હમારે સો ગજ દૂર રહેવું એ મારી આપને પુનઃ સૂચના છે. મહાત્મા ગોસ્વામી તુલસીદાસજી શ્રીરામાયણના ઉત્તરકાંડમાં જણાવી ગયા છે કે:—

**दोहा।**

**ब्रह्मज्ञान बिन नारी नर, करहीं न दूसरी बात ॥**
**कौडी कारन लोभबश, करहीं विप्र गुरु घात ॥४९॥**

ખરેખર ! ભગવદ્દભક્તિ વિભૂષિત ગોસ્વામીજીના કેટલા બધા સત્યમય પવિત્ર ઉદ્દગારો ? એ ઉદ્દગારો શુષ્કજ્ઞાનની શરણાઇ વગાડનારા તથા શ્રવણ કરનારાઓ માટે યોગ્યજ છે, એમાં લવલેશ પણ સન્દેહ નથી, એવા શુષ્કજ્ઞાનીઓની શુષ્કજ્ઞાનની શરણાઇ શ્રવણ કરવાથી **अतोभ्रष्ट स्ततोभ्रष्ट** થવાય છે. વર્ત્તમાનકાળમાં શુષ્ક જ્ઞાનની શરણાઇ વગાડનારા અને શ્રવણ કરનારાઓનો સર્વથા સુકાળ દેખાય છે પરંતુ એ સુકાળ દુઃકાળ કરતાં પણ પરિણામે દુઃખપ્રદ થાય છે. કારણકે શુષ્કજ્ઞાનથી અંતઃકરણ દૂષિત થાય છે અને અંતઃકરણ દૂષિત થવાથી પ્રાપ્તવ્ય પદ-થી પતિત થવાય છેઃ કર્તવ્યાકર્તવ્યની વિસ્મૃતિ થઇ જાય છે. “ હું કોણ ” ? “ આ સંસાર કેવી રીતે ઉત્પન્ન થયું ? ” આ સંસારનો રચયિતા કોણ ? તથા કેવો છે ? કયાં રહે છે વિગેરે જ્ઞાતવ્ય પદાર્થોથી અજ્ઞાત રહેવાય છે. અને માત્ર રજકના શ્વાનની પેઠે ગતિ થાય છે. તેથીજ આપ સર્વને પુનઃ પુનઃ સૂચના કરવામાં આવેછે કે એવા શુષ્કજ્ઞાનીઓથી સર્વથા દૂર રહેવામાંજ સાર છે. પવિત્ર આત્મજ્ઞાનની અભેદ શરણાઇ અર્થાત્ વેદાન્ત વિજ્ઞાનની વિશુદ્ધ વીણા જો આપને શ્રવણ કરવી હોય તો ત્હમારે વિવેક, વૈરાગ્ય, ષટ્સમ્પતિ=( શમ, દમ, શ્રદ્ધા, સમાધાન ઉપરતિ; તિતિક્ષા, ) અને મોક્ષેચ્છા એ ચારે સાધન સમ્પન્ન થવાની પ્રથમ આવશ્યક્તા છે. અને તત્પશ્ચાત્ જેમના અંતઃકરણમાં સર્વ જીવો પ્રત્યે એક સરખો દયાનો ઝરો વહેતો હોય, જેઓ મન, કર્મ અને વચનથી નિઃસ્વાર્થીપણે પોતાનું જીવન વ્ય-તીત કરતા હોય, જેઓ પોતાના આત્માની પેઠે અખિલ પ્રાણીઓને.

નિહાળતા હોય, જેઓ પરોપકારી કર્ત્તવ્યોમાંજ સદા સર્વદા પ્રવૃત્ત થયેલા હોય, અને જેઓ પાતાળમાં, અંતરીક્ષમાં, દશે દિશામાં, આકાશમાં, સર્વ પર્વતોમાં, સમુદ્રોમાં, રાખમાં, કાષ્ટમાં, મૃતિકામાં, સુવર્ણમાં, પૃથ્વિમાં, પાણીમાં, પવનમાં, અસુર ( દૈત્ય ), અને સુર (દેવતાઓ) ના પતિઓમાં, ઔષધિઓના બીજમાં, પુષ્પની પાંખડીમાં, તૃણમાં, રાજામાં, રંકમાં, જ્ઞાનીમાં, અજ્ઞાનીમાં, સજ્જનમાં, દુર્જનમાં, નિન્દકમાં, વંદકમાં, સતીમાં, અસતીમાં, બાલકમાં, યુવાનમાં, પુરૂષમાં, સ્ત્રીમાં કિમ્વા નપુસકમાં, બ્રાહ્મણમાં, અંત્યજમાં, અમૃતમાં, વિષમાં, સમાન દ્રષ્ટિથી એકજ શિવ સ્વરૂપ આત્માનું અભેદ ભાવથી દર્શન કરતા હોય, યજન કરતા હોય, તથા જેમના અંતઃકરણમાં શક્ર ( ઇન્દ્ર ), અને સુદામ્ન ( સુદામો બ્રાહ્મણ ) એ સમાન હોય એવા સામર્થ્યશીલ અભેદવાદી તત્ત્વવેત્તાઓ મહાપુરૂષોના ચરણ શરણ રહી અને તેમની પાસેથી શુષ્ક જ્ઞાનની શરણાઇના બદલે વેદાન્ત વિજ્ઞાનની વિશુધ્ધ વીણા શ્રવણ કરવી જોઇએ. રાજેન્દ્ર ! જ્યારે વ્યાવહારિક દ્રષ્ટિથી નિહાળતાં તાંબા, પિતળ, અને લોઢાની શરણાઈ ફુંકવાના શિક્ષણ માટે પણ ગુરૂની આવશ્યકતા અનુભવાય છે ત્યારે અનેકાનેક જન્મ જન્માન્તરોના બંધનમાંથી મુક્ત કરનારી, અભેદ સામ્રાજ્યને પ્રચારનારી સો ટચના સોનાના જેવી શુધ્ધ આત્મજ્ઞાનની શરણાઇ અર્થાત્ વેદાન્ત વિજ્ઞાનની વિશુદ્ધ વિણાનું શિક્ષણ સમ્પાદન કરવા માટે સદ્ગુરૂની શુશ્રૂષા કરવી પડે એમાં પૂછવાનુંજ શું હોય ? ગુરૂ સિવાય જ્યારે કોઇ પણ સાધારણ પદાર્થનું પણ પરિપૂર્ણ જ્ઞાન પ્રકટતું નથી તો પછી વેદાન્તજ્ઞાન.–વેદના પણ અંતના ભાગનું જ્ઞાન, ગુરૂ સિવાય ક્યાંથીજ પ્રાપ્ત થાય ! એ સર્વથા સત્ય સિધ્ધાન્ત છે. જો આપને અભેદ ભાવથી સમગ્ર પ્રાણીઓને જોવું હોય ! જો આપને જીવન્મુક્તિનું અપૂર્વ આનંદ, સર્વોત્તમ સુખ મેળવવું હોય ! જો આપને "મ્હારૂં અને ત્હારૂં" ભૂલી "આપણું" એ ઐક્યમંત્ર સાધવું હોય ! તો તમારે અધિકારી બનીને વેદાન્ત વિજ્ઞાનની વિશુધ્ધ વીણાનું અવશ્ય શ્રવણ કરવું. શુષ્કજ્ઞાનની શરણાઈ અને વેદાન્તવિજ્ઞાનની વિશુધ્ધ વીણા એ ઉભયના સ્વરોની સરખામણી કરતાં ઘણો ફેરફાર જોવામાં આવે છે. જેથીજ મહાત્મા શ્રી ક્ષેમેન્દ્ર ઋષિ વચનામૃતમાં વદી ગયા છે કે–" इस कलियुगमे कितनेक शूद्र लोग नाना प्रकारके वेष

"धारण करके २ शुष्कज्ञानकी चर्चा करते हैं; और बिचारे भोले भाले लो-
" गोंको अपनी जालमें फंसाते हैं; ऐसे धूर्त्तोंसे सर्वथा बचना उचितहै."
"क्योंकि ऐसे पाखंडी लोग अपनी लघुताको गुप्त रखनेके निमित
"शुष्कज्ञानकी बातें करके वर्णाश्रमधर्मको नष्ट करना चाहते हैं. ऐसे महा
" वकोंसे सर्वथा दूर रहना यह हमारा समग्र सत्संगपरायण सज्जन
"पुरुषों के प्रति उपदेश है." પ્રિયમુમુક્ષુવર્મા ! આ મહાવાકય યથાર્થજ છે, કારણ કે શુષ્કજ્ઞાનથી અનેક પ્રકારની હાની થવાનો સંભવ છે. માટે જેમ બને તેમ શુષ્કજ્ઞાનના બદલે યથાર્થ વેદાન્ત વિજ્ઞાનનોજ પ્રબોધ પ્રચાર કરવો એ શ્રેયસ્કર છે. આ સંબંધમાં આપ સર્વ મુમુક્ષુમંડળ આગળના સોપાનોમાં સમ્યક્ પ્રકારે જોઇ શકયા છો કે શુષ્કજ્ઞાનથી કેવી વિપરીત સ્થિતિ થાય છે, તેથી હવે વિશેષ વર્ણન કરવાની આવશ્યકતા નથી. પરંતુ એટલું તો નિશ્ચિત છે કે માયિક પદાર્થોનો પ્રભાવ એટલો બધો મ્હોટો છે કે તેમાં ઘણે ભાગે જીવો મોહિતજ થઇ જાય છે. માત્ર થોડાજ ગણ્યા ગાંઠયાજ તેમાંથી નિર્મોહી સ્વરૂપે મુક્ત થઇ પરબ્રહ્મ-પરમાત્માના અખંડ પદને પ્રાપ્ત થાય છે.

વત્સમુમુક્ષુવર્મન્! અત્યાર સુધીમાં ત્હમે "મોક્ષમન્દિર" ના દશ સોપાનો ઉપર ચ્હઢી આનન્દ પૂર્વક અહીં આવ્યા છો. જૂઓ આ અગીઆરમો સોપાન દેખાય છે. એમાં શું લખ્યું છે એ આપ વાંચી શકો છો? શ્રવણ કરો! આ એકાદશ સોપાન ઉપર "દ્રઢધન્વા નૃપતિ અને યોગેન્દ્ર અવધુતાનન્દ" એ પ્રમાણે લખ્યું છે. ચાલો આપણે સર્વ આ એકાદશ સોપાન ઉપર ચ્હઢીએ. બોલો શ્રી સદ્ગુરૂ પરમાત્માનો જય. એ પ્રમાણે મહર્ષિ મુકતેશ્વરનાં વચન શ્રવણ કરી, સર્વ મુમુક્ષુમંડળ એક પછી એક દશમ સોપાન ઉપરથી ધીરે ધીરે ઉતરવા લાગ્યા. મધ્ય મધ્યમાં નમ:પાર્વતી પતે: ! હરહર મહાદેવ: ! "સીતાકાન્ત સ્મરણ:" "જય જય વિઠ્ઠલ ! વિગેરે મંગલમયી વાણીના ગંભીર ઘોષો શ્રવણ થતા હતા. સર્વ કોઇ ઉતરી રહ્યા પછી મહર્ષિ મુકતેશ્વર સમગ્ર મુમુક્ષમંડળને પૂછવા લાગ્યા: પરમપ્રિય મુમુક્ષમંડળ ! ! શ્રીસદ્ગુરૂ પરમાત્માની પરિપૂર્ણ કરૂણાથી આપ સર્વ રીત્યા આનન્દમાં હશો. તથાપિ કદાચ્ આપમાંથી કોઇપણ મુમુક્ષુને

કોઇપણ પ્રકારનો સન્દેહ, રહેતો હોય અથવા કોઇ પણ પ્રકારની અડચણ પડતી હોય, તેમણે સ્પષ્ટ અંતઃકરણથી પોતાનું વૃત્તાંત નિવેદન કરવું કે "જેથી તે શંસયનો અથવા અડચણનો યથા શકિત પ્રતિકાર કરવામાં આવે." મહર્ષિ મુકતેશ્વરના પ્રેમથી ભરેલાં વચન શ્રવણ કરી સર્વ મુમુક્ષુમંડળ મુકતકંઠથી એકજ સ્વરે કહેવા લાગ્યાઃ—ભગવન્ ! સર્વ પ્રકારથી આનન્દ છે.

આપ જેવા તત્ત્વનિષ્ઠ મહાપુરૂષના પ્રભાવથી, પ્રબોધથી, દર્શનથી, સમાગમથી કોઇપણ પ્રકારની અડચણ નથી, સર્વ રીત્યા શાન્તિછે. અહો! અમે અમારા પૂર્વ જન્મકૃત અનેક પુણ્યોનો ઉદય થયો છે એમ માનીએ છઇએ. અને તેથીજ આપ જેવા સમર્થ યોગેન્દ્રનાં અમને દર્શન થયાં છે. નહિ તો સંસારના નાશવંત માયિક સુખોમાં રચી પચી રહેલા કયાં અમે ! અને અહાનશ બ્રહ્મમાં રમણ કરનારા કયાં તમે ! ! અહો ! એ શું ઓછા પુણ્યની વાર્તા છે. હરિ ! હરિ ! ! મહાપુરૂષોના સંસર્ગની તો બલિહારી છે અને તેથીજ અમે અમારા મુક્ત કંઠથી વદીએ છઇએ કેઃ—

" जय हो सद्गुरू परमात्मा मुक्तेश्वरनो ! "

કૃપાનાથ ! "આપનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે." એ પ્રમાણે મુમુક્ષુમંડળનાં વચન શ્રવણ કરી મહર્ષિ મુકતેશ્વર કહેવા લાગ્યા. ચાલો હવે આપણે સર્વ એકાદશ સોપાન ઉપર ચ્હઢીએ.





# एकादश सोपान.



## दृढधन्वानृपति अने योगेन्द्र अवधूतानन्द.



मनहरवृत्त.

धरा विषे लींबडाना, वृक्ष छे अनेक पण ॥
चन्दनना वृक्ष हशे, कोइ एक ठाममां ॥
पाषाणोथी परिपूर्ण, पृथ्वि छवाइ छे पण ॥
व माणे साचेसाची, हशे कोइ धाममां ॥
काक वाणी प्रतिदिन, श्रवणमां आवे पण ॥
कोयलनी ध्वनि संभळाय कोइ याममां ॥
ब्रह्मऋषि प्रभाकर, ज्ञानि हशे घणां पण ॥
साचो ब्रह्मज्ञानि हशे, कोइ एक गाममां ॥ ४६ ॥

* ( श्री ब्रह्मर्षि बावनी. )



હર્ષિ કુલ ભૂષણુ મહાત્મા મુકતેશ્વર સમગ્ર મુમુક્ષુ મંડળની અપૂર્વ શ્રદ્ધા જોઇ પોતાના અંતઃકરણુમાં પરમ પ્રસન્ન થઇ મુમુક્ષુમંડળના નાયક–અધિપતિ મહારાજા મુમુક્ષુ વર્માને નિચે પ્રમાણે કહેવા લાગ્યા; વત્સ મુમુક્ષુ ! આપની પૂર્વની સ્થિતિ અને હમ-

* આ " બ્રહ્મર્ષિ બાવની " નામક પુસ્તક તૈયાર છે. આ પુસ્તક

ણાંની સ્થિતિમાં આપને કેટલો બધો રૂપાન્તર જણાય છે, એ આપને ધ્યાનમાં છે કે? જ્યારે આપ પોતે મહારાણી વિલાસિની સાથે વૈષયિક સુખોમાં નિર્મગ્ન થઇ રહ્યા હતા તે અવસ્થામાં અને હમણાંની અવસ્થામાં કેટલો બધો ફેરફાર થઇ ગયો છે એ આપને બરાબર જાણવામાં આવે છે કે? તે સમયે આપની સમગ્ર પ્રજા આપના સંબંધમાં કેટલો બધો અનિષ્ઠ અભિપ્રાય બાંધી બેઠી હતી અને અધુના કેટલી બધી પ્રસન્ન થાય છે એ સર્વનું આપ સ્મરણ કરો છો કે કેમ? આ આપનો પરમહિતૈષી સુપ્રજ્ઞચન્દ્ર અહુણાં કેટલો બધો આહ્લાદને પ્રાપ્ત થઇ રહ્યો છે એ આપને જાણવામાં છે કે? આ તેનાથી સુશિક્ષિત થયેલ શુક કે જેને આપે મહારાણી વિલાસીનીના કહેવાથી હાથનો સખત ઝપાટો માર્યો હતો અને તેથી બિચારો માંડમાંડ પોતાનો પ્રાણ બચાવી શક્યો હતો; એ સર્વ વૃતાન્ત આપને સ્મૃતિમાં છે કે? એ પ્રમાણે મહર્ષિ મુક્તેશ્વરનાં વચન શ્રવણ કરી મહારાજા મુમુક્ષુવર્મા થોડીવાર સુધી લજ્જાને પ્રાપ્ત થઇ પૃથ્વી તરફ જોવા લાગ્યા અને જાણે પોતાના પૂર્વના કર્ત્તવ્ય સમ્બંધી અત્યંત પશ્ચાતાપ કરતા હોય એવો મહર્ષિ મુક્તેશ્વરને ભાસ થવા લાગ્યો. તેથી મહર્ષિ મુક્તેશ્વર પુનઃ કહેવા લાગ્યા; રાજેન્દ્ર! હવે તો આપ મહાન્ સામર્થ્યશીલ અધિકારી પુણ્ય ભાજન પુરૂષની પેઠે પરમપદના પ્રેમી બન્યા છો, હવે આપને યત્કિંચિત્ પણ લજ્જા ધારણ કરવાનું કારણ નથી. કેમકે કેવળ આપના નિમિત્તથીજ આ સમગ્ર મુમુક્ષુમંડળ મોક્ષમન્દિરમાં પ્રવેશ કરવાને ભાગ્યશાળી થયું છે, એ સર્વ પ્રતાપ આપનોજ છે અને આ મહત્ પુણ્ય કાર્ય આપના હિતાર્થજ આરંભાયો છે. એ સર્વના ધન્યવાદાર્હ=ધન્યવાદને યોગ્ય આપજ છો. પ્રિય મુમુક્ષુવર્મા! અસંખ્ય મનુષ્યોમાંથી કોઇ એકજ મનુષ્ય આ મોક્ષમન્દિરમાં પ્રવેશ કરી શકે છે કારણ કે સાંસારિક=માયિક પદાર્થોનો મોહ એટલો બધો

---

પ્રબળ હોય છે કે તેના બંધનમાંથી કોઇ વિરલોજ મુક્ત થઇ શકે છે. જ્યારે પૂર્વ જન્મકૃત અનેકાનેક પુણ્યકાર્યનો ઉદય થાય, ત્યારેજ મોક્ષ માર્ગનો અધિકારી મનુષ્ય થઇ શકે છે. આ સંબંધમાં અબધુતાનન્દ નામક એક યોગેન્દ્રે બ્રહ્મનિષ્ઠ નૃપતિ દ્રઢધન્વા પ્રત્યે એક પ્રશ્ન કર્યો હતો અને તેનો પ્રત્યુત્તર પ્રદાન કરવાના પ્રસંગમાં બ્રહ્મનિષ્ઠ નૃપતિ દ્રઢધન્વાએ જે રચના કરી હતી તે સર્વ કથા હું આપના પ્રત્યે વર્ણવીને કહું છું, એ આપ એકાગ્રવૃત્તિ પુર્વક શ્રવણ કરશો. અને આ સંસારમાં અસંખ્ય મનુષ્યોમાંથી કોઇ મહાપુરુષજ આત્મતત્ત્વનું=પોતાના કર્ત્તવ્યનું પાલન કરે છે એ સાંગોપાંગ સ્મરણમાં રાખશો એવી આશા છે.

રાજર્ષિ મુમુક્ષુવર્મન્ ! પુરાતન કાળમાં મણિપુર નગરમાં કોઇએક દ્રઢધન્વા નામક નૃપતિ મહાન્ આત્મજ્ઞાની રાજ્ય કરતા હતા; મહારાજા દ્રઢધન્વા એક સાચેસાચા આત્મજ્ઞાની હોવાથી તેમની પ્રજામાંનો ઘણો ભાગ પોતપોતાના સ્વધર્મ પરાયણ હોઇ આત્મજ્ઞાનમાં નિષ્ઠાવાન્ હતો. મહારાજા દ્રઢધન્વા પોતાની પ્રજાને સર્વ પ્રકારના સુખની પ્રાપ્તિ થાય તથા સર્વથા સમૃદ્ધિની વિવૃદ્ધિ થાય એજ ઉદ્દેશના પાલનાર્થ અનેક પ્રકારથી વેદોક્ત રાજ્યધર્માનુસાર પોતાની પ્રજાની સંભાળ રાખતા હતા; અને તેથી પ્રજાવર્ગમાં તથા દેશદેશાન્તરમાં મહારાજા દ્રઢધન્વાની સુકીર્ત્તિ રાજર્ષિ જનકની પેઠે ચારે તરફ ફેલાવા લાગી. અને તેથી અનેકાનેક આપ્ત પુરૂષો, ભગવદ્ભક્તિ વિભૂષિત મહાત્માઓ, સત્યવાદી સંન્યાસીઓ મહારાજા દ્રઢધન્વાના દર્શન કરવાને આવવા લાગ્યા એટલુંજ નહિ પરંતુ બ્રહ્મવિદ્યા=વેદાન્ત જ્ઞાન સંબંધી ચર્ચા કરી મહારાજા દ્રઢધન્વાના ઉત્તમોત્તમ શાસ્ત્રીય વિચારો શ્રવણ કરી સંતુષ્ઠ થવા લાગ્યા;એ પ્રમાણે સંખ્યાબદ્ધ સત્સંગી મહાશયો સત્સમાગમથી પ્રસન્ન થઇ આવાગમન કરવા લાગ્યા. કોઇ એક દિવસે યોગેન્દ્ર અબધૂતાનન્દ નામક મહાત્મા રાજા દ્રઢધન્વાના દર્શનાર્થ આવી પ્હોંચ્યા અને સત્ચર્ચા ચલાવતાં યોગેન્દ્ર અબધૂતાનન્દ મહાશયે મહારાજા દ્રઢધન્વાને પ્રશ્ન કર્યું કેઃ—

" **राजेन्द्र ! यह संसारस्थ अनेकानेक जीवोंमेंसे बहुतसे जीवों असत्य मार्गपर क्यों चल रहे हैं ?**" આ પ્રમાણે યોગેન્દ્ર અબધૂતાનન્દનાં

વચન શ્રવણ કરી ધર્મધુરંધર આત્મજ્ઞાની મહારાજા દ્રઢધન્વાએ નમ્રતાપૂર્વક પ્રત્યુતર આપતાં જણાવ્યું કેઃ-भगवन्! यह आपका प्रश्न बहुत गूढ है इसलिये आपको कृपा करके मेरे आश्रमपर दो वर्ष पर्यंत निवास करना चाहिये. फिर में आपके यह प्रश्नका यथार्थ उत्तर प्रदान करूंगा यह मेरी विज्ञप्ति हैः "—એવી રીતે મહારાજા દ્રઢધન્વાનાં વચન શ્રવણ કરી યોગેન્દ્ર અબધૂતાનન્દ રાજાની ઇચ્છાનુસાર મણિપુર નગરમાં નિવાસ કરવા લાગ્યા. ત્યાર પછી મહારાજા દ્રઢધન્વાએ પોતાના રાજ્યના સમગ્ર અધિકારીઓને બોલાવીને આજ્ઞા કરી કેઃ-હે કર્મચારીઓ! આપણા ખજાનામાંથી સારી જેવી લક્ષ્મીનો વ્યય કરી એક મહાન્ દેદીપ્યમાન્ ઉદ્યાન–બાગ બનાવવો જોઇએ અને એ અલૌકિક બાગની અંદર સંસારમાંની સુન્દર, સુન્દર વસ્તુઓનું એક અદ્વિતિય ભવ્ય પ્રદર્શન ભરવું અને તેનું અવલોકન કરવા માટે સર્વ પ્રજાને સત્કાર પૂર્વક આમંત્રણ કરવું અને તત્સંબંધી તેમને જે કંઇ ખરચ થાય તે તેમના સ્થાન ઉપર પ્હોંચાડ્યા સુધીનો આપણા ખજાનામાંથી આપીને બંદોબસ્ત કરવો જોઇએ. એ પ્રમાણે મહારાજા દ્રઢધન્વા તરફથી આજ્ઞા મળતાં, તરતજ સર્વ અધિકારી મંડળે નાના પ્રકારના હુન્નર અને નાના પ્રકારની કળાઓમાં કુશળ એવા મ્હોટા મ્હોટા કારીગરોને મ્હોટી સંખ્યામાં બોલાવી લીધા અને તેમની ઇચ્છા પ્રમાણે તેમને અનેકાનેક સામગ્રીઓ પુરી પાડી આપવાનો પરિપૂર્ણ બંદોબસ્ત કર્યો જેથી લગભગ દશ કોસની વચ્ચે એક અપૂર્વ ઉદ્યાન–બાગ નિર્માણ કરાવી —તે (બાગ)ની અંદર સર્વ પ્રકારના દર્શનીય પદાર્થોનું એક અદ્વિતિય અને મનમોહક પ્રદર્શન ભરાવ્યું અર્થાત્ આ જગતમાંની સર્વ રચના પ્રમાણે તે બાગની અન્દર વિવિધ રચનાઓ રચી મહારાજા દ્રઢધન્વાએ સોંપેલું કાર્ય પુર્ણ થવાનું કર્મચારીઓએ મહારાજાને જણાવ્યું ત્યારે મહારાજા દ્રઢધન્વાએ પોતાનું કાર્ય સિદ્ધ થયું એમ જાણીને પોતાના મણિપુર નગરમાં પ્રસિદ્ધિ પત્રોદ્વારા જાહેરખબર ફેલાવી દીધી કેઃ—અમારા બનાવેલા દશ કોશના ઉદ્યાન–બાગના મધ્યભાગમાં એક અપૂર્વ મહાલય નિર્માણ કરાવ્યું છે તે (મહાલય) ની અન્દર અમૂક દિવસના મધ્યાન્હ પછી ત્રણ વાગે હું (મહારાજા દ્રઢધન્વા) એક કલાક ગુપ્ત રહીશ, તે સમયે મ્હારી સમગ્ર પ્રજા

વર્ગમાંથી જે પુરુષ મ્હને શોધી કા'ઢશે તેના ઉપર હું પ્રસન્ન થઇ તેને મ્હારા ખજાનામાંથી એક લક્ષ મુદ્રિકા પ્રદાન કરીશ. એ પ્રમાણે મહારાજા દ્રઢધન્વા તરફથી જાહેર—ખબર ફેલાઇ જવાથી સર્વ પ્રજા અત્યંત આનન્દ પૂર્વક તે બાગની અંદરનું પ્રદર્શન જોવા માટે એકત્ર થઇ. એવામાં તે પ્હેલો ઠેરવેલો દિવસ આવ્યો અને તેથી તે બાગની અંદરનો મહાલય પણ સર્વ પ્રજાના અવલોકનાર્થ ખુલ્લો મૂકવામાં આવ્યો. પરંતુ સમગ્ર પ્રજાવર્ગ તે મહાન્ દેદીપ્યમાન ઉદ્યાન—બાગની રચના જોવામાં તલ્લીન થઇ ગયો. પ્રજાવર્ગમાંથી કોઇ પણ મનુષ્યનું ધ્યાન મહારાજા દ્રઢધન્વાને શોધી કાઢવા તરફ ગયું નહિ કારણ કે અવલોકન કરનારાં સર્વ મનુષ્યોનાં અંતઃકરણમાં એ પ્રમાણે વિચારો આવવા લાગ્યાકેઃ—ભાઇઓ ! આવો સ્વર્ગ સમાન અલૌકિક દેખાવ દેખવાનો અવસર આપણને કોઇપણ દિવસે પુન મળવાનો નથી. માટે પ્રથમ તો એ રચનાજ સાંગોપાંગ નિહાળવી જોઇએ. કદાચ્ આપણે પ્રારંભકાળમાંજ જો મહારાજા દ્રઢધન્વા નૃપતિને શોધવામાં ગુંચવાઇશુ તો આ રચના જોવાથી આપણે અવશ્ય રહી જઇશું એમાં યત્કિંચિત્ પણ સન્દેહ નથી. કારણકે મહારાજા સાહેબ કંઇ એવા અકલ વિનાના નથી કે આ મહાલયમાં શોધતાં આપણને તરતમાં મળી શકે. ભાઇઓ ! મહારાજા દ્રઢધન્વા તો એવા અલૌકિક ગુપ્ત સ્થાનમાં પ્રવિષ્ઠ થયા હશે કેઃ—તે કોઇનાથી પણ શોધતાં મળી શકશે નહિ વળી આ અપૂર્વ ઉદ્યાન—બાગની રચના નિહાળવામાં પણ સઘળા મનુષ્યો પોતાના સ્વરૂપને ભૂલવા લાગ્યા છે તો મનહર મહાલયની રચના કેવા વિચિત્ર પ્રકારની હશે ? અર્થાત્ આ દિવ્ય મહાલયમાં મહારાજા સાહેબ કંઇ તરતજ શોધતાં મળી શકે એ કયારે પણ બનવાનું નથી. આવા પ્રકારના પ્રમાદી વિચારોથી સમગ્ર પ્રજા મહારાજા દ્રઢધન્વાને શોધવાના કાર્યને એક બાજુ મૂકી માત્ર પ્રદર્શન જોવામાંજ લીન થઈ ગઇ, પરંતુ એ સર્વ રચનાને નિહાળનાર કોઇ એક ગરીબ પણ જ્ઞાની પુરૂષ પોતાના અંતઃકરણમાં વિચાર કરવા લાગ્યો કેઃ—ખરેખર! આ સઘળા મનુષ્યો અક્કલ વિનાના મહામૂર્ખ જેવા જણાય છે કેમકે તેઓ આ પ્રદર્શન નિહાળવામાંજ લીન થઇ રહ્યા છે, તેના કરતાં જો પ્રથમ મહારાજા દ્રઢધન્વાનેજ શોધી કા'ઢવામાં તત્પર થાય તો બરાબર મહારાજા દ્રઢધન્વાની આજ્ઞા પ્રમાણે તેમને એક લક્ષ મુદ્રિકાની

પ્રાપ્તિ થાય એટલુંજ નહિ, પરંતુ સર્વ પ્રકારથી સુશોભિત સત્કારની પણ પ્રાપ્તિ થાય. માટે આપણે તો પ્રથમ મહારાજા દ્રઢધન્વાનેજ શોધી કાઢવાનો પ્રયત્ન કરવો જોઇએ. એ પ્રમાણે એક ગરીબ પરંતુ જ્ઞાની પુરૂષ નિશ્ચય કરીને તરત મહાલય તરફ ચાલતો થયો. અને મહાલયમાંની કોઇ પણ વસ્તુ ઉપર દૃષ્ટિ ન કરતાં એકદમ મહારાજા દ્રઢધન્વાને યોગેન્દ્ર અબધૂતાનંદ સાથે વાર્તાલાપ કરતાં જોયો કે તરતજ મહારાજા દ્રઢધન્વાએ આનંદ દર્શક તોપો ફોડાવી પરિપૂર્ણ સત્કાર પૂર્વક લક્ષ મુદ્રિકા પ્હેલા ગરીબ પરંતુ જ્ઞાની પુરૂષને સમર્પણ કરી પોતાની નિકટ બિરાજમાન થયેલા યોગેન્દ્ર અબધૂતાનન્દને નિચે પ્રમાણે કહેવા લાગ્યા.

" भगवन्! यह संसारस्थ अनेकानेक जीवोंमेंसे बहुतसे जीवों "
" असत्यमार्गपर क्यों चल रहा है! इस प्रकारका आपने प्रश्न किया- "
" था उसका प्रत्युत्तर आपकुं प्राप्त हुआ या नहि! कृपानिधे! "
" देखिये! संसारकी कैसी विचित्र रीतिहै! क्योंकिः—यह समग्र प्रजा "
" जैसै यह असत्य उद्यानकों देखनेमें लीन हुई किन्तु मेरे संशोधन "
" हितार्थ ध्यान नहि दिया. महात्मन्! यह द्रष्टान्तका रहस्य यह है "
" कि इसी प्रकारसे यह समग्र संसार असत्यभाव समलंकृ मायाके "
" मनोकल्पित रचना, घटना के निकट जाते है. परंच इस माया "
" सम्बंधीय कार्यकों असत्य जानकर अपने शरीर रूप महालयमे "
" गुप्त स्वरूपसे बेठा हुआ आत्मदेव रूप महाराजाकी निकट नहि "
" जा सक्ते है, यदि जावैं तो फिर आपही कृत्यकृत्य हो जावैं "
" परंतु ऐसै सद्विचार सम्पन्न अधिकारी बहुत कम होनेसेहि यह "
" सारा संसार असत्य मार्ग पर चल रहा है. " એ પ્રમાણે મહારાજા દ્રઢધન્વાનાં વચન શ્રવણ કરી પોતાના પ્રશ્નના ઉત્તમોત્તમ પ્રત્યુત્તરથી અત્યંત સંતુષ્ઠ થવા લાગ્યા. અને મહારાજા દ્રઢધન્વાની આવી અદ્વિતિયા વિજ્ઞાન સમ્બંધી શક્તિ જોઇ તેમને પૂર્ણ પ્રસન્નતા પૂર્વક ધન્યવાદ પ્રદાન કરવા લાગ્યા. તત્પશ્ચાત્ મહારાજા દ્રઢધન્વાના આગ્રહથી મણિપુરમાં કેટલાક કાળ સુધી જ્ઞાનચર્ચા કરી આનંદને પામવા લાગ્યા. અંતિમ્ મહારાજા પાસેથી આજ્ઞા માંગી યોગેન્દ્ર અબધૂતાનન્દ

તિર્થ સ્થળોમાં વિચરવા લાગ્યા. પ્રિયવર મુમુક્ષુવર્મા ! આ દૃષ્ટાન્તથી આપ, રુડે પ્રકારે જાણી શક્યા હશો કે, લાખો મનુષ્યોમાંથી એકાદ વ્યક્તિજ માયાના પ્રબળ પાસમાંથી મુક્ત થઇ મોક્ષમન્દિરમાં પ્રવેશ કરવાને ભાગ્યશાળી થાય છે. કર્મકાંડ, ઉપાસના કાંડ, અને જ્ઞાન કાંડ, એ ત્રણે ઉપયુક્ત છે. અને તેથીજ ઉત્તરોત્તર એ ત્રણે કાંડ પરાયણું થવાની સજ્જન પુરૂષોને આવશ્યકતા છે. રાજર્ષિ મુમુક્ષુવર્મા ! શુષ્કજ્ઞાન, અને શુષ્કજ્ઞાનીઓના સંબંધમાં મેં આપને સારી રીતે સમજાવ્યું છે. હવે હું આપને કર્મકાંડ અર્થાત્ આહ્નિક કર્ત્તવ્ય સંબંધી યત્કિંચિત્ પણ સારાંશ સ્વરુપે કહું છું તે આપ સર્વ મુમુક્ષુ મંડળ લક્ષ્યમાં રાખશો. જૂઓ, આ બારમો સોપાન દેખાય છે. ચાલો આપણે સર્વ મુમુક્ષુઓ એ બારમા સોપાન ઉપર શ્રદ્ધા પૂર્વક ચ્હડીએ. જૂઓ એ દ્વાદશ સોપાન ઉપર શું લખ્યું છે. વાંચો ! આ બારમા સોપાન ઉપર જિજ્ઞાસુએ જાગૃત ક્યારે થવું ? એ પ્રમાણે લખ્યું છે. હવેથી થોડુંક કર્મકાંડ સમ્બંધી કહું છું તે બરાબર લક્ષ્યમાં રાખશો એટલુંજ નહિ પરંતુ તે પ્રમાણે આચરણમાં લાવશો એ પ્રમાણે મ્હારી પુનઃ પુનઃ આપને સૂચના છે.

“ जय हो वेदोक्त सनातन धर्मनो ! ”



---



# द्वादश—सोपान.

## जिज्ञासुए जागृत क्यारे थवुं !

ब्राह्मे मुहूर्ते बुद्धयेत धर्मार्थावनु चिन्तयेत् ॥ (मनुभगवान्)

**ભાવાર્થ**-બ્રાહ્મ મુહૂર્ત્તમા જાગૃત થાય અને ધર્મ તથા અર્થનું અનુચિતન કરે

રાત્રેઃ પશ્ચિમ યામસ્ય મુહૂર્તો ય સ્તૃતીયકઃ॥
સ બ્રાહ્મ ઇતિ વિજ્ઞેયો વિહિતઃ સપ્રબોધતે ॥ ૪૮ ॥

( श्रीविष्णुपुराण )

**ભાવાર્થ**—રાત્રીના પાછલા પ્રહરનો જે ત્રીજો મુહૂર્ત્ત છે તે બ્રાહ્મ મુહૂર્ત્ત છે એમ જાણવું અને તે જાગૃત થવામાં વિહિત છે.



ત્સ મુમુક્ષુવર્મો ! આ સંસારમાં પ્રત્યેક મુમુક્ષુ પ્રાણીએ પોતાના ધર્મ તથા આયુષ્યની વિવૃદ્ધિ અને સંરક્ષણાર્થ પાછલી છ ઘટિકા રાત્રી રહે ત્યારે નિદ્રાનો ત્યાગ કરી પોતાના ઇષ્ટ દેવાદિનું સ્મરણ કરવું. કદાચ એટલું વ્હેલું ન ઉઠાય તો ચાર ઘટિકા કિંવા બે ઘટિકા રાત્રી રહે ત્યારે ઉઠવું પરંતુ ભગવાન્ સૂર્ય નારાયણના ઉદય પછી ઉઠવું એ ધર્મ, આયુષ્ય, લક્ષ્મી અને આરોગ્યતા આદિનો નાશ કરનારૂં ગણાય છે. માટે પ્રત્યેક પ્રભુપદ પ્રેમી વિવેકી પુરૂષે મોક્ષ મંદિરમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખનારાએ પ્રયત્ન પૂર્વક ભગવાન્ સૂર્ય નારા-

મણુના ઉઠવાથી પ્રથમ જાગૃત થવાનો-ઉઠવાનો આભ્યાસ પાડવો સર્વ પ્રકારે શ્રેષ્ઠ છે. એવી રીતે વ્હેલા જાગૃત થઈ પ્રથમ માંગલિક પદાર્થોનું દર્શન કરવું. પ્રાતઃકાળમાં જાગૃત થઇને કયા પદાર્થોનું દર્શન કરવું તત્સંબંધી શ્રી કાત્યાયન નામના મહર્ષિએ કહ્યું છે કેઃ—

रोचनां चन्दनं गंधं मृदङ्गं दर्पणं मणिम् ॥
गुरुमग्निं रविं पश्येन्नमस्ये त्प्रातरेवहि ॥ ४९ ॥
श्रोत्रियं सुभगामग्निं गां मृगं धार्मिकं महीम्
प्रातरुत्थाय यःपश्येत् स आपद्भयः प्रमुच्यते ॥ ५० ॥

ભાવાર્થ–ગો રોચના, ચંદન, ગંધ, મૃદંગ, દર્પણ, મણિ, સદ્‌ગુરૂ, અગ્નિ, અને સૂર્ય નારાયણને પ્રાતઃકાળમાં જૂએ અને નમસ્કાર કરે. વળી પ્રાતઃકાળમાં ઉઠીને જે પુરૂષ શ્રોત્રિયને, માતાને, અગ્નિને, ગાયને, મૃગને, ધાર્મીક પુરૂષને અને પૃથ્વિને જૂએ છે, તે આપત્તિથી મુક્ત થાય છે ત્યાર પછી ભગવતી પૃથ્વિ દેવીની ક્ષમા માગવી. પોતાના શયનસ્થાનનો ત્યાગ કરી ત્રણ કડૂષ ( કોગળા ) કરી તથા મુખ અને નેત્ર ધોઇ આચમન લઇ મલમૂત્રનો ત્યાગ કરવા જવું એ સંબંધી મહર્ષિ અંગિરાએ પણ કહ્યું છે કેઃ—

उत्थाय पश्चिमे रात्रे तत आचम्य चोदकम् ॥
मुख शुद्ध्यर्थ मादौ तु गण्डूष त्रितयं चरेत् ॥

ભાવાર્થ–પાછલી રાત્રિએ જાગૃત થઇને આંખો ધોઇ પ્રથમ મુખ શુદ્ધિને માટે ત્રણ કોગળા કરે, પછી શીતલ જલનું આચમન કરે. પૃથ્વિની ક્ષમા માગવા સંબંધી શ્રીમદનપારિજાત નામક શાસ્ત્રમાં કહ્યું છે કેઃ-

समुद्र वसने देवि पर्वत स्तन मण्डिते
विष्णु पत्नि नमस्तुभ्यं पादस्पर्शं क्षमस्व मे ॥ ५१ ॥

ભાવાર્થ–હે સમુદ્ર રૂપ વસ્ત્ર વાળી ! હે દેવિ ! ! હે પર્વતરૂપ સ્તનથી શોભાવાળી ! હે વિષ્ણુ પત્ની તને નમસ્કાર હો ! મ્હારા ચરણસ્પર્શને ક્ષમા કરો !

રાજેન્દ્ર ! જે મનુષ્યો પ્રમાદને વશ થઇ પ્રાતઃકાળમાં વ્હેલા જાગૃત થતા નથી તે મનુષ્યો પોતાના ધર્મ, આયુષ્ય, વૈભવ અને આરોગ્યથી સર્વથા પતિત થાય છે. વળી આપણા ભારત વર્ષમાં જે જે મનુષ્યો પ્રખ્યાત પુરૂષો, તરીકે પંકાઇ મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાને ભાગ્યશાળી થયા છે, તે તે મનુષ્યો સર્વ પ્રાતઃકાળમાંજ વ્હેલા ઉઠતા હતા. એ પ્રમાણે તેમના ચારિત્ર્યથી નિષ્કર્ષ થાય છે. માટે ઉત્તમ પુરૂષ થવાની ઇચ્છા રાખનારે મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળાએ સર્વથા સૂર્યનારાયણની પ્રથમ જાગૃત થવું ઉચિત છે. પ્રાતઃકાળમાં વ્હેલા ઉઠીને પોતાના પ્રત્યેક દિવસનાં કર્તવ્યનું પોતાની નિર્મલ બુદ્ધિ દ્વારા પોતાના અંતઃકરણમાં અવલોકન કરવું કે—અહો ! ગત દિવસે મેં શું શું કર્યું ? આ સંસારમાં મારૂં શું ર્ક્તવ્ય છે ? હું કોણ છું ? મારૂં આગમન કયાંથી થયું છે ? મારે કયાં જવાનું છે ? મ્હારૂં કુટુમ્બ ઉન્નતિમાં છે કિમ્વા અવન્નતિમાં છે? મ્હારા જ્ઞાતિની અધુના કેવી સ્થિતિ છે ? મ્હારી પોતાની કેવી રીતે ઉન્નતિ થાય? મારા દેશ ( મ્હારી માતૃ ભૂમિ ) ની શી સ્થિતિ છે ? ઇત્યાદિ શુભ સંકલ્પોનું ચિંતવન કરવું, એ પ્રમાણે ચિંતવન કરનાર માનવી આ સંસારમાં સર્વથા ઉન્નતિને પ્રાપ્ત થાય છે પરંતુ જે પ્રમાદીજનો ભગવાન્ સૂર્યોદય પછી પણ પોતાની પથારીમાં પડયા પડયા સડયા કરે છે, ઉંઘે છે તેવા માનવીઓ પોતાના ઉન્નતિ પથમાંથી પતિત થાય છે. કારણ કે શ્રી રત્નાવલી શાસ્ત્રમાં કહ્યું છેઃ—

**ब्राह्मे मुहूर्ते या निद्रा सा पुण्यक्षयकारिणी**
**तां करोति द्विजो मोहात् पाद ृच्छेण शुध्यति ॥९२॥**

ભાવાર્થ—બ્રાહ્મ મુહૂર્ત્તમાં જે નિદ્રા છે તે પુણ્યને ક્ષય કરનારી છે; જે દ્વિજ મોહથી તે કાળમાં નિદ્રા કરે છે. તે પાદ કૃચ્છથી શુદ્ધ થાય છે. વળી શ્રી વિષ્ણુ ભગવાન્ કહે છે કે,

**शयनादुत्थितोयस्तु कीर्तयेन्मः सूदनम् ॥**
**कीर्तनात्तस्य पापानि नाशमायान्त्यशेषतः ॥ ९३ ॥**

ભાવાર્થઃ—શયનમાંથી જાગેલો જે પુરૂષ પરમાત્માનું કીર્તન કરે છે, તે કીર્તનથી તેના પાપો સંપૂર્ણપણે નાશ પામે છે.

રાજેન્દ્ર મુમુક્ષુ ! આપણા આર્યધર્મશાસ્ત્રમાં એવી રીતે પ્રત્યેક્ કાર્યનું બહુજ સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરવામાં આવેલ છે. તેનું એજ કારણ કે આર્ય પ્રજાની સર્વથા ઉન્નતિ થાય ! પ્રાચીન કાળના ઋષિ મુનિઓએ આપણા ઉપર મહાન્ દયા કરી જે જે સાંસારિક અને પારમાર્થિક નિયમો નિર્માણ કર્યા છે તે ખરેખર સર્વાંશે પાળવા લાયક અને કલ્યાણ કારક છે. હવે આપને મલમૂત્ર ત્યાગ કેમ કરવું તે વિશે કહું છું તે આપ સર્વ એકાગ્ર વૃત્તિથી શ્રવણ કરશો એવી આશા છે. ભગવદ્ ભકિત ભાજન સમગ્ર મુમુક્ષુમંડળ ! આપ સર્વ શાંત ચિત્તથી પરીપૂર્ણ પ્રેમભાવથી આ વેદોક્ત સદ્બોધને શ્રવણ કરો છો તે જોઇ મ્હારા અંતઃકરણમાં મ્હને અત્યંત આનન્દની પ્રાપ્તિ થાય છે એટલુંજ નહિ પરંતુ અધિકારીઓને યોગ્ય અધિકાર પરાયણ જોઇ મ્હને વિશેષ કહેવાની શુભેચ્છા પ્રકટ થાય છે. ચાલો હવે આપણે તેરમા સોપાન ઉપર ચ્હઢીએ.





# त्रयोदश सोपान.

## मलमूत्र परित्याग, शौच, दंतधावन, स्नानविधि.

शौचे यत्न:सदाकार्य शौचमूलोहि द्विज स्मृत ॥
शौचाचार विहिनस्य समस्ता निष्फलाः क्रियाः ॥४॥
(श्री दक्षऋषि.)

**ભાવાર્થ:**—શૌચ=પવિત્ર પણામાં સર્વથા યત્ન કરવો જોઇએ, કેમકે શૌચ રૂપ હેતુથીજ દ્વિજ કહેલો છે શૌચ અને આચાર રહિતની સમગ્ર ક્રિયા નિષ્ફળા છે= ફળ વિનાની છે. ( શ્રી દક્ષસ્મૃતિ. )



રમ પ્રેમભાજન વત્સ મુમુક્ષુવર્મન્ ! વર્ત્તમાન-કાળમાં ધાર્મિક કર્ત્તવ્ય સમ્બધી ઉપદેશના અભા-વથી દ્વિજ વર્ગ ઘણે અંશે કર્મકાંડથી ભ્રષ્ટ થતો જાય છે, એ અત્યંત શોચનિય વાર્તા છે તેમને સુધારી સંસ્કારી કરવા પ્રાજ્ઞ પુરૂષોએ પ્રયત્નશીલ થવું એ સર્વથા સ્તુત્ય કાર્ય છે રાજર્ષિ ! બ્રાહ્મમૂહુર્ત્તમાં જાગૃત થયા પશ્ચાત્ મલમૂત્ર ત્યાગ કરવા સમયે જો સર્વ પ્રકારની અનુકૂળતા હોય તો રાત્રિના ભાગમાં દક્ષિણ દિશા તરફ તથા દિવસના ભાગમાં ઉત્તર દિશા તરફ મુખ રાખી સાથેના જલપાત્રને જમણા હાથ તરફ મૂકી, બે-સીને મૌન પણે, મલમૂત્રનો ત્યાગ કરવો સર્વથા સુખદાયક છે મલ-મૂત્ર પરિત્યાગ સમયે કંઠમાં લાંબા કરેલા ઉપનયન ( જનોઇ ) ને જમણા કાન ઉપર વિંટાળી રાખવું તથા મસ્તક ઉપર વસ્ત્ર વીંટવું

અને નાસિકાને વસ્ત્રથી ઢાંકવું ઉચિત છે. વળી લીલા તૃણ ( ઘાસ ) ઉપર, કીડીઓનાં દર ઉપર, જળમાં, દેવાલય સમ્બંધી સ્થળમાં, અગ્નિ ઉપર, જળાશયની સાનિધ્ય, ભસ્મી–રાખ ઉપર, ગોમય ઉપર, ગોશાળામાં, પર્વતનાં ઉંચા શિખર ઉપર, શ્મશાનભૂમિમાં, પડી જવાનો ભય ઉદ્ભવે એવા સ્થાનમાં, ઉદ્યાનની સમીપમાં, પ્રવાસી જનોને વિશ્રામ લેવાના સ્થળમાં, વૃક્ષના મૂળમાં, ઉભાં ઉભાં, ચાલતાં ચાલતાં, ખેડેલા ખેતરમાં, તથા અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્ર, સ્ત્રી, ગુરૂ, અને બ્રાહ્મણ એમની સન્મુખમાં મલમૂત્રનો ત્યાગ કરવો સર્વથા નિષેધ છે. વત્સ ! વર્ત્તમાનકાળમાં અનેક પ્રકારનાં રોગોથી મનુષ્યો રીબાય છે એ સર્વ દૂર્ગંધના પ્રતાપથીજ દુઃખી થાય છે માટે જેમ બને તેમ દૂર્ગંધીવાળા પદાર્થોથી દૂર રહેવું ઉચિત છે. મલમૂત્ર ત્યાગ કર્યા પછી સ્વચ્છ જલદ્વારા તે અંગો ધોવાં જોઇએ. મલમૂત્ર ત્યાગ કરવા સમયે પીતળ આદિ ધાતુનું પાત્ર જો સાથે લઇ જવામાં આવ્યું હોય તો તેને બે વાર જલથી અને મૃતિકાથી ઘસવું. આ સાધારણ શૌચ સર્વ મનુષ્યોને એક સરખો પાળવા લાયક છે. ગૃહસ્થથી બ્રહ્મચારીએ બમણું શૌચ કરવું, અને સંન્યાસીએ ચાર ગણું શૌચ કરવું શાસ્ત્ર સમ્મત છે. આજકાલના કેટલાક કહેવાતા બ્રહ્મચારીઓ અને શુષ્કજ્ઞાની સંન્યાસીઓ શૌચથી પતિત થયેલા દેખવામાં આવે છે તે ખરેખર શોચવા લાયક વાર્તા છે. કારણકે શૌચ=પવિત્રતા એ ધર્મનું પાંચમું લક્ષણ છે. અને તેથી જેટલું શૌચ પાળવામાં આવે તેટલું સારૂં છે. જ્યાં સુધી, આપણને ક્ષુધા લાગે છે=જમવાની ઇચ્છા થાય છે, જ્યાં સુધી આપણને વસ્ત્ર પ્હેરવાનું જ્ઞાન છે, અને જ્યાં સુધી આપણને મલમૂત્રનો ત્યાગ કરવા જવું પડે છે, ત્યાં સુધી સર્વ પ્રકારે કર્મકાંડના અંગો-ઉપાંગોનું આદર કરવું રે આદર કરવુ, એટલુંજ નહિ પરંતુ તેનો પ્રચાર કરવો એ જ્ઞાની પુરૂષોનું પ્રથમ કર્તવ્ય છે. કારણ કે ઉત્તમ કર્મોનું અનુષ્ઠાન કરવાથીજ પુરૂષ શબ્દનું સાર્થક થાય છે; નહિ તો પુરૂષ અને પુરીષમાં શો ભેદ છે? અર્થાત્ જે પુરૂષ પોતાના ઉત્તમ આચારથી પતિત હોય છે તે પુરૂષ નહિ પરંતુ પુરીષ ( વિષ્ઠા ) સમાન છે. એ પ્રમાણે શૌચ કર્યા પછી દંતધાવન કરવું.

પ્રિય મુમુક્ષુવર્ગો ! ટચલી આંગળીના અગ્ર સમાન જાડું, છાલ

સહિત, ગ્રંથિ તથા છિદ્રવિનાનું, સરલ અને આઠ કિંવા બાર આંગળ લાંબું એવું દાતણ લેવું. વળી તે સૂકું, સડેલું કિમ્વા જીવડાવાળું ન હોવું જોઇએ. દાતણ કરતી વેળા પ્રત્યેક્ ગૃહસ્થને આ મંત્ર વેદમાં કથન કરવાને કહ્યું છે; તે જે જીજ્ઞાસુને ઇચ્છા ઉદ્ભવે તેણે આ મંત્રનું ઉચ્ચાર કરવું. શ્રવણ કરો એ મંત્ર આ પ્રમાણે છે.

ॐ आयुर्बलं यशोवर्चः प्रजाः पशुन् वसूनिच ॥
ब्रह्मप्रज्ञांच मेधां च त्वं नो देहि वनस्पते ॥ ५५ ॥

એ પ્રમાણે મંત્રોચ્ચાર કરી પછી દાતણને ધોઇ ઉત્તર, પૂર્વ કિમ્વા ( ઘરમાં દાતણ કરતા હોઇએ તો ) ઘરના દ્વાર ભણી મુખ રાખી તેને ચાવવું ને તેના એક આંગળને આશરે થયેલા કુણા કુચાથી દાંતને શુદ્ધ કરવા. ત્યારબાદ તેની ચીરથી અથવા ઉલ્લેખિની ( સોના, રૂપા અથવા તાંબાની ઓલ ઉતારવાની ચીર ) થી ઓલ ઉતારવી આવશ્યક છે. એ પ્રમાણે ઓલ ઉતાર્યા પછી પોતાના મુખની શુદ્ધિ હિતાર્થ બાર કોગળા કરી ભગવાન્ સૂર્યનારાયણને નમસ્કાર કરવા. કદાચ તરતમાં આવશ્યક કાર્ય પ્રસંગે સ્નાન ન થઇ શકે એમ હોય તો **ॐ अपवित्र पवित्रो वा सर्वावस्थां गतोपिवा यःस्मरेत् पुण्डरीकाक्षं स बाह्याभ्यन्तरं शुचि** ॥૫૬॥ આ મંત્રથી માર્જન કરી પ્હેરેલું વસ્ત્ર તરત બદલી નાંખવું. ગૃહસ્થાશ્રમીએ જે દિવસે દાતણ ન મળી શકે તે દિવસે અથવા અમાવાસ્યા, શ્રાદ્ધ, કિમ્વા ઉપવાસાદિને દિવસે વૃક્ષનાં પત્રો-પાંદડાં, અથવા રાખથી તર્જની વિનાની બીજી આંગળીદ્વારા દાંતને શુદ્ધ કરવા જોઇએ. દાતણ ગૃહણ કરવા. યોગ્ય કાષ્ટનો નિયમ આ પ્રમાણે છે. કાંટાવાળાં વૃક્ષોનાં, જેમાંથી દૂધ સમાન ચીકાશ નીકળે તેવાં વૃક્ષોનાં, અને અઘેડા આદિ કાષ્ટોનાં કરવાં તેમાં પણ સમય, દોષ અને પોતપોતાની પ્રકૃતિનો વિચાર કરી વૃક્ષના કાષ્ટને ગ્રહણ કરવાં. અને કદાચ્ દાંત શુદ્ધ કરવાનો ભુકો પણ યોગ્ય હોય તો તે ગ્રહણ કરવામાં બાધ નથી. ત્યાર પછી સ્નાન કરવું. સ્નાનના સંબંધમાં મહર્ષિ યાજ્ઞવલ્કયજી વદી ગયા છે કેઃ—

**गुणादश स्नान परश्वसाधो ! रुपंच तेजश्च बलं च शौचम्॥**
**आयुष्यमारोग्यमलोलुपत्वं दुःस्वप्ननाशश्च यशश्चमेधा ॥५७॥**

**ભાવાર્થ:**—હે સાધો ! રૂપ, તેજ, બળ, પવિત્રતા, આયુષ્ય, આરોગ્ય, અલોલુપપણું, દુઃસ્વપ્નનાશ, યશ અને બુદ્ધિ એ દશ ગુણો સ્નાનમાં છે.

પ્રિય મુમુક્ષુવર્મન્ ! ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે પુરૂષાર્થને સમ્પાદન કરવાનો સર્વ આધાર સ્થૂલ શરીર ઉપર રહેલો છે. અર્થાત્ જો શરીર આરોગ્ય હોય તોજ આ ચારે પુરૂષાર્થ સાધી શકાય છે. એટલા માટેજ પ્રાતઃસ્નાનની આપણા પરમ પૂજ્યપાદ ઋષિ–મુનિઓએ આવશ્યકતા પ્રતિપાદન કરી છે. તેમજ અધિકાર પ્રમાણે દીર્ઘદર્શિ ઋષિઓએ જિજ્ઞાસુ પ્રજાના કલ્યાણાર્થ અનેક પ્રકારનાં સ્નાન નિર્માણ કર્યાં છે પરંતુ તે સ્નાનો જ્યારે શરીર અસ્વસ્થ હોય ત્યારે જ કરવાનાં છે એ અવશ્ય ધ્યાનમાં રાખવું. શરીર આરોગ્ય હોય, ત્યારે ગૌણ સ્નાન કરી સંધ્યાદિ નિત્યકર્મ કરવું એ કોઇ પણ સમયે અધિકારી પુરૂષને આદરણીય નથી. "ॐ आपो हिष्टामयो भुवस्तान उर्ज्जे दधातन महेरणायचक्षसे ॥१॥ ॐ यो वः शिवतमो रसस्तस्य भाजयतेहनः उशतीरिवमातरः ॥ २ ॥ ॐ तस्माऽ अरङ्गमामवो यस्य क्षयाय जिन्वथ आपो जन यथा च नः ॥ ५८ ॥ આ સંપૂર્ણ મંત્રવડે પોતાના શરીરને પ્રોક્ષણ કરવું તેને શાસ્ત્રમાં મંત્રસ્નાન કહે છે. ભગવતી ગાયત્રીના દશ મંત્રથી જળને મંત્રી તે જળથી પોતાના શરીરને પ્રોક્ષણ કરવું તેને શાસ્ત્રમાં ગાયત્ર્યસ્નાન કહે છે. વળી ભસ્મથી સ્નાન કરવું અર્થાત્ પોતાના શરીરના ભાગોને થોડી થોડી ભસ્મી લગાડવી તેને શાસ્ત્રમાં આગ્નેયસ્નાન કહે છે. તથા વસ્ત્ર પલાળી તેવડે શરીરને લુછવું તેને શાસ્ત્રમાં કાપિલસ્નાન કહે છે, વળી મૃતિકાથી સ્નાન કરવું તેને શાસ્ત્રમાં પાર્થિવ સ્નાન કહે છે. અને આત્મચિંતવન કરવું તેને શાસ્ત્રમાં માનસ સ્નાન કહે છે. એ પ્રત્યેક્ ગૌણ સ્નાનના સમયમાં પણ દેશ કાલનો ઉચ્ચાર કરી "સંધ્યાદ્યધિકારાર્થં અમુક સ્નાનમહંકરિષ્યે" એ પ્રમાણે અવશ્ય ઉચ્ચાર કરવો અને ઉપર કહેલા ગૌણ સ્નાનમાંથી જે અનુકૂલ આવે તે સ્નાન કરવું અધિકારીઓને સર્વથા ઈષ્ટ છે. પરંતુ એ સર્વ ગૌણ સ્નાનો શરીરમાં વ્યાધિ હોય ત્યારે કરવાનાં છે એ ફરી પણ આપ સર્વ મુમુક્ષુઓએ ધ્યાનમાં રાખવું જોઇએ. એ પ્રત્યેક્ સ્નાનને અંતે ધોયેલું વસ્ત્ર ધારણ કરી તથા ધોયેલું ઉપવસ્ત્ર ધારણ કરવું. રાજેન્દ્ર ! ઉપરના ગૌણ સ્ના-

નોથી જપ, સંધ્યા ઇત્યાદિ કરી શકાય છે પરંતુ શ્રાદ્ધ કર્મ, દેવપૂજન ઇત્યાદિ કરી શકાતાં નથી એ સર્વ તમારે બરાબરા ધ્યાનમાં રાખવું. આપણા વૈદિક ધર્મ પરાયણ ઋષિમુનિઓએ સ્નાન કરવાની અત્યંત આવશ્યકતા પ્રતિપાદન કરી છે, તેનું કારણ એ છે કે સ્નાનથી અનેક પ્રકારના શારીરિક લાભો પણ પ્રાપ્ત થાય છે. પવિત્રતાશૌચ એ આર્ય-ધર્મનું પાંચમું અંગ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. પ્રિયવરમુમુક્ષુ ! આપણા સિવાય ઇતર ધર્માનુયાયી પ્રજા પણ સ્નાનાદિક પ્રત્યે પરિ-પૂર્ણ ભાવ ધારણ કરે છે, અને તેથી કયારે ભૂલે ચૂકે પણ તમે સ્નાન કર્યા સિવાય ભોજન કરશો નહિ. એ પ્રમાણે આપને મ્હારી પરમા-જ્ઞા છે, અને એ મ્હારી પરમાજ્ઞાનું તમે જો પરિપાલન કરશો તો તમને આ સંસારમાં સર્વ પ્રકારે સુખની પ્રાપ્તિ થશે. પ્રિયતમ મુમુક્ષુવર્ગો અને સર્વ મુમુક્ષુમંડળ ! ચાલો હવે આપણે ચતુર્દશ સોપાન ઉપર ચ્હઢીએ. જૂઓ એ સોપાનમાં યજ્ઞોપવિત ( જનોઇ ) કેવી રીતે બનાવવી ? એ પ્રમાણે લખ્યું છે. તેથી હવે હું આપને આર્યધર્મના મૂખ્ય સ્તંભ સ્વરૂપ યજ્ઞોપવિત સમ્બંધી રહસ્ય કહું છું તે આપ સર્વ શાંત સ્વભાવથી શ્રવણ કરશો એવી આશા છે.





# चतुर्दश सोपान.

## " यज्ञोपवित ( जनोइ ) केवी रीते बनाववी ? "

" मातुरग्रेधिजननं द्वितीयंमौंजिबंधने " ॥ ५९ ॥

( मनुस्मृति, अध्याय २ जो. )

ભાવાર્થ:-પોતાની માતા થકી થયેલો જે જન્મ તે દ્વિજનો પ્રથમ જન્મ જાણવો, અને ઉપનયન સંસ્કારથી થયેલો જન્મ તે બીજો જન્મ જાણવો.



પ્રિયતમ મુમુક્ષુવર્ગો ! યજ્ઞોપવિત માટે સૂત્ર લેવું તે બ્રાહ્મણે કિંવા સધવા અથવા વિધવા બ્રાહ્મણી ઇત્યાદિકોએ કાંતેલું લેવું. વળી અનધ્યાયના દિવસો ( પ્રતિપદા, અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા અને અમાવાશ્યા વિનાના દિવસો ) એ પ્રાતઃકાળનું નિત્યકર્મ કરી ભોજન વિના મધ્યાન્હકાળની પ્રથમ હાથપગ ધોઇ આચમન લઈ પવિત્ર સ્થાનમાં પૂર્વાભિમુખ કિંવા ઉત્તરાભિમુખ બેસી ડાબા હાથની પાસેપાસે રાખેલી ચાર અંગૂલિઓના મૂલમાં છન્નુ ( ૯૬ ) વાર સૂત્ર વીંટી તેને ત્રેવડું કરવું ( તે પ્રમાણના બીજા બે ત્રાગડા તેની સાથે મેળવવા ) પછી તેને જળથી ધોઇ ઉર્ધ્વવૃત્ત ( ડાબી તરફ વળી જાય એમ ) વણી પુનઃ તેને ત્રેવડુ કરી અધોવૃત્ત ( જમણી તરફ વળી જાય એવી રીતે ) વણવું. એ પ્રમાણે નવ સૂત્ર થાય છે. પછી તે નવ સૂત્રને ત્રણ વાર પ્રદક્ષિણા વર્તન રીતે વીંટી પાકી ગાંઠ દેવી. યજ્ઞોપવિતમાં

જે જે વૈદિક મંત્રોદ્વારા દેવતાઓનું આવાહન કરી તેમને યોજવાના છે તે તે આપને હુ આગળ સવિસ્તાર વર્ણવીને કહીશ.

રાજેન્દ્ર! કદાચ યંત્રમાં સિદ્ધ થયેલ સૂત્રથી યજ્ઞોપવિત કરવાની આવશ્યકતા જણાય તો પ્રથમ દશ ગાયત્રીમંત્રથી જલમંત્રી તે વડે તે સૂત્રનું પ્રોક્ષણ કરી પછી યજ્ઞોપવિત બનાવવું, તથા સ્તનથી ઉંપર અને નાભીથી નીચે યજ્ઞોપવિત ધારણ કરવું નહિ, વળી બીજાએ પ્હેરેલું, છિન્નભિન્ન થયેલું, નીચે ઉતરેલું, અને ભોજન કર્યાં પછી બનાવેલું એવું જે યજ્ઞોપવિત તેનો ત્યાગ કરી નૂતન ( નવું ) પ્હેરવું તથા ડાબા ખભા ઉપર ધારણ કરેલું, જનોઈને ઉપવિત કહે છે, જમણા ખભા ઉપર ધારણ કરેલા જનોઇને પ્રાચીનાવિત કહે છે, અને કંઠમાં માલિકાની પેઠે પ્હેરેલા જનોઈને નિવીત કહે છે, ચિતાનાં કાષ્ટ, ચિતાનો ધુમાડો, ચાંડાલ, શબ, રજસ્વલા, અને સૂવાવડી સ્ત્રી એમનો સ્પર્શ થાય તો સ્નાન કરી તે યજ્ઞોપવિતનો ત્યાગ કરી વિધિપૂર્વક બીજું પ્હેરવું. યજ્ઞોપવિતને નિવીત કરી તેને કાન ઉપર વિંટયા વિના મલમૂત્રનો ત્યાગ કરવામાં આવે તો તે જનોઇનો ત્યાગ કરી અન્ય ધારણ કરવું જોઇએ.

પ્રિય મુમુક્ષુ! કદાચ્ પ્રમાદથી યજ્ઞોપવિત જતું રહ્યું હોય તો મંત્ર રહિત યજ્ઞોપવીત ધારણ કરી ચાર ધૃતાહુતિનો હોમ કરી પછી વિધિ પૂર્વક નવું યજ્ઞોપવીત ધારણ કરવું તેમાં પણ બ્રહ્મચારીએ એક જનોઇ પ્હેરવું, ગૃહસ્થાશ્રમીએ બે કે તેથી વધારે પ્હેરવાં. વળી અભ્યંગ સ્નાન, સમુદ્ર સ્નાન અને માતપિતાની સંવત્સરીને દિવસે કંઠેથી યજ્ઞોપવિત કાઢી તેનું પ્રક્ષાલન કરવું. જનોઈનો નાશ થાય ત્યારે બીજું જનોઇ ન મળે તો વસ્ત્ર અથવા તે ન હોય તો દર્ભથી બનાવેલી દોરી જનોઈની પેઠે કરી તે ઉપવીત પ્હેરતા સુધી ધારણ કરી રાખવી. વસ્ત્ર અને દર્ભની દોરીને ત્રેવડાં કરવાની આવશ્યકતા નથી.

પ્રિય મુમુક્ષુવર્મા! યજ્ઞોપવિતનું અન્ય નામ એ બ્રહ્મસૂત્ર છે. જે જિજ્ઞાસુએ ધારણ કરેલ છે તેજ બ્રહ્મ–વેદ અથવા પરમાત્માને જાણવાને અધિકારી થાય છે. એ પ્રમાણે આપણા પરમ પૂજનીય ઋષિ–મુનિઓ વદી ગયા છે. રાજેન્દ્ર! પ્રત્યેક્ મનુષ્યનું સ્થૂલ શરીર બહુધા પોતપોતાના છન્નુ ( ૯૬ ) આડા આંગળની ઉંચાઇનું હોય છે અને

એમાં રહેલાં આત્માના ચાર *પાદ-માંડૂકયોપનિષત્‌માં પ્રતિપાદન કરવામાં આવ્યા છે. તે બતાવવાને ચાર આંગળા પર છન્નુવાર સૂત્ર વીંટી જનોઇ બનાવવામાં આવે છે.

પ્રથમના ત્રેવડા કરવાથી ત્રણ ગુણો વડે પિંડ બ્રહ્માંડની દ્રશ્ય સ્થિતિ છે એમ સૂચવ્યું, પુનઃ ઉર્ધ્વ વણવાથી એમ સૂચવ્યું કે જેમાં સત્વ ગુણ પ્રધાન ( મૂખ્ય ) છે એવા ત્રણ ગુણો દેહીની ઉર્ધ્વગતિ કરનારા છે ને જેમાં તમોગુણ પ્રધાન ( મુખ્ય ) છે એવા ત્રણ ગુણો દેહીની અધોગતિ કરનારા છે. પછી એ પ્રકૃતિની ઘટમાળમાંથી મુક્ત થવાનો ઉપાય માત્ર ત્રિપદા ( ગાયત્રી ) કિમ્વા વેદત્રયી ( ઋક્, યજુસ્, અને સામ ) જ છે એ પ્રમાણે બતાવવા તેને ત્રેવડું કરવામાં આવે છે. વળી ગ્રંથમાં પ્રવર નાંખી એમ સૂચવવામાં આવે છે કેઃ- પૂર્વે અમારા ગોત્રમાં આટલા ઋષિઓએ બ્રહ્મ ( વેદ ) નું દર્શન કર્યું હતું એ પ્રમાણે યજ્ઞોપવિતના નિર્માણ પ્રકારમાં બહુજ ગુપ્ત સંકેત-રહસ્ય છે. એ રહસ્ય ને મ્હોટા ઋષિઓજ જાણી શકે છે. અને તેથીજ ' अयं तु परमो धर्मो यद्योगे नात्मदर्शनम् ' ॥૯૦॥ (યોગવડેઆત્મ-બ્રહ્મ દર્શન કરવું આજ પરમ ધર્મ છે) એમ જે મહામુનિ શ્રી યાજ્ઞવલ્ક્ય ભગવાન્ પોતાની સ્મૃતિમાં કહી ગયા છે તે પરમ ધર્મની પ્રાપ્તિ માટેજ વદી ગયા છે. બ્રહ્મવિદ્યાના સિદ્ધાન્તના સંકેત-રહસ્ય રૂપ આ બ્રહ્મસૂત્ર, મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખનાર અધિકારીને પ્રાથમિક દીક્ષા આપીને આચાર્ય ( ધર્મગુરૂ ) પ્હેરાવે છે. અને ગાયત્રી જપ તથા પ્રાણાયામાદિનો પ્રબોધ કરે છે.

વત્સમુમુક્ષુવર્મા ! એ પ્રમાણે આ યજ્ઞોપવિતના રહસ્યને જાણી પોતાના કર્ત્તવ્યપરાયણ જે મુમુક્ષુઓ આ સંસારમાં વર્તે છે તેવાજ સજ્જનો મોક્ષમદિરમાં પ્રવેશ કરવાને ભાગ્યશાળી થાય છે પરંતુ કેટલાક કર્મકાંડથી પતિત થયેલા પામર જીવો આ બ્રહ્મસૂત્રના અદ્વિતિય મહાત્મ્યને ન જાણી શાસ્ત્ર વિધિનો પરિત્યાગ કરી યથેચ્છાચારમાં પ્રવર્તે છે તે દ્વિજપદથી પતિત થઇ અંતિમ્ નરકગામી થાય છે. વળી કેટલાક ધનથી ઉન્મત થયેલા પોતાના કર્તવ્યાકર્તવ્યની લવલેશ પણ

---

* सर्वं ह्येतद्ब्रह्मायमात्माब्रह्म, सोऽयमात्मा चतुष्पात् " ઇત્યાદિ શ્રુતિઓ છે. વિશેષ. માંડૂકયોપનિષદ્ જૂઓ.

ભીતિ રાખતા નથી તેઓ પણ ખરેખર ખર જેવા છે. રાજર્ષિ ! કેટલાક પ્રમાદગ્રસ્ત પામર જીવો આ યજ્ઞોપવિત બ્રહ્મસૂત્ર કે જેનો મહિમા મ્હોટા મ્હોટા આર્ષ ગ્રંથોમાં પરિપૂર્ણપણે વર્ણન કરવામાં આવ્યો છે તેને ન જાણી તથા તેવા પૂજ્યપાદ પરોપકારી ઋષિ મુનિઓના પરમપવિત્ર કલ્યાણકારક સિદ્ધાન્તને તિલાંજલી આપી પોતાની ઇચ્છા પ્રમાણે આ ઉપવિત જનોઇને બદલાવે છે અથવા જ્યારે ઉપવિત બદલવાનો પ્રસંગ આવે છે ત્યારે પણ પોતાના ઘરના ખૂણામાંજ એ જનોઇને બદલાવી નાંખે છે. રાજન્ ! હાલમાં આ કળિયુગના સમયમાં માત્ર જનોઇ એ એક નિશાની તરિકે હવે નામ માત્રજ રહેલ છે. અને એ પ્રમાણે ઘણી ખરી આર્ય પ્રજા વર્તે છે એ ખરેખર મ્હોટી ભૂલ છે. અરે ! જ્યારે જનોઇ સમ્બંધી પણ જેને વિશેષ જ્ઞાન નથી એવા અજ્ઞાનીઓને આત્મજ્ઞાનની પ્રાપ્તિ ક્યાંથી થઇ શકે ? એટલા માટે હે મુમુક્ષુવર્મા ! આ યજ્ઞોપવિત કેવા પ્રકારથી ધારણ કરવી ? તે હું આપને સર્વ શાસ્ત્રીય શૈલી અનુસાર સંક્ષિપ્ત રીત્યા વર્ણવીને વદું છું. આશા છે કે તે આપ સર્વ એકાગ્રવૃત્તિથી શ્રવણ કરશો. પ્રિયવર મુમુક્ષુવર્મા ! યજ્ઞોપવિત કેવા પ્રકારથી ધારણ કરવી ? એના સંબંધમાં હું આપના પ્રત્યે જે કઇ સદ્બોધપ્રદાન કરૂં તે સર્વ થોડું છે. તથાપિ હું યત્કિંચિત્ પણ જે કહું છું તે સર્વ, વેદ, શ્રુતિ, સ્મૃતિ, પ્રભૃતિ સચ્છાસ્ત્રોના સિદ્ધાન્તોનું દોહન કરીને જ સારરૂપ કહું છું તે આપ સર્વ મંડળ બરાબર લક્ષ્યમાં રાખશો. અને તે પ્રમાણે ઋષિ સમ્પ્રદાયના અનુયાયીઓને લક્ષ્યમાં રખાવવા શ્રમ સમ્પાદન કરશો. એ મ્હારી પ્રેમપૂર્વક આપ સર્વ સજ્જન સમાજને સૂચના છે. ચાલો ! હવે આપણે પંચદશ સોપાન ઉપર ચ્હઢીએ.





# पंचदश-सोपान.

## यज्ञोपवित ( जनोइ ) केवा प्रकारथी धारण करवुं !

दोहरो.

**जे जन श्रुति सिद्धान्तथी, प्रीत धरी उपवित ॥**
**धारण करे स्वदेहमां, तेने न रहे भीत ॥६१॥(सद्गुरु श्री क्षेमेन्द्र)**

**ભાવાર્થ:**—જે જીજ્ઞાસુ વેદ, શ્રુતિ, સ્મૃતિ પ્રભૃતિ સચ્છાસ્ત્રના સિદ્ધાન્તાનુસાર આ ઉત્તમ ઉપવિત ( જનોઇ ) ને પોતાના દેહમાં ધારણ કરે છે, તેને કોઇનો પણ ભય રહેતો નથી. ( સદ્ગુરૂ શ્રી ક્ષેમેન્દ્ર મહારાજ )



રાજર્ષિ મુમુક્ષુવર્મા ! આ યજ્ઞોપવિત ધારણ કરવાના સંબંધમાં આપણા ઋષિ–મુનિઓએ બહુજ વિસ્તાર પૂર્વક વર્ણવીને કહ્યું છે પરંતુ હું તેમાંથી માત્ર સારાંશ રૂપેજ વર્ણવીને કહું છું. પરંતુ જેટલું કહું છું તેટલુંજ જો ધ્યાનમાં રાખશો તો બહુ સારૂં છે જ્યારે જ્યારે આ યજ્ઞોપવિત બદલવાની આવશ્યકતા જણાય ત્યારે અથવા સૂતકની તથા ઋતુની સમાપ્તીએ, ચાર માસે અથવા આકસ્મિક તૂટી જાય તે પ્રસંગે કેવા પ્રકારથી નૂતન જનોઇ ધારણ કરવું જોઇએ તે આપ સર્વ શ્રવણ કરો.

રાજેન્દ્ર ! પ્રથમ પોતાના હાથપગ ધોઇ પૂર્વાભિમૂખે અથવા ઉત્તરાભિમુખે બેસી આચમન લઇ એક પ્રાણાયામ કરવું પછી પોતાના હાથમાં જલ લઈ अत्राद्य म.ामांगल्य प्रद अमुक मासे

अमुक पक्षे " अमुक तिथौ अमुकवासर मम श्रौत स्मार्त कर्मा नुष्ठान सिद्ध्यर्थे नवीन यज्ञोपवीत धारणमहं करिष्ये " ॥६२॥ એ પ્રમાણે વદીને તે જલ નિચે મૂકવું પછી જનોઈ હાથમાં લઇ તેનું જલથી પ્રક્ષાલન કરવું. પછી દશ ગાયત્રીમંત્રદ્વારા જલનું અભિમંત્રણ કરી તે જલથી યજ્ઞોપવીતનું ચત્તા હાથે સપ્રોક્ષણ કરી પછી જનોઇના નવ તંતુને વિષે નવ દેવતાઓનું આવાહન કરીને તેમને યોજવાં જોઇએ તે આવાહન તથા યોજન નીચે પ્રમાણે કરવો.

१ लुं ॐ ॐकारं प्रथम तंतौ न्यसामि ॥६३॥
२ जुं ॐ अग्निं द्वितीय तंतौ न्यसामि ॥६४॥
३ जुं ॐ नागान् तृतीय तंतौ न्यसामि ॥६५॥
४ थुं ॐ सोमं चतुर्थ तंतौ न्यसामि ॥६६॥
५ मुं ॐ पितृन् पंचम् तंतौ न्यसामि ॥६७॥
६ ठुं ॐ प्रजापतिं षष्ठ तंतौ न्यसामि ॥६८॥
७ मुं ॐ वायुं सप्तम तंतौ न्यसामि ॥६९॥
८ मु ॐ सूर्यं अष्ठम तंतौ न्यसामि ॥७०॥
९ मुं ॐ विश्वान् देवान् नवम तंतौ न्यसामि ॥

પ્રિયમુમુક્ષુ ! એવી રીતે નવ મંત્ર દ્વારા નવ તંતુમાં નવ દેવતાઓને યોજી પછી ગ્રંથિને વિષે ॐ ब्रह्माणं न्यसामि, ॐ विष्णुं न्यसामि અને ॐ रुद्रं न्यसामि એ ત્રણ મંત્ર બોલી બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રનું આવાહન કરી તેમને યોજવા જોઇએ. પછી બન્ને હાથના અંગુઠા, તર્જની તથા મધ્યમા કનિષ્ઠિકા વચ્ચે જનોઇ રાખી પોતાના બન્ને હાથ ઉંચા કરીને આ વેદમંત્ર બોલવો.

ॐ तच्चक्षुर्देव हितं पुरस्ताच्छुक्रमुच्चरत् पश्येम शरदः शतं जीवेम शरदः शतं शृणुयाम् ॥
शरदः शतं प्रब्रवाम् शरदः शतमदीना स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥७१॥

ભવાર્થ:—તે ( પૂર્વોક્ત દેવતાઓ )ની આંખરૂપ દેવતાઓનું હિત કરનાર શુદ્ધ ઉગમણી દિશામાં ઉદય પામતું ( જે સૂર્ય ભગવાનનું તેજ છે તેના ઉપસ્થાનથી અમે ) સો વર્ષ જોઇયે, સો વર્ષ જી-

વીએ, સો વર્ષ સાંભળીએ, સો વર્ષ બોલીએ, સો વર્ષ અદીન (દીનતા -કંગાલતા રહિત ) થઇએ, અને સો વર્ષથી વધારે ( વર્ષ લગી જોઇએ, જીવીએ, સાંભળીએ ઇત્યાદિ ).

એ મંત્ર બોલી જનોઇ શ્રીઆદિત્ય ભગવાન્ ( સૂર્ય ) ને દેખાડવું. ત્યારબાદ નિચે લખેલા વેદમંત્રો ભણવા જોઇએ.

ॐ यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजंपुरस्तात् ॥
आयुष्य मग्र्यं प्राति मुञ्चशुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः ॥७२॥

ત્યાર પછી વળી ॐ यज्ञोपवीतमसि यज्ञस्य त्वा यज्ञोपवीतेनोपनह्यामि " એ પ્રમાણે બોલી જમણો હાથ ઉંચો રાખી ડાબા ખભાપર ડાબા હાથ દ્વારા તે ધારણ કરવુ. ત્યાર પછી આચમન કરી પોતાની શક્તિ પ્રમાણે ગાયત્રીમંત્રનો જપ કરી પછી જૂનુ ઉપવીત ॐ समुद्रं गच्छ स्वाहा " એ મત્ર બોલી શિરોમાર્ગથી કાઢી નાંખવું. અને કરેલો જપ શ્રી સૂર્ય ભગવાનને નિચે પ્રમાણે બોલી અર્પણ કરવો.

"अनेन नव यज्ञोपवीत धारणार्थे कृतेन यथा शक्ति गायत्री जपकर्मणा श्रीसविता देवता प्रीयतां न मम ॐ तत्सत्ब्रह्मार्पणमस्तुः॥७३॥

પ્રિય મુમુક્ષુ ! એ પ્રમાણે જે સંક્ષિપ્ત પણ શાસ્ત્ર વિધિપૂર્વક ઉપવીત ( જનોઇ ) ધારણ કરે છે તેજ ખરેખર દ્વિજ છે અવશિષ્ટ નામ માત્રજ દ્વિજો છે. પરતુ જે દ્વિજ શાસ્ત્ર વિધિ પ્રમાણે ઉપવીત ધારણ કરીને સંધ્યા ગાયત્રી કરે છે. તે દ્વિજ યથાર્થ દ્વિજ છે એટલુંજ નહિ પરંતુ તેવા ( દ્વિજો ) ઓને મોક્ષમંદિરના બારણાં સર્વથા ઉઘાડાં છે. એટલા માટે હવે હું આપને સંધ્યા–ગાયત્રી સંબંધી સદ્બોધ કરૂંછું તે શ્રવણ કરશો. રાજેન્દ્ર ! ચાલો હવે આપણે સર્વ ષોડશઃ સોપાન ઉપર ચ્હઢીએ.

बोलो श्रीसद्गुरु भगवान्नो जय.



# षोडश सोपान.

## संध्या ए श्रेयस्साधकोनुं सर्वस्वछे.

संध्या येन न विज्ञाता संध्या येनानुपासिता ॥
जीवमानो भवेच्छूद्रो मृतःश्वाचाभिजायते ॥७४॥
(श्रीमारिचिऋषि)

संध्याहीनोऽशुचिर्नित्य मनर्हःसर्व कर्मसु ॥
यदन्यत्कुरुते कर्म न तस्य फलभाग्भवेत् ॥ ७५ ॥
(श्रीदक्षऋषि)

ભાવાર્થ:-જેણે સંધ્યા જાણી નથી અને સંધ્યોપાસના કરી નથી તે દ્વિજને જીવતાં શૂદ્ર ગણવો અને મૂઆ પછી તે કુતરો થાય છે. ॥ ૧॥ જે દ્વિજ ( બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય ) સંધ્યા હીન છે તે નિત્ય અપવિત્ર ને સર્વ કર્મમાં અનધિકારી છે ને જે બીજું ધર્મ સંબંધી કર્મ કરે તેનું ફળ પણ તેને મળે નહિ, ( શ્રીમરિચિઋષિ શ્રીદક્ષઋષિ )



પ્રિયતમ મુમુક્ષુવર્યો ? દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય, ) માત્રને સંધ્યા, ગાયત્રી કરવાનો અધિકાર છે અને એવી રીતે જે દ્વિજ સંધ્યા, ગાયત્રી કરે છે તે દ્વિજ ખરેખર દ્વિજ રુપ છે. પ્રાચીન કાળમાં બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ સર્વ સંધ્યા, ગાયત્રી કરતા હતા. પરંતુ આજકાલ ક્ષત્રિય અને વૈશ્ય તો ઠીક પરંતુ બ્રાહ્મણોમાં-થી પણ માત્ર થોડા ઘણાજ સંધ્યા, ગાયત્રી કરે છે એ અવશ્ય ખેદ-

જનક વાર્તા છે. પ્રાચીનકાળમાં સાધારણ દ્વિજો તો શું પરંતુ પરમાત્માના અવતાર રૂપ શ્રી મર્યાદા પુરૂષોત્તમ ભગવાન્ રામચંદ્રજી અને ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્ર સુદ્ધાંત સંધ્યા, ગાયત્રી કરતા હતા. એ પ્રમાણે તેમનાં જીવનચરિત્રોમાંથી સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે. કારણ કે બ્રહ્મવિદ્યા સાથે સંધ્યાનો સંબંધ છે. અને એ બ્રહ્મવિદ્યા–આત્મજ્ઞાન, સંધ્યા–ગાયત્રી કરવાથીજ જીજ્ઞાસુઓને પ્રાપ્ત થાય છે. એ બ્રહ્મવિદ્યા સંસારમાંની સમગ્ર વિદ્યાઓથી અત્યંત શ્રેષ્ઠ વિદ્યા છે. એ બ્રહ્મવિદ્યા અનંતકાળ પર્યંત મુમુક્ષુને કલ્યાણને આપનારી છે, તેથી એ વિદ્યાને જાણનારા બ્રહ્મજ્ઞાની કહેવાય છે. પ્રાચીનકાળમાં અગ્નિ રૂપ સંધ્યાગાયત્રીના આરાધનથીજ બ્રાહ્મણોઋષિઓ અત્યંત પૂજનીય ગણાતા હતા. પોતાના બ્રહ્મતેજથી ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન એ ત્રણેકાળને જાણતા હતા. અને તેથીજ ત્રિકાલજ્ઞ તરીકેની મહાન્ પદવીને તેઓ પ્રાપ્ત થયા હતા. તે ઋષિઓની આ સંસારમાં મહાન્ પ્રતિષ્ઠા હતી; તે એટલે સુધી કે મ્હોટા મ્હોટા રાજા મહારાજાઓ પણ તેમની આગળ હાથ જોડીને ઉભા રહી પોતાનું આસન તે ઋષિઓને બેસવાને માટે આપતા હતા. તેમની આજ્ઞાને મસ્તકપર ચઢાવી સેવા કરતા હતા. અને એવા પવિત્ર ઋષિઓના ચરણકમલનુ પૂજન કરી પોતાને કૃત્ય કૃત્ય માનતા હતા; તેમનાં વચનને વેદવચન રૂપે જાણતા, અને તેમના દર્શનને સાક્ષાત્ પરમાત્માના દર્શન તુલ્ય માનતા હતા. રાજેન્દ્ર ! સ્વધર્મ નિષ્ઠ યુધિષ્ઠિર રાજાયે પોતાના રાજ્યસુયયજ્ઞમાં જ્યારે બ્રાહ્મણોને ભોજન સારૂ બોલાવ્યા ત્યારે "અમે એવા યજ્ઞમાં ભોજન માટે આવતા નથી" એ પ્રમાણે કેટલાક ઋષિઓએ સ્પષ્ટ રીતે જવાબ આપ્યો હતો. એવા તેઓ નિસ્પૃહ–નિસ્તૃષ્ણ અને નિરંકુશ હતા. એ સર્વ પ્રભાવ એ સર્વ મહિમ્નઃ, એ સર્વ શક્તિ, સંધ્યા–ગાયત્રીના તેજની હતી. એ શક્તિ જ્યારથી ઋષિવંશમાંથી દિન પ્રતિદિન ન્યૂનતાને પ્રાપ્ત થતી ગઇ ત્યારથીજ એ પવિત્ર ઋષિવંશની અવન્નતિ થતી ગઇ છે. અને આજકાલ એજ પવિત્ર ઋષિવંશમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણો લોટના માટે ઘેરઘેર ભટકી ભિક્ષા માંગતા પણ પોતાનું પરિપૂર્ણ રીતે પેટ ભરી શકતા નથી એ શું ઓછા ખેદની વાત છે ? શિવ ! શિવ !! હરિ! હરિ! ! અરે જે ઋષિઓને મ્હોટા મ્હોટા રાજા મહારાજાઓ નમસ્કાર કરતા,

અહો તેજ બ્રાહ્મણો આજ કાલ અધમ સ્થિતિનું અવલંબન કરી પોતાનો નિર્વાહ ચલાવે છે. આથી અન્ય અવનતિ શું લેખાય! રાજન્ ! એ સર્વ અધમ સ્થિતિ ત્યારેજ પ્રાપ્ત થઇ છે કે જ્યારે તેઓ પોતાના નિત્યકર્ત્તવ્ય કર્મથી કેટલેક અંશે પતિત થયા છે.

વત્સમુમુક્ષુ! વિશેષ શું વદું. એ સર્વ સંધ્યા–ગાયત્રીનો લોપ કરવાથીજ અધમ સ્થિતિને પ્રાપ્ત થઇ રહ્યા છે, એ શોચનીય સ્થિતિ પ્રાપ્ત થવાનું કારણ કર્મકાંડનો લોપ એજ મૂખ્ય છે. મોક્ષમંદિરની આદ્ય સાધન સ્વરૂપ સંધ્યાના અનાદર કરવાથીજ આ સર્વ અવ્યવસ્થા સંસારમાં જોવામાં આવે છે. અને તેથીજ આ સર્વ ઉલટ પુલટ સ્થિતિ થઇ ગઇ છે માટે હજી પણ જો દ્વિજ પ્રજા સંસ્કારી થઈ પોતાના કર્ત્તવ્ય પરાયણ થાય તો બહુજ આનન્દપ્રદ વાર્તા છે. અરે! જેઓને સંધ્યા–ગાયત્રી સંબધી જ્ઞાન નથી તેવા દ્વિજોને કોની ઉપમા આપવી એ વિચારવાનું હું આપનેજ અર્પણ કરૂં છું. સંધ્યા ગાયત્રી સિવાય સર્વ ધર્મ કર્તવ્ય વ્યર્થ છે એ પ્રમાણે મેં આપ સર્વને શ્રી દક્ષઋષિના વચનથી સમજાવેલ છે. વળી શ્રીવેદભગવાન્ પણઃ–" अहरहः संध्यामुपासीत "–( અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે નિત્ય નિત્ય સંધ્યાવંદન કરવું જોઇએ ) એ મંત્રથી એ પ્રમાણેજ આજ્ઞા કરી છે તે સર્વ મુમુક્ષુ પુરૂષોએ ધ્યાનમાં રાખવાનું છે.

શ્રી મનુભગવાન્ પોતાની મનુસ્મૃતિના બીજા અધ્યાયના શ્લોક ૧૦૩ માં કહે છે કેઃ—

न तिष्ठति तु यःपूर्वां नोपास्ते यश्च पश्चिमाम् ॥
स शूद्रवद् बहिष्कार्यः सर्वस्माद् द्विज कर्मणः ॥७६॥

ભાવાર્થઃ–જે મનુષ્ય ઉભો રહીને પ્રાતઃકાલની સંધ્યા ( અત્ર સંધ્યા એ શબ્દથી ગાયત્રી જપ જાણવો. કેમકે पूर्वां संध्यां जपं स्तिष्ठेत् सावित्री मार्क[illegible] " ઇત્યાદિ મનુભગવાનના વાક્યથી) કરતો નથી અને બેસીને સાયંકાલની સંધ્યા કરતો નથી તેને શૂદ્રના જેવો ગણીને બ્રાહ્મણ, ક્ષત્રીય, અને વૈશ્યના સર્વ કર્મમાંથી દૂર કરી જ્ઞાતિ બહાર મૂકવો અને પશુના સરખો જાણી તેનો સત્કાર ન કરવો. વળી અન્ય સ્મૃતિઓમાં પણ શું કહ્યું છે, તે સર્વ મંડળ શ્રવણ કરો.

श्रौतं चापि तथा स्मार्तं कर्मालंब्य, वसेद् द्विजः ॥
तद्विहीनः पतत्येव ह्यालंबर हितांधवत् ॥७७॥
एकाहं जप हीनस्तु संध्या हीनो दिन त्रयं ॥
द्वादशाहमनग्निश्च शूद्रएव न शंशयः ॥७८॥
तस्मान्न लंघयेत्संध्यां सायंप्रातः समाहितः ॥
उल्लंघयति यो मोहात् स याति नरकं ध्रुवं ॥७९॥

ભાવાર્થઃ—શ્રુતિએ, તથા સ્મૃતિએ કહેલાં નિત્ય કર્મોનો આશ્રય કરીને દ્વિજે સ્થિત થવું તે નિત્ય કર્મો વિના દ્વિજ અવશ્ય અધોગામી થાય છે. જેમ લાકડી આદિના આધાર વિનાનો આંધળો પુરૂષ ખાડામાં પડે છે તેમ. ( ૧ ) જે દ્વિજ એક દિવસ પણ જપ રહિત છે, ત્રણ દિવસ પર્યંત સંધ્યા રહિત છે, અને બાર દિવસ પર્યંત અગ્નિમાં હોમ કર્યા વિનાનો છે તે શુદ્રજ છે એમાં શંસય નથી. ( ૨ ) સંધ્યાનું ઉલ્લંઘન કરવાથી દ્વિજ શુદ્રભાવને પ્રાપ્ત થાય છે માટે દ્વિજે કદાપિ પણ સંધ્યાનું ઉલ્લંઘન ન કરતાં સાયંકાલમાં તથા પ્રાતઃકાલમાં સાવધાન થઈને સંધ્યા વંદન કરવું. જે દ્વિજ પ્રમાદથી તે સંધ્યાનો પરિત્યાગ કરે છે તે દ્વિજ નિશ્ચય કરીને નરકને પામે છે. પ્રિયમુમુક્ષુ ! મનુસ્મૃતિના દશમા અધ્યાયના ૪ થા શ્લોકમાં કહ્યું છે કેઃ—

ब्राह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः॥
चतुर्थ एक जातिस्तु शूद्रो नास्तितु पंचमः ॥८०॥

ભાવાર્થઃ—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણેને દ્વિજ અથવા દ્વિજાતીય વર્ણ કહે છે એટલે જેને બે જન્મ છે એવા કહે છે. ચોથી શુદ્ર જાતિને એક જાતિ કહે છે અર્થાત્ તેને એકવાર જન્મ છે. પાંચમો વર્ણ નથી. વળી વિષ્ણુસ્મૃતિના બીજા અધ્યાયમાં પણ કહ્યું છે કેઃ—

ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रश्चेति वर्णाश्चत्वारः ॥८१॥
तेषामाद्या द्विजातयस्त्रयः ॥८२॥

ભાવાર્થ:—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શુદ્ર એમ ચાર વર્ણો છે (૧) તેમાંના પ્હેલા ત્રણ દ્વિજ છે. એજ પ્રમાણે યાજ્ઞવલ્કયસ્મૃતિના પ્રથમ અધ્યાયના ઓગણ ચાલીસમા શ્લોકમાં મહર્ષિ યાજ્ઞવલ્કય વદી ગયા-છે કે:—

मातुर्यदग्रे जायंते द्वितीयं मौंजि बंधनात् ॥
ब्रा मण क्षत्रिय विश स्तस्मादेते द्विजाः स्मृताः ॥८३॥

ભાવાર્થ:—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજ કહેવાય છે, કારણ કે તેમનો પ્રથમ જન્મ માતાથી અને બીજો જન્મ જનોઇ દેવાથી થાય છે.

સ્વકર્ત્તવ્ય પરાયણ સુમુક્ષુવર્મા ! આટલા બધા સ્મૃતિઓના પ્રમાણભૂત વચનોથી આપને સમ્યક્ પ્રકારે સમજાયુ હશેકે:-બ્રાહ્મણ ક્ષત્રિય, અને વૈશ્ય એ ત્રણે દ્વિજ કહેવાય છે, તેથી એ ત્રણે વર્ણને સંધ્યાનો અધિકાર છે. માત્ર ભેદ એટલોજ છે કે, તેમાં બ્રાહ્મણ વર્ણને વેદ ભણવા ભણાવવાનો, યજ્ઞ કરવા કરાવવાનો અને દાન આપવા લેવાનો અધિકાર છે. અને ક્ષત્રિય તથા વૈશ્યને માત્ર વેદ ભણવાનો, યજ્ઞ કરવાનો અને દાન આપવાનોજ અધિકાર છે. અન્ય ત્રણ કર્મોનો અધિકાર નથી, પરંતુ સંધ્યાદિ વૈદિક નિત્ય કર્મ તો ત્રણે વર્ણને નિત્ય કર્ત્તવ્ય છે. એમાં યત્કિંચિત્ પણ શંસય નથી. માટે વેદોક્ત નિત્ય કર્મ કરવામાં ત્રણે વર્ણે પ્રમાદ કરવો જોઇએ નહિ કારણ કે શ્રુતિ ભગવતી કહે છે કે:-**अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः** અર્થાત્ વેદ પ્રતિપાદિત સંધ્યાવંદનાદિક નિત્ય કર્મ નહિ કરવાથી દ્વિજ પાપ રૂપ દોષને પ્રાપ્ત થાય છે. આ શ્રુતિમાં નિત્ય કર્મ નહિ કરનારને પાપના ભાગી કહ્યા છે. એ સર્વદા જીજ્ઞાસુઓએ સ્મરણમાં રાખવું જોઇએ. કેટલાક મૂર્ખ પુરૂષો—રે મહામૂઢતમો કહેછે-કે ક્ષત્રિય અને વૈશ્યને સંધ્યાગાયત્રી કરવાનો અધિકાર નથી ને તેમ કરવાથી તેઓ પાપના ભાગી થાય છે રે ! એ પ્રમાણે તેમનુ કહેવું માત્ર તેમનો ઉપહાસ કરાવે એવુ છે ને દ્વિજ શબ્દનો અર્થ નહિ સમજવાથી જ તેઓ એવા નિંદા રૂપ મહાપાપમાં પ્રવૃત્ત થાય છે.

સ્વધર્મપરાયણ, બ્રાહ્મણોનો, તો એજ, મૂખ્ય ધર્મ છે, કે, સંધ્યાદિ વૈદિક નિત્યકર્મો પોતે સારી રીતે કરવાં અને ક્ષત્રિય તથા વૈશ્ય ને તે તેમનું અવશ્ય કર્ત્તવ્ય છે, એ પ્રમાણે સમજાવી કરાવવાં જોઇએ; અને વ્યર્થ વિરોધથી જેમ બને તેમ દૂર રેહેવું ઉચિત છે. કારણ કે સંધ્યા વૈદિક નિત્ય કર્મો તથા યજ્ઞાદિ, ક્ષત્રિય, વૈશ્ય કરતા હતા એ પ્રમાણે વેદ, ઉપનિષદ્ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમાં પણ સ્થળે સ્થળે જણાવ્યું છે. વળી શ્રી વ્યાસભગવાન્પ્રણીત શ્રીબ્રહ્મસૂત્રના પ્રથમ અધ્યાયના તૃતીય પાદના સૂત્ર ૩૪ થી ૩૮ સુધીમાં તેમજ તે પરના પૂજ્યપાદ જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્ય ભગવાન્ના શારીરિક ભાષ્યાદિમાં જ્યાં વિદ્યાના અધિકારનો નિર્ણય પ્રતિપાદન કરવામાં આવ્યો છે ત્યાં પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા વૈશ્યને પ્રત્યક્ષ રીતે વેદવિદ્યાના તથા વૈદિક ક્રિયાના અધિકારી ઠરાવી માત્ર શૂદ્રોનેજ સ્મૃતિ તથા પુરાણાદિ દ્વારા જ્ઞાન સંપાદન કરવાનુ કહ્યુ છે અને "**स्त्री शूद्रौ नाधीयाताम्**" એ પ્રચલિત શ્રુતિ પણ સ્ત્રી અને શૂદ્રના અધિકારનુંજ વારણ કરે છે; કાંઇ ક્ષત્રિય તથા વૈશ્યને અધિકાર નથી એમ કહેતી નથી અને તેથીજ વિદ્વાન્ વર્ગ નિઃશંક બુદ્ધિથી સમ્યક્ પ્રકારે જાણે છે તથા માને છે કે કોઇ પણ શ્રુતિ, સ્મૃતિ ક્ષત્રિય તથા વૈશ્યને વેદવિદ્યાનો અભ્યાસ કરવાની તથા સંધ્યા આદિક વૈદિક કર્મો કરવાની તથા ગાયત્રી જપ કરવાની ના કહેતી નથી. ઉલટું પ્રતિપાદન કરે છે, એમ મેં આપ સર્વને ઉપર કહેલાં પ્રમાણોથી સમજાવ્યું છે. વળી કેટલાકોનું એ પ્રમાણે કહેવું છે કેઃ—" ક્ષત્રિય તથા વૈશ્યને વેદોક્ત રીતે યજ્ઞોપવિત થતું નથી માટે તે દ્વિજ નથી." એ પ્રમાણે કથન કરવું એ પણ તેમની મોટી ભૂલ છે. કારણ કે ઘણે સ્થળે તો વેદોક્ત રીતેજ સંસ્કાર થાય છે અને કદાચ જ્યાં એમ નહિ થતું હોય, ત્યાં તેમના ગુરૂઓ (વર્તમાનકાળના ગોરો) નો જ દોષ છે. ગુરૂઓ (ગોરો–પુરોહિતો) ના દોષથી જે અપૂર્ણતા રહે તેમાં એ વિષયમાં અજ્ઞાત યજમાન શું કરે ? તેથી કાંઇ તેમનું શ્રુતિ સ્મૃતિ સિદ્ધ દ્વિજપણું નાશ પામે? પ્રિય મુમુક્ષુ ! નહિ ! નહિ ! ! એથી કદી પણ દ્વિજત્વ નાશ પામતું નથી. રાજેન્દ્ર ! વેદોક્ત બધા સંસ્કારો તો આજકાલ બ્રાહ્મણોને પણ ઘણે ભાગે યથાવિધિ થતા નથી ને તેનો મોટો ભાગ સંધ્યા–

ગાયત્રી યથાવિધિ જાણતો. આચરતો નથી માટે એ રીતે તો તેમનું બ્રાહ્મણપણું પણ નાશ પામવુંજ જોઇએ; પણ એમ નથી. જેવી રીતે કરાલ કળિયુગના પ્રભાવે ક્ષત્રિય તથા વૈશ્યની દયામણી સ્થિતિ છે તેમજ બ્રાહ્મણની પણ તેવીજ સ્થિતિ છે. રહસ્ય એ છે કે કાલે-સમયે સર્વ કોઈને એક સરખો ધક્કો લગાડયો છે. ત્રણે વર્ણો ઘણે અંશે કર્મભ્રષ્ટ છે. માટે વિદ્વાનોએ નિષ્પ્રયોજન વિતંડાવાદ નહિ કરતાં સર્વ દ્વિજોને સ્વધર્મનિષ્ઠ કરવા તથા પોતે સ્વધર્મનિષ્ઠ થવા યત્ન આદરવો; એજ જ્ઞાનીઓને ભૂષણરૂપ છે. અને આપણા આર્યાવર્ત્તનો ઉત્કર્ષ પણ એથીજ છે. સ્વયં ( પોતે ) કર્મભ્રષ્ટ થઇ ઉત્તરોત્તર અધમ સ્થિતિએ પહોંચવાથી કે ક્ષત્રિય વૈશ્યોને વિશેષ અધમ સ્થિતિએ પહોંચાડવાથી તેમનું પોતાનું કિંવા ભરતખંડનું લેશમાત્ર પણ શ્રેય ( કલ્યાણ ) નથી એ અવશ્ય ધ્યાનમાં રાખવા લાયક વાર્તા છે.

**પ્રિયવરમુમુક્ષુ!** વળી કેટલાક મૂર્ખ ક્ષત્રિય અને વૈશ્ય વૈદિક સંધ્યા તથા ગાયત્રી જપ નહિ કરતાં કપોલકલ્પિત સંધ્યા=ગાયત્રી કરે છે અને એ પ્રમાણે સમજી બેઠા છે કે, " અમને વૈદિક સંધ્યા ગાયત્રી કરવાનો અધિકાર નથી. " માટે અમે પુરાણોક્ત સંધ્યા ગાયત્રી કરીએ છીએ એમ કહેવું-એ તેમની ભૂલ; પણ આપ સર્વ મંડળને ઉપરના શાસ્ત્રવચનોથી સમ્યક્ પ્રકારે સમજાઇ હશે. રાજેન્દ્ર! અધિકારી છતાં પોતાના અજ્ઞાનતાથી કિમ્વા કોઇના કહેવાથી અનાધિકારી ( અધિકાર વિનાના ) થવું એ કેવી શોકકારક અને મહા મૂર્ખતા ભરેલી વાર્તા? માટે જેઓ ક્ષત્રિય અને વૈશ્ય હોય તેમણે તો અવશ્ય ઉપવિત ધારણ કરવું જોઇએ તથા પોતાના આત્મજો ( પુત્રો ) ને પણ યથાકાલે યથાવિધિએ યજ્ઞોપવિત સંસ્કાર કરાવવો જોઇએ. જેમણે કેટલીક પેઢીથી અનિવાર્ય સંયોગવશાત્ કિમ્વા અજ્ઞાનતાથી કંઠી ધારણ કરીને કિમ્વા વિના કંઠીએ જનોઇનો ત્યાગ કર્યો હોય, તો તેમણે પ્રાયશ્ચિતાદિ કરી પુન: તે ધારણ કરવાનો નિયમ ગ્રહણ કરવો જોઇએ; કે જેથી સ્વવર્ણાશ્રમાનુસાર વૈદિક કર્મો કરી પોતાના આત્માની ઉચ્ચ ગતિ સાધી શકાય! આપત્કાલમા કદાચ વિહિત ધર્મનો ત્યાગ થઇ ગયો હોય ને નિષિદ્ધ ધર્મનું પાલનથયું હોય તો તે બહુ દૂષણરૂપ નથી. પરંતુ અનુકૂલતામાં પણ એ પ્રમાણેજ આચરણ કરવામાં આ-

વે તો પતિત થવાય છે, માટે આજકાલ તો સર્વ પ્રકારેથી અનુકૂલતા છે તો તેવા અનુકૂલ સમયમાં પોતાના યથાર્થ ધર્મનું અવશ્ય પાલન કરવુંજ મુમુક્ષુ પુરૂષોને ઉચિત છે.

રાજર્ષિ મુમુક્ષુ! ગાયત્રી જપ વિષે શ્રીમનુભગવાન્ પોતાની મનુસ્મૃતિના બીજા અધ્યાયના શ્લોક ૭૯ થી ૮૦ માં કહે છે કેઃ—.

"सहस्र कृत्वस्त्वभ्यस्य बहिरेतत्त्रिकं द्विजः ॥
"महतोऽप्येनसोमासात्त्वचेवाहिर्विमुच्यते ॥८४॥
एतयार्चा विसंयुक्तः काले च क्रियया स्वया ॥
ब्रह्म क्षत्रिय विट् योनिर्गर्हणां याति साधुषु ॥८५॥

**ભાવાર્થઃ**—જે દ્વિજ સંધ્યાની વેળા વિનાના બીજા કાળમાં બહાર જઈ ૐકાર તથા ત્રણ વ્યાહૃતિસમેત ગાયત્રીનો હજાર વાર જપ કરે તો તે કાંચળીમાંથી સર્પની પેઠે મહાપાતકમાંથી એક માસમાં છુટો થાય છે (૭૯) બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યમાંથી જે કોઈ ગાયત્રીનો જપ ત્યજે છે અને યથાકાળે પોતાની ક્રિયા કરતો નથી તેની સારા માણસોમાં નિંદા થાય છે માટે ગાયત્રાનો જપ અને સ્વકર્મનો ત્યાગ કદાપિ પણ કરવો નહિ.

પ્રિય મુમુક્ષુ! ગાયત્રી એટલે ગાય+ત્રી અર્થાત્ ગાનારને (યથાવિધિ જપ કરનારને) પાપથકી તારે છે માટે તે ગાયત્રી કહેવાય છે. એટલા માટે જ ગાયત્રીનો જપ કરનાર સર્વ પાતકમાંથી મુક્ત થાય છે એમાં યત્કિંચિત્ પણ શંસય નથી. સંધ્યાથી સર્વ પ્રકારનાં સુખો પ્રાપ્તી થાય છે. પ્રાચીનકાળમાં મ્હોટા મ્હોટા તત્ત્વજ્ઞાની રૂષિ મુનિઓ હજારો વર્ષ પર્યંત પોતાની આવરદાને લંબાવી જીવતા હતા એ સર્વ પ્રભાવ પણ સંધ્યા ગાયત્રીનો છે, તેથી હવે હું આપને સંધ્યાદ્વારા આયુષ્યની વૃદ્ધિ કેમ થાય છે તે જરા વિસ્તારપૂર્વક સમજાવું છું તે આપ એકાગ્રવૃત્તિથી શ્રવણ કરશો એવી આશા છે. ચાલો હવે આપણે સપ્તદશ સોપાન ઉપર ચ્હઢીએ.

---



# सप्तदश–सोपान.

## संध्याथी आयुष्यनी वृद्धि थाय छे.

अहरह संध्यामुपासीत ॥ " श्रुति " ॥

**ભાવાર્થ:**—નિત્ય નિત્ય સંધ્યાની ઉપાસના કરવી !



પ્રિયવર મુમુક્ષુવર્માં ! પ્રાચીનકાળમાં કેટલાક ઋષિ મુનિઓ જે હજારો વર્ષ પર્યંત પોતાના આયુષ્યને લંબાવી જીવન ગાળતા હતા એ સર્વ પ્રતાપ સંધ્યાનો છે. અર્થાત્ સંધ્યા કરવાથી પ્રત્યેક્ મુમુક્ષુની આયુષ્યમાં વૃદ્ધિ થાય છે. એ વાર્તામાં યત્કિંચિત્ પણ સંશય નથી સંધ્યાથી આયુષ્યની વૃદ્ધિ કેવી રીતે થઇ શકે છે એ પ્રશ્નના ઉત્તરમાં પ્રથમ આયુષ્ય એ શું વસ્તુ છે, તત્સંબંધી હું આપને સમજાવું છું તે આપ સાધુભાવથી શ્રવણ કરશો. રાજન્! કેટલાક સાધારણ બુદ્ધિવાળા મનુષ્યો એ પ્રમાણે સમજે છે કે, અમુક વર્ષના ચૈત્ર માસના કિંવા અન્ય કોઈ પણ માસના અમુક શુકલ કિંવા કૃષ્ણ પક્ષની અમુક તિથિએ જન્મ અને અમુક વર્ષના અમુક માસની અમુક તિથિએ મૃત્યુ એ પ્રમાણેનો ઉલ્લેખ પરમેશ્વર કરી રાખે છે તેનું નામ આયુષ્ય પરંતુ એમ સમજવું યથાર્થ નથી. આયુષ્ય સંબંધી રહસ્ય એ છે કે, પ્રત્યેક્ પ્રાણી–દેહધારીને પોતાના પાપ–પુણ્યાનુસાર એક જન્મમાં સુખ દુઃખ વિગેરે ફળ જે ભોગવવાં

પડે છે તે ભોગવવાને માટે તેને જેટલો સમય લાગવાનો તેટલાજ શ્વાસોચ્છ્વાસ પરમાત્મા તે પ્રાણીમાં મૂકે છે, તેનેજ તત્વદર્શી પુરૂષો " આયુષ્ય " કહે છે. પ્રત્યેક મનુષ્ય ૨૪ કલાકમાં કિંવા ૬૦ ઘટિકામાં એકવીસહજાર અને છસો ( ૨૧,૬૦૦ ) શ્વાસોચ્છ્વાસ કરે છે. એ ગણત્રી પ્રમાણે તે તે જીવોના કર્માનુસાર કોઇમાં દશ ક્રોટિ, કોઇમાં ૬ કરોડ, કોઇમાં બે કરોડ, કોઇમાં ચાર લાખ, કોઇમાં બે લાખ એ પ્રમાણે શ્વાસોચ્છ્વાસ આપેલા હોય છે. હવે શ્વાસનું સ્વાભાવિક પ્રમાણ એ પ્રમાણે છે કે:- [1] બેઠેલી સ્થિતિમાં તે શરીરની બહાર નાસિકાથી દ્વાદશ ( બાર ) આંગળની લંબાઇ સુધી સંચાર કરે છે; પરંતુ ચાલતી વખતે તે શ્વાસનું પ્રમાણ અષ્ટાદશ ( ૧૮ ) આંગળ લાંબું થાય છે. વળી શયન થઇ ગયા પશ્ચાત્ છત્રીશ ( ૩૬ ) તથા ક્રોધના આવેશમાં સતાણું ( ૯૭ ) આંગળની લંબાઇ સુધી સચાર કરે છે. અને વિષયસેવન–મૈથુન પ્રસંગમાં એકસોને આઠ ( ૧૦૮ ) આંગળું લાંબુ સંચાર કરે છે. એટલે એ પ્રમાણે પૃથક્ પૃથક્ અવસ્થામાં જુદાં જુદાં પ્રમાણોથી શ્વાસોનું વ્યય થાય છે. માટે જે અવસ્થામાં એ શ્વાસોચ્છ્વાસનો વ્યય વધારે થતો હોય તે અવસ્થા જેટલે અંશે ટાળી શકાય તેટલે અંશે આયુષ્યની વૃદ્ધિ થાય એ વાર્તા સ્પષ્ઠ છે. રાજેન્દ્ર ! શ્રી હરિ જગન્નિયંતાશ્રી બહુજ દયાળુ–રે દયાના ભંડાર છે અને તેથી તેમણે પ્રત્યેક્ પદાર્થની રચના બહુજ વિચાર પૂર્વક કરેલી છે સાધારણ રીતે પ્રથમ આપણા શરીની રચના તરફ્જ જરી દ્રષ્ટિ કરો તો આપને સમ્યક્ પ્રકારે અનુભવ થશે. જ્યારે આપણે સ્નાન કરીએ છીએ ત્યારે આપણા મસ્તક ઉપરનું પાણી આપણા નેત્રમાં ન જવા પામે તેટલા માટે આપણું કપાલ જરા ઉચું રાખ્યું છે. અને કદાચ ઉપરથી પાણી આવે તો તેના પ્રતિબધ માટે પાપણોના વાળની યોજના કરી છે. વળી કર્ણ ( કાન ) સંબંધીય રચના પણ એવીજ ડહાપણ ભરેલી છે. કારણ કે

---

[1] આ પ્રમાણ અન્ય કેટલાક " યોગશાસ્ત્ર " માં જુદા પ્રકારે કહેલું છે પરતુ ઉપર દર્શાવેલી તે તે અવસ્થામા શ્વાસનો વધારે વ્યય થાય છે. એજ સારાશ છે. વિશેષ જાણવા માટે "યોગપ્રભાકર" છપાશે તે જોશો.

એકદમ કાનના છિદ્રમાં પાણી જવા ન પામે તેટલા માટે તેને પાળ કરેલી છે. એટલુંજ નહિ, પરંતુ બાળકનો જન્મ થતાંજ તેની ક્ષુધા નિવારણાર્થ પોતાની માતાના સ્તનમાંથી તેને દુધ મળી શકે છે. એવા પ્રકારની સ્તનના છિદ્રની રચના પ્રારંભકાળમાંજ જણાય છે. પછી આગળ જેમ જેમ એ બાળક મ્હોટું થતું જાય છે અને તેની ક્ષુધા વૃદ્ધિ પામતી જાય છે, તેમ તેમ સ્તનનાં છિદ્ર પણ તેની માતુશ્રીના અપૂર્વ પ્રેમને લીધે મ્હોટાં થતાં જાય છે. એ પ્રમાણે પ્રત્યેક્ વાર્તામાં પરમેશ્વરની રચના ઉત્તમ પ્રકારની જોવામાં આવે છે તો પછી આ-યુષ્યના સંબંધમાં પણ શામાટે ન હોય? પ્રિય મુમુક્ષુવર્મા ! તમે તમારા અંતઃકરણમાં થોડીવાર કલ્પના કરો કે, પરમકૃપાબ્ધિ પર-માત્માએ પ્રતિદિન એકવીસ હજાર અને છસો ( ૨૧,૬૦૦ ) શ્વા-સની ગણત્રીથી ૧૦૦ વર્ષની આવરદા આપણને અર્પણ કરી છે. પણ એ શ્વાસોચ્છ્વાસનું ખરચ જો આપણે કરકસરથી ન કરતાં અત્યંત ઉડાઉપણું ચલાવીશું તો તેમાં પરમાપિતા પરમેશ્વરનો શો અપરાધ ? દ્રષ્ટાંત તરીકે જુઓ કે કોઈ એક ધનાઢ્ય મનુષ્ય પોતાના પુત્રને માટે એક લક્ષ રૂપિઆનો સંગ્રહ કરી મૂકે છે તેથી તેના પુત્રને જો નૂતન કમાણી કરવાનું સામર્થ્ય ન હોય તો તેણે તેટલી રકમનો વ્યય બહુજ કરકસરથી કરવો જોઇએ પરંતુ એમ ન કરતાં જો તે પુત્ર ઉડાઉપણું ચલાવશે તો થોડા દિવસમાંજ તે ધનાઢ્ય ગૃહસ્થનો પુત્ર દ્રવ્યથી રહિત થઇને અંતિમ ભિક્ષુકની સ્થિતિને પ્રાપ્ત થશે અને બરાબર લક્ષપૂર્વક ખરચ કરી સંભાળ પૂર્વક વર્તશે તો તેને તે દ્રવ્ય ઘણી લાંબી મુદત સુધી ચાલશે. તેજ પ્રમાણે શ્રીહરિ–પર-માત્માએ આપેલા શ્વાસનો જેટલી કરકસરથી આપણે વ્યય કરશું તો તેટલુંજ આયુષ્ય આપણુ વૃદ્ધિને પ્રાપ્ત થશે અર્થાત્ દરરોજના એકવીશ હજાર અને છસો શ્વાસ ( ૨૧,૬૦૦ ) પૈકી જો કાંઇક ઓછા શ્વાસનો વ્યય થાય તો તેટલા શ્વાસ સિલ્લકમાં રહીને તે પ્રમાણથી આપણું આયુષ્ય એકસો ( ૧૦૦ ) વર્ષ કરતાં પણ વૃદ્ધિને પ્રાપ્ત થશે એ વાર્તા સ્પષ્ટ છે.

રાજર્ષિ મુમુક્ષુ ! હવે સ્વભાવિક રીતે પ્રશ્ન એ થાય છે કે:— એ પ્રમાણે શ્વાસોચ્છ્વાસ ઓછા થવાને માટે કયો ઉપાય છે તો તેના

પ્રત્યુત્તરરૂપે ઉત્તર એ છે કે તેનો સર્વોત્તમ ઉપાય પ્રાણાયામ—( પ્રાણનો જે આયામ એટલે નિરોધ ) છે. હવે કેટલો સમય પ્રાણાયામ કરવાથી કેટલું આયુષ્ય વૃદ્ધિને પ્રાપ્ત થાય છે તત્સંબંધી વિચાર હું દર્શાવું છુ તે આપ ધ્યાનમાં રાખશો.

રાજન્! અહોરાત્રિમાં અર્થાત્ ચોવીસ ( ૨૪ ) કલાકમાં પ્રત્યેક્ મનુષ્યના ( ૨૧,૬૦૦ ) શ્વાસોચ્છ્‌વાસ થાય છે. એ પ્રમાણે મે આપને પ્રથમ કહેલું છે, એ આપ સર્વ સજ્જનોના ધ્યાનમાં હશે. જેથી ચોવીસ ( ૨૪ ) કલાક સુધી પોતાના પ્રાણનો જે નિરોધ કરી શકે છે એવા પરિપૂર્ણ અભ્યાસશીલ યોગી જો રોજના ( ૨૧,૬૦૦) શ્વાસ પૈકી દરરોજ એકજ ખર્ચ કરવાનો અર્થાત્ આજે સૂર્યભગવાન્ . ઉદય થતાં " કુંભક " કરીને આવતી કાલે સૂર્ય નારાયણ ઉદય થતાં છોડી દેવાનો નિશ્ચય કરે તો ( ૨૧,૬૦૦ ) શ્વાસ તેને (૨૧,૬૦૦) દિવસ સુધી ચાલે એમાં શું નવાઇ છે ? અર્થાત્ તેનુ એક દિવસનું આયુષ્ય ૬૦ વર્ષ સુધી વૃદ્ધિને પ્રાપ્ત થાય એ વાર્તા સ્પષ્ટ છે એથી અર્ધ અર્થાત્ બાર ( ૧૨ ) કલાક સુધી પ્રાણાયામ કરવાની જેની શક્તિ છે તેનુ એક દિવસનું આયુષ્ય ૩૦ વર્ષ, અને એક કલાક પ્રાણાયામ કરવાની જેની શકિત છે તેનું એક દિવસનુ આયુષ્ય અઢી ( ૨ાા ) વર્ષ, અને એક મીનિટ પણ પ્રાણાયામ કરવાની જેની શકિત છે તેનું એક દિવસનું આયુષ્ય પંદર દિવસ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે એ પ્રમાણે ઉપરની ગણત્રીથી સિદ્ધ થાય છે. રાજન્! કોઇ પણ મુમુક્ષુ શારીરિક વ્યવસ્થામાં ગમે તેટલા અશક્ત હોય તથાપિ પ્રારંભકાળમાં એક મિનિટ પ્રાણાયામ કરવામાં તેને યત્કિંચિત્ પણ શ્રમ જણાશે નહિ છેક નાનુ બાળક પણ ૩૦ સેકંડ પર્યંત પોતાના પ્રાણનો નિરોધ સુખ પૂર્વક કરી શકે છે, તેથી મ્હોટા મનુષ્યને એક મિનિટનો પ્રાણાયામ કરવો તો બહુજ સુસાધ્ય છે. પછી દિન પ્રતિદિન એ શકિત અભ્યાસદ્વારા વધારવી જોઇએ; પરંતુ આ અભ્યાસ કરવો બહુ કઠીન છે. નિષ્ઠાથી તથા દ્રઢતાપૂર્વક મુમુક્ષુ અભ્યાસશીલ હોય તોપણ તેને એક કલાક સુધી કુંભક કરવાની શક્તિ પ્રાપ્ત કરવાને માટે ઓછામાં ઓછાં છ થી સાત વર્ષ જોઇએ. એટલી શક્તિ કદાચ આપણામાં ન હોય અને સંધ્યામાં ઓછામાં

ઓછા કહેલા ત્રણ પ્રાણાયામ જો આપણે કનિષ્ટ પ્રકારના કરીએ તોપણ આપણું આયુષ્ય ૨૧ દિવસ વૃદ્ધિને પ્રાપ્ત થશે. અને એ પ્રાણાયામ-સંધ્યા-દ્વારાજ શિખવવામાં આવેછે માટેજ સંધ્યાથી: આયુષ્યની વૃદ્ધિ થાય છે એ યથાર્થ છે. તેથી હવે હું પ્રાણાયામ કેવી રીતે કરવો તત્સંબધી કિંચિત્ કહું છુ તે આપ એકાગ્રવૃત્તિથી શ્રવણ કરશો. પ્રિયતમ મુમુક્ષુવર્મા અને સર્વ મુમુક્ષુમંડળ ! પ્રાણાયામની મહત્તાના સંબંધમાં પ્રાચીનકાળના ઋષિ=મુનીઓએ બહુજ ઉત્તમ ઉલ્લેખ કર્યો છે. અને તે ઉલ્લેખ અધિકારી સજ્જનોને સર્વથા આદરણીય છે. આપણા હિત માટે પૂર્વકાલીન ઋષિઓએ જે શ્રમ સમ્પાદન કર્યું છે તત્સંબંધી આપણે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે અને એવા પરોપકારી દીર્ઘદર્શી ઋષિમુનિઓના પ્રતાપથીજ આપણે આપણુ જીવન ઉન્નત કરી શકીએ છઇએ, તેથી એકવાર એ જગત્‌હિતૈષી મુનિઓનો જય બોલાવવો એ ખરેખર આપણી ફરજ છે. એ પ્રમાણે મહર્ષિ મુક્તેશ્વરનાં વચન શ્રવણ કરી સર્વ મુમુક્ષુમંડળ મુક્તકંઠથી "**परोपकारी ऋषिमुनिओनो जय होजो**" એ પ્રમાણે માંગલ્યકારક ઘોષ કરી શાંત થયા અને પછી મહર્ષિ મુક્તેશ્વરની આજ્ઞાથી અષ્ટાદશ સોપાન ઉપર ધીરે ધીરે એક પછી એક ચ્હડવા લાગ્યા





# अष्टादश–सोपान.

## " प्राणायाम केवी रीते करवो जोइए ? "

यथा पर्वत धातुनां दोषान्दहति पावक ॥
एवमन्तर्गतंपापं प्राणायामेन दह्यते ॥ ८६ ॥

( आह्निक सूत्रावली. )

ભાવાર્થ–જેમ પર્વતની ધાતુઓના દોષોને અગ્નિ, દહન કરે છે, તેમ અંત:કરણમા રહેલુ પાપ પ્રાણાયામ વડે દહન કરાય છે.



પ્રિયતમ મુમુક્ષુવર્ગો ! પ્રાણાયામના પૂરક, કુંભક, અને રેચક એવા ત્રણ પ્રકાર છે, અર્થાત્ બહાર સચાર કરનારા વાયુને પોતાના પેટમા આકર્ષણ કરી લેવો તેને "પૂરક" કહે છે એ પ્રમાણે એ આકર્ષણ કરેલો વાયુ કાંઈક નિયમિત સમય સુધી અદર રોકી રાખવો તેને " કુંભક " કહે છે અને પેટમાં સંગ્રહ કરી રાખેલા વાયુને શનૈઃ શનૈઃ બહાર છોડવો એને " રેચક " કહે છે. પ્રાણાયામ શબ્દદ્વારા મુખ્યત્વે કરીને કુભક સમજવાનો છે અર્થાત્ કુભ ( ગાગર ) માં ભરેલા પાણી પ્રમાણે તે શરીરમાં શાંત તથા નિશ્ચળ રહે છે તેથી તેને કુંભક કહે છે તે સિદ્ધ થવાને માટે પૂરક તથા રેચકની પણ આવશ્યકતા છે. વળી કુંભક દ્વિવિધ ( બે પ્રકારનો ) છે. એક કેવળકુંભક અને બીજો સહિતકુભક એટલે રેચક તથા પૂરક ન કરતાં એક પ્રયત્નદ્વારા સુખ

પૂર્વક પ્રાણનો જે નિરોધ તેને કેવળકુંભક કહે છે અને રેચક તથા પૂરક એ ઉભયની સ્હાયતાથી જે પ્રાણ નિરોધ તેને "સહિતકુંભક" કહે છે એથી કેવળકુંભકની સંસિદ્ધિ થતાં સુધી સહિત કુંભકનો અભ્યાસ કરવો પડે છે. કારણ કે ગાયત્રીના ત્રણ અંશ છે જેમકે પ્રથમ વ્યાહૃતિ, દ્વિતીયગાયત્રીમંત્ર, અને તૃતીય શિરોભાગ તેથી પૂરક, કુંભક અને રેચક કરવા સમયે અનુક્રમથી આ ત્રણે અંશ એકેક વખતે કહી જવા. એ એક માત્રા પ્રાણાયામ કિંવા કનિષ્ઠ પ્રાણાયામ કહેવાય છે. તેમજ પૂરક, કુંભક, તથા રેચક કરતી વેળા અનુક્રમથી તે ત્રણે અંશ બે વખત બોલવા એ બે માત્રાનો અથવા મધ્યમ પ્રાણાયામ કહેવાય છે. અને અનુક્રમે તે ત્રણે અંશ ત્રણ વખત કહી જવા એ ત્રણ માત્રાનો અથવા ઉત્તમ પ્રાણાયામ છે. એ પ્રાણાયામના ત્રણ પ્રકાર છે. હવે એ પ્રાણાયામ કેવી રીતે કરવો જોઇએ તે કહું છું તે ધ્યાનમાં રાખશો.

રાજેન્દ્ર મુમુક્ષુ! પ્રથમ પદ્માસન વાળી પોતાની આંખો બંધ રાખી, મૌન્ય ધારણ કરી, ડાબા નસકોરા દ્વારા થોડો રેચક કરી પછી જમણા હાથની અનામિકા તથા ટચલી આંગળીથી પોતાની નાસિકા ( નાક ) નુ ડાબું છિદ્ર દબાવી, જમણા છિદ્ર દ્વારા બ્હારના અમૃતમય વાયુનુ વ્યાહૃતિ, ગાયત્રીમત્ર અને શિરોભાગનું એકવાર સ્મરણ કરી રહેતાં સુધી આકર્ષણ કરવું. એ સમયે ગુદાને સંકોચવી પશ્ચાત્ અંગુઠા વડે જમણું છિદ્ર પણ રોકી દેવું અને ડોકને નીચી નમાવી વ્યાહૃતિ, ગાયત્રીમંત્ર અને શિરોભાગનું પોતાના મનમાં ચાર વાર સ્મરણ કરતાં સુધી તે પૂરેલા પવનને રોકી રાખવો. પછી ડોકને પૂર્વની પેઠે ઉંચી કરી નાભિને બરડા તરફ ખેંચી ડાબા છિદ્ર વાટે અંતરના પવનને વ્યાહૃતિ, ગાયત્રી મંત્ર અને શિરોભાગનુ મનમાં બે વાર સ્મરણ કરતાં સુધી શનૈઃ શનૈઃ બ્હાર કાઢવો. પુનઃ તેજ ( ડાબા ) છિદ્રથી કહેલી રીતે બ્હારના પવનને અંતર ખેંચવો; પછી કહેલા સમય સુધી કહેલી રીતે તેને રોકવો અને તમને સમજાવ્યું છે તે પ્રમાણે પૂરેલા પવનને પાછો બ્હાર કાઢવો એ પ્રમાણે પ્રાણાયામ કરવો જોઇએ. આ શૈલી ( પદ્ધિત ) પ્રારંભકાળમાં મુમુક્ષુ પુરૂષોને અત્યંત ઉપયોગી છે. રાજન્!

જે જીજ્ઞાસુથી એ પ્રમાણે ન બની શકે તો તેમણે પોતાની શક્તિ પ્રમાણે વ્હધાવવો એ પણ લાભકારક છે.

વત્સ મુમુક્ષુવર્મા ! એ પ્રમાણે પ્રાચીનકાળમાં તમારા જેવા મ્હોટા મ્હોટા રાજા મહારાજાઓ પણ ચાર ચાર અને છ, છ, ઘટિકા પર્યંત પ્રાણાયામ ( પ્રાણનો નિરોધ) કરીને તે દ્વારા દીર્ઘાયુષી થઈને પોતાનો રાજ્ય કારભાર બહુજ શાંતિથી ચલાવતા હતા. અને પોતાના શુરપણાથી પોતાના શત્રુઓ સાથે યુદ્ધ કરી વિજય મેળવતા હતા; પરંતુ આ પ્રકાર નષ્ટ થઈને આજકાલ તો સધ્યા કેવી રીતે કરવી તથા પ્રાણાયામ એટલે શું ? એનું પણ જ્ઞાન રહ્યું નથી અને તેથીજ આયુષ્યની હાની થઇ રહેલી છે. વળી સાંસારિક પ્રપચો, તથા વિષયાદિમાં શ્વાસનો જે પ્રમાણ કરતાં વધારે વ્યય થાય છે તે પૂર્ણ કરવાનું સાધન સંધ્યા છે અર્થાત્ સંસારમાં વ્યાવહારિક કાર્યો સબંધી જે દોડાદોડ કરવી પડે છે તેમાં થતો વ્યય સાયંકાળની સંધ્યા વડે, અને રાત્રિએ નિદ્રા તથા વિષય વિગેરેમાં થયેલો વ્યય પ્રાતઃસંધ્યા વડે પૂર્ણ કરવાની અપૂર્વ યોજના આપણા પૂજ્યપાદ ઋષિ, મુનિઓએ નિર્માણ કરેલી છે. એથી વિષયાદિકમાં ગૃહસ્થાશ્રમીએ નિયમિત પણે આચરણ કરીને સંધ્યામાં પ્રાણાયામ કરવાની વિશેષ તજવીજ કરી હોય તો, આપણા શ્વાસનો વિશેષ સંગ્રહ થઇને આયુષ્યની વૃદ્ધિ તે પ્રમાણમાં અવશ્ય થાય એ સર્વથા નિશ્ચિત છે. અર્થાત્ આયુર્વેદ, ધર્મશાસ્ત્ર, અને યોગશાસ્ત્ર આ વાર્તામાં સમ્યક્ પ્રકારે સમ્મત છે. જેવી રીતે ઘટિકાયંત્ર (ઘડીઆળ) ની કમાન જ્યારે શિથિલ પડી જાય છે ત્યારે તેને જેમ કુંચી આપીને તેની શિથિલતા દુર કરીએ છીયે તેવીજ રીતે પ્રમાણથી અધિક શ્વાસનો વ્યય થવાથી આયુષ્યમાં આવેલી શિથિલતા આપણને પ્રાણાયામ રૂપી કુંચી આપીને દૂર કરવાની અવશ્ય આવશ્યકતા છે. આ વાર્તા તમે બરાબર ધ્યાનમાં રાખજો. શ્રીમદ્ ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણચંદ્ર ભગવાને પોતાના પરમસખા અર્જુન પ્રત્યે કહ્યું કે –"अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे" આ સંક્ષિપ્ત વચનમાં પ્રાણાયામનોજ પ્રકાર કહેલો છે; પરંતુ કેટલાક અબુધ મનુષ્યોને નાસિકાના છિદ્રોનો નિચે ગળાના ઘોઘરા તરફ સંબંધ છે એનુંજ મૂળ જ્ઞાન નથી હોતું તેથી તેમને આ વચનના

યથાર્થ અર્થની સમજણ કેવી રીતે પડી શકે? બહારથી ખેંચેલા પ્રાણવાયુનો મૂળ દ્વારથી મૂળ બંધ ( એક પગની એડીથી યોનિસ્થાન અર્થાત્ શિવણ જેવી નસ છે, તે દાબીને તથા ગુદદ્વારનો સંકોચ કરીને અપાન વાયુની જે નીચે ગતિ હોય છે તે, તેને ઉપર ખેંચીને બાજુએ ચાલુ કરવી તે ) દ્વારા ઉઠાવેલા અપાન વાયુ સથે સયોગ કરાવીને તથા તેઓની સુષુમ્ના મધ્યે ગતિ કરાવીને તે દ્વારા બ્રહ્મરંધ્રમાં પ્રવેશ કરાવવો એજ એ વચનનું તાત્પર્ય–રહસ્ય છે. અને એ પ્રાણાયામ કરવાનો વિધિ પોતાના સદ્ગુરૂ પાસેથી રૂડે પ્રકારે સમજી લેવું જોઇએ. કારણ કે ગુરૂ વિના જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી અને તેથીજ. આપણા ધર્મશાસ્ત્રોમાં ગુરૂનું મહાત્મ્ય વર્ણવવામા આવેલું છે રાજેન્દ્ર! જ્યારે સાંસારિક સાધારણ વિદ્યા મેળવવા માટે પણ ગુરૂ–શિક્ષકની આવશ્યકતા જણાય છે તો પછી આવી અદ્વિતિય અને અપૂર્વ વિદ્યા–પ્રાપ્ત કરવાને માટે સદ્ગુરૂની અપેક્ષા જણાય તો તેમાં આશ્ચર્યજ શું છે? કેટલાક લોકો માત્ર પુસ્તકોમાથીજ પ્રાણાયામની ક્રિયા વાચીને તેનો યથાર્થ અર્થ સમજ્યા વગર પ્રાણાયામ કરે છે તેથી તેમને લાભના બદલે હાની થાય છે. માટે આ વિદ્યા તો ગુરૂદ્વારાજ અભ્યાસ કરીને કરવાની આવશ્યકતા છે; તે સિવાય “ લેને ગયે પૂત ઓર ખો આપે ખસમ ” જેવી સ્થિતિ થાય છે. વળી કોઈ મનુષ્ય પ્રાણાયામ યથાવિધિ–શાસ્ત્રના કથન પ્રમાણે કરતાં છતા કોઇ કોઇ સમયે તેમાં તેમને જોઇએ તેવા લાભની પ્રાપ્તિ થતી નથી એનુ કારણ પણ એ છે કેઃ—પ્રાણાયામ કરવાનો યોગ્ય અધિકાર પ્રાપ્ત થવાને માટે જે બ્રહ્મચર્ય નિયમ પ્રમાણે પાલન કરવું જોઇએ, તેનુ પાલન તેમનાથી થઇ શકતુ નથી માટે જે જિજ્ઞાસુને પ્રાણાયામનું ઉત્તમ ફળ સંપાદન કરવાની અભિલાષા હોય તેમણે બ્રહ્મચર્યનુ યથાવિધિ પાલન કરવુ જોઇએ કારણ કે પ્રાણાયામ સંબંધી અદ્વિતિય લાભ પ્રાપ્ત કરવાને માટે બ્રહ્મચર્ય વ્રતની તો અત્યત આવશ્યકતા છે તે જો બ્રહ્મચર્યનું પાલન કરવામાં આવે નહિ તો તે પ્રાણાયામાદિ સર્વ નિષ્ફળ જશે એમા લવલેશ પણ સન્દેહ નથી. કદાચ જેમની અવસ્થા પુખ્ત થઇ હશે અને તેમનાથી અવિદ્યાથી થઇ ગયેલી પાછલી વાતોનું શોચ ન કરતા—‘ જાગ્યા ત્યાંથી સવાર ’ એ

ન્યાયથી હવેથી પોતાની સ્થિતિને સુધારીને ધર્મશાસ્ત્રાનુસાર નિયમો-થી ચાલવાનો પ્રયત્ન કરવો એટલે તેથી પણ તેમને થોડો ઘણો પણ લાભ મળ્યા વિના નહિ રહે; જેથી હવે હું આપને બ્રહ્મચર્ય સંબંધી બે શબ્દ કહું છું તે આપ શ્રવણ કરશો. ભગવદ્ ભક્તિ પરાયણ પ્રિયવર મુમુક્ષુ વર્મા ! ચાલો હવે આપણે "એકોનવિંશતિતમ." સોપાન ઉપર ચ્હઢીએ. વાંચો ! વિચારો ! ! એમાં "બ્રહ્મચર્ય એ મોક્ષમન્દિરનો પાયો છે" એ પ્રમાણે લખ્યું છે તેથી આ સોપા-નની કેટલી બધી યોગ્યતા છે તે વિચારવાનું કાર્ય હું આપનેજ સમર્પણ કરૂં છું. આશા છે કે તેનું આપ યોગ્ય પ્રકારથી મનન કરશો.

બોલો શ્રી મહર્ષિ ક્ષેમેન્દ્ર મહારાજનો જય.





## एकोनविंशतितम—सोपान.

### ब्रह्मचर्य ए मोक्षमन्दिरना पायो छे.

**" पुण्यतममायुः प्रकर्षकरं जराव्याधिप्रशमनं उर्जस्करममृतं शिवं शरण्यमुदात्तंमतः श्रोतुमर्हथोपधारयितुम् प्रकाशयितुञ्च प्रजानुग्रहार्थमार्षं ब्रह्मचर्यम् "८७॥( चरक, चिकित्स्थान, अ. १२. पा. ४)**

**ભાવાર્થ:**—ભૃગુ, અંગિરા, અત્રિ, વશિષ્ઠ, કશ્યપ, અગસ્ત્ય, પુલસ્ત્ય, વામદેવ, અસિત, ગૌતમ, આદિ મહર્ષિઓના પ્રત્યે ઇન્દ્રે કહ્યું છે કે-હે તપોધન ઋષિઓ!" સર્વ પુણ્યોથી ઉત્તમ પુણ્ય બ્રહ્મચર્ય છે. વળી સંપૂર્ણ આયુષ્યને કરવાવાળો, વૃદ્ધાવસ્થાને શિઘ્ર ન આવવા દેવાવાળો, રોગોનો નાશ કરનારો. તેજને વધારનારો, મૃત્યુથી બચાવનારો, કલ્યાણ કરવાવાળો, શરીરાદિની રક્ષા કરનારો, અને મનને સર્વદા આનંદમાં રાખનારો જે બ્રહ્મચર્ય છે તેને તમે મારાથી શ્રવણ કરો અને ધારણ કરો; તથા આ સનાતન બ્રહ્મચર્યને તમે પ્રજાના સુખને માટે સર્વ સંસારમાં પ્રચાર કરો.




જર્ષિ મુમુક્ષુ! સમગ્ર સચ્છાસ્ત્રો અને સંખ્યાબદ્ધ વિદ્વાન-જ્ઞાની પુરૂષોની સમ્મતિથી આ વાર્તા સમ્યક્ પ્રકારે સિદ્ધ થઇ ચૂકી છે કે, આ સંસારમાં મનુષ્યનું પ્રથમ કર્તવ્ય બ્રહ્મચર્ય વ્રતનું પાલન છે. કારણ કે પ્રત્યેક્ પ્રાણી સુખની અભિલાષા રાખે છે; અને સાંસારિક તથા પારમાર્થિક એ બન્ને સુખનું યથાર્થ સાધન બ્રહ્મચર્ય છે.

બ્રહ્મચર્ય એ બે પદનો અર્થ એછે કેઃ–**ब्राह्मणे वेदादि विद्यायैचर्य्यते इति ब्रह्मचर्यम्** અર્થાત્ બ્રહ્મનામ વેદવિદ્યાનું છે–તે વેદાદિ વિદ્યાઓને માટે જે વ્રત ધારણ કરવામાં આવે છે, તેને બ્રહ્મચર્ય કહે છે અને **ब्रह्मणिचरितुं शीलमस्यास्तीति ब्रह्मचारि** એટલે બ્રહ્મચર્ય વ્રત ધારણ કરવાવાળાને બ્રહ્મચારી કહે છે. અહો! જે સમયમાં આપણા ભારતવર્ષરૂપ ગૃહમાં બ્રહ્મચર્યરૂપ સ્તંભ લાગી રહ્યો હતો તે સમયમાં આ આપણો ભારતવર્ષ સર્વ પ્રકારની ઉન્નતિના શિખર ઉપર ચ્હઢયો હતો; જ્યારથી આ ભારતવર્ષરૂપ ગૃહનો બ્રહ્મચર્યરૂપ સ્તંભ તુટવા લાગ્યો ત્યારથીજ આપણો ભારતવર્ષ અવન્નતિને પ્રાપ્ત થયો છે. મહર્ષિ ચરક બ્રહ્મચર્ય સંબંધમાં વદી ગયા છે કે;—

**वैखानसा वालखिल्या स्तथा चान्येतपोधना ॥**
**रसायनमिदं प्राश्य बभूवुरमितायुषः ॥८८॥**

ભાવાર્થ.—વૈખાનસો અને વાલખિલ્યો, તથા બીજા પણ તપોધન મહાત્મા ઋષિ–મુનિઓ આ રસાયનનું પાન કરી દીર્ઘાયુષી થયા.

રાજેન્દ્ર! હવે આ સંબંધમાં પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે, આ સંસારમાં એવા પ્રકારનું ઉત્તમોત્તમ કયું રસાયન છે કે જેના પાનથી-સેવનથી મોટા મોટા મહાત્માઓ ઋષિ–મુનિઓની બહુ લાંબી આવરદા થઇ! તત્સંબંધી પ્રત્યુત્તરમાં મહર્ષિ ચરકાચાર્ય જણાવી ગયા છે કેઃ—

**ब्राह्मं तपो ब्रह्मचर्यं चेरु श्चात्यन्त निश्चयाः**
**रसायनमिदं ब्राह्म मायुष्कामःप्रयोजयेत् ॥८९॥**

( चरक, चिकित्सा स्थान अध्याय. १ पाद. १ )

ભાવાર્થઃ—બ્રાહ્મતપ અર્થાત્ બ્રહ્મચર્ય રૂપ રસાયનનું નિશ્ચય પૂર્વક સેવન કરીને ઋષિ–મુનિઓએ પોતાના આયુષ્યની વૃદ્ધિ કરી. એટલા માટેજ મહામુનિ ચરકાચાર્ય સર્વ મનુષ્યોના પ્રત્યે ઉપદેશ કરે છે કે જેમને પોતાના આયુષ્યની વૃદ્ધિ કરવી હોય તેમણે બ્રહ્મચર્યવ્રતરૂપ રસાયનનું ધારણ કરવું. એજ બ્રહ્મચર્યવ્રતના પાલનથી

ઋષિઓ તન્દ્રાને જીતતા હતા. પાપાચરણથી રહિત હતા અને એજ બ્રહ્મચર્ય વ્રતના પ્રભાવથી બુદ્ધિમાન, સ્મૃતિમાન તથા બળવાન થતા હતા. આયુષ્ય સંબંધીય હિતકારક જેટલા પદાર્થ છે તે સર્વથી શ્રેષ્ઠતમ બ્રહ્મચર્ય વ્રત છે. વળી પૂર્વકાળના ઋષિ મુનિઓ જ્ઞાનવાન, ગુણવાન, તથા પરાક્રમી થઈને ઉન્નતિના શિખર ઉપર ચ્હડયા હતા, તેનું એજ કારણ હતું કે તે મહાપુરૂષો આજકાલના અજ્ઞાની મનુષ્યોની પેઠે પોતાના સંતાનોને કુશિક્ષા આપતા ન હતા; પરંતુ તે તત્વ જાણનારા જ્ઞાનીઓ, પોતાનાં સંતાનોને સર્વોત્તમ બ્રહ્મચર્યનું પાલન કરાવી પરમ વિદ્વાન, જ્ઞાનવાન અને યોગ્ય બનાવતા હતા તે મહર્ષિઓના કુળની એવા પ્રકારની મર્યાદા હતી કે, તે પોતાના કુળ ઉદ્ધારક-રે જગદુદ્ધારક આત્મજો-પુત્રોને બ્રહ્મચર્યવ્રતનું પાલન કરાવ્યા વિના રાખી શકતા ન હતા. કારણ કે તે મહાત્માઓ પોતાના પુત્રોને બ્રહ્મચર્ય પાલન કરાવવુંજ પોતાનું મૂખ્ય કર્તવ્ય સમજતા હતા શ્રવણ કરો છાન્દોગ્ય ઉપનિષદના ૬ ઠ્ઠા પ્રપાઠકના પ્રથમ ખંડમાં લખ્યું છે કેઃ—

" श्वेत केतु र्हारूणेय आस तꣳह पितोवाच
श्वेत केतो वस ब्रह्मचर्यं न वै सौम्याऽस्मत्कुली
नोऽननूच्य ब्रह्मबन्धु रिव भवतीति " ॥९०॥

**ભાવાર્થ:**—મહાત્મા ઉદ્દાલક ઋષિ પોતાના પુત્ર શ્વેતકેતુના પ્રત્યે ઉપદેશ કરે છે કેઃ-હે શ્વેતકેતુ ! તું બ્રહ્મચર્ય વ્રતને ધારણ કર ! કારણ કે બ્રહ્મચર્ય વ્રતના પાલન કર્યા વિના બ્રહ્મ બંધુ થઈ જવાય છે. વળી અમારા કુલમાં કોઇ પણ એવો નથી થયો એટલા માટે તું બ્રહ્મચર્ય વ્રતને ધારણ કર

રાજર્ષિ ! અહો ! જે સમયમાં જન્મદાતા-પિતાઓ પ્રેમપૂર્વક પોતાના પુત્રોને બ્રહ્મચર્ય વ્રતનું ઉપદેશ કરતા હતા. તે સમયે આ દેશ કેવી ઉત્તમ સ્થિતિમાં હતો ? અરેરે ! કયા પ્રાચીન કાળના આવા ધર્મ પરાયણ પિતાઓ, અને કયાં આજકાલના પિતાઓ કે જેઓ પોતાના સતાનોને યેન કેન પ્રકારેણ-દ્રવ્યોપાર્જન કરવાનો પ્રબોધ પ્રદાન કરે છે ! શિવ ! શિવ ! ! સમયમાં શો ફેરફાર ! ! જયારે

ઉદ્દાલક જેવાજ સર્વ પિતાઓ ઉદ્દભવશે ત્યારેજ આ ભારતવર્ષ ઉન્નતિને પ્રાપ્ત થશે એ પ્રમાણે આપ નિશ્ચય જાણશો.

વળી પ્રાચીનકાળના ઋષિઓ બ્રહ્મચર્યનેજ યજ્ઞ કહે છે તથા બ્રહ્મચર્યના સેવનથીજ સર્વ જગત્‌ના નિયામક પરમેશ્વર છે તેને જાણી કરી તે પરમેશ્વરના પદને પ્રાપ્ત થવાય છે. એ બ્રહ્મચર્ય વ્રતથીજ પોતાના આત્માનું યથાવત્ રક્ષણ કરી શકાય છે અને એજ બ્રહ્મચર્ય દ્વારા મનનશીલ થઇને પરમાત્માનુ ધ્યાન પણ ધારી શકાય છે. શ્રી પંતજલિ ભગવાન્ યોગ શાસ્ત્રમાં લખે છે કે —

ब्रह्मचर्य प्रतिष्ठायां वीर्यलाभः ॥९३॥

( योगशास्त्र पाद २ सूत्र ३८. )

ભાવાર્થ:-બ્રહ્મચર્યના ધારણ કરવાથીજ વીર્યનો લાભ થાય છે. વળી મનુસ્મૃતિના બીજા અધ્યાયના શ્લોક ૧૮૦ માં લખ્યું છે કે:—

एकःशयीत सर्वत्र न रेतःस्कन्दयेत्कचित् ॥
कामाद्धि स्कन्दयन् रेतो हिनस्ति व्रतमात्मनः ॥९२॥

ભાવાર્થ:-બ્રહ્મચારીને ઉચિત છે કે:-સર્વદા એકલું શયન કરવું. ક્યારે પણ વીર્યપાત કરવું નહિ. યદિ ભૂલથી પણ બ્રહ્મચારી એક વાર પણ વીર્યને નષ્ટ કરે તો તે બ્રહ્મચારીનુ બ્રહ્મચર્ય વ્રત નષ્ટ થઈ જાય છે.

स्मरणं कीर्त्तनं केलिः प्रेक्षणं गुह्य भाषणम् ॥
संकल्पोऽध्यवसायश्च क्रिया निवृत्तिरेवच ॥९३॥
एतन्मैथुनमष्टांगं प्रवदन्ति मनीषिणः ॥
विपरीतं ब्रह्मचर्य मेतदेवाष्ट लक्षणम् ॥९४॥

ભાવાર્થ:—બ્રહ્મચારીઓએ સ્ત્રીનું મનમાં સ્મરણ કરવું નહિ; તત્સંબંધી મુખથી કીર્ત્તન કરવું નહિ, તેની સાથે હાસ્યવિલાસ કરવો નહિ; તેનું દર્શન કરવું નહિ, તે સાથે એકાંત વાત કરવી નહિ, તેના ભોગનો મનમાં સંકલ્પ કરવો નહિ, તેના ભોગનો નિશ્ચય કરવો

નહિ ને તે સાથે સંભોગ કરવો નહિ એ પ્રમાણે બ્રહ્મચર્ય ધર્મ આઠ પ્રકારનું છે વળી મહાભારતના ઉદ્યોગ પર્વના અધ્યાય ચોમાલીસના સત્તર શ્લોકમાં કહ્યુ છે કેઃ—

धर्मादयो द्वादश यस्यरूपमन्यानिचाङ्गानि तथा बलंच
आचार्य योगे फलतीति चाहुर्ब्रह्मार्थ योगेन च ब्रह्मचर्यम् ॥१५॥

ભાવાર્થઃ—ધર્મ, સત્ય, તપ, દમ, ( જીતેન્દ્રિયતા ) અમાત્સર્ય ( પોતાથી અધિક વૈભવવાળાને જોઇને ઇર્ષ્યા ન કરવી ) તિતિક્ષા ( પોતાના ઉપર દુઃખ પડવાથી ન ગભરાવવું ) અનસૂયા ( નિન્દા ન કરવી ) દાન, ( વિદ્યાદિ ઉત્તમ પદાર્થોનું દાન કરવું ) શ્રુતં ( લૌકિક તથા પારમાર્થિક સિદ્ધાતોનું શ્રવણ કરવું ) ધૃતિ ( ધારણા શક્તિને વધારવી ) ક્ષમા ( સહનશીલ થવુ ) એ પૂર્વોક્ત દ્વાદશ (બાર) તથા યમ નિયમાદિ અને શારીરિક તથા માનસિક બળ વિગેરે એ સર્વ બ્રહ્મચર્યનું રૂપ છે રાજન્ ! બ્રહ્મચર્ય ધર્મનું સંક્ષિપ્ત સિદ્ધાત એ છે કે, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના લોકોએ ગર્ભાધાન સંસ્કારથી માંડીને અનુક્રમે પ્રાપ્ત થયેલો ઉપનયન ( જનોઇ ) સંસ્કાર જે બીજો જન્મ કહેવાય છે તે જન્મ થયા પછી અર્થાત્ દ્વિજ થયા પછી જિતેન્દ્રિય થઇ ગુરૂને ગૃહે રહેવું અને ગુરૂની આજ્ઞા પ્રમાણે વેદનુ અધ્યયન કરી મેખલા, મૃગચમ, દંડ, માળા, જનોઈ, કમડલુ અને દર્ભ આટલી વસ્તુઓ ધારણ કરવી, માથે કેશ વધારવા, પરંતુ તેમા તેલ નાંખવું નહિ, સ્નાન, ભોજન, હોમ અને તપ કરતી વેળાએ તથા મલ, મૂત્રનો ત્યાગ કરતી વેળાએ મૌન્ય રહેવું, દાંત તથા વસ્ત્રોને ધોઇને સ્વચ્છ રાખવા નહિ તથા આસનને પણ રંગવું નહિ, નખ ઉતરાવવા નહિ, કાખના કે ઉપસ્થના કેશને પણ ઉતારવા નહિ, ગૃહસ્થ વિના બીજા કોઇ પણ આશ્રમવાળાએ કોઇ પણ દિવસે વીર્યનો ત્યાગ કરવો નહિ, કદાચ પોતાની મેળેજ વીર્ય સ્ખલિત થઇ જાય તો તત્કાલ જલથી સ્નાન કરી પ્રાણાયામ કરીને ગાયત્રીનો જપ કરવો ઉચિત છે. ત્યાર પછી પવિત્ર તથા સાવધાન થઇને અગ્નિ, આચાર્ય, સૂર્ય, ગાય, બ્રાહ્મણ, ગુરૂ, વૃદ્ધ, દેવતાઓની ઉપાસના કરવી. મૌન્ય રહીને ગાયત્રીનો જપ કરવો, પ્રાતઃસંધ્યા તથા સાયંસંધ્યાની ઉપાસના કરવી,

આચાર્યને મારા રૂપ જાણવા પરંતુ મનુષ્ય ગણીને કોઇ પણ દિવસે તેમનું અપમાન કરવું નહિ; તથા તેમના ગુણમાં દોષ આરોપ કરવો નહિ. કારણ કે ગુરૂ સર્વ દેવમય ગણાય છે સવારે અને સાંજે ભિક્ષા માંગી લાવીને પોતાના ગુરૂને અર્પણ કરવી અને બીજું જે કંઇ મળે તે પણ પોતાના ગુરૂને અર્પણ કરવું અને ગુરૂ આજ્ઞા કરે ત્યારે જિતેન્દ્રિય એવા શિષ્યે તેનો ઉપયોગ કરવો. ગુરૂની સેવા કરનારા શિષ્યે સદાદાસની પેઠે આચાર્યની પાસે બેસી રહેવું. ગુરૂ જાય ત્યારે પાછળ જવું. ગુરૂ સૂવે ત્યારે તેની પાસે સૂવુ, ગુરૂ બેસે તે પછી તેની પાસે બેસવુ, તેને પરિશ્રમ થયો હોય તો તેના ચરણ ચાંપવા, અને બે હાથ જોડીને તેના સામીપ્યમાજ હાજર રહેવું એવી રીતે ખાવા, પીવા, મોજ, મજા, ઉડાવવી વિગેરે સર્વ ભોગનો ત્યાગ કરીને વિદ્યા પરિપૂર્ણ ધારણ થાય ત્યાં સુધી અખંડિત બ્રહ્મચર્ય ધારણ કરી ગુરૂના ગૃહમા રહેવું. મહાભારત શાતિપર્વ મોક્ષધર્મ અધ્યાય ૨૪૧ ના શ્લોક સોળમામાં કહ્યુ છે કે:—

आयुष्यस्यतु चतुर्भागं ब्रह्मचार्य्यनसूयकः ॥
गुरौ वा गुरुपुत्र वा वसेद्धर्मार्थ कोविद. ॥१६॥

ભાવાર્થ:-આયુષ્યનો ચતુર્થ ભાગ અધ્યાપક ( ગુરૂ ) ની પાસે નિવાસ કરીને વિદ્યાધ્યયન અવશ્ય કરવું જોઇએ કારણ કે "**शतं जीवेम शरद**" ઇત્યાદિ વચનથી વેદ ભગવાન્ સો વર્ષની અવસ્થા મનુષ્યની પ્રતિપાદન કરે છે તેથી સો વર્ષનો ચતુર્થ ભાગ પચીસ ( ૨૫ ) વર્ષનો થયો એટલામાં પ્રત્યેક મુમુક્ષુ મનુષ્યને ઓછામાં ઓછું ( ૨૫ ) વર્ષ પર્યંત તો અવશ્યજ બ્રહ્મચર્ય પાળવુ ઉચિત છે. કારણ કે થોડા વર્ષના બ્રહ્મચર્યથી મનુષ્યને યથોચિત જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકિત નથી. એટલા માટે પ્રત્યેક મનુષ્યને ઉચિત છે કે સર્વોત્તમ સર્વાનન્દ પ્રદ બ્રહ્મચર્ય વ્રતનું ધારણ કરીને પોતાના માનવ જીવને કૃત્ય કૃત્ય કરે. અથર્વવેદના અગીયાર કાંડના બીજા અનુવાકની સોળમી વલ્લીમાં કહ્યું છે કે:—"**ब्रह्ममेधाम्**" અર્થાત્ જે બ્રહ્મચારી પરિપૂર્ણ બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરીને વિદ્વાન્ થાય છે તેની ઉત્તમ વાણી થાય છે તથા મન, હૃદય અને બુદ્ધિ પણ ઉત્તમોત્તમ

થાય છે; તથા તેજ દ્વિજવિદ્વાનો-જ્ઞાનીઓમાં સન્માનને યોગ્ય થાય છે અને તેજ તેજસ્વી તથા પ્રતાપી થાય છે એમાં કંઇ પણ સંદેહ નથી.

રાજર્ષિ મુમુક્ષુ ! બ્રહ્મચર્ય એ પ્રથમ આશ્રમ છે માટે જેટલો એ આશ્રમ ઉત્તમ ધારણ કરવામાં આવે તેટલીજ વિશેષ ઉન્નતિ થાય છે. જેવી રીતે કોઇ એક મહાલય હોય અને તેનો પાયો જેટલો મજબૂત હોય છે તેટલોજ ઉત્તમ સ્થિતિને તે મહાલય પ્રાપ્ત થાય છે. તેવીજ રીતે બ્રહ્મચર્ય છે એ આપણા શરીરરૂપ મહાલયનો પાયો છે. એટલે જેટલા અંશમાં એ પાયો મજબૂત હશે તેટલાજ અંશમાં એ શરીર ઉત્તમ સ્થિતિનું અવલંબન કરશે; માટે તમારે આ મારા સદ્બોધને અવશ્ય લક્ષ્યમાં રાખી અને અન્ય પ્રજાને પણ તદનુસાર રખાવવું સર્વથા શ્રેયસ્કારક છે. બ્રહ્મચર્ય વિના કોઇ પણ પ્રકારના સુખની પ્રાપ્તિ થવાની નથી, એ આપ સર્વ નિશ્ચયપૂર્વક જાણજો.

રાજેન્દ્ર! પ્રાચીનકાળમાં ઋષિઓ પોતાના આત્મજોને ઉપનયન સંસ્કાર કરાવી ઉત્તમ પ્રકારે વિદ્યાભ્યાસ કરાવતા હતા એ પ્રમાણેજ જ્યારે પુન આચરણ કરવામાં આવશે ત્યારે આપણી, આપણા દેશની, આપણા ધર્મની અને આપણા આત્મજોની ઉન્નતિ થશે. માટે આ મારા કથનને તમે મહાન્ મંત્રરૂપે સમજી અને ગૃહણ કરો અને મહાભારતના શાંતિપર્વના ૨૪૩ અધ્યાયના ૬ ઠ્ઠા શ્લોકમાં લખ્યું છે તે પ્રમાણે આચરણ કરો કરાવો.

ब्रह्मचर्येणवै लोकान् जयन्ति परमर्षयः ॥९७॥

ભાવાર્થ:—બ્રહ્મચર્યથીજ મહર્ષિઓ લોકલોકાન્તરને જીતતા હતા. વળી " ઋષિ પ્રભાકર બોધમાળા " માં લખ્યું છે કે:—

मनहरवृत्त.

ब्रह्मचर्य पाळवाथी, संसारमां सुख थाय ॥<br>
ब्रह्मचर्य पाळवाथी, प्रतिष्ठा पमाय छे ॥<br>
ब्रह्मचर्य पाळवाथी, रोग सहु दूर थाय ॥<br>
ब्रह्मचर्य पाळवाथी, कंकास कपाय छे ॥<br>
ब्रह्मचर्य पाळवाथी, ब्रह्मविषे प्रीति थाय ॥

ब्रह्मचर्य पाळवाथी, भवरोग जाय छे, ॥
ब्रह्मऋषि प्रभाकर, ब्रह्मचर्य पाळवाथी ॥
संसारमां कई स्थिति साधी न शकाय छे ? ॥९८॥

પ્રિયત્તમ મુમુક્ષુવર્મા! બ્રહ્મચર્ય પાળવાના સંબંધમાં શ્રી ઋષિ સમ્પ્રદાયના આચાર્ય મહર્ષિ ક્ષેમેન્દ્ર મહારાજ પોતાના વચનામૃતમાં વદી ગયા છે કેઃ—

" आजकल हमारे भारत वर्षमे ब्रह्मचर्य पालनकी शैली नष्ट "
" हो जानेसे हमारे संतान सब प्रकारसे निर्बल दीख पडते है. "
" ऐसे निर्वियं वालकोंको दीखते हुए हमारे अंत करणमें "
" बडा दुःख प्राप्त होता है. इस लीये ऋषि सम्प्रदाया- "
" नुयायी सज्जनों के प्रति हमारा उपदेश है किः-जैसै बन "
" शके वैसै ब्रह्मचर्यको पूरे तोरसे पालन करना उचित है. "
" जहां तक ब्रह्मचर्यका सांगोपांग पालन नहि किया जायगा "
" तहां तक किसि प्रकारकी भी उन्नति होनेकी इप्सा=आशा "
" खपुष्य समान है. अधिक क्या कहे! मानो ब्रह्मचर्यका "
" पालन करना सोइ अमृतका प्राशन करनेके शद्दशः है. "

રાજેન્દ્ર! એ પ્રમાણે આ બ્રહ્મચર્ય વ્રત સંબંધી મેં આપના પ્રત્યે વર્ણવીને કહ્યું છે. હવે હુ આપના પ્રત્યે સધ્યા ગાયત્રી કેમ કરવી તત્સંબંધી કિંચિત કહું છું તે ઉપર આપ ધ્યાન આપશો.

ચાલો હવે આપણે વિંશતિતમ સોપાન ઉપર ચ્હડીએ.





# विंशतितम-सोपान.

## " संध्या केवा प्रकारथी करवी जोईए? "

उतमा तारकोपेता मध्यमा लुप्त तारका ॥
अधमा सूर्य सहिता प्रात संध्या त्रिधामता ॥९९॥

(श्री धर्मसार.)

**ભાવાર્થ:**—આકાશમાં તારાઓ દેખાતા હોય, તે સમયે પ્રાત સંધ્યા કરવી તે ઉત્તમ, તારાઓનુ દર્શન થયે કરવી તે મધ્યમ, અને સૂર્ય દર્શન થયા પશ્ચાત્ કરવી તે કનિષ્ઠ એમ પ્રાત સંધ્યા ત્રણ પ્રકારની માની છે.



મુમુક્ષુવર્મા! પ્રાચીનકાળમાં દ્વિજ માત્ર બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય સંધ્યા કરતા હતા. અને તેથી તેમનામાં ઉત્તમ પ્રકારની શક્તિ જોવામાં આવતી હતી. પરંતુ જેમ જેમ દ્વિજ પ્રજામાં શાસ્ત્ર સબંધીય જ્ઞાન ઓછું થતું ગયું તેમ તેમ એ ત્રિવર્ણો સંધ્યાથી પતિત થઈ અવનતિને પ્રાપ્ત થતા ગયા. તે અધુના એટલી અધમ સ્થિતિને પ્રાપ્ત થયા છે કે, સંધ્યા કેવા પ્રકારથી કરવી એ તો ઠીક પણ સંધ્યા કોને કહે છે તેનું પણ જ્ઞાન રહ્યું નથી. અહો! જે દ્વિજો પોતાના આહ્નિક પરાયણ રહી સર્વદા સ્વધર્મમાં નિષ્ઠાવાળા હતા; તેઓનાં સંતાનો સંધ્યા એ શબ્દને પણ જાણતા નથી એ શું ઓછા ખેદની વાર્તા છે. મહર્ષિ યાજ્ઞવલ્કયજી કહે છે કેઃ—

**यावन्तो स्यां पृथिव्यांहि विकर्मस्थातुवै द्विजा ॥**
**तेषांवै पावनार्थाय संध्यासृष्टा स्वयंभुवा ॥१००॥**

**ભાવાર્થઃ**-આ પૃથ્વિ ઉપર કર્મ રહિત જેટલા દ્વિજો ( બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો ) છે તેઓને પવિત્ર કરવાના ઉદ્દેશથી બ્રહ્માજીએ સંધ્યાને સૃજેલી ( ઉત્પન્ન કરેલી ) છે.

રાજન્! હવે ગાયત્રી કઇ કરવી એ સંબંધી એક પ્રશ્ન ઉત્પન્ન થાય છે કેમકે આજકાલ અનેક ગાયત્રીઓનાં નામો સાંભળવામાં આવે છે. જેમ કે, બ્રહ્મગાયત્રી, સૂર્યગાયત્રી, ગોપાલગાયત્રી, મત્સ્ય ગાયત્રી, કૂર્મ ગાયત્રી, હનુમાન ગાયત્રી, પરમહંસ ગાયત્રી વિગેરે વિગેરે-પરંતુ એ પ્રશ્નના ઉત્તર માટે અહીં આપ સર્વ મુમુક્ષુમંડળને જણાવવાનું આવશ્ય છે કે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણને એક સરખાજ મંત્રે વૈદિક-વેદોક્ત ગાયત્રી કરવાનો શાસ્ત્રોમાં અધિકાર આપવામાં આવ્યો છે. એમા યત્કિંચિત્ પણ શંસય રાખવાનું કારણ નથી. કેમકે સંધ્યાની અધિક સંખ્યા થવાનું મૂખ્ય કારણ તંત્ર મિશ્રિત થવાનું છે. વળી તંત્રમાં ન્યાસ, મુદ્રા, વિગેરેનું પણ આટાટોપ-આડંબર ઘણું છે. તેની સંધ્યામાં કાંઇ પણ આવશ્યકતા નથી. જે માટે ધર્મસિંધુકાર લખે છે કેઃ—

"**एतेनाक्षर न्यास पादन्यासादिनां मुद्रा विधेः शाप मोचनादि विधेश्च तान्त्रिकत्वेना वैदिकत्वादनावश्यकत्वं वेदितव्यम्** "१०१॥-અર્થાત્ એ અક્ષર, ન્યાસ, પાદ ન્યાસાદિની મુદ્રાઓ તથા શાપ મોચનાદિ વિધિ તાંત્રિક હોવાથી વૈદિક નથી જેથીજ અક્ષર, ન્યાસ, મુદ્રા, વિગેરેની આવશ્યક્તા નથી. કારણ કે સંધ્યામાં સૂર્યોપસ્થાન અને ગાયત્રીનો જપ કરવો એજ-મૂખ્યત્વે કરવાનાં છે જેમાં શ્રી સૂર્ય ભગવાન્ અને ગાયત્રીની ઉપાસનાજ પ્રધાન ( મુખ્ય ) છે. હવે સંધ્યા કેવા પ્રકારથી કરવી જોઇએ તે સમજાવું છું તે આપ સર્વ ધ્યાનમાં રાખશો. વળી એ સંધ્યા પ્રાતઃ મધ્યાન્હ અને સાયંસંધ્યાના ભેદથી ત્રણ પ્રકારની છે તેમાંથી પ્રથમ હું પ્રાતઃસંધ્યાની રીતિ સમજાવું છું. તે આપ એકાગ્રવૃત્તિથી શ્રવણ કરશો એવી આશા છે.

રાજેન્દ્ર ! બ્હાર જલાશયમાં શીતલ જલદ્વારા અથવા પોતાના ગૃહમાં ઉષ્ણ ( ગરમ ) જલદ્વારા વિધિ પૂર્વક સ્નાન કરીને પવિત્ર =સ્વચ્છ વસ્ત્ર પહેરી, પોતાના ડાબા ખભાપર અન્ય પવિત્ર ઉપવસ્ત્ર રાખી પવિત્ર સ્થાનમાં દર્ભ, મૃગચર્મ, વ્યાઘ્રાંબર અથવા ઉનના પવિત્રં આસન ઉપર પૂર્વાભિમુખે સ્વસ્તિકાદિ આસનથી બેસવું. તે સમયે પોતાની પાસે બે તરભાણી, તથા ફીણ વિનાનું, પરપોટા વિનાનું શુદ્ધ જલથી ભરેલું પંચપાત્ર, તથા આચમની, અર્ઘીઉં, તથા અર્ધ્યપ્રદાન કરવાના જલનું પાત્ર એ રાખવાં. એ સર્વપાત્રો તાંબા અથવા રૂપાનાં હોવાં જોઇએ. ત્યારપછી બરાબર સ્વસ્થ થઇ ભસ્મનું શરીરનાં લલાટાદિ ભાગ ઉપર વિધિ પૂર્વક મર્દન કરવું. પછીથી પોતાના હાથને ધોઇ પોતાના જમણા હાથની હથેળીમાં એક માસાભર જલ લઈ તે હાથનો અંગૂઠો તથા ટચલી આંગળી જુદાં રાખી તથા તે ( જમણા ) હાથને પોતાના ડાબા હાથની ટચલી આંગળી અડાડી રાખી આચમન કરવું. એ સમયે હસવું કિંવા બોલવું નહિ; તેમજ આડુ અવળું જોવું નહિ. પગમાં કાંઇ પહેરવું નહિ, તથા કંઠમાં કોઇ વસ્ત્ર વિંટાળવું નહિ, તેમજ મસ્તક ઉપર પણ કાંઇ વસ્ત્રાદિક બાંધવુ નહિ- અને એ આચમન પોતાના અંગૂઠાના મૂળ આગળથી કરવું જોઇએ ત્યાર પછી તે હથેળીને ધોઇ નાંખવી આચમન લઇ રહ્યા પછી પ્રત્યેક્ સમયે હથેળી ધોવાની છે એ તમારે સર્વથા લક્ષ્યમાં રાખવું. ત્યાર પછી હમણાં જે હું કહું છું એ ગાયત્રી મંત્ર બોલી પોતાની શિખા બાંધવી.

"ॐ भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ॥
धियो यो नः प्रचोदयात् ॥१०२॥

ભાવાર્થઃ-( સઘળા પદાર્થોને ) ઉત્પન્ન કરનાર, પ્રકાશવાન્ ( એવા જે શ્રી સૂર્ય ) તેના ઉત્તમ તેજનું ( અમે ) ધ્યાન કરીએ છીએ જે ( તેજ ) અમારી બુદ્ધિને ( ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં ) પ્રેરે છે અર્થાત્ જે અમારી બુદ્ધિને એ ચારે પુરૂષાર્થોમાં યથાયોગ્ય વિજય મેળવી શકાય એવાં સ્ફુરણોનું સામર્થ્ય આપે છે.

ત્યાર પછી ॐ भूः पुनातु એ મંત્ર બોલીને પહેલું “ ॐ भुवः पुनातु ” એ મંત્ર બોલીને બીજું અને ॐ स्वः पुनातु એ મંત્ર બોલીને ત્રીજું એ પ્રમાણે ત્રણ આચમન લેવાં.

ભાવાર્થ:—પૃથ્વિની સાથે સંબંધ રાખનારો પ્રાણ શુદ્ધ થાઓ, અંતરિક્ષની સાથે સંબંધ રાખનારો પ્રાણ શુદ્ધ થાઓ અને સ્વર્ગની સાથે સંબંધ રાખનારો પ્રાણ શુદ્ધ થાઓ એ પ્રમાણે એ ત્રણ મંત્રોનો ભાવાર્થ છે. ત્યાર પછી

**ॐ अपवित्रः पवित्रो वा सर्वावस्थांगतोऽपिवा ॥**

**यःस्मरेत् पुण्डरीकाक्षं स बाह्याभ्यंतरःशुचिः ॥१०३॥**

ભાવાર્થ:-અપવિત્ર અથવા પવિત્ર કિંવા ગમે તે ( અજ્ઞાત–અશુદ્ધિ વાળી ) અવસ્થામાં રહ્યો હોય તોપણ જે ( મનુષ્ય ) ભગવાનનું સ્મરણ કરે તે ( મનુષ્ય ) બહાર અને અતર પવિત્ર થાય છે. તાત્પર્ય એ છે કે તેના સ્થૂલ કિંવા સૂક્ષ્મ શરીરમાં કાંઇ અશુદ્ધિ રહી હોય તો તે દૂર થાય છે.)

એ મત્રનો ઉચ્ચાર કરી પોતાના મસ્તક ઉપર માર્જન કરવું, એટલે જમણા હાથનાં આંગળાંઓ દ્વારા અથવા દર્ભદ્વારા પોતાના મસ્તક ઉપર થોડું જલ છાંટવુ. ત્યાર બાદ:—

**ॐ पृथ्वि त्वया धृता लोका देवित्वं विष्णुना धृता ॥**

**त्वं च धारयमां देवि पवित्रं कुरु चासनं ॥१०४॥**

ભાવાર્થ:-હે પૃથ્વિ ! તેં જગત્‌ને ( સ્થાવર જંગમ પદાર્થને ) ધારણ કરેલું છે; હે દેવિ ! તું વિષ્ણુ ( સૂર્ય ) વડે ધારણ કરાયેલી છે; અને હે દેવિ ! તુ મને ધારણ કર અને આસનને પવિત્ર કર. એ મંત્ર બોલીને પોતાના આસનને માર્જન કરવું ત્યાર પછી બે આચમન લઈ ત્રણ પ્રાણાયામ કરવા. એ પ્રાણાયામ કરતી વેળાએ મંત્ર બોલવું.

**ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः ॐ तप. ॐ सत्यं ॐ तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि धियो यो न प्रचोदयात् ॐ आपो ज्योति रसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम् ॥ १०५ ॥**

**ભાવાર્થ:**—ગાયત્રીની આગળ જે સાત વ્યાહૃતિ છે તે ભર્ગના વિશેષણ રૂપે છે, સૂર્યનું ઉપાસના કરવા યોગ્ય જે તેજ ( ભર્ગ ) તે કહેલા સાતે લોકમાં સાત કિરણોએ કરીને વ્યાપી રહેલું છે. મનુષ્યના પ્રાણ સાથે સૂર્યના સુષુમ્ણ નામના કિરણનો સંબંધ યથાર્થ રીતે અનુભવી પોતાના પ્રાણની અત્યંત નિર્મલતા કરવાથી મહાન્ યોગિઓ એ સાતે લોકનો અનાયાસે અનુભવ કરી શકે છે. વળી ગાયત્રીનો શિરોભાગ પણ સૂર્યના તેજના વિશેષણ રૂપ છે અર્થાત્ તેનો ભાવાર્થ એ પ્રમાણે છે કે:–( વળી એ તેજ ) જલરૂપ, જ્યોતિ રૂપ, રસ રૂપ, અમૃતરૂપ, વ્યાપકરૂપ, ઉપજાવનાર, રક્ષણ કરનાર, લય કરનાર, તથા ૐકાર રૂપ છે ત્યારબાદ નીચે બતાવેલી રીતિ પ્રમાણે સંધ્યોપાસનાનો સંકલ્પ કરવો જેમકે:—

**अत्राद्य महामांगल्यपद अमुक मासे अमुक पक्षे अमुक तिथौ अमुक वासरे यथा वर्तमान नक्षत्र योगकरण लग्न मुहूर्त समवाये एवं ग्रहगण विशिष्टायां शुभ पुण्य तिथौ ममोपात दुरित क्षयार्थं प्रातः संध्योपासनमहं करिष्ये ॥ १०६ ॥**

**ભાવાર્થ:**—અહિં આજ અત્યંત મંગલને આપનાર, અમુક માસમાં ( અહીં જે માસ હોય તે કહેવો ) અમુક પક્ષમાં ( અહીં બેમાનુ જે પખવાડીયુ હોય તે કહેવું ) અમુક તિથિમાં ( અહીં જે તિથિ હોય તે કહેવી ) અમુક વારમાં ( અહીં જે વાર હોય તે બોલવો. ) નક્ષત્ર, યોગ, કરણ, લગ્ન, મુહૂર્ત્ત જે આજે હોય તે સહિત એ પ્રમાણે ગ્રહના સમૂહથી યુક્ત શુભ પવિત્ર તિથિમાં મારાથી થયેલા પાપના નાશ અર્થે પ્રાતકાલની સંધ્યાનું ઉપાસન હું કરીશ ત્યાર પછી બન્ને હાથ જોડી રાખી નિચેના મંત્રોદ્વારા ગાયત્રીનું આવાહન કરવું.

**ૐ गायत्रीं त्र्यक्षरांबालां साक्ष सूत्र कमंडलुं ॥**
**रक्तवस्त्रां चतुर्वक्त्रां हंसवाहन संस्थितां ॥१०७॥**
**ब्रह्माणीं ब्रह्मदैवत्यां ब्रह्मलोक निवासिनीं ॥**
**आवाहयाम्यहं देवी मायातिं सूर्यमंडालात् ॥ १०८ ॥**

**आगच्छ वरदे देवी त्र्यक्षरे ब्रह्मवादिनि ॥**
**गायत्रि छंदसां मात ब्रह्मयोनि नमोस्तुते ॥ १०९ ॥**

ભાવાર્થ—ગાયત્રી, ત્ર્યક્ષરા, બાલા, રુદ્રાક્ષ, જનોઇ (ને) કમંડલું વાળી, રાતા વસ્ત્ર વાળી, ચાર મુખવાળી, હંસરૂપ વાહન ઉપર સારી રીતે બેઠેલી, બ્રહ્માણી, બ્રહ્માની શક્તિ, બ્રહ્મલોકમાં રહેનારી, (ને) સૂર્યમંડલમાંથી આવનારી દેવીનું હું આવાહન કરૂં છું, હે વર દેનારી દેવિ! હે ત્ર્યક્ષરે! હે બ્રહ્મવાદિનિ!! આવ. હે ગાયત્રી! હે વેદની માતા! હે બ્રહ્મયોનિ! તમને નમસ્કાર હો.

એ પ્રમાણે આવાહન કર્યા પછી નિચેના મંત્રો બોલી પ્રત્યેક્ ચરણના અંતે પોતાના મસ્તક ઉપર માર્જન કરવુ જોઇએ

**ॐ आपो हिष्टा मयो भुवस्ता न ऊर्ज्जे दधातन महे रणाय चक्षसे ॥ ११० ॥ ॐ यो वः शिवतमो रसस्तस्य भाजयतेहः नः उशतीरिव मातरः ॥ १११ ॥ ॐ तस्माऽअरङ्गमामवो यस्य क्षयाय जिन्वथ आपो जन यथाचनः ॥११२ ॥**

ભાવાર્થઃ—હે પાણી! (સર્વ પ્રાણીઓને) સુખ આપનાર થાઓ તે (પાણી) અમને અન્ન માટે સ્થાપોઃ (અમે સઘળી જાતનાં અન્ન ખાનારા થઇએ તેમ કરો) મોટા (રમણીય) બ્રહ્મદર્શન માટે (તથા) વ્યાખ્યાન માટે (અમને સ્થાપો.) ॥૧॥ (હે પાણી! જે તમારો અત્યંત કલ્યાણકારી રસ છે) તે (રસ) ના અમને અહીં ભાગવાળા કરો, પુત્રનું ભલું ઇચ્છતી માતાની પેઠે (અર્થાત્ જેમ માતા પોતાના પુત્રનું કલ્યાણ ઇચ્છતી તેઓનું દૂધ આદિ રસથી પોષણ કરે છે તેમ હે જલ! તમે અમારૂં પોષણ કરો. ॥ ૨ ॥ હે પાણી! જે (અન્ન) ના નિવાસ માટે (તમે ઔષધિને) તૃપ્ત કરો છો તે (અન્ન) માટે (અમે) તમને ચારે તરફથી પામીએ છીએ. વળી (હે જલ! તમે) અમને (પુત્ર પૌત્રાદિ) ઉત્પન્ન કરવામાં સમર્થ કરો.

**પછીથી નિચેનો મંત્ર બોલી આચમન લેવું.**

**ॐ सूर्यश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षंतां, यद्राज्या पापमकार्षं, मनसा वाचा हस्ताभ्यां, पद्भ्यामुदरेण शिश्ना, रात्रिस्तदवलुंपतु यत्किंच दुरितंमयि, इदमहं मामृतयोनौ, सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥ ११३ ॥**

**ભાવાર્થ:**—સૂર્ય તથા યજ્ઞ અને યજ્ઞના પતિઓ ( ઇન્દ્રાદિ દેવો ) અસાંગ યજ્ઞકૃત પાપોથી મારી રક્ષા કરો. ( મેં ) રાત્રિએ મનથી, વાણીથી, હાથથી, પગથી, પેટથી કિંવા ઉપસ્થથી જે પાપ કર્યું હોય તે ( પાપ ) રાત્રિ દૂર કરો. વળી મારામાં જે બીજું ( પાપ ) ( પૂર્વ જન્મના પાપના અદ્દભુત સંસ્કાર ) હોય તો તે આ પાપ ) હું મારા મોક્ષના કારણ રૂપ હૃદયના મધ્યમાં રહી પ્રકાશ કરનાર સૂર્યમાં ( આચમન વડે ) હોમું છું ( તે ) સારી રીતે હોમેલું થાઓ.

એવી રીતે આચમન કરી રહ્યા પછી જમણી હથેળીમાં જલ રાખી ડાબા હાથના અંગૂઠા વડે નાસિકાનું ડાબુ છિદ્ર દબાવી રાખી જમણી હથેળીને નાસિકાના જમણા છિદ્ર આગળ રાખી નિચેનો મંત્ર મનમાં બોલી તે નાસિકા દ્વારા રેચક કરવો. પછી તે જલને જોયા વિના ડાબી તરફ શિઘ્રપણે ફેંકી દેવું અને તે જલમાં નિકળેલા પાપ પુરૂષના હજારો કટકા થઇ ગયા એવી ભાવના કરવી.

**ॐ द्रुपदादिव मुमुचानः स्विन्नःस्नातो मलादिव ॥**
**पूत पवित्रेणेवाज्यमाप' शुन्धन्तुमैनसः ॥ ११४ ॥**

**ભાવાર્થ:**—( પગમાં પ્હેરેલી ) પાદુકાથી છૂટો થયેલો જેમ ( તે પાદુકાના દોષથી મુક્ત થાય છે અને ) પરસેવાવાળો ( મનુષ્ય ) સ્નાન કરવાથી જેમ મલિનતામાંથી ( મુક્ત થાય છે તથા પવિત્ર ( ઉનને ) ગળણે ગાળવાથી જેમ ઘૃત પવિત્ર ( પોતાની અન્તર્ગત રહેલા-મેલ જીવ-જંતુ ) વિગેરેથી મુક્ત ) થાય છે ( તેમ )

**હે પાણી ! મને પાપથી પવિત્ર કરો અર્થાત્ પાપ સ્પર્શ ન કરે એમ કરો, પાપથી મુક્ત કરો અને પાપથી પવિત્ર કરો.**

એ પ્રમાણે અઘમર્ષણ કરી રહ્યા પછી આચમન લેવું. ત્યાર પછી ભગવાન્ સૂર્ય નારાયણની સન્મુખ ઉભા રહી, ખોબામાં અથવા અર્ઘીયામાં જલ લઈ સપ્રણવ ત્રણ વ્યાહૃતિ સહિત ગાયત્રી મંત્ર વડે સૂર્ય નારાયણને ત્રણ અર્ધ્ય આપવા તથા અનુકૂલતા હોય તો એ અર્ધ્ય ચંદન, અક્ષત ( ચોખા ) તથા પુષ્પ સહિત આપવા. કદાચ્ દિવસ ઉગ્યા પછી સંધ્યા કરવામાં આવે તો પ્રાયશ્ચિત નિમિત્ત પુષ્પ સહિત એક ચોથો અર્ધ્ય ઉપર પ્રમાણે આપવો. એ અર્ધ્ય આપતી વેળાએ તર્જની તથા અંગૂઠાને અડવા દેવાં નહિ ને ખોબાને ઉંચાં લાવી સૂર્યનારાયણને અર્પણ કરતા હોઇએ તેમ બીજી તરભાણીમાં થોડું જલ નાંખી તેમાં કે બીજા પવિત્ર સ્થળે તે જલ ફેંકવું. ત્યાર પછીઃ—

ॐ असावादित्यो ब्रह्म—આ આદિત્ય ( સૂર્ય ) બ્રહ્મ છે એ મંત્ર બોલીને પોતાના આસનને પ્રદક્ષિણા કરીને અથવા જમણા હાથમાં લઇ બેઠાં બેઠાં પ્રદક્ષિણાની રીતે હાથ ફેરવીને તે જલ છાંટવું; ત્યાર પછી આચમન લઇ એક પ્રાણાયામ કરવો. પછીથી બંને પગના ફણા ઉપર ઉભા રહી હાથ જોડીને અથવા બન્ને હાથ ઉંચા કરીને નીચેના ચાર મંત્રોદ્વારા શ્રી સૂર્ય ભગવાન્નું ઉપસ્થાન કરવું.

**ॐ उद्वयन्तमसस्परिस्वः पश्यन्त उत्तरम् ॥ देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥११५॥ ॐ उदुत्यं जातवेदसं देवं वहन्ति केतवः दृशे विश्वाय सूर्यम् ॥११६॥ ॐ चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ॥ आप्राद्यावा पृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥ ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् ॥ पश्येम शरदः शतं जीवेम शरदः शतं शृणुयाम शरदःशतं प्रब्रवाम शरदः शतमदीना स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥११८॥**

ભાવાર્થ:—સૂર્ય વડે રક્ષિત થયેલા ( અને ) પૃથ્વિની ઉપર સ્વર્ગ લોકને ચારે તરફથી જોતા એવા ( પૃથ્વીની પેલી ભણીના સ્વર્ગ લોકને ઓળંગી ગયેલા એવા ) અમે પ્રકાશરૂપ શ્રેષ્ઠ સૂર્યનારાયણનું અત્યત ધ્યાન કરીએ છીએ ( તેને પામીએ છીએ. ) ॥ ૧ ॥ તેં જાતવેદા ( જ્ઞાન સ્વરૂપ ) દેવ સૂર્યને કિરણે જગતના પ્રકાશને માટે ઉત્કર્ષથી ધારણ કરે છે–ઉંચે લઇ જાય છે ( તે સૂર્યનારાયણને અમે પામીએ છીએ. ॥ ૨ ॥ દેવતાઓના સમૂહરૂપ, મિત્ર દેવતાના વરૂણ દેવતાના ( ને ) અગ્નિ દેવતાના ચક્ષુરૂપ ( આ સૂર્ય નારાયણ ) વિચિત્રતાથી ઉદય પામે છે. જંગમ અને સ્થાવરના આત્મારૂપ ( એ ) સૂર્યનારાયણ ( પોતાના કિરણના સમૂહથી ) સ્વર્ગ અને પૃથ્વિને ( તથા ) અંતરિક્ષને પૂરતા હવા ॥ ૩ ॥ તે ( પૂર્વોક્ત દેવતાઓ ) ની આંખ રૂપ, દેવતાઓનું હિત કરનાર શુદ્ધ, ઉગમણી દિશામાં ઉદય પામતું ( જે સૂર્ય ભગવાનનું તેજ છે તેના ઉપસ્થાનથી અમે ) સો વર્ષ જોઇએ, સો વર્ષ જીવીએ; સો વર્ષ સાંભળીએ, સો વર્ષ બોલીએ, સો વર્ષ અદીન ( દીનતા રહિત ) થઇએ, અને સો વર્ષથી વધારે ( વર્ષ લગી જોઇએ જીવીએ, સાંભળીએ ઇત્યાદિ )

એ પ્રમાણે ઉપસ્થાન થઇ રહ્યા પછી ઉભા રહીને એકાગ્ર ચિત્તે દશ, અઠ્ઠાવીશ, એકશો આઠ કિંવા એક હજારને આઠ ગાયત્રી મંત્રનો જપ અર્થના સ્મરણ પૂર્વક કરવો. એ જપ કર માલાથી કિંવા રૂદ્રાક્ષની માલાથી હાથને નાભી પર રાખી તે ઉપર વસ્ત્રનું આચ્છાદન કરી–વસ્ત્ર ઢાંકીને કરવાનો છે ત્યાર પછી જપના અંતમાં નિચેનો મંત્ર બોલી ગાયત્રીનું વિસર્જન કરવું. એ વિસર્જનનો મંત્ર બોલતી વેળાએ ઉભા રહેવું જોઇએ અને બન્ને કરતલો સૂર્ય નારાયણની સન્મુખ રાખવા જોઇએ.

**ॐ उत्तमे शिखरे जाता भूम्यां पर्वत मूर्द्धनि ॥**
**ब्राह्मणैरभ्यनुज्ञाता गच्छदेवि यथा सुखं ॥११९॥**

ભાવાર્થ:—પૃથ્વીમાં શ્રેષ્ટ પર્વતના ઉત્તમ શિખરમાં જન્મેલાં, બ્રાહ્મણો–ઋષિ મુનિઓથી સારી રીતે અનુજ્ઞા પામેલાં હે દેવિ !

( તમે હવે ) યથા સુખે ગમન કરો. ત્યાર પછી શ્રી સદ્‌ગુરૂ, દેવ અને બ્રાહ્મણને પૃથ્વીને સ્પર્શ થાએ એવી રીતે હાથ રાખી નિચેનો મંત્ર બોલીઃ—ૐ **आसत्य लोकात्पातालाद्‌ा लोकालोक पर्वतात्॥ ये संति ब्राह्मणा देवा स्तेभ्यो नित्यं नमोनमः ॥१२०॥** નમસ્કાર કરવા ત્યારબાદ બે આચમન લેવાં અને પછી **अनेन प्रातः संध्याख्येन कर्मणा भगवान् श्री परमेश्वरः प्रियताम् न मम: १२१॥** ( આ પ્રાતઃ સંધ્યાખ્યકર્મદ્વારા ભગવાન્ પરમેશ્વર અમને પ્રસન્ન થાઓ ) એટલું બોલી ૐ त... **द्ब्रह्मार्पणमस्तु:** ( આ સર્વ બ્રહ્મને અર્પણ થાઓ ) ૐ **शांतिः शांति: शांतिः** ( એ ત્રણ પ્રકારના શાંતિ પાઠથી ત્રણ પ્રકારના ( અધ્યાત્મ.. અધિદૈવ અને અધિભૂત) તાપની નિવૃત્તિ થાઓ એ પ્રમાણે પ્રાતઃસંધ્યાની મુમુક્ષુ પુરૂષે સમાપ્તિ કરવી.

**પ્રિયવર મુમુક્ષુવર્મા !** એ પ્રમાણે મેં સંક્ષિપ્ત પણ વેદોક્ત રીતિ પ્રમાણે આપને પ્રાતઃસંધ્યા કેમ કરવી એ સમજાવેલ છે. એવી રીતે જો તમે પ્રાતઃસંધ્યા કરશો તો તમને અપૂર્વ આનન્દની ઉપલબ્ધિ થશે-જે મુમુક્ષુ હોઈ આ સંધ્યાની ઉપાસના કરતા નથી તે સાચા મુમુક્ષુ નથી એમ તમારે જાણવું. આજકાલ કેટલાક શુષ્ક જ્ઞાનીઓ માત્ર પોતાના મુખથીજ જ્ઞાનનો કથન કરી કર્મકાંડથી પતિત થાય છે. એ બહુ શોચવા લાયક વાર્તા છે. કારણકે જ્યાં સુધી પ્રથમ અતઃકરણ નિર્મલ થયું નથી ત્યાં સુધી જ્ઞાન કેવી રીતે ટકી શકશે ! અર્થાત્ મલિન અંતઃકરણમાં એ ઉત્તમજ્ઞાન એક ક્ષણવાર પણ રહી શકતું નથી. જ્યારે મલિન ગૃહમાં કોઇ એક સદ્‌ગૃહસ્થને ઉતારો આપવામાં આવે તો તે સદ્‌ગૃહસ્થ મલિનતાવાળા ગૃહમાં ઉતરતાં બહુજ સકોચ કરે છે તો પછી અંતઃકરણ રૂપી મલિન-ગૃહમાં એ આત્મજ્ઞાન કેવી રીતે રહી શકે! એ વિચારવાનું હું આપ-નેજ અર્પણ કરૂં છું. જેવી રીતે સ્વચ્છ કર્યા વિનાના વાસણો અંતિમ્ મલિનતાથી કટાઇ જાય છે તેવી રીતે અંત કરણ નિર્મલ કર્યા વિનાનું જ્ઞાન પણ અંતિમ્ કટાઇ જાય છે. એ સર્વથા નિશ્ચય છે એટલા માટે આ સંબંધી વિશેષ ન કહેતાં તમારે એટલું તો અવશ્ય ધ્યા-નમાં રાખવું કે “કર્મકાંડ” એ અંતઃકરણને નિર્મલ કરવાનો મુખ્ય

ઉપાય છે. માટે તમે સર્વ ભગવાન્ સૂર્યનારાયણથી પ્રથમ જાગૃત થઇને સ્નાનાદિક કરીને પ્રથમ પ્રાતઃસંધ્યા ( જેમ મેં સમજાવેલ છે તેમ ) કરવી. ત્યાર પછી માધ્યાહ્ન સંધ્યા કરવી જોઇએ. અર્થાત્ સંધ્યા, પ્રાતઃકાલ, માધ્યાહ્નકાલ અને સાયંકાલ એમ ત્રણ વખત કરવાની છે માટે હવે હું આપને માધ્યાહ્ન કાલમાં સધ્યા કેમ કરવી તે કહું છું તેને આપ સર્વ મુમુક્ષુમંડળ એકાગ્રવૃત્તિપૂર્વક શ્રવણ કરશો.

રાજેન્દ્ર ! પ્રાતઃસંધ્યાથી માધ્યાહ્ન સંધ્યામાં થોડું ભિન્નપણું છે તે હું આપને દર્શાવું છું. તે આપ ધ્યાનમાં રાખશો. માધ્યાન્હ સંધ્યા પણ પ્રાતઃસંધ્યાની પેઠે પૂર્વાભિમૂખે બેસીને કરવી પરંતુ સંકલ્પમાં प्रात संध्या ને ઠેકાણે माध्याह्नसंध्योपासनमहं करिष्ये—અર્થાત્ હું માધ્યાહ્ન સંધ્યાની ઉપાસના કરીશ. બીજું સર્વ પ્રાતઃસંધ્યાની પેઠે કરવું. વળી આવાહન નિચે લખેલા મંત્રોદ્વારા કરવુ જોઇએ.

ॐ सावित्रीं युवतीं शुक्लां शुक्ल वस्त्रां त्रिलोचनां ॥
त्रिशूलिनीं वृषारुढां यजुर्वेदेन संस्थितां ॥१२२॥

रुद्राणीं रूद्र दैवत्यां रुद्रलोक निवासिनीं ॥
सावित्रि छंदसां माता रूद्रयोनिनमोस्तुते ॥१२३॥

**ભાવાર્થ:**—સાવિત્રી, યુવાવસ્થાવાળી, ઉજ્જવલ રંગવાળી, શ્વેતવસ્ત્રવાળી, ત્રણનેત્રવાળી, ત્રિશૂલને ધારણ કરનારી, વૃષભપર આરૂઢ થયેલી, યજુર્વેદ વડે સંસ્થિત થયેલી, રૂદ્રાણી, રૂદ્રની શકિત, રૂદ્રલોકમાં રહેનારી હે સાવિત્રિ ! હે વેદની માતા ! હે રૂદ્રયોનિ તમને નમસ્કાર હો — ત્યાર પછી મંત્રાચમન નિચેના મંત્રો બોલીને લેવું.

ॐ आपः पुनंतु पृथिवी पृथ्वी पूता पुनातुमां ॥
पुनंतु ब्रह्मणस्पति ब्रह्मपूता पुनातुमां ॥१२४॥

यदुच्छिष्टमजोभ्यंच यद्वादुश्चरितं मम ॥
सर्वं पुनंतुमामापोऽसतां च प्रतिग्रहं स्वाहा ॥१२५॥

**ભાવાર્થ:**—પાણી પૃથ્વીને ( સ્થૂલ શરીરને ) પવિત્ર કરો. પવિત્ર થયેલી પૃથ્વી ( સ્થૂલ શરીર ) મને ( ક્ષેત્રજ્ઞને ) પવિત્ર કરો. ( વળી તે પાણી ) જ્ઞાનના પતિને ( બુદ્ધિને ) પવિત્ર કરો પવિત્ર થયેલી બુદ્ધિ મને પવિત્ર કરો. જે ઉચ્છિષ્ટ ( એઠું ) અને નિંદિત ભોજ્ય તથા અપ્રતિગ્રહ્યનો પ્રતિગ્રહ ( મેં કરેલો હોય ) અથવા મારામાં જે દુરાચરણ ( હોય તે ) સર્વથી જલ મને પવિત્ર કરો. ( આ આચમન વડે સર્વ પાપો ) સારી રીતે હોમેલાં થાઓ.

એ પ્રમાણે બોલી ઉભા રહીને ગાયત્રી મંત્રવડે શ્રી સૂર્યભગવાન્‌ને એક અર્ઘ્ય ઉંચે ઉછાળીને આપવો. તથા ગાયત્રીમંત્રનો જપ ઉભા રહીને હૃદય આગળ હાથ રાખી તે પર વસ્ત્ર ઢાંકી કરવો. અને ઉભા રહીને ગાયત્રીનું વિસર્જન નિચે લખેલા મંત્રથી કરવું:-

**ॐ उत्तमे शिखरे जाता भूम्यां पर्वत मूर्द्धनि ॥**

**रूद्रयोनि समुत्पन्ना गच्छदेवियथा सुखं ॥१२६॥**

**ભાવાર્થ:**—પૃથ્વીમાં શ્રેષ્ટ પર્વતના ઉત્તમ શિખરમાં જન્મેલી, સારી રીતે ઉત્પન્ન થયેલી, હે રૂદ્રયોનિ ! હે દેવિ ! ( હવે ) યથા સુખે જાઓ.

અને બાકી સમાપ્તિમાં " **अनेन माध्याह्नसंध्याख्येन**–ઇ૦ આ માધ્યાન્હની સંધ્યોપાસન વડે " ઇત્યાદિ બોલવું. અન્ય સર્વ પ્રાતઃકાલની સંધ્યા પ્રમાણે કરવું જોઈએ હવે સાયંકાલની સંધ્યામાં જે ભિન્નપણું છે તે હું આપને દર્શાવુ છું તે ધ્યાનમાં રાખશો. એમાં સંકલ્પમાં **सायंसंध्योपासनमहंकरिष्ये** એ પ્રમાણે બોલવું તથા આવાહન નીચે લખેલા મંત્રો પ્રમાણે કરવું.

**ॐ वृद्धां सरस्वतीं कृष्णां पीतवस्त्रां चतुर्भुजां ॥**

**शंख चक्र गदा पद्म हस्तां गरूडवाहिनीं ॥**

**बदर्याश्रममावासा मायाति सूर्यमंडलात्**

**आगच्छ वरदे देवि त्र्यक्षरे विष्णु वादिनि ॥**

**भारति छंदसां मातर्विष्ण योनि नमोऽस्तुते ॥१२७॥**

ભાવાર્થ:-વૃદ્ધા, સરસ્વતી, કૃષ્ણા, પીળાં વસ્ત્રવાળી, ચાર હાથ વાળી, શંખ, ચક્ર, ગદા અને પદ્મ જેના હાથમાં છે એવી, ગરુડવાહિની, બદરિકાશ્રમમાં રહેનારી, સૂર્યમંડલમાંથી આવનારી હે વરદાન દેનારી દેવિ! હે ત્ર્યક્ષરે! હે વિષ્ણુ વાહિનિ! આવો. હે ભારતિ! હે વેદની માતા! હે વિષ્ણુયોનિ તમને નમસ્કાર હો.

ત્યાર પછી મંત્રાચમન નિચેનો મંત્ર બોલીને લેવું.

ॐ अग्निश्च मा मन्युश्च मन्युपतयश्च, मन्युकृतेभ्यः पापेभ्यो रक्षंतां, यदह्ना पापमकार्षं, मनसा, वाचा, हस्ताभ्यां, पद्भ्याम् उदरेण शिश्ना, अहस्तदवलुंपतु, यत्किंच दुरितं मयि, इदमहं मामृत योनौ सत्ये ज्योतिषि जुहोमि स्वाहा. १२८

ભાવાર્થ:-રાજેન્દ્ર! **सूर्यश्च मा मन्युश्च** એ પ્રાતઃ સંધ્યામાંના મંત્રમાંને આ માત્રમાં થોડોક ફેરફાર છે તે નીચે પ્રમાણે છે જેમ કે **सूर्यश्च** ના સ્થાને **अग्निश्च** અર્થાત્ અગ્નિ. **रात्र्या** ના સ્થાને **अह्ना** અર્થાત્ દિવસે **रात्रि**ના સ્થાને **अह** અર્થાત્ દિવસ અને **सूर्ये** ના સ્થાને **सत्ये** અર્થાત્ સત્યમાં-પરબ્રહ્મમાં બાકીનો અર્થ પ્રાંતઃસંધ્યાની પેઠે સમજવો. તેથી અહીં ફરી હું આપને કહેતો નથી.

ગાયત્રી જપ બેસીને નાસિકાના અગ્રભાગ પાસે હાથ રાખી તે ઉપર વસ્ત્ર ઢાંકી કરવો તથા ગાયત્રીનું વિસર્જન નિચેનો મત્ર બોલીને કરવું.

ॐ उत्तमे शिखरे जाता भूम्यां पर्वत मूर्द्धनि ॥
विष्णु यो नि समुत्पन्ना गच्छदे वि यथासुखं ॥१२९॥

ભાવાર્થ:-પૃથ્વીમાં શ્રેષ્ઠ પર્વતના ઉત્તમ શિખરમાં જન્મેલી સારી રીતે ઉત્પન્ન થયેલી હે વિષ્ણુયોનિ! હે દેવિ!! (હવે તમે) યથા સુખે જાઓ.

આ સાયકાળની સંધ્યા પશ્ચિમાભિમુખે કરવી અને અર્ઘ્યપ્રદાન તથા ઉપસ્થાન ઉભા રહીને કરવાં અને ગાયત્રી જપ તેજ દિશા તરફ બેસીને કરવો જોઇએ. તથા સમાપ્તિના સમયમાં "**अनेन सायं-**

**संध्याख्येन०** ઈત્યાદિ કહેવું. બાકીનો તમામ ભાગ પ્રાતઃસંધ્યા પ્રમાણે કરવો એ સર્વથા સમુચિત છે.

**પ્રિય મુમુક્ષુ વર્મા !** એ પ્રમાણે પ્રાતઃકાલ, માધ્યાન્હ કાલ અને સાયંકાલની સંધ્યા મેં તમને સમજાવી છે. વળી શ્રી કાત્યાયન ઋષિના મતથી સંધ્યામાં આચમન, ત્રણ પ્રાણાયામ, શ્રી સૂર્ય ભગવાનને અર્ધ્ય પ્રદાન, તથા શ્રી સૂર્ય ભગવાનનું ઉપસ્થાન અને પોતાની શક્તિ પ્રમાણે ગાયત્રી જપ એ કર્તવ્ય છે. માટે જે મુમુક્ષુથી મારા કહ્યા પ્રમાણે સંધ્યા કદાચ્ કોઇ કારણ વ-શાત્ ન થઇ શકે તો તેણે સંકલ્પ કર્યા પશ્ચાત્ ઉપર કહેલો મૂખ્ય અને અત્યંત અગત્યનો ભાગજ કરવો. અને જે મહાન્ પ્રમાદી હોય—જેનાથી એટલું પણ ન બની શકે તેવાઓએ પણ અર્ધ્ય-પ્રદાન અને દશ ગાયત્રી જપ તો જરૂર કરવાં જોઇએ, પરંતુ સંધ્યા-નો કદિ ભૂલે ચૂકે પણ લોપ કરવો ઉચિત નથી. કદાચ્ સૂતક પડયું હોય તો તેવા સૂતકીકાળમાં પણ જીજ્ઞાસુએ સંધ્યા કર્મનો લોપ કરવો નહિ. સુતકમાં સંધ્યા કેમ કરવી તે આપને સમજાવુ છું તે ધ્યાન માં રાખશો.

રાજેન્દ્ર ! પ્રથમ મંત્ર રહિત ત્રણ આચમન લેવાં; **ॐ आपो हि०** ઇત્યાદિ મંત્રો પોતાના મનમાં ભણીનેજ માર્જન કરવું. તથા પ્રાણાયામ મંત્ર રહિત કરવા. ગાયત્રી મંત્ર સારી રીતે બોલીને તેવડે સૂર્યના-રાયણને અર્ધ્ય પ્રદાન કરવું. **सूर्यश्च०** એ મંત્રથી આચમન કરવું નહિ, તેમ ઉપસ્થાન પણ કરવું નહીં પરંતુ દશ ગાયત્રીનો માનસિક જપ અવશ્ય કરવો. કારણ કે શ્રી પ્રયોગ પારિજાત નામના શાસ્ત્રમાં શ્રી ભારદ્વાજ ઋષિએ આજ્ઞા કરી છે કેઃ—**अहरहः संध्या-पासीत** એ શ્રુતિ તથા શ્રી પુલસ્ત્ય ઋષિ પણ વદી ગયા છે કેઃ—

“ **सूतके मृतके चैव संध्या कर्म न संत्यजेत्** ” અર્થાત સૂતક વિગેરે સમયમાં પણ સંધ્યાદિ નિત્ય કર્મનો લોપ કરવો નહિ એ-ટલા માટે દ્વિજોએ સૂતકમાં પણ તેનો લોપ કરવો જોઇએ નહિ—ક-દાચ્ આપત્ કાળથી ત્રણ કરતાં અધિક દિવસ સંધ્યાનો લોપ થઇ ગયો હોય તો ઉપવાસાદિ પ્રાયશ્ચિત કરવું જોઇએ. એ પ્રમાણે વેદ

ભગવાન્‌ની આજ્ઞા છે માટે એ પ્રમાણે ત્રિકાલસંધ્યાની ઉપાસના કરવી એ દ્વિજોનો પરમધર્મ છે. રાજન્‌! ત્રિકાલસંધ્યાની ઉપાસના કરનાર દ્વિજની દિવ્ય દ્રષ્ટિ થાય છે. એમાં યત્કિંચિત્‌ પણ સંશય નથી. ત્રિકાલ સંધ્યા કરવાથી અંતઃકરણમાંથી અવિદ્યાનો નાશ થઇ જ્ઞાન માર્તંડનો પ્રકાશ થાય છે. હવે હું આપને પંચ મહાયજ્ઞ સંબંધી કહું છું તે આપ સર્વ મુમુક્ષુમંડળ ધ્યાનમાં રાખશો.

પ્રિયવર મુમુક્ષુવર્મા! અને શ્રદ્ધા સમ્પન્ન સર્વ મુમુક્ષુ મંડળ!! આપ સર્વ એકગ્રવૃત્તિ પૂર્વક આ વૈદિક ધાર્મિક સિદ્ધાન્તોનું શ્રવણ કરી રહ્યા છો તે જોઇ મ્હને પરમાહ્લાદ્‌ની પ્રાપ્તિ થાય અને પરમાત્મા આપના અંતઃકરણમાં વિશેષ શ્રદ્ધાને સંસ્થાપિત કરે એમ હું સર્વદા ઇચ્છું છું. ચાલો હવે આપણે સર્વ એકવિંશતિ સોપાન ઉપર ચ્હઢીએ.



---



# एकविंश–सोपान.

## पंचमहायज्ञ करवाथीज परमपद ( मोक्षमंदिर ) ने पमाय छे.

" पंचमहायज्ञथी अन्य अधिक यज्ञ नथी, ने वेदना दानथी "
" अन्य अधिक दान नथी. कारण के सर्वे यज्ञो अने दानो "
" नाशवंत छे पण पंचमहायज्ञ अने वेदना दाननो कोइए "
" पण अंत दीठो नथी. " ( श्री कात्यायन ऋषि. )



જર્ષિમુમુક્ષુવર્મા ! પ્રત્યેક્ ગૃહસ્થના ગૃહમાં પાંચ હિંસાનાં સ્થાન છે, જેમકે કંડણી અર્થાત્ ખાંડણીઓ, ખાંડણીને સાંબેલું ઇત્યાદિ ખાંડવાનાં સાધનો; તથા પેષણી એટલે ઘટી, છીપર અને ઉપર વટણો ઇત્યાદિ દળવાનાં તથા વાટવાનાં સાધનો, " ચુલ્લી " અર્થાત્ ચુલા અને સગડી વિગેરે રસોઈ આદિ કરવાનાં સાધનો અને " જલકુંભ " એટલે જલ રાખવાનાં સાધનો તથા " માર્જની " એટલે વાસીદું કાઢવાનાં તથા લીંપવાનાં સાધનો, એ સ્થળોમાં નિત્ય પ્રતિ અજ્ઞાતપણામાં ન્હાના ન્હાના જીવોની હિંસા થવાનો સંભવ છે. તેના નિવારણ માટે પ્રત્યેક્ ગૃહસ્થે નિત્યપ્રતિ પાંચ મહાયજ્ઞ કરવા જોઇએ, તે પંચ મહાયજ્ઞનાં નામ નિચે પ્રમાણે છે જેમકે પ્રથમ દેવયજ્ઞ અર્થાત્ દેવતાઓના નિમિત્તે અગ્નિમાં હોમ કરવો તે. દ્વિતિય ભૂતયજ્ઞ. (બલી કરવા તે. ) તૃતીય પિતૃયજ્ઞ ( પિતૃને બલિ આપવા તે )

ચતુર્થ બ્રહ્મયજ્ઞ ( વેદાદિનું અધ્યયન કરવું કરાવવું તે ) અને પંચમ મનુષ્યયજ્ઞ. (મનુષ્યને અન્ન આપવું તે ) એ પાંચ મહાયજ્ઞોનાં નામો છે. હવે પ્રથમ દેવયજ્ઞ સંબંધી કહું છું તે તમે શ્રવણ કરશો.

१ ॥ देवयज्ञ ॥

દેવયજ્ઞનેજ વૈશ્વદેવ કહે છે. તે પુર્વાભિમુખે બેસી આચમન કરીને પ્રાણાયામ કરવું. ત્યાર પછી ભૂમિ ઉપર જલ વડે મંડલ ( પોતનું ) કરી તેના ઉપર તાંબાનો કુંડ રાખી તેમાં પાકાગ્નિ સ્થાપિત કરી ઘૃત મિશ્રિત લુણ વગરનાં ભાતનું કિમ્વા કેવળ ઘૃતનું નિચે લખેલા મંત્રો બોલીને હોમ કરવું. પ્રથમ સંકલ્પ કરવું જેમકેઃ—

देश कालौ संकीर्त्य ॥ अद्यदिने ममोपात दुरित यक्ष द्वारा श्रीमत्परमेश्वर प्रीत्यर्थं वैश्वदेवाख्य कर्ममहंकरिष्ये ॥१३०॥

ત્યાર પછી નિચેના મંત્રો બોલીને હોમ કરવું.

ॐ भूः स्वाहा इदमग्नये न मम ॥ ॐ भुवः स्वाहा इदं वायवे न मम ॥ ॐ स्वः स्वाहा इदं सूर्याय न मम ॥ ॐ भूर्भवः स्वः स्वाहा इदं प्रजापतये न मम॥ ॐ अग्नये स्विष्टकृते स्वाहा इद् मग्नये स्विष्ट॥ कृते न मम ॥ ॐ तत्सद् ब्रह्मार्पणमस्त्विाते ॥१३१॥

२ ॥ भूतयज्ञ ॥

હવે ભૂતયજ્ઞ કેવી રીતે કરવો તે સબંધી કહું છું.

પ્રિય મુમુક્ષુવર્મા! વૈશ્વદેવનાં મંડલના એક બાજુ ઉપર ચાર રોટલી રાખી નિચે પ્રમાણે ઉચ્ચાર કરતાં રોટલીઓ ઉપર ઘૃતવાળા ભાતના ગ્રાસ રાખવા જોઇએ જેમકેઃ—

अतिथिभ्य इदमन्नं समर्पयामि॥ गोभ्य इदमन्नं समर्पयामि ॥ श्वभ्य इदमन्नं समर्पयामि ॥ वायसेभ्य इदमन्नं समर्पयामि ॥ अनेन बलिदानाख्येन कर्मणा श्रीमत्कर्मसाक्षीपरमेश्वरः प्रियतां न मम ॥१३२॥

ત્યાર બાદ અન્ન ઉપર જલ પ્રોક્ષણ કરી ભોજન પાત્રનાં નિચે પ્રમાણે બોલીને ત્રણ ગ્રાસ ભાતનાં રાખવા.

**ॐ भूपतये स्वाहानमः ॐ भुवनपतये स्वाहानमः ॥ ॐ भूतानामधिपतये स्वाहानमः ॥१३३॥** હવે હું આપને પિતૃયજ્ઞ સંબંધી કહું છું તે આપ સર્વ એકાગ્રવૃત્તિથી શ્રવણ કરશો.

## ३ ॥ पितृयज्ञ. ॥

રાજેન્દ્ર ! પ્રથમ પોતાના યજ્ઞોપવીત ( જનોઇ ) ને સવ્ય કરી જલમાં અક્ષત ( ચોખા ) નાંખી દેવતીર્થ ( આંગળીઓના અગ્રભાગ ) દ્વારા પ્રત્યેક્ દેવતાને એક એક અંજલી અર્પણ કરતાં દેવ તર્પણ કરવા જેમકે —પ્રથમ સંકલ્પમાં—**देशकालौ संकीर्त्य अद्य दिने ममोपात दुरितक्षयद्वारा श्रीपरमेश्वर प्रीत्यर्थं देव ऋषि पितृ तर्पणमहं करिष्ये ॥१३४॥** તર્પણ કરતી વેળાએ નિચે પ્રમાણે બોલવું.

**ॐ भूः देवा स्तृप्यन्ताम् ॥ ॐ भुवः देवा स्तृप्यन्ताम् ॥ ॐ स्वः देवा स्तृप्यन्ताम् ॥ ॐ भूर्भुवः स्वः देवा स्तृप्यन्ताम् ॥१३५॥**

ત્યાર પછી ઋષિ તર્પણ કરવું-એ ઋષિતર્પણ કરતી વેળાએ કંઠીની પેઠે જનોઇ ધારણ કરી જલમાં અક્ષત નાંખી, દેવતીર્થ દ્વારા અથવા કાયતીર્થ ( કનિષ્ટિકાના મૂલ ભાગ ) વડે દર્ભનાં મધ્ય ભાગે કરી પ્રત્યેક્ ઋષિને બે બે વાર અંજલી આપતાં ઋષિ તર્પણ કરવાં જેમકેઃ—

**ॐ भूः ऋषय स्तृप्यन्ताम् ॥ ॐ भुवः ऋषय स्तृप्यन्ताम् ॥ ॐ स्वः ऋषय स्तृप्यन्ताम् ॥ ॐ भूर्भुवः स्वः ऋषय स्तृप्यन्ताम् ॥१३६॥**

## ॥ पितृतर्पणम् ॥

ત્યાર બાદ પિતૃતર્પણ કરવા—એ પિતૃતર્પણ સમયે પોતાની જનોઇને અપસવ્ય કરી જલમાં તિલ નાંખી દક્ષિણાભિમુખ બેસીને દર્ભના મુળ તથા અગ્રભાગે પિતૃતીર્થ ( આંગળીઓના મધ્યભાગ )

વડે પ્રત્યેક પિતૃને ત્રણ ત્રણ અંજલિ આપતાં ઉંધે ગોઠણ કરી પિતૃતર્પણ કરવાં.

**ॐ भूः पित्तर स्तृप्यन्ताम् ॥ ॐ भुवः पितर स्तृप्यन्ताम् ॥ ॐ स्वः पितर स्तृप्यन्ताम् ॥ ॐ भुर्भुवः स्वः पितर स्तृप्यन्ताम् ॥१३७॥**

ત્યાર પછી નિચે પ્રમાણે બોલીને શેષ રહેલા સમગ્રને ત્રણ અંજલી આપવા **ॐ पितृवंशा मातृवंशौ ये चान्ये मत्त उदकमर्हंति ते तृप्यन्ताम् ॥१३८॥** આમ બોલીને પિતૃતર્પણની સમાપ્તિ કરવી અને **अनेन यथाशक्ति कृतेन देव, ऋषि पितृ तर्पणाख्येन कर्मणा श्री पितृ रूपी परमेश्वर प्रीयताम् ॥ न मम ॥१३९॥**

## ४ ॥ ब्रह्मयज्ञ ॥

પ્રાત:કાલની કિંવા માધ્યાન્હ કાળની સંધ્યા કર્યા પછી અથવા વૈશ્વદેવ કર્યા પછી એક વારજ નિત્યપ્રતિ બ્રહ્મયજ્ઞ કરવો. તે સમયમાં સૂકાયેલું વસ્ત્ર પ્હેરવું, પછી દર્ભનુ આસન પાથરી પૂર્વાભિમુખે બેસીને હાથમાં દર્ભ ધારણ કરી, આચમન લઇ, પ્રાણાયામ કરી, સંકલ્પ કરવો. યથાશક્તિ વેદનો પાઠ કરવો તેને બ્રહ્મયજ્ઞ કહે છે. તેથી ઇશાવાસ્યોપનિષદ્ અથવા બૃહદારણ્યકોપનિષદ્‌માંથી અથવા વેદના મંત્રોને યથાશક્તિ ભણવું કિંવા પુરૂષ સૂક્તનો પાઠ કરવો અને પછી **अनेन ब्रह्मयज्ञाख्येन कर्मणा श्री परमेश्वर प्रीयतान् मम ॥१४०॥** એટલુ બોલીને બ્રહ્મયજ્ઞની સમાપ્તી કરવી.

## ५ ॥मनुष्ययज्ञ ॥

રાજેન્દ્ર ! પ્રત્યેક દિવસે સત્કારપૂર્વક એક અભ્યાગત (અતિથિ) ને પ્રતિદિન ભોજનદ્વારા તૃપ્ત કરવો તેને મનુષ્ય યજ્ઞ કહે છે. જેનું સામર્થ્ય ન હોય એટલે દ્રવ્ય સંબંધમાં અશક્ત હોય તેવા જીજ્ઞાસુએ એક રોટલી ઉપર થોડું ભાત રાખી ભૂતયજ્ઞ સમયે અતિથિ જેવાને આપી દેવું જોઇએ.

પ્રિયવર મુમુક્ષુ વર્મા ! એ પ્રમાણે દિનપ્રતિદિન પંચમહાયજ્ઞ કરવાથી પાંચ પ્રકારનાં પાપોનો નાશ થાય છે તથા તે મુમુક્ષુ મનુષ્ય

ઉપર દેવતાઓ પ્રસન્ન થઈ તેમના અંતઃકરણને નિર્મળ કરે છે. પરંતુ જે મનુષ્ય આ પંચમહાયજ્ઞ પ્રમાદવશ થઈને કરતો નથી. તેના ઉપર દેવતાઓ કોપિત થાય છે અને તેથી તેની આ સંસારમાં અવન્નતિ થાય છે, તેમનું અંતઃકરણ મલિન રહે છે, એટલા માટે પ્રત્યેક વિવેકી સદ્વિચાર સમલંકૃત જિજ્ઞાસુએ આ પંચમહાયજ્ઞથી ક્યારેય પણ પતિત થવું નહિ એવી આપ સર્વ મંડળને મારી પરમ આજ્ઞા છે આપણા ઋષિ-મુનિઓએ આપણા ઉપર મહાન્ કૃપાદ્રષ્ટિ કરી આપણી કેવી રીતે દિનપ્રતિદિન ઉન્નતિ થાય એજ ઉદ્દેશથી આ પંચમહાયજ્ઞ નિર્માણ કર્યા છે. એ ક્યારે પણ ભૂલવું જોઈતું નથી. રાજન્! પ્રાચીનકાળમાં મ્હોટા મ્હોટા રાજા-મહારાજાઓ સુદ્ધાંત-કે જેઓ અત્યંત પ્રવૃત્તિપરાયણ હોઈ રાજ્યકાર્યભાર ચલાવતા હતા. તેઓ પણ એટલી નિવૃત્તિનું સેવન કરતા અને તેથીજ તેઓ પોતાના સ્વધર્મપરાયણના પ્રબળ પુણ્યથી સર્વદા અજીત રહેતા હતા. તેવીજ રીતે તમે પણ એ મહા પુરૂષોનું અનુકરણ કરી સ્વધર્મ-અને સ્વકર્મમાં નિષ્ઠાવાન થાઓ-એનાથીજ આપણને મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. એ સર્વથા નિશ્ચય છે. કેટલાક અજ્ઞાનીઓ ગ્રામ્યગાથાઓમાં પોતાનો અમૂલ્ય સમય વ્યતીત કરે છે પરંતુ આવાં ધાર્મિક કાર્યો કરવામાં તેમને સમય મળતો નથી, એજ તેમની મ્હોટી ભૂલ છે. પરંતુ જેઓ સ્વકર્ત્તવ્યપરાયણ છે, જેમને પરમ પદ પ્રાપ્ત કરવાની પોતાના અંતઃકરણમાં પરમ ઉત્કંઠા છે તેઓ આ પંચમહાયજ્ઞથી ક્યારે પણ પતિત થતા નથી. રાજન્! સ્વકર્તવ્ય પાલનના મહિમા સંબંધી મહાપુરૂષો આ પ્રમાણે વદે છે કેઃ—

गण्यंते पांसवो भूमेर्गण्यंते वृष्टि बिंदवः॥
न गण्यंते विधात्राऽपि धर्म सर [illegible]णे फलं ॥ १४१ ॥
नान्यो वि[illegible] [illegible]ते पंथा [illegible]क्त्वा [illegible]मोविधिं स्वकं॥
तस्मात्कर्माणि कुर्वीत प्रीतये परमेष्ठिनः ॥ १४२ ॥

ભાવાર્થઃ—ભૂમિનાં રજકણો ગણાય છે, વૃષ્ટિનાં બિંદુઓ ગણી શકાય છે, પરંતુ સ્વધર્મના સંરક્ષણમાં જે ફળ છે તે વિધાતા વડે પણ ગણી શકાતું નથી. તથા પોતાના વર્ણાશ્રમના કર્મના વિધિનો

ત્યાગ કરીને મોક્ષને માટે અન્ય ઉપાય નથી. માટે શ્રી મહેશ્વર (મોક્ષ મંદિરના મહારાજા) ની પ્રીતિને માટે કર્મો કરે.

હવે હું આપને હોમ કરવા સંબંધી કહું છું તે આપ સર્વ મુમુક્ષુ મંડળ એકાગ્રવૃત્તિપૂર્વક શ્રવણ કરશો. ચાલો હવે આપણે સર્વ દ્વાવિંશ સોપાન ઉપર ચ્હડીએ.

---

## द्वाविंश सोपान.

### " होम केवा प्रकारथी करवो जोइए ? "

> यो दद्यात्कांचनं मेरुं पृथिवीं च ससागरं ॥
> तत्सायं प्रातर्होमस्य तुल्यं भवति वा न वा ॥ १४३ ॥

**ભાવાર્થ:**—સુવર્ણમય મેરૂ પર્વત અને સમુદ્ર સહિત આખી પૃથ્વી એનું જે દાન કરે છે તેનું ફળ સાયકાળ તથા પ્રાત:કાળના હોમની તુલ્ય થાય છે અથવા નથી થતું, અર્થાત્ તે દાનથી હોમનું ફળ વિશેષ છે.



સદ્‌ગુણગણાલંકૃત્ મુમુક્ષુવર્ગો ! આ હોમ પ્રાત:કાળમાં સૂર્યોદયની પ્રથમ અને સાયંકાળમાં સૂર્યનારાયણના અસ્ત પછી કરવાનો છે તેમાં પ્રાત:કાળનો હોમ સંધ્યા કરીને કરવો. પ્રાત:કાળમાં પવિત્ર થઇને પૃથ્વીને ગોમય તથા જલદ્વારા પવિત્ર કરી તે પર તામ્ર (તાંબા) નો પવિત્ર કરેલો કુંડ મૂકી તેમાં અગ્નિદેવતાનું સ્થાપન કરી ત્યાર બાદ આચમન, પ્રાણાયામ કરીને સંકલ્પમાં **प्रातरौपासन होमं अमुक द्रव्येण करिष्ये** " એ પ્રમાણે કહેવું. પછી ત્રણ દર્ભ જમણે હાથે લઇને તે ડાબા હાથમાં રાખી જમણે હાથે ત્રણ સમિધને કુંડમાંના અગ્નિમાં હોમ કરી પછી જમણા હાથમાં જલ લઇ તે દ્વારા

ઇશાન ખૂણુથી ઇશાન ખૂણુ પર્યંત કુંડનું ચારે તરફ પ્રોક્ષણ કરી અગ્નિ દેવતાનું પૂજન કરવું. તત્પશ્ચાત્ વાંસની ભુંગળીથી અગ્નિને પ્રજ્વલિત કરી તેમાં નિચે લખેલા મંત્રોદ્વારા હવિ, જવ અથવા તંડુલથી હોમ કરવો.

ॐ सूर्याय स्वाहा ॥ इदं सूर्याय न मम ॥

ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ॥ १४४ ॥

ત્યારબાદ નિચેના ત્રણ મંત્રોદ્વારા ઉભા થઇને હાથ જોડી સૂર્યનું ઉપસ્થાન કરવું જોઇએ.

ॐ विभ्राड् बृहत्पिबतु सौम्यम्मद्ध्वायुर्दधद्यज्ञपतावविहुतम् ॥
वातजूतो यो अभिरक्षति त्मना प्रजाः पुपोष पुरुधा विराजति ॥ १४५ ॥
उदुत्यं जातवेदसं देवं वहंति केतवः ॥ दृशे विश्वाय सूर्यम् ॥ १४६ ॥
येनापावक चक्षसा भुरण्यंतंजनाँ अनु ॥ त्वं वरुण पश्यासि ॥
॥ १४७ ॥

ત્યારબાદ નિચેના મંત્રો બોલી અગ્નિને નમન કરવું.

ॐ चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पंचभिरेवच ॥
हूयते च पुनर्द्वाभ्यां तस्मै यज्ञात्मने नमः ॥ १४८ ॥
सर्वेऽपि सुखिनः संतु सर्वे संतु निरामयाः ॥
सर्वे भद्राणि पश्यंतु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥ १४९ ॥
यस्य स्मृत्यां च नामोक्त्या तपोयज्ञ क्रियादिषु ॥
न्यूनं संपूर्णतां याति सद्यो वंदे तमच्युतम् ॥ १५० ॥

ત્યારબાદઃ—

" अनेन प्रातरौपासन परिचरणाख्येन कर्मणा भगवान् प्रजापतिः श्रीमहाविष्णुः प्रीयतां न मम ॥ १५१ ॥

એ પ્રમાણે બોલીને કરેલું હોમ શ્રી ઇશ્વરાર્પણ કરવું. રાજન્ ! એ પ્રમાણે પ્રાતઃકાળમાં હોમ કરવો જોઇએ, હવે સાયંકાળમાં હોમ કેવી રીતે કરવો જોઇએ, તે કહું છું તે આપ શ્રવણ કરશો. સાયંકાળના હોમમાં પણ પ્રાતઃકાળની પેઠેજ હોમ કરવાનો છે પરંતુ તેમાં જે કંઈ ભિન્ન પણું છે તે હું આપને દર્શાવું છું. પ્રથમ સંકલ્પમાં

प्रातरौपासनं होमं नो बदलें साय. ।पासन होमं " એમ કહેવું જોઇએ. હોમ કરવા વખતે નિચે પ્રમાણે મંત્ર બોલવા જોઇએ. જેમકેઃ—

ॐ अग्नये स्वाहा ॥ इदमग्नये न मम ॥ प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये न मम ॥ १५२ ॥

ત્યાર પછી ઉપસ્થાન નિચેના વેદ મંત્રો વડે કરવું જોઇએ.

ॐ समा त्वाग्न ऋतवो वर्धयंतु संवत्सरा ऋषयो यानि सत्या ॥ सं दिव्येन दीदिहि रोचनेन विश्वा आभाहि प्रदिशश्चतस्रः ॥ १५३ संचेद्धय स्वाग्ने प्रचबोध यैनमुच्चतिष्ठ महते सौभगाय ॥ माचरिषदुपसत्ता ते अग्ने ब्रह्माण स्ते यशसः संतु मान्ये ॥ १५४॥ त्वा मग्ने वृण ते ब्राह्मणा इमे शिवो अग्ने संवरणे भवानः सपत्नहानो अभिमाति जिद्स्वेगये जागृह्य प्रयुच्छन् ॥ १५५ ॥

ત્યાર પછી પ્રાતઃકાળના હોમમાં જે અગ્નિને નમન કરવાના મંત્રો છે તેજ બોલી અગ્નિ દેવતાને નમન કરવું અને તત્પશ્ચાત્ अनेन सायमौपासन વિગેરે પ્રાતઃકાળના હોમની પેઠે બોલીને સાયંકાળના હોમની સમાપ્તી કરી, એ કર્મ શ્રી ઇશ્વરને અર્પણ કરવું.

રાજર્ષિ મુમુક્ષુ વર્મા ! એ હોમ કરવા માટે ડાંગર, સામો અને જવ એમના તંડુલ હોમવાને યોગ્ય છે. કિંવા દૂધ, દહિં, ધૃત, ડાંગર, જવ, ઘઉં, અને કાંગ એ દ્રવ્ય સ્વરૂપેજ અર્થાત્ ડાંગર, આદિના તંડુલ કાઢયા વિનાજ હોમવાને યોગ્ય છે. દહિ ઇત્યાદિ પ્રવાહી પદાર્થ સ્રુવ (કાષ્ટનું કિંવા રૂપાનું નાની કડછી જેવું પાત્ર થાય છે તે) નામના પાત્ર વડે હોમવા ઉચિત છે. વળી સમિધ, આકડો, ખાખરો, ખેર, અઘેડો, પીપળો, ઉમરો, વડ, પીપર, બીલી, ખીજડી (શમી), દુર્વા (ધ્રો) ને દર્ભ ઇત્યાદિનાં દશ અથવા દ્વાદશ (બાર) આંગળના લાંબાં છાલ સહિત લેવાં યોગ્ય છે. જે સદ્‌ગૃહસ્થને લૌકિક અગ્નિપર નિત્ય હોમ કરવાની શ્રદ્ધા હોય અને સમિધને માટે દિનપ્રતિદિન પ્રયત્ન થઇ શકે એમ ન હોય તોજ તેણે માત્ર ઘૃત વડે અગ્નિને પ્રદીપ્ત કરી હોમમાંના કોઈ પણ એક દ્રવ્યદ્વારા સમિધ વિનાજ હોમ કરવો સર્વથા ઉચિત છે. પરંતુ હોમ કરવો જોઇએ. " अकर-

णाम्मंद् करणं श्रेय" અર્થાત્ કર્મ ન કરવું તેનાથી મંદ (થોડું ઘણું) કરવું, એ પણ શ્રેષ્ઠજ છે. એવી રીતે જે જે મુમુક્ષુ પ્રાતઃકાળમાં અને સાયંકાળમાં વેદોક્તવિધિ પ્રમાણે હોમ કરે છે તે મુમુક્ષુને મહાન્ પુણ્યની પ્રાપ્તી થાય છે. અને તેથી તેનાં સઘળાં પાપો દૂર થાય છે. આ મેં જે આપને વિધિ બતાવેલ છે તે બહુજ સંક્ષિપ્ત છે તથાપિ પણ વેદોક્ત છે એટલે એટલું કરવાથી અત્યંત પુણ્ય ઉદયને પ્રાપ્ત થાય છે. હવે હું આપને શ્રાદ્ધ વિષે કહું છું તે આપ શ્રવણ કરશો. ચાલો હવે આપણે સર્વ ત્રયોવિંશ સોપાન ઉપર ચ્હઢીએ.

---

## त्रयोविंश–सोपान.

### श्राद्ध मृत पितरोनुं थाय छे के जिवित पितरोनुं ?

देव पितृ कार्याभ्यां न प्रमदितव्यम् ॥१५६॥ तैतरीय, उपनिषद् ॥

ભાવાર્થઃ—દેવ તથા પિતૃ કાર્યોમાં ક્યારે પણ પ્રમાદ કરવું નહિ.

प्रेतं पितृंश्च निर्दिश्य भोज्यं यत्प्रियमात्मनः ॥
श्रद्धया दीयते यत्र तच्छ्राद्धं परिकीर्तितम् ॥ १५७ ॥

( श्रीमरिचिऋषि )



ધર્મનિષ્ઠ મુમુક્ષુવર્યો ! વર્ત્તમાન કાળમાં જેવી રીતે પાશ્ચાત્ય પ્રદેશોમાં સાંસારિક ઉન્નતિ થયેલી જોવામાં આવે છે તેવીજ રીતે પુરાતનકાળમાં આપણા ભારતવર્ષમાં આધ્યાત્મિક ઉન્નતિ અત્યંત શ્રેષ્ઠતા પ્રાપ્ત થઇ હતી. એ સમયે મ્હોટા મ્હોટા મુનિઓએ પોતાના તપોબળ દ્વારા તથા યોગ વિદ્યાના અદ્વિતિય દ્વારા દૈવી શક્તિને પ્રાપ્ત કરી આધ્યાત્મિક વિદ્યા સમ્બંધીય જે જે

અપૂર્વ અને અલૌકિક શોધો કરી હતી તેમાંના તત્ત્વને અનુસરીનેજ આ શ્રાદ્ધ કરવાની પધ્ધતિ ચાલતી આવેલી છે. અને એ સમયમાં દેવતાઓ સુદ્ધાંત સ્પષ્ટ અંતઃકરણથી કહેતા હતા કે " **गायन्तिदेवाः किल गीतकानि धन्यास्तुये भारत भूमि भागे**"૧૪૮–વિષ્ણુ પુરાણ–અર્થાત્ આ ભારતવર્ષમાં જેમને જન્મ પ્રાપ્ત થયો છે તેઓને ખરેખર ધન્યવાદ આપવા લાયક છે. પરંતુ એ ધન્યવાદ આપવાનું કારણ એજ હતું કે આપણા ભારતવર્ષમાં વેદ, વેદાંગ, સ્મૃતિ પ્રભૃતિ સચ્છાસ્ત્રોમાં નિર્માણ કરેલ વર્ણાશ્રમ ધર્મનું યથાવત્ પાલન કરવામાં આવતું હતું પરંતુ વર્ત્તમાનકાળમાં કેટલાક સ્વાર્થસાધકોએ વેદથી વિરૂદ્ધ મતમતાંતરો ઉત્પન્ન કરી પવિત્ર ભારતીય પ્રજાને તેમના સનાતન ધર્મથી પતિત કરવા–વેદના નિર્જીવ, નિર્સત્વ અને નિર્માલ્ય અર્થો કરી પ્રયત્ન કરવા લાગ્યા છે. એ બહુજ શોચવા લાયક વાર્તા છે. તથા સ્વકપોલ કલ્પિત મિથ્યા તર્કો વડે અનેક ઉટપટાંગ પ્રશ્નો કરે છે. અર્થાત્ કેટલાક વેદના અનુયાયીપણાનો દાવો કરી, વેદ વિરૂદ્ધ તર્કો કરવા લાગ્યા છે. જેમકેઃ–શ્રાદ્ધ કરવું જોઈએ કે નહિ? શ્રાદ્ધ એ વેદોક્ત કર્મ છે કે નહિ? શ્રાદ્ધ મૃતપિતરોનું થાય છે કિંવા જીવિત પિતરોનું? શ્રાદ્ધમાં બ્રાહ્મણને ભોજન આપવામાં આવે છે તે પિતરોને પ્હોંચે છે કે કેમ? શું બ્રાહ્મણોનું પેટ પોસ્ટ ઓફીસની Letter box ( કાગળ નાંખવાની પેટી) જેવું છે? શું તેમાં અન્ન નાંખવાથી તત્કાળ પિતૃઓને પ્હોંચે છે? ઇત્યાદિ પ્રશ્નો આજકાલ કેટલાક વેદ ભણ્યા વિના કરી રહ્યા છે. એ સર્વ પ્રશ્નોનું સમાધાન તથા શ્રાદ્ધમાં બ્રાહ્મણોને જમાડેલું અન્ન પિતૃઓને કેમ પ્હોંચે છે એ હું સર્વ આપ મુમુક્ષુમંડળના પ્રત્યે કહું છું, તે આપ સર્વમંડળે એકાગ્રવૃત્તિથી શ્રવણ કરી, નિર્સંશય થવું.

મહારાજા મુમુક્ષુ ! આ વિષય બહુજ સૂક્ષ્મ છે. એટલા માટે આપના પ્રત્યે જે હુ સદ્બોધ કરૂં છું તે આપ પણ સૂક્ષ્મ બુધ્ધિથી શ્રવણ કરશો. એ પ્રમાણે પુન. કહેવાનું ઉચિત ધારૂ છું. રાજન્ ! જેવી રીતે વાલુકા ( રેતી ) ના વિશાલ મેદાનમાં એક રેતીનો કણ હોય છે, તેવીજ રીતે અનંત વિશ્વમાં આ ભૂલોક છે. અને આપણા ભૂલોક પ્રમાણેજ સૂર્યલોક, ચંદ્રલોક, ઈત્યાદિ અનતલોક પરમકૃપાળુ

પરમાત્માએ નિર્માણ કર્યા છે. જે પ્રમાણે આપણા ભૂલોક ઉપર પ્રજા તથા વનસ્પતિ વગેરે છે તે પ્રમાણે અન્ય લોકમાં પણ વસતી હોતાં જૂદા જૂદા પ્રકારના અનંત પદાર્થો છે વળી જેવી રીને ભૂલોકને સૂર્યના પ્રકાશની પ્રાપ્તી થાય તેવીજ રીતે અન્ય લોકને પણ સૂર્યનો પ્રકાશ મળે છે. વળી અન્ય સર્વ લોક કરતાં ચંદ્રલોક ભૂલોકની તદન નજીકમાં છે. અને ચંદ્રલોકની ઉપરની બાજુએ પિતૃલોક છે. તેથીજ સિદ્ધાંત શિરોમણિ નામક શાસ્ત્રમાં લખ્યું છે કે " **विधूर्ध्वे भागे पितरो वसन्ति** " ॥૧૫૧॥ એ સર્વથા નિશ્ચિત છે. વળી જેમ સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર, ઇત્યાદિ લોકમાથી, પ્રકાશ, અમૃત વૃષ્ટિ તથા જળ વૃષ્ટિ વિગેરેની તજવીજ થાય છે તેમજ પિતૃલોક દ્વારા મૃત જીવના તરફની હરેક વ્યવસ્થા થાય છે. અર્થાત્ જેમ કોઇ એક રાજ્ય કચેરીના મુખ્ય કામદાર, શિરસ્તેદાર, અને કારકુન વિગેરેની વ્યવસ્થા હોય છે તે પ્રમાણે પિતૃલોકની કચેરીમાં વસુ, રૂદ્ર, આદિત્ય, અર્યમા, અગ્નિષ્વાતની નિમણુક છે, તેથી શ્રાદ્ધ દ્વારા તે પોતે તૃપ્ત થાય છે અને શ્રાદ્ધ કર્ત્તા તરફથી મળેલા અન્નાદિ પદાર્થ, મૃત જીવ જયાં હોય ત્યાં મોકલી તેણે આચરણ કરેલા શ્રાદ્ધાનુરૂપ તેને અધોગતિમાંથી મુકત કરવાની તજવીજ કરે છે. અને શ્રાદ્ધ કર્ત્તાને આયુષ્ય, પ્રજા, દ્રવ્ય, વિદ્યા ઇત્યાદિ આપીને સુખી કરે છે. વસુ, રૂદ્ર, આદિત્ય એ સર્વ પ્રત્યક્ષ શ્રાદ્ધના દેવતાઓ છે. અને એ સર્વ પિતૃઓમાં દેવતાઓના જેવી દિવ્ય શકિત હોય છે. એ સંબંધી યાજ્ઞવલ્કય સ્મૃતિના આચારાધ્યાયમાં કહ્યું છે કેઃ—

**वसुरुद्रा दिति सुताः पितरः श्राद्ध देवताः ॥**
**प्रीणयन्ति मनुष्याणां पितृन् श्राद्धेन तर्पिताः॥ १५८ ॥**
**आयुः प्रजां धनं विद्यां स्वर्ग मोक्षं सुखा निच ॥**
**प्रयच्छन्ति तथा राज्यं प्रीता नृणां पितामहाः ॥१५९॥**

આ શ્લોકોનો ભાવાર્થ મેં આપના પ્રત્યે ઉપર જે કહેલ છે તેજ છે.

રાજન્ ! કેટલાક નાસ્તિકો એ પ્રમાણે વદે છે કેઃ—પ્રાણીનો મૃત્યુ થયો એટલે ગયો, મૃત્યુ પછી શું છે ? શ્રાદ્ધ એ તો શ્રદ્ધાથી

કરવાનું હોય તે પિતા જીવતાં છતાં જ કરવું યોગ્ય છે. આ તેમનુ કથન યથાર્થ નથી આ યુક્તિ હસવા લાયક જ છે. કારણ કે જીવિત વડીલોની સેવા કરવી એ તો પુત્રોનો પરમધર્મ છે. એ માટે તો સનાતન ધર્મીઓના શાસ્ત્રોમાં બહુજ રૂડે પ્રકારે પ્રતિપાદન કરવામાં આવ્યું છે. પરંતુ શ્રાધ્ધ તો મૃત પિતરોનું જ કરવામાં આવે છે કારણ કે શ્રાદ્ધમાં તિલ દર્ભ, ઇત્યાદિ જે પદાર્થો ઋષિ-મુનીઓએ અને વેદ ભગવાને જણાવ્યા છે તે જીવિત મનુષ્યોના મુખમાં નાંખવા લાયક નથી એ વાર્તા તો ન્હાના બાળકના પણ ધ્યાનમાં આવે એમ છે વળી કાતીય સૂત્રમાં લખ્યું છે કેઃ—अपरपक्षे श्राद्धम कुर्वीत" અર્થાત્ કૃષ્ણ પક્ષમાં શ્રાધ્ધ કરવું તથા દર્શ શ્રાદ્ધ સંબંધી શતપથ બ્રાહ્મણમાં લખ્યુ છે કેઃ—" જ્યારે પૂર્વમાં તથા પશ્ચિમમાં ચંદ્ર જોવામાં ન આવે ત્યારે ( તે દિવસે ) પિતરો માટે પિંડપ્રદાનાદિ કરવું તથા કાત્યાય શ્રૌત સૂત્ર ,૧ા ૧ા માં લખ્યું છે કે—એ પ્હોર અર્થાત મધ્યાન્હ થયા વખતે જે દિવસે ચંદ્ર જોવામાં ન આવે અર્થાત્ અમ્માવાસ્યાને દિવસે પિંડ-પિતૃ યજ્ઞ કરવો. જો માત્ર શ્રદ્ધાથી જે કરવાનુ તેનું નામ શ્રદ્ધા હોય અર્થાત્ શ્રાદ્ધ શબ્દનો એટલો જ અર્થ હોય તો વિવાહ વિગેરે પણ ઉત્તમ કાર્યો સર્વ શ્રધ્ધાથીજ કરવામાં આવે છે તો તે સર્વને શ્રાદ્ધજ કહેવું પડશે પરંતુ એ પ્રમાણે કહેવું યોગ્ય નથી માટે શ્રાધ્ધ કર્મમાં શ્રધ્ધા તો ખરી પરંતું તેની સાથે અન્ય પણ અનેક વાર્તાઓનો તેમા સમાવેશ થાય છે. એ આપ મરિચિ ઋષિના શ્લે કથી સર્વથી પ્રથમ સમજ્યા હશે. આર્થાત્ શ્રાદ્ધ એ વિવાહ ઉપનયન વિગેરે કર્મોની પેઠે એક ખાસ કર્મનું નામ શ્રાદ્ધ છે.

રાજન ! મૃત્યુ પછી જીવની ત્રણ પ્રકારની ગતિ થાય છે જેમ કે ઉતમ, મધ્યમ અને કનિષ્ઠ એટલે જે જીવ પોતાના કર્મબંધનમાંથી મુકત થાય છે તેમને પુનઃ જન્મ લેવો પડતો નથી એ ઉત્તમ ગતિ છે. તથા સમ્યક્ પ્રકારે પુણ્યકર્મ કરવાથી સ્વર્ગાદિલોકની પ્રાપ્તિ થાય છે. અને પુણ્ય પૂર્ણ થતાંની સાથે ત્યાંથી પુનઃ મૃત્યુલોકમાં આવવું પડે છે. તે મધ્યમ ગતિ છે અને અનેક પાપકર્મો કરવાથી જીવ ચોરાશીના ફેરામાં ફરે છે; એ કનિષ્ઠ ગતિ છે. એ ત્રણે પ્રકારના જીવોને શ્રાદ્ધ હિતકારકજ છે, તથાપિ તેમાં કનિષ્ઠ પ્રકારના જીવને તો એ શ્રાદ્ધની અ-

ત્યંત આવશ્યકતા છે. અને શ્રાદ્ધ કર્તાને પણ સમૃદ્ધિની પ્રાપ્તિ થાય છે એ પ્રમાણે મેં કહ્યું છે. તે આપ સર્વને ધ્યાનમાં હશે.

આ સંસારમાં અન્ય કોઇ પણ ઋણ કરતાં માતા પિતાનું ઋણ પુત્રના મસ્તક ઉપર વધારે હોય છે કારણકે પુત્રના ઉપર માતાપિતાના અપરિમિત ઉપકાર થયેલા હોય છે નવ માસ પર્યંત ઉદરમાં રાખી તેનો ભાર વહન કરવો પડે છે. અને તત્સંબંધી અસહ્ય કષ્ટ પણ સહન કરવું પડે છે. તદુપરાંત બાળકને જન્મ થવા પશ્ચાત પણ તેની પરતંત્ર અવસ્થામા પ્રત્યેક રીતે તેનુ સંરક્ષણ કરે છે તથા તે પુત્ર મોટો થાય તે બદલ રાત્રિ દિવસ તેનાં માતાપિતા અત્યંત ખંતપૂર્વક સંભાળ રાખે છે રે! પોતાના પ્રાણ કરતાં પણ તેને અધિક ગણે છે. એ પ્રમાણે માતાપિતાના મહાન્ ઉપકારનો બદલો પુત્રના હાથથી પૂર્ણ રીતે મળવો એ સર્વથા અશક્યજ છે અને એ ઉપકાર મૃત્યુ પશ્ચાત્ પણ વાળવાના ઉદ્દેશથી વેદ ભગવાને શ્રાદ્ધ કર્મ નિર્માણ કરેલ છે. મનુધર્મ શાસ્ત્રમાં કહ્યુ છે કે—

यं माता पितरौ क्लेशं सहेते संभवे नृणाम् ॥
नतस्य निष्कृतिःशक्या कर्तुंवर्ष शतैरपि ॥ १ ॥

ભાવાર્થ:—બાળકના જન્મ સમયે તથા જન્મ થયા પછી જે કષ્ટ માતાપિતાને સહન કરવાં પડે છે તેનો બદલો સેંકડો વર્ષે પણ વાળવો અશક્ય છે. સારાંશ એ છે કે માતા પિતાનું ઋણ મ્હોટું છે. તે એકલા પુત્રથી વાળવાનું શક્ય નથી. માટે જ આગળની એક બે પેઢી સુધીની સંતતિના આશ્રયથી વાળવાનો યત્ન કરવો એ ધર્મપરાયણ સત્પુત્રનું કર્તવ્ય છે.

રાજેન્દ્ર! આધુનિક વ્યાવહારિક કાયદામાં પણ પિતાના ઋણનો પુત્ર જવાબદાર ગણાય છે. તથા તેનાથી કદાચ એ ઋણમાથી મુક્ત ન થઇ શકાય તો તેના પુત્રોએ ઋણ ચૂકાવી દેવાનું છે. એ સર્વત્ર પ્રસિદ્ધ વાર્તા છે. તેવીજ રીતે માબાપનું ઋણ અર્થાત્ કદાચ તેઓ અધોગતિમાં હોય તો તેમાંથી તેમને મુક્ત કરીને તેમની સદ્ગતિ થાય એ પ્રમાણે કરવું સર્વથા ઉચિત છે, અને તેવી સદ્ગતિ થવાને માટે

તેના વિદ્વાન્ પુત્રે તેમનું શ્રાદ્ધ વિગેરે કરવું જોઇએ. હવે હું આપને કેટલાક વેદ મંત્ર કહું છું કે જેમા મૃત પિતરો સંબંધીજ શ્રાદ્ધનું કથન કરવામા આવ્યુ છે. કેટલાક કહે છે કે વેદમાં શ્રાદ્ધ કર્મ નથી જેથી હું વેદ મંત્ર કહું છું તે આપ સમચિત્તથી શ્રવણ કરશો તો તેનાથી આપને સ્પષ્ટપણે જાણવામાં આવશે કે વેદમાં પણ મૃત પિતરો માટે શ્રાદ્ધ કર્મનુ વિધાન યોજવામાં આવ્યું છે. જુઓ યજુર્વેદ ॥૧૯॥ મંત્ર ૪૯ તથા ઋગ્વેદ મં૦ ૧૦ અ૦ ૧ સ૦ ૧૫ મા લખ્યું છે કે—

उदीरतामवर उत्परास उन्मध्यमाः पितरः सोम्यासः ॥
असुंयईयुरवृका ऋतज्ञास्तेनोऽवन्तु पितरो हवेषु ॥

ભાવાર્થ:—( अवर )આ ભૂલોકમા રહેવાવાળા પિતરો ઉપર સ્વર્ગ લોકને પ્રાપ્ત થાઓ, ( सोम्यासः ) યજ્ઞોમાં સોમપાન કરવા વાળા ( मध्यमा )મધ્ય—અંતરિક્ષ લોકમા સ્થિત છે તે પિતર ( उदीरताम् )ઉર્ધ્વગતિને પ્રાપ્ત થાઓ. તે પિતરો કેવા છે ? (असुंयईयु) કે જેમણે પ્રાણ માત્રને ધારણ કર્યા છે, અર્થાત્ સ્થૂલ મનુષ્યાદિના સરખા તેઓના શરીરો નથી પરંતુ વાયુના જેવા સૂક્ષ્મ અને અદ્રશ્ય શરીરો વાળા છે (" એજ અર્થ નિરૂકતના દૈવત કાંડ અધ્યાય ૧૧ પા૦ ૨ ખંડ ૧૮માં છે જેથી પણ સ્થૂલદેહધારી જીવિત પિતરો સિદ્ધ થઇ શકતા નથી "— ) તથા अवृका જેઓનું કોઈ શત્રુ નથી તથા ( ऋतज्ञा ) જેઓ સત્ય અથવા યજ્ઞને જાણે છે તે. આનુ નામ પિતર છે તે પિતરો શ્રાદ્ધમાં આવાહન સમયમાં રક્ષા કરો.

આ વેદના મંત્ર વડે પણ એમજ નિશ્ચિત થાય છે કે ત્રણે લોકમા વિચરનારા તથા પ્રાણમાત્ર ધારણ કરનારા અર્થાત્ સૂક્ષ્મ શરીર ( પાચ જ્ઞાનેન્દ્રિય,—શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના અને ઘ્રાણ; પાંચ કર્મેન્દ્રિય, વાક્, પાણી, પાદ, શિશ્ન, ઉપસ્થ અને ગુદા, પાંચ પ્રાણ, પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન, અને મન તથા બુદ્ધિ એ સપ્તદશ-૧૭ ) તત્વાત્મક શરીરને ધારણ કરવાવાળાજ પિતર શબ્દે કરીને શ્રાદ્ધમા ગ્રાહ્ય-ગૃહણ કરવા લાયક છે. પરંતુ.સ્થૂલ

શરીર ધારી જીવિત પિતરોનું અહીં પ્રયોજન જોવામાં આવતું નથી. તેમજ યજુર્વેદના અ૦ ૧૯ મં૦ ૬૨ માં પણ લખ્યું છે કે.—

**आच्याजानुदक्षिणतो निषद्येमं यज्ञमाभिगृणीत विश्वे ॥ मा हिं सिष्ट पितरः केनचिन्नो यद्वद् आगः पुरुषता कराम ॥ यजुर्वेद. अ. १९ मं. ६२.**

**ભાવાર્થ:**—હે પિતરો ! તમો વામ ગોઠણને ઉંધેવાળી દક્ષિણાભિ મુખે બેસી આ યજ્ઞની પ્રસંશા કરો. કોઈ પણ અપરાધ થવાથી મને દુઃખ આપશો નહિ કેમકે અમો અજ્ઞાની મનુષ્યો હોવાથી તમારા અપરાધો કરીએ છઈએ તથા.—

**आयन्तुनः पितरः सोम्यासोऽग्निष्वात्ताः पथिभिर्देवयानैः ॥ यजुर्वेद अ. १९ मं. ५८.**

**ભાવાર્થ:**—અગ્નિ કર્મને પ્રાપ્ત થયેલ છે, જે પિતરો તે દેવયાન માર્ગે કરી આવો ઈત્યાદિ પ્રમાણોથી સમ્યક્ પ્રકારેથી સિદ્ધ થાય છે કે વેદમાં પણ મૃત શ્રાદ્ધનું પ્રતિપાદન છે. વળી યજુર્વેદ અ૦ ૧૯ મં. ૪૫ મા પણ લખ્યું છે કેઃ—

**ये समानाः समनसः पितरो यमराज्ये ॥ तेषां लोकः स्वधानमो यज्ञो देवेषु कल्पताम् ॥**

**ભાવાર્થ:**—જે, સપિંડ, મનસ્વી, જાતિ તથા રૂપાદિ એ તુલ્ય અંતઃકરણ વાળા પિતર યમદેવતાના રાજ્યમાં રહે છે તેમને (સ્વધા) આ અન્ન પ્રાપ્ત થાઓ. પિતરો ! તમો યમ, વસુ, રૂદ્ર આદિત્ય વિગેરે દેવતાઓમાં નિવાસ કરો.

તથા યજુર્વેદના અ. ૧૯ મંત્ર ૬૦ માં પણ લખ્યું છે કેઃ—

**येऽग्निष्वात्ता येऽनग्निष्वात्ता मध्ये दिवः स्वधया मादयन्तते ॥ यजुर्वेद अ० १९ मंत्र ६०.**

**ભાવાર્થ**— જે પિતર અગ્નિ વડે દગ્ધ થયેલ અર્થાત્ ઔર્ધ્વદૈહિક-અંત્યેષ્ટિ કર્મને પ્રાપ્ત થયેલ અને જે અગ્નિમાં દગ્ધ નહિ થયા હોય અર્થાત્ જેઓને ઔર્ધ્વ દૈહિક કર્મ પ્રાપ્ત ન થયું હોય તે-

વા સમગ્ર પિતરો " સ્વધા " એ વાક્યદ્વારા અપાતા અન્ન વડે તૃપ્ત રહે છે. એજ પ્રમાણે ઋગ્વેદમાં પણ કહ્યું છે કેઃ—

**येऽग्निदग्धा येऽनग्निदग्धामध्येदिवः स्वधयामादयन्ते**

**ऋग्वेद** ૧૦-૧૫-૧૪ તથા અથર્વવેદ, ૧૮, ૨, ૩૫, આ મંત્ર નો ભાવાર્થ યજુર્વેદના મંત્ર પ્રમાણેજ છે. આ મંત્ર જેમ ઋગ્વેદમાં છે તેમ અથર્વણ વેદમાં પણ છે. એટલે યજુર્વેદની સંહિતામાં **अग्निष्वात्त** અને **अनग्निष्वात्त** એવાં પદ આપવામાં આવ્યાં છે અને ઋગ્વેદમાં તથા અથર્વણ વેદમાં તેના બદલે **अग्निदग्ध** અને **अनग्निदग्ध** એવાં પદ આપવામાં આવ્યાં છે. પરંતુ **मध्ये दिव स्वधया मादयन्ते** એ પાઠ ત્રણે વેદોની સંહિતામાં બરાબરજ છે. આથી નિશ્ચય થાય છે કેઃ-વેદમાં અગ્નિષ્વાત્ત તથા અગ્નિદગ્ધ પદોનું અર્થ એકજ થાય છે. વળી વ્યાકરણ શાસ્ત્રાનુસાર પણઃ—**अग्निना स्वादिताः ॥ अग्नि-स्वादिताः** અર્થાત્ અગ્નિએ જેમનું સ્વાદ લીધું એટલે અગ્નિ દ્વારા જે બાળવામાં આવ્યા હોય તે પિતરોનું નામ અગ્નિષ્વાત્ત છે. અને **अग्निनादग्धा. अग्निदग्धा ॥** અર્થાત્ અગ્નિએ કરી દગ્ધ થયા હોય અર્થાત્ અગ્નિમાં જે બાળવામા આવ્યા હોય તે અગ્નિદગ્ધા અને અગ્નિમાં બાળવામાં ન આવ્યા હોય અર્થાત્ પૃથ્વીમાં રાખવામાં આવ્યા હોય તે અનગ્નિશ્વાત્ત અને અનગ્નિદગ્ધ કહેવાય છે.

એ પ્રમાણે વેદની સંહિતાઓના અન્યોઅન્ય ઐક્યતાથી તેમજ વ્યાકરણના પ્રમાણથી અગ્નિષ્વાત્ત તથા અગ્નિદગ્ધ આદિ પદોનુ અગ્નિ દ્વારા બાળવામાં આવ્યા પિતર તેમનુજ નામ અગ્નિષ્વાત ઇત્યાદિ અર્થ સિદ્ધ થઈ ગયું છે છતાં કોઇને સંતોષ ન થાય તો જુઓ શતપથ બ્રાહ્મણમાં લખ્યું છે કેઃ—

**" यानग्निरस्वदयन्नस्वदयाति ते पितरोऽग्निष्वात्ताः शतपथ. २-६-२७**

ભાવાર્થઃ—જેમને અગ્નિ પોતે દહન કરતો સતો સ્વાદ લે છે તે પિતરો અગ્નિષ્વાત્ત કહેવાય છે. માટે અગ્નિષ્વાત્ત પદદ્વારા મૃત પિતરોનુંજ ગૃહણ થઇ શકે છે, તેમ દાહ કર્મ મૃત્યુ પશ્ચાત્જ થઇ

શકે છે. એથી શ્રાદ્ધ કર્મમાં મૃત પિતરોજ માનવા યોગ્ય છે. જે સંબંધી પ્રમાણો વેદમાં અનેકાનેક છે જુઓ વળી અથર્વવેદના કં. ૧૮-૨૦-૩૪૦ માં લખ્યું છે કે:—

**ये निखाता ये परिप्ता ये दग्धा ये चोद्धिताः ॥**
**सर्वांस्तानग्न आवह पितृन् हविषे अत्तवे ॥**

**ભાવાર્થ.**—હે અગ્ને! જે પિતરો પૃથ્વિમાં દાટવામાં આવ્યા હોય તથા જે અગ્નિમાં બાળવામાં આવ્યા હોય અને જે જળ વિગેરેમાં પધરાવી દેવામાં આવ્યા હોય તેવા સમગ્ર પિતરોને "હવિષ્" ખાવા માટે બોલાવ.

રાજર્ષિ મુમુક્ષુવર્મા! જેવી રીતે તાર યંત્ર દ્વારા સમાચાર મોકલતાં એક ક્ષણવારમાં દૂર પ્રદેશમાં જઇ પ્હોચે છે અને તે દૂર પ્રદેશમાંથી ઇષ્ટ મનુષ્ય આગગાડી વિગેરેના સાધનથી તરત આવીને દાખલ થાય છે. તેવીજ રીતે વેદજ્ઞ બ્રાહ્મણોએઃ—

**उशंतस्तवा निधीमह्युशंत समिधीमहि ॥ उशंनु शत आवह पितृन् हविषे अत्तवे ॥ आयंतु नः पितर. सोम्यासोग्निष्वात्ता. पथिभिर्देवयानै. ॥** એ મંત્રો વિગેરે વિગેરે આવાહનાદિ મંત્ર ઉચ્ચારતાંજ મંત્ર શક્તિના પ્રભાવથી પિતરોને ક્ષણવારમા ખબર મળી તેમનામાં દિવ્ય શક્તિ હોવાથી તે તત્કાળ શ્રાદ્ધના સ્થાનમાં આવીને પ્રાપ્ત થાય છે. એટલે શ્રાદ્ધ એ પર્યાયથી વર્તમાન કાળના ટેલીગ્રાફિક્ કોમ્યુનિકેશન્ છે એ આપને સમજવું જોઇએ. શ્રાદ્ધકર્તાને પોતાના માતા પિતાની કેવી ગતિ થઈ છે! અર્થાત્ તેનો જન્મ કઇ યોનિમાં થયો છે વિગેરે બાબતો જાણવાનો માર્ગ નથી. તે બદલની સર્વ માહિતી પિતૃલોકના અર્યમા ઇત્યાદિ અધિકારીઓને હોય છે. તથા પિતૃલોકની રાજ્ય કચેરીમાં જે કાર્યભાર ચાલે છે તે કાર્યભારમાં વૈશ્વદેવની પણ સારી જેવી મદદ હોય છે. માટેજ શ્રાદ્ધકર્તાને તે સર્વેની મારફત પોતાનાં પિતરોને સદ્ગતિ મળવાની તજવીજ કરવી પડે છે. એથી પ્રથમ તે સર્વેને બોલાવે છે અને પ્રથમ તે દેવતાઓનું પૂજન કરીને પછી તેમની આજ્ઞાથી પિતૃઓનું પૂજન કરાય છે તેમાં દેવતાઓની પૂજા સવ્યથી અને અને પિતૃઓની પૂજા અપસવ્યથી (દક્ષિણ સ્કંધ ઉપર

જનોઇ મૂકીને ) કરવાની હોય છે. પિતૃ કર્મમાં દક્ષિણ દિશાનો વિશેષ સંબંધ છે કારણ કે પિતરોનું નિવાસ દક્ષિણ દિશામાં હોય છે. તેથી ભાદરવા માસનો કૃષ્ણપક્ષ અથવા કન્યાગત સૂર્ય એ પિતૃકર્મનો પ્રશસ્ત કાળ ગણેલો છે કારણ કે તે વખતે દક્ષિણાયનમાં સૂર્ય હોઇ તેનાં કિરણ પૃથ્વી ઉપર લાંબી રેખાથી પડે છે, અને પૃથ્વી ઉપરનાં પદાર્થ દક્ષિણ દિશામાં તેનાં કિરણથી એકદમ ઉપર ખેંચાઈ જાય છે જેવી રીતે બેટરી સારી હોય તો તારનું કામ શિઘ્રતાથી ચાલે છે, તેવીજ રીતે સૂર્યના કિરણોની સ્હાયતાથી પિતૃલોકનાં અધિકારીઓને પોતાનું કાર્ય સારી રીતે આવડે છે.

કેટલાક કેવળ તર્કવાદીઓ કહે છે, શ્રાદ્ધ એ એક બ્રાહ્મણોએ કાઢેલો ઢોંગ છે. પિતરો આવતા નથી અને તે ખાતા પણ નથી. તે જો ખાય તો શ્રાદ્ધમાંના પદાર્થ કાંઈક અંશે પણ ઓછા થવા જોઇએ. પણ તેમ તે ઓછા થતા નથી. બ્રાહ્મણો શ્રાદ્ધના નિમિત્તથી યથેચ્છ પકવાન્ન ઉડાવે છે. યદ્યપિ આ આક્ષેપ મ્હોટો છે, એમાં કાંઇ પણ શંકા નથી, પરંતુ વર્તમાન સમયમાં કોઇ અજ્ઞાની મનુષ્યને એકાદ એજ્યુકેટેડ્ મનુષ્ય જો એવો પ્રશ્ન કરે કેઃ—સાહેબ! મહામ્બા ( મુંબઇ ) પુરીની તાર ઓફીસમાં જે ખટ્ ખટ્ ખટ્ એવા ટકોરા સાંભળવામાં આવે છે તેજ એક ક્ષણ વારમાં કલકત્તામાં શી રીતે સાભળી શકાય છે ? તો આ પ્રશ્ન શ્રવણ કરી તે એજ્યુકેટેડ્ પ્હેલા અજ્ઞાની મનુષ્યને મૂર્ખમાં ગણી કાઢશે. એવાજ પ્રકારનો ઉપરનો પ્રશ્ન છે. કેમકે માતાએ ખાધેલું અન્ન જેમ ગર્ભની અંદર રહેલા બાળકને પ્હોચે છે તેવીજ રીતે વિદ્વાન્ તત્વવેત્તા બ્રાહ્મણોએ ખાધેલું અન્ન તેમને ઠેકાણે મંત્ર શક્તિથી પ્રવિષ્ઠ થયેલા પિતરોને પ્રાપ્ત થાય છે રાજેન્દ્ર ! આ સંસારમાં પૃથક્ પૃથક્ પદાર્થોને વિષે પરમેશ્વરે પૃથક્ પૃથક્ શક્તિ મૂકેલી છે. દ્રષ્ટાંત તરીકે જૂઓ કે હાથી કોંટનું ભક્ષણ કરીને અને તેમાનો સત્વાંશ માત્ર આકર્ષી લઇને તે બહારથી તેના આખા છોડા સાથે જેવુને તેવુંજ મલદ્વારથી વિસર્જન કરે છે. મધુમક્ષિકા ( માખ ) ફુલો જેમનાં તેમ રાખીને મધ મેળવે છે હંસ દૂધ અને જલમાંથી માત્ર દૂધનેજ ગ્રહણ કરે છે, તેજ પ્રમાણે દેવતાઓ અને પિતરોમાં દિવ્ય શકિત હોવાથી તેના વડે પદાર્થ મા-

ત્રનું સત્વ ખેંચાઈ જાય છે, પરંતુ એ વાર્તા એક દેશીય શિક્ષણ જેમને મળ્યું છે તેના મસ્તિષ્કમાં એકાએક ઉતરે તેમ નથી.

રાજેંદ્ર ! શ્રાદ્ધ એ મૃત પિતરોનુંજ થાય છે. એ માટે અનેકાનેક પ્રમાણો છે, તથાપિ થોડાં ઘણાં હું કહું છું તે આપ શ્રવણ કરશો. જૂઓ સાંખ્યાયન શ્રૌત્ર સૂત્ર કરણુના અ. ૪. કં. ૪ માં લખ્યું છે કેઃ— " **न जीव पितुरस्ति** " અર્થાત્ જેનો પિતા જીવતો હોય તેણે પિંડ પ્રદાન ન કરવું, તથા કાત્યાયન શ્રૌત સૂત્ર શ્રાદ્ધ–પ્રકરણ અ૦ ૧ સૂ. ૨૩ માં લખ્યુ છે કેઃ—" **प्रेतेभ्यो ददाति** " અર્થાત્ મરી ગયલા પિતા, પિતામહાદિના વાસ્તે પિંડ આપે છે, તથા માનવ કલ્પસૂત્રમાં લખ્યું છે કેઃ—"**यदिद्द्याद्येभ्यएव पितादद्यात्तेभ्योदद्यात्** " અર્થાત્ જેનો પિતા જીવતો હોય તેણે પણ જો શ્રાદ્ધ વિગેરે કરવુ હોય તો જે મૃત પિતરોના નામથી પિતા પિંડ પ્રદાન વિગેરે કરતા હોય તેમના નામથીજ તેમણે શ્રાધ્ધ પિંડ પ્રદાનાદિ કરવુ ઉચિત છે વળી અથર્વવેદમાં કહયુ છે કેઃ—

**प्रेहि प्रेहि पथिभिः पूर्याणैर्येना ते पूर्वे पितरः परेताः ॥**
**उभा राजानौ स्वधयामदन्तौ यमं पश्यासि वरुणं चवेदम् ॥**

અથર્વ કાં ૧૮–૧–૫૪

**ભાવાર્થ:**—જે સમયે મૃતકને અગ્નિસંસ્કાર કરવામાં આવે છે તે વખતે કહે છે કે હે ! અમુક ( જે મરી ગયો હોય તેને ઉદ્દેશીને ) તમે તેજ માર્ગદ્વારા જાઓ કે જે માર્ગદ્વારા તમારા પિતરો દેહ ત્યાગ કરીને ગયા છે જ્યાં " સ્વધા " એવા વાકયવડે અપાતા અન્ન વડે આહ્લાદિત થઇને યમ તથા વરૂણ રાજા રહે છે તેઓને તમે જોશો. વળી સાંભળો !

**स्वधा पितृभ्यो दिविषद्भ्यः स्वधा पितृभ्यो अन्तरिषद्भ्यः**

**अथर्व वेद–१८ । ४ । १८ ॥**

**ભાવાર્થ:**—સ્વર્ગલોકમાં રહેવાવાળા પિતરોને સ્વધા નામ અન્ન પ્રાપ્ત થાઓ તથા અંતરિક્ષમા રહેવાવાળા પિતરોને સ્વધાનામ અન્ન પ્રાપ્ત થાઓ ( આ મંત્રથી પણ એમજ સિધ્ધ થયું કે

શ્રાદ્ધ એ મૃત પિતરોનુંજ યોગ્ય છે. ) તથા યજુર્વેદના ૧૯ । ૬૭ માં વિસ્તારપૂર્વક લખ્યું છે કે:—

**येचेह पितरो येच नेहयांश्वविद्मयां उचन प्रविद्म ॥**

**त्वं वेत्थयति ते जातवेदः स्वधाभिर्यज्ञ ५ सुकृतञ्जुषस्व ॥**

ભાવાર્થ—( च ) અને ( ये ) જે ( पितरः ) પિતર ( इह ) આ લોકમાં પુનઃ દેહ ધારણ કરી વર્તમાન સમયમાં છે ( चये ) અને જે ( इहन ) આ લોકમાં નથી અર્થાત્ સ્વર્ગમાં છે ( च ) અને ( यान् ) જે પિતરોને ( विद्म ) અમે જાણીએ છઇએ ( च ) અને ( यान् ) જે પિતરોને ( नप्रविद्म ) અમે નથી જાણતા સ્મરણ નહિ હોવાથી ( जातवेद ) હે સર્વજ્ઞ અગ્ને! ( ते ) તે પિતર ( यति ) જેટલા છે ( त्वमु ) તમેજ ( वेत्थ ) જાણો છો ( स्वधाभि) પિતરોના અન્નો વડે ( सुकृतं ) શુભ યજ્ઞનું ( जुषस्व ) સેવન કર

રાજેંદ્ર! આ શબ્દાર્થ એટલા માટેજ છે કે, એથી આપ સર્વ મુમુક્ષુમંડળને બરાબર ધ્યાનમાં આવે અને સાથે કાંઇક થોડો ઘણો બોધ પણ થાય, તથા અથર્વણ વેદમાં પણ અત્યંત વિસ્તાર પૂર્વક એ શ્રાદ્ધ પ્રકરણ છે, તેમાંથી નમૂના રૂપે આપને દિગ્દર્શન કરાવું છુ તે ધ્યાનમાં રાખશો **यो ममारप्रथमो मर्त्यानां** ॥ ૧૮ । ૩ । ૧૩ ॥ આ વાક્યનો ભાવાર્થ એ છે કે જે મનુષ્યોને પ્રથમ તેમના કર્ત્તવ્ય અનુસાર મરણ દિશાએ પહોંચાડી લઇ જાય તે " **यमराजानं** " યમ રાજાને હવિયોદ્વારા અમે પૂજીએ છઇએ.

**यास्तेधाना अनुकिरामि तिलमिश्राःस्धावतिः ॥**

**तास्ते सन्तुविभ्वीःप्रभ्वीस्तास्ते यमोराजानुमन्यताम् ।**

અથર્વણ, વેદ, ૧૮ ॥ ૩ ॥ ૬૯ ॥

ભાવાર્થઃ—હું જે તિલમિશ્રિત ધાન્ય આ જલ સહિત આપું છુ તે પિતરોને સુખ પ્રદાયક થાઓ, તથા યમરાજા એનાથી પ્રસન્ન થાઓ, તથા વેદના શતપથ બ્રાહ્મણમાં લખ્યું છે કે:—

**अथ पुरुस्तादुलमुकं निधामसयदनिधायोलमुकमथैतत् ॥ पितृभ्यो दद्यात् असुरा रक्षसानि ह्यैषामेतद्वियथीरन तस्मात्पुरस्ताद्लकमुकंविदधाति ॥**

ભાવાર્થ:—પિતરોની પિંડદાન કરવાની વેદીની આગળ બળતું લાકડું રાખીને પિંડદાન કરવું અને જો તેમ નહીં કરવામાં આવે તો પિતરોને બલિદાન ગૃહણ કરવામાં અસુરો આવીને વિઘ્ન કરે છે. માટે જ્વલિત કાષ્ટ વેદીના આગળ રાખી પિંડદાન કરવાનો વિધિ છે. વળી મનુધર્મશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

पि[illegible]यहनीमासः प्रविभागस्तुपक्षयोः ॥

कर्[illegible]ः कृष्णः शुक्लः स्वप्नाय शर्वरी ॥

( मनुस्मृति.अध्याय. १ श्लोकः ६६ )

ભાવાર્થઃ—પિતરોનો દિવસ અને રાત્રિ તે આપણો એક માસ અને દિન રાત્રીનો વિભાગ શુકલ કૃષ્ણપક્ષ છે, તેમાં કર્મચેષ્ટા કરવા સારૂ કૃષ્ણપક્ષ છે અને તેઓને શયન કરવાને શુકલપક્ષ છે.

ઉપસંહારમાં જણાવવાનું કે બ્રાહ્મણોને જમાડવાથી પિતરોને પ્હોંચે છે કે કેમ એના ઉત્તરમાં મનુભગવાન્ પોતાની મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયના શ્લોક ૧૮૯ માં કહે છે કેઃ—

निमन्त्रितान्हिपितरः उपतिष्ठन्ति तान्द्विजान् ॥

वायुवच्चानुगच्छन्ति तथा सीनानुपासते ॥

ભાવાર્થ:—શ્રાદ્ધમાં નિમંત્રણ કરાયલા બ્રાહ્મણોની પાસે પિતરો રહે છે અને પ્રાણ વાયુની પેઠે ચાલતા બ્રાહ્મણોની પછવાડે ચાલે છે અને બ્રાહ્મણો બેસે ત્યારે તેમના પાસે બેસે છે તથાઃ—

श्रोत्रियायैवदेयानि हव्यकव्यानि दातृभिः ॥

अर्हत्तमायविप्राय तस्मै दत्तंमहाफलम् ॥

ભાવાર્થ:—વિદ્વાન્ બ્રાહ્મણનેજ હવ્ય ( દેવતા સંબંધી ) તથા કવ્ય ( પિતરો સંબંધી ) અન્ન આપવું. તેવા સર્વોત્તમ ગુણ ગણાલંકૃત્ બ્રાહ્મણને અન્ન આપવાથી અક્ષય ફળ મળે છે.

રાજર્ષિ મુમુક્ષુવર્મા ! એ પ્રમાણે મેં આપને શ્રાદ્ધ મૃત પિતરોનું થાય છે કિંવા જીવિત પિતરોનું આ વિષય આપને અત્યંત યુક્તિ, પ્રયુક્તિ પૂર્વક તથા વેદ, સ્મૃતિ ઉપનિષદ્ વિગેરેનાં અનેક પ્રમાણોથી સમજાવ્યું છે, તે આપને બરાબર સમજાયું હશે. જે મુમુક્ષુ એ પ્રમાણે

પોતાના જીવિત પિતરોની શૂશ્રૂષા કરી મૃત પિતરોનું શ્રાદ્ધ વિગેરે કરે છે તે પુત્ર ખરેખર આ સંસારમાં મહાન્ યશભોક્તા થઇ અંતિમ્ મોક્ષ મંદિરમાં પ્રવેશ કરવાના અધિકારને પ્રાપ્ત થાય છે. એ આપ નિશ્ચિત રીતે જાણજો. માટે તમારામાંથી કોઇ જીજ્ઞાસુએ એવા મિથ્યાવાદીઓના વચન ઉપર લક્ષ્ય ન આપી ધર્મશાસ્ત્ર વિહિત શ્રાદ્ધાદિ સત્કાર્યો કરવામાં ક્યારે પણ પ્રમાદિ થવું નહિ. એ પ્રમાણે આપ સર્વને મ્હારી પરમ સૂચના છે રાજેંદ્ર! જેવી રીતે શ્રાદ્ધ સંબંધી કેટલાક નાસ્તિકો ઉટપટાંગ રીતે જલ્પે છે તેવીજ રીતે તિર્થ મહિમા—ગંગાસ્નાન વિગેરે સંબંધી પણ વ્યર્થ બકવાદ કરી તિર્થ-વિગેરેને માનતા નથી તેઓ મોક્ષમંદિરમાં ક્યારે પણ અધિકારી થવાના નથી એ તમે ધ્યાનમાં રાખજો. હવે હું આપને તિર્થમહિમા-ગંગાસ્નાન સંબંધી રહસ્ય સમજાવું છું તે આપ સર્વ મુમુક્ષુમંડળ સાવધતા ધરીને શ્રવણ કરશો એવી આશા છે.

## चतुर्विंश-सोपान.

### " गंगा विगेरे प्राचीन तिर्थोमां रहेलुं सर्वोत्तम रहस्य. "

१ दोहा.

अश्वमेधशत यज्ञतें, जे फल होत महान् ॥
सो फल प्राप्त मनुजको, किये गंगमें स्नान ॥ १ ॥

૧ શ્રી કાશી કલ્પતરૂ —આ હિન્દી ભાષા કાવ્યાત્મક પુસ્તક બ્રહ્મર્ષિ મહાત્મા શ્રી પ્રભાકર મહારાજે સંવત્ ૧૯૫૯ માં શ્રી કાશીપુરીમાં વિદ્યાભ્યાસ કરતી વેળાએ રચ્યુ છે અને તેમાં ગંગાસ્નાન વિગેરેનો મહિમા યોગ્ય રીતે વર્ણવ્યો છે.

॥ मनहरवृत्त ॥

जलको प्रवाह हैं अथाह नीरनाह सम
द्रगसों निहारीके आनंद उर छायो है ॥
पुनित सलिल किल छांटी निज शरीरपैं
घोष सुनी गंभीर संतोष पूर्ण पायो है ॥
कैवल्य के कोषरुप, देखी दोष भये दूर
अनंतर अंतर अनंत हरषायो है. ॥
प्रभाकर पूर्वकृत पुण्यपुंज प्रगटेतैं
गंगामैंहीं न्हायो सो तो गर्भमैं न आयो है ॥



શીલ મુમુક્ષુવર્મા ! આપણા પૂજ્યપાદ ઋષિ મુનિઓએ ત્રિપુટીનુ સમ્યક્ પ્રકારે પ્રતિપાદન કર્યું છે તથા સંસારમાં પણ ત્રિપુટીનું વિશેષ બળ જણાય છે. જેમ કે સત્વગુણ, રજોગુણ, અને તમોગુણ; દાતા, દાન અને દેય; ધ્યાતા, ધ્યાન અને ધ્યેય; જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય; માતા, માન અને મેય; અકાર, ઉકાર અને મકાર; ભૂ: ભુવ: અને સ્વ:; બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ; સ્વર્ગ મૃત્યુ અને પાતાળ; વિશેષ કયાં સુધી કહીએ ? ગાંધીની દુકાનમાં પણ ત્રિફળા અને ત્રિકુટાનું સ્વરાજ્ય જોવામાં આવે છે; જેમકે સુંઠ, મીરચ અને પીપર; તથા હયડા, બેડા અને આમળાં. આ પ્રમાણે સમગ્ર બ્રહ્માંડ જ્યારે ત્રિપુટીમયજ છે ત્યારે આ પિંડ- આપણો શરીર પણ એ ત્રિપુટીથી કેવી રીતે વંચિત રહે ? અર્થાત્ આ આપણા પિંડ શરીરમાં પણ ત્રણ શરીર અને ત્રણ અવસ્થા છે કે જે દ્વારા આપણે સર્વ રાત્રિમાં સ્વાપ્નિક સસારનો અનુભવ કરીએ છીએ. એટલે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ પ્રમાણે ત્રણ પ્રકારનાં શરીર છે. સ્થૂલ શરીર આ પિડ છે કે જે પંચ ભૂતાત્મક છે, સૂક્ષ્મ શરીર એ છે કે જે મૃત્યુ સમય આ પંચભૂતાત્મક સ્થૂલ શરીરનો પરિત્યાગ કરીને પરલોકમાં જાય છે. અને ત્રીજું કારણ શરીર છે કે જે આ પૂર્વોકત બે શરીરનું મૂળ છે તેમજ ચિત્ અને અચિત્‌ની અનાદિ ગ્રંથીરૂપ છે આ ત્રણે શરીરોની યથાર્થ પવિત્રતા દ્વારાજ

મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. અર્થાત્ આ ત્રણે શરીરોની શુદ્ધિને માટે કર્મકાંડ, ઉપાસનાકાંડ, અને જ્ઞાનકાંડ ક્રમશઃ સાધનભૂત છે. પ્રથમ પોતપોતાના વર્ણાશ્રમ ધર્માનુસાર-શ્રૌત, સ્માર્ત કર્મોનું અનુષ્ઠાન વિધિપૂર્વક કરવાથી સ્થૂલ શરીરનો મલ દૂર થાય છે. અને તેથી અંતઃકરણ નિર્મલ થઇને ઉપાસનાને યોગ્ય થાય છે. અને એ ઉપાસનાથી વિક્ષેપ દૂર થવાથી, સ્વસ્વરૂપાનુભવની પ્રાપ્તિ થાય છે. જેવી રીતે એક કટોરામાં જલ ભરેલું હોય અને તેમાં થોડી મૃતિકા-માટી મળી ગઇ હોય અને વાયુ વડે જલ હાલતું ચાલતું હોય તે સમયમાં જો કોઇ પોતાનું મૂખાર્વિન્દ તે કટોરામાં જોવાની ઇચ્છા રાખે તો તે જલની ચાંચલ્યતાના લીધે તેમજ મલિનતાને લીધે યથાર્થ મુખ નહિ દેખાતાં ક્યારેક રાવણ, કુંભકરણ અને ક્યારેક મર્કટના જેવું મુખ દેખવામાં આવે છે. અને પછી જલની મલીનતા તેમ ચંચલતાનો નાશ થવા પછી યથાર્થ સ્વરૂપ-અર્થાત્ જેવું પોતાનું રૂપ હોય તેવું દેખવામાં આવે છે. તેજ પ્રમાણે આપણા અંતઃકરણરૂપ એક કટોરો છે, જેમાં વૃત્તિરૂપ જલ, મલિનવાસનારૂપ મૃતિકામાટીની સાથે મળેલ હોવાથી સંકલ્પ વિકલ્પ રૂપ વાયુના વેગથી પ્રતિક્ષણ ચંચલ રહે છે. અને એજ કારણથી તેની પાસે સદાકાળ આત્માનો નિવાસ છતાં દર્શન કરી શકતો નથી. જેવી રીતે રંગારો રંગ ચ્હઢાવવાનાં વસ્ત્રોનો પ્રથમ મલ દૂર કરીને પછી સૂકાવી ત્યાર બાદ રંગ ચ્હઢાવે તોજ તે રંગ ઉત્તમ પ્રકારે ચ્હઢી શકે છે. પરંતુ ગમે તેટલો ઉત્તમ રંગ હોય તોપણ મલિન વસ્ત્રના ઉપર ચ્હઢી શકતું નથી તેવીજ રીતે સંધ્યોપાસન, અને અગ્નિહોત્રાદિ કર્મ કર્યા સિવાય ગમે તેટલા ગ્રંથોનું અધ્યયન કરો કિંવા પ્લીડર, અથવા લીડર ગમે તે બનો પરંતુ અંતઃકરણનો મલ દૂર થઇ શકવાનો નથી.

રાજેન્દ્ર ! કેટલાક અજ્ઞાની લોકોનું એ પ્રમાણે કથન છે કે, કર્મ માત્ર બંધનનાજ હેતુ છે. પરંતુ એ પ્રમાણેનું તેમનું કથન ભૂલ ભરેલું છે. કારણ કે જેવી રીતે સૂત્ર ( દોરા )માં ગાંઠ બાંધવી એ પણ કર્મ છે. અને ગાંઠ છોડવી એ પણ એક પ્રકારનુ કર્મ છે, હવે છોડવું અને બાંધવુ એ ઉભય કર્મ હસ્ત દ્વારાજ થાય છે, છતાં ફળમાં વિચિત્રતા જોવામાં આવે છે. એજ પ્રમાણે જો કર્મ સકામ-

બુદ્ધિથી કરવામાં આવે તો બંધન કર્તા; અને નિષ્કામબુદ્ધિથી કરવામાં આવે તો એજ કર્મ મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાના સાક્ષાત્ હેતુરૂપ થાય છે. એજ ઉદ્દેશના પરિપૂર્ણાર્થ મોક્ષમંદિરના મહારાજા શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માએ પણ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં આજ્ઞા કરી છે કેઃ–હે અર્જુન ! કર્મની ગતિ અત્યંત ગંભીર છે. જ્યારે પરમાત્માએ પોતાના શ્રીમુખથી કર્મની ગભીરતા અને ગહનતા પ્રતિપાદન કરી છે તો પછી આપણામાં શું સામર્થ્ય છે કે એ કર્મનું યથાર્થ સ્વરૂપ આપણે જાણી શકીએ ! તોપણ એ કર્મ સંબંધી સારાંશ માત્ર કહું છું તે આપ એકાગ્રવૃત્તિથી શ્રવણ કરશો.

રાજર્ષિ ! કર્મ બે પ્રકારનાં છે. જેમકે એક વિહિત અને દ્વિતીય નિષેધ. પુરૂષની પ્રવૃત્તિ નિમિત્ત જે કર્મનું સ્વરૂપ, વેદભગવાને વિધાન કરેલ છે તે વિહિત કર્મ કહેવાય છે અને પુરૂષની નિવૃત્તિરૂપ વેદભગવાને જે નિષેધ કરેલ છે તે નિષિધ કર્મ કહેવાય છે. તેમાં વળી વિહિત કર્મ ચાર પ્રકારનાં છે. જેમકેઃ—એક નિત્ય, દ્વિતીય નૈમિત્તિક, તૃતીય કામ્ય, અને ચતુર્થ પ્રાયશ્ચિત છે. જેમ યતિ ( સંન્યાસી )ને પ્રમાદથી દ્રવ્યનું ગ્રહણ અને તજ્જન્ય અત્યન્ત પાપની પ્રાપ્તિ અને તેના નાશ હિતાર્થ દ્રવ્યનું ત્યાગ તથા ત્રણ ઉપવાસ છે એ પ્રાયશ્ચિત કર્મ છે. તથા ફળના નિમિત્તે વિધાન કરેલ જે કર્મ તે કામ્ય કર્મ કહેવાય છે. જેવી રીતે વૃષ્ટિ કામ ( ઇચ્છા ) વાળાને કારીરીયાગ છે તથા સ્વર્ગલોકની કામનાવાળાને અગ્નિહોત્ર, સોમયાગ વિગેરે છે તથા જે કર્મના ન કરવાથી પાપ લાગે અને કરવાથી પુણ્ય અને પાપરૂપ ફળ થાય નહિ તથા સર્વદા જેનું વિધાન ન હોય કિંતુ કોઇ નિમિત્તને લઇને વિધાન કરવામાં આવ્યું હોય તે નૈમિત્તિક કર્મ કહેવાય છે. જેમકે ગૃહણશ્રાદ્ધ છે. અથવા અવસ્થાવૃદ્ધ, જાતિવૃદ્ધ, આશ્રમવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ, ધર્મવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ પુરૂષના આગમનથી ઉત્થાનરૂપ કર્મ છે. અહીં વિદ્યા શબ્દથી શાસ્ત્ર જ્ઞાનનું ગ્રહણ છે અને જ્ઞાન શબ્દથી અપરોક્ષ વિદ્યાનું ગ્રહણ છે. એ સર્વ પૂર્વ, પૂર્વથી ઉત્તરોત્તર ઉત્તમ છે. એ સર્વ નૈમિત્તિક કર્મ છે. અને સર્વદા જે કર્મનું વિધાન કરવામાં આવેલ હોય તે નિત્યકર્મ કહેવાય છે. જેમકે સ્નાન, સંધ્યાદિક છે. એ પ્રમાણે ચાર પ્રકારનાં વિહિત

કર્મ છે અને નિષિધ્ધ કર્મ મળીને પાંચ પ્રકારનાં કર્મ છે. તેમાં મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખવા વાળાએ કામ્ય અને નિ-ષેધ કર્મ ક્યારે પણ કરવાં ઉચિત નથી. કારણકે કામ્ય કર્મ કરવાથી ઉત્તમલોક ( સ્વર્ગાદિ ) ની પ્રાપ્તિ થાય છે. અને નિષિદ્ધ કર્મ કર-વાથી નીચલોક ( નરકાદિ ) ની પ્રાપ્તિ થાય છે. એટલા માટે એ બન્ને કર્મનો મુમુક્ષુપુરૂષોએ ત્યાગ કરવો ઉચિત છે. પરંતુ નિત્યકર્મ -સ્નાન-સંધ્યાદિ તો સર્વદા કરવો જોઇએ તથા નૈમિત્તિક કર્મ પણ જ્યારે નિમિત્ત હોય ત્યારે કરવાં જોઇએ. કારણકે નિત્ય-નૈમિત્તિક કર્મ નહિ કરવાથી પાપ લાગે છે અને તે પાપથી નરકાદિ લોકની પ્રાપ્તિ થાય છે. એટલા માટે પાપને રોકવા વાસ્તે નિત્ય નૈમિત્તિક કર્મ મુમુક્ષુ પુરૂષોએ અવશ્ય કરવાં જોઇએ. વળી નિત્ય નૈમિત્તિક કર્મનું અન્ય ફળ નથી. માત્ર એજ ફળ છે કે કર્મ ન કરવાથી જે પાપ લાગે તે નિત્ય નૈમિત્તિક કર્મ કરવાથી પાપ ન લાગે; એટલા માટે મુ-મુક્ષુમંડળને નિત્ય નૈમિત્તિક કર્મ અવશ્ય કરવાં ઉચિત છે. એ પ્રમાણે કર્મનો યથાર્થ વિચાર કરવાને માટે કાળ, સ્વભાવ, ઈચ્છા, અનિચ્છા, પરેચ્છા, તથા સસ્કાર વિગેરેના સંયોગથી પ્રત્યેક્ કર્મ કયે પ્રકારે પો-તાના ફળનો પ્રસવ કરે છે, એ બહુ સૂક્ષ્મબુદ્ધિથી અવલોકન કરવાનું છે. હમણાં હું આપને એક સ્થૂલ રૂપથી એક એવા કર્મ સંબંધી સદ્બોધ આપુંછું કે જે કર્મ કરવાનો અધિકાર સર્વ વર્ણાશ્રમીઓને તેમજ સ્ત્રી સુદ્ધાંતને પ્રાપ્ત થયેલ છે. તે એ કર્મ છે કે ગંગાદિ તિર્થમાં સ્નાન કરવું તે. ગંગાદિ-તિર્થમાં શ્રદ્ધા—નિષ્ઠા પૂર્વક સ્નાન કરવાથી મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાનો અધિકાર મળે છે. એ પ્રમાણે અનેક આપ્ત-ઋષિમુનિઓએ ધર્મશાસ્ત્રોમાં પ્રતિપાદન કર્યું છે. એ ગંગાદિ તિર્થોમાં સ્નાન કરવામાં શ્રદ્ધાની પરમ આવશ્યક્તા છે અને એ હેતુ-થીજ શ્રુતિ ભગવતીઃ-**શ્રદ્ધાવિત્તોભવ**. અર્થાત્ શ્રદ્ધાવાન્ થા—એ પ્રમાણે પરમાજ્ઞા કરે છે

રાજેન્દ્ર ! જો શુદ્ધાંતઃકરણપૂર્વક-શ્રદ્ધા સમેત સ્નાન કરવામાં આવે અને તેના મહાત્મ્ય પ્રતિપાદક સચ્છાસ્ત્રોમાં પરિપૂર્ણ વિશ્વાસ રાખવામાં આવે તો હું દાવો કરીને કહું છું કેઃ-પરિણામમાં તે સ્નાન-કરનારને મોક્ષની પ્રાપ્તિ થાય છે. ગંગા સ્નાન કરવાના સમયમાં ધ્યા-

રાના મધ્યભાગમાં ઉભા રહીને યદિ ઉલટી [illegible]ને આધારે આપણે ધ્યાનને ધારણ કરીએ તો ગંગાનું મૂળ સ્થાન જ્ઞાનપુરૂષ ભગવાન્ સદાશિવ ( શંકર )ના મસ્તક ઉપર જઇને પ્રાપ્ત થાય છે. અર્થાત્ કર્મધારાના દ્વાર ઉપર ચ્હઢવાથી અંતિમ્ જ્ઞાન પર્યંત પ્હોંચી જવાય છે અને ગંગાની સુલટી ધારાની સાથે જો આપણે આપણા જ્ઞાનને ધારણ કરીએ તો તે છેવટનું ધ્યાન–સમુદ્રમાં પ્હોંચી જાય છે. અને તે રત્નાકર સમુદ્રમાં આપણા કોઇ પરમ પ્રિયનું નિવાસ સ્થાન છે, તેને આપ સર્વ જાણો છો ? જો ન જાણતા હો તો હું મ્હારી જિહ્વાને પુનિત કરવા માટે આપને કહું છું કે તે આપણા પરમપ્રિય–મોક્ષમંદિરના મહારાજા શ્રી ઇંદિરારમણ ભગવાન્ શેષશાયી છે. કદાચ્ એ બન્ને ધારા તરફ આપ આપનું ધ્યાન પ્હોંચાડી શકો નહિ તો જરા નેત્ર મીંચી, આચમન લઇ એ બ્રહ્મ દ્રવ રૂપ ગંગાજલના પવિત્ર બિંદુને આપ આપના અંતઃકરણમાં જવા દ્યો પછી જુઓ શું થાય છે? એ પવિત્ર જલ ઉદરમાં જઇને શું કરે છે ? તત્સંબંધી સામવેદની શ્રુતિમાં કહ્યું છે કે–" अन्नमशितंत्रेधाविभज्यते:–" અર્થાત્ અમારૂં મન અન્નથી, અમારા પ્રાણ જલથી, અને અમારી વાણી ભક્ષણ કરેલ તેજસ્ પદાર્થોથી બ્હેંચાય છે. એક પ્રસંગે કૈલાસ શિખર ઉપર શ્રી મહાદેવની સભામાં ગંગાસ્નાન મહાત્મ્યનો પ્રસંગ ચાલી રહ્યો હતો તે સમયે જગદમ્બા પાર્વતીજીએ ભગવાન્ સદાશિવને પૂછ્યું કે,–હે પ્રાણવલ્લભ! ગંગાસ્નાન તો અનેક જીવો કરે છે છતાં મોક્ષ તો કોઇકનેજ થાય છે તેનું કારણ શું ? આ પાર્વતીજીના પ્રશ્નના પ્રત્યુત્તરમાં જગત્પતિ મહાદેવે જણાવ્યું કેઃ–હે પ્રિયે ! તેનું કારણ એ છે કે ગંગાસ્નાન તો સર્વ કોઇ કરે છે! પરંતુ શ્રદ્ધાપૂર્વક થોડા ઘણાજ કરે છે. અર્થાત્ કેટલાક તો ગંગાસ્નાન કરવા જાય છે. અને કેટલાક તો કામિનિઓનાં નગ્ન અંગોનાં દર્શન કરવા જાય છે. એ પ્રમાણે પોતાના પ્રાણનાથ મહાદેવનાં વચન શ્રવણ કરીને જગદમ્બા પાર્વતીજીએ કહ્યું કે હે નાથ! એ સર્વ લીલા હું પ્રત્યક્ષ જોવાની ઇચ્છા રાખુ છું

## ભાગીરથી ઉપર ભગવાન્ ભોળાનાથ અને ભવાની.

પાર્વતીજીનાં વચન શ્રવણ કરી શ્રી સદાશિવ ભગવાને તત્કા-

ળમાં એક અત્યંત વૃદ્ધ, અને મ્હાન્ રોગગ્રસ્ત શરીર ધારણ કર્યું. જેનું મુખ મક્ષિકાઓથી આચ્છાદિત થઇ ગયું છે. તથા જેને જોવાથી પ્રત્યેક્ મનુષ્યને ગ્લાનિ ઉદ્‌ભવે એવું સ્વરૂપ ધારણ કર્યું છે અને પોતાની સાથે જગદમ્બા શ્રી પાર્વતીજીને પરમ મનોહર–લાવણ્યતાવાળું રૂપ ધારણ કરાવ્યું છે અને હાથમાં કમલ પત્ર આપી પવન કરાવી રહ્યા છે. આવા અદ્‌ભૂત સ્વરૂપથી મહાદેવ અને પાર્વતીજી ગંગાતટ ઉપર પધાર્યા. તે દિવસે પર્વણી હોવાથી સંખ્યાબંધ મનુષ્યો ગંગાસ્નાન કરવાને માટે આવવા લાગ્યાં. તેમાંથી કેટલાક જીવો આ વિષમ–અયોગ્ય દમ્પતિને જોઇને ત્યાં ઉભા રહી જોવા લાગ્યા. વળી કેટલાક જીવો તો પૂછવા લાગ્યા. અને કેટલાક તો એ અનૂપમ રૂપને જોઇ મોહિત થવા લાગ્યા. અને તેમાંથી એકે તો સ્પષ્ટ રીતે કહ્યું કે–આ પુરૂષ તમારો શું થાય ? તેના પ્રત્યુતરમાં જગદમ્બા પાર્વતીજીએ જણાવ્યું કેઃ—આ મ્હારા પ્રાણવલ્લભ–પતિ છે. એ પ્રમાણે વાકય શ્રવણ કરી ગંગાસ્નાન કરવા આવેલા સર્વ મનુષ્યો આશ્ચર્યને પ્રાપ્ત થઇ કહેવા લાગ્યા કેઃ–અહો ! કયાં આ મનોહારિણી સ્વરૂપવતી સુન્દરી ? અને કયાં અત્યંત રોગ ગ્રસિત સડી ગયેલ શરીરવાળો કુરૂપી વૃદ્ધ ! આટલું બોલીને બંધ રહ્યા, એટલુંજ નહિ પરંતુ તેમાંના વળી એકે તો સ્પષ્ટતાપૂર્વક જણાવ્યું કેઃ–હે સુન્દરી ! આ બુઢ્ઢાને ગંગાજીમાં પધરાવી મ્હારી સાથે ચાલો તો હું આપને સર્વ પ્રકારનાં સુખો પ્રદાન કરીશ. એ પ્રમાણે જેમના અંતઃકરણમાં જેમ રૂચતું તેમ તેઓ બોલવા લાગ્યા. એટલામાં ત્યાં કોઇ એક સજ્જન મનુષ્ય આવી પ્હોંચ્યો, અને તે સભ્યતાપૂર્વક પૂછવા લાગ્યો કેઃ—હે દેવિ ! આપ અહિં શા માટે આવ્યાં છો ? ત્યારે જગજ્જનની પાર્વતીજીએ જણાવ્યું કેઃ—હે ભાઇ ! આ મ્હારા પ્રાણનાથ છે. તેમને શ્રાપ થયેલ છે તેથી આ મહાવ્યાધિથી ગ્રસિત થયા છે. તેથી જો કોઇ યથાર્થ ગગાભક્ત આ મ્હારા પતિના શરીરને સ્પર્શ કરે તો એ મ્હારા નાથ રોગરહિત થાય. એ પ્રમાણે પાર્વતીજીના બોલવાની સાથેજ જે અનેક મનુષ્યો ગંગા સ્નાનાર્થ આવેલાં તે ત્યાં ઉભાં રહી આ સર્વ લીલા જોઈ રહ્યાં હતાં તેઓ સ્પર્શ કરવા લાગ્યાંઃ—પરંતુ તે લોકોના સ્પર્શથી શરીરમાંનો યત્કિંચિત્ રોગ પણ ઓછો થયો નહિ. એટલામાં એક અત્યંત વૃદ્ધા સ્ત્રી હાથમાં લાકડી

લઈ ધ્રૂજતી ધ્રૂજતી સ્નાન કરીને ચાલી આવતી હતી. જે શ્રદ્ધાપૂર્વક સ્નાન કરવા આવેલી હતી. આ વૃદ્ધા પણ આ સમાચાર શ્રવણ કરીને સર્વની પેઠે પોતાના હાથનો સ્પર્શ કર્યો; અને હસ્તસ્પર્શ થતાંની સાથેજ તેમનું શરીર; રોગ રહિત થઇ ગયું. આ અદ્‌ભૂત લીલા જોઇને સર્વ લોકો વિસ્મિત થવા લાગ્યા. અને ત્યાર પછી શિવ પાર્વતી એકદમ ત્યાંથી અતર્ધાન થઈ કૈલાસમાં પધાર્યાં. અને ત્યાં શંકર ભગવાને દેવી પાર્વતીજીને જણાવ્યું કે, હે પ્રિયા ! જાહ્નવીના તટ ઉપર પણ તમારા જેવી સતી શિરોમણિ જગજ્જનનીની ઉપર પણ કુદૃષ્ટિ કરવાવાળાઓ માટે મોક્ષની પ્રાપ્તિ કેવી રીતે સંભવે. એ તમે જાણ્યું હશે. અને એવા કારણોથીજ બધાને મોક્ષની પ્રાપ્તિ થતી નથી. એ આપને રૂડે પ્રકારે ધ્યાનમાં આવ્યું હશે.

## ગંગા સ્નાન સમ્બંધી વૈદિક પ્રમાણો.

રાજેન્દ્ર ! વેદમાં પણઃ—**इमम्मेगङ्गे यमुने सरस्वती शतद्रुस्तोमं सङ्गाचतापरूष्ण्या** વિગેરે સખ્યાબદ્ધ મંત્રો છે અને તેમાં ગંગાજીના જલને પરમ પવિત્ર અને સમગ્ર પાપનાશક માનીને તેના સ્નાનને કર્મનું એક પ્રધાન ( મૂખ્ય ) અંગ પ્રતિપાદન કરેલ છે. મનુ ભગવાને પણ પોતાની મનુસ્મૃતિના આઠમા અધ્યાયમાંઃ— **मागङ्गामाकुरूनगम** ॥ ઇત્યાદિ શ્લોકો વદીને એજ પ્રતિપાદન કર્યું છે કેઃ—ગંગા સ્નાનથી મહા પાતકોનો પણ નાશ થઈ જાય છે. એજ પ્રમાણે શ્રીમર્યાદા પુરૂષોત્તમ ભગવાન્ રામચદ્રજી પ્રત્યે શ્રીમાન્ ઋષિ કુલ કમલ દિવાકર સ્વરૂપ ત્રિકાલદર્શી વિશ્વામિત્રે વાલ્મિકિ રામાયણમાં કહ્યું છે કેઃ—ગગા દેવી અને ઉમાદેવી એ શલરાજ હિમાલયની બન્ને કન્યાઓ છે; જેઓ દેવલોકમાં નિવાસ કરનારીઓ બન્ને શ્રેષ્ઠ અને પૂજનીય છે. એ પ્રમાણે વેદ, શ્રુતિ, સ્મૃતિ, પુરાણ વિગેરે અનેકાનેક સચ્છાસ્ત્રોમાં હજારો પ્રમાણો મળવા છતાં પણ કેટલાક આજકાલના એકદેશીય શિક્ષણથી નાસ્તિક જેવા બની ગયેલા—મુઢ પુરૂષો—રે મહા પામરોના અંતઃકરણમાં ગંગાસ્નાનનું મહાત્મ્ય સમજવામાં આવતું નથી એ અત્યંત શોચવા લાયક વાર્તા છે. પરંતુ એ કહેવાતા સુધરેલાના મ્હોટા મ્હોટા દિક્ષા ગુરૂ—ડાકટરોએ

પાશ્ચિમાત્ય વિજ્ઞાનશાસ્ત્રના આધારથી આ વાર્તા સિદ્ધ કરી દેખાડી છે કેઃ-ગંગાજલમાં બીજા જલની માફક જંતુ પડતા નથી; કારણ કે જંતુ ત્યાંજ પડી શકે છે કે જ્યાં મલિન વાસનાવાળા જીવો જન્મ ધારણ કરતા હોય. વળી સર્વ પાપોનું મૂળ સકલ્પ-વાસના છે. એટલાજ માટે હિન્દુ સમાજ ( આપણા )માં બાળક અને સન્યાસીના શબને અગ્નિસંસ્કાર કરવામાં આવતો નથી કેમકે પાપનું મૂળ જે સંકલ્પ તે તેમને હોતો નથી.

## ગંગાજલની અપૂર્વ મહત્તા.

રાજેન્દ્ર ! સંસારસ્થ સમગ્ર પદાર્થોને ભસ્મ કરવાની શક્તિ અગ્નિમાં પ્રત્યક્ષ જણાય છે. પરંતુ ધનંજય વાયુ જે શરીરસ્થ અસ્થિઓ ( હાડકાઓ )માં નિવાસ કરે છે તે હાડકાને અગ્નિ પણ ભસ્મ કરી શકતો નથી; કારણકે આ સ્થૂલ અગ્નિની અપેક્ષાએ તે હાડકામાં અત્યંત સૂક્ષ્મ અગ્નિના પરમાણુ ભરેલા રહે છે. અને તેથીજ આ સ્થૂલાગ્નિ તે હાડકામાં પ્રવેશ કરી શકતો નથી. તેથીજ જગત્માં માતાપિતાના મૃત્યુ થવા પશ્ચાત્ ચિતાનાં આસ્થ એકત્ર કરી જે સમયે સત્પુત્રો પ્રયત્નપૂર્વક થેલીમા ભરી તિર્થમા નાખવાને જાય છે તે સમયે તેમને કોઇ પૂછે કેઃ—આ શું છે ? તો તે જવાબ દેશે કે આ અમારા પૂજ્યપાદ પિતાનાં ફૂલ છે રાજન્ ! આ ફૂલ તેજ છે કે જે ફૂલોની માલા સદાશિવ સદા કઠમાં ધારણ કરે છે

વત્સ ! ગગાજલના પ્રત્યેક પરમાણુમા તેજ સૂક્ષ્મ અગ્નિ વિદ્યમાન છે કે જેમાં આજ લાખો વર્ષો થયા અસંખ્ય મનુષ્યનાં અસ્થિ ગંગાદ્વારમાં પડે છે પરંતુ તે ત્યાં પડી ન રહેતાં ગગાજલ રૂપજ બની જાય છે. જો એ અસ્થિ જલ રૂપ નહિ બનતે તો આજે હરદ્વારમાં અસ્થિઓનો મ્હોટો પર્વત નજરે આવતે ! વળી કેટલાક લોકો ગંગાજલ લાવીને જલાશયમા પધરાવે છે જેના પ્રભાવથી એક વર્ષ પર્યત બાંધેલા પાણીમાં પણ જંતુ પડતા નથી એ સર્વથા અનુભવ સિદ્ધ વાર્તા છે. વળી અન્ય જલને કોઈ પણ કાચની શીશીમા ભરીને રાખી જૂઓ તો તે થોડા સમયમાં સૂકાઈ જશે. અને થોહા દિવસમાં તેમાં જતુઓ પડશે પરંતુ આ પરીક્ષા પ્રયત્નપૂર્વક કરી લેજો કે સુધામયી-અમૃતમયી જાન્હવીનું જલ સેકડો વર્ષ સુધી રહેવા છતાં પણ સુકાતું નથી

તેમજ તેમાં જંતુઓ પણ પડતા નથી એ પ્રમાણે ગંગા જલનું મ-હાત્મ્ય ઋષિ મુનિઓએ બહુજ વર્ણવ્યું છે તે કદાચ એ તર્કવાદી-ઓના મસ્તકમાં ઉતરશે નહિ પરંતુ થોડા દિવસ થયા ઈન્દ્રપ્રસ્થ ( દીલ્હી ) ના નવાબ ખાનખાના નામક યવને પોતાની કવિતામાં જે ઉદ્દગાર કાઢયા છે તે જરા શ્રવણ કરવા લાયક હોવાથી હું આપને કહું છું તે શ્રવણ કરશો

जलं हि गाङ्गन् त्यजतामिहांगम्
पुनर्नचाङ्गं यदि वापि चाङ्गम् ॥
करे रथाङ्गं शयने भुजङ्गम्
याने विहङ्गम् चरणे च गाङ्गम् ॥ १ ॥
सुरधुनि मुनि कन्ये पुण्यवन्तम्पुनीषे
स तरति निजपुण्यात्तत्रते किं महत्वम् ॥
यदिह यवन जातम्पापिनं माम्पुनातु
तदिह तव महत्वं तन्महत्वं महत्वम् ॥ २ ॥

ભાવાર્થ—( દીલ્લીનો નવાબ ખાનખાના કહે છે કે):—અહો! હિન્દુઓને ત્યાં ગંગાજલ એ એક એવો શક્તિ યુક્તપદાર્થ છે કે જેનો સ્પર્શ થવાથી શરીર પણ ગેબ ( અદૃશ્ય ) થઇ જાય છે અ-ર્થાત્ આ ગંગાજલ જો શરીર ઉપર નાંખવામાં આવે તો તે શરીર પુનઃ મળતું નથી અને કદાચ મળે તો તેવું શરીર નહિ મળતાં એક અલૌકિક પ્રકારનું શરીર મળે છે અર્થાત્ ચાર ભુજાવાળું મળે છે. એટલે હાથમાં રથાંગ ( રથનુ પૈડું ) અને શયન માટે ભુજં-ગ ( શેષ ) અને સ્વારી કરવાને વિહંગ ( ગરૂડ ) મળે છે અને ચરણમાંથી ગંગાજલનો પ્રવાહ ચાલે છે. તાત્પર્ય કે પુનઃ શરીર મળે છે તો તે ભગવાન્ વિષ્ણુનુજ શરીર મળે છે તથા હે ગંગાજી! આજ સુધી તમોએ અસંખ્ય પુણ્યાત્મા જનોને ભવસાગરથી પાર ઉતાર્યા છે કે જેઓ પોતાના પુણ્ય પ્રભાવથી પણ સંસાર રૂપી સમુદ્રને તરી શકતે; પરંતુ યવન કુલમાં જન્મ લેનાર આ ત્હારો શરણાગત મહાન્ પાપાત્મા ખાનખાના જો પવિત્ર થઈ જાય તોજ ત્હારૂં મહત્વ. રા-જેન્દ્ર ! એક યવન કવિના મુખથી જે ઉદ્દગારો નિકળ્યા છે તેની આ-ગળ આજ કાલના મિથ્યાવાદી તર્કવાદી નાસ્તિકોને લજ્જિત થવું

જોઇએ. આ પ્રમાણે આ એકજ નહિ પરંતુ એવાં અસંખ્ય દ્રષ્ટાન્તો ગંગાસ્નાન મહાત્મ્યનાં પ્રસિદ્ધ છે. તે સમગ્ર વર્ણન કરતાં તો બહુ વિસ્તાર થઈ જાય તથાપિ એક અન્ય યવનનું પણ દ્રષ્ટાન્ત કહું છું તે ધ્યાન આપવા લાયક છે.

## ગંગાજલ પાનના સંબંધમાં કવિ રસખાન શું કહે છે?

રાજર્ષિ ! એજ યવન કુલમાં જન્મ લેનાર કવિ રસખાન એક વખત જ્યારે બહુજ વ્યાધિથી વ્યથિત થયો હતો ત્યારે અનેક વૈદ્ય, ડાકટરો, હકીમોની ઔષધી લીધા છતાં તે રોગથી મુક્ત થઇ શકયો નહિ ત્યારે અંતિમ્ તે ગભરાઇ જઇને કોઇ એક વિદ્વાન્ બ્રાહ્મણને પૂછ્યું ત્યારે તે વિદ્વાન્ બ્રાહ્મણે પ્રત્યુત્તરમાં જણાવ્યું કેઃ—

**औषधं जान्हवी तोयं वैद्यो नारायणो हरिः ॥**

અર્થાત્—હે રસખાન ! આ સંસારમાં તારા માટે વૈદ્ય તો હવે નારાયણ, ભગવાન્ અને ઔષધ ગંગાજલ છે. તેનુ સેવન કેમ કરતો નથી. એ પ્રમાણે તે વિદ્વાન્ બ્રાહ્મણનાં વચન શ્રવણ કરીને તત્કાળજ આ રસખાન કવિ ગંગાજીના શરણે જઇ કેટલાક દિવસ પર્યંત ગંગાજલના પાન કરવાના પ્રભાવથી પોતાના રોગથી મુક્ત થઇ ગયો. તે સમયે આ કવિ ગંગાજીના મહાત્મ્ય સંબંધી પોતાની કવિતામાં ગાય છે કેઃ-

**इन्द्राविजयवृत्त.**

**वैद्यकी औषध खाऊं कछू न करुं ब्रत संयमरी सुन मोसे ॥**
**तेरे हि पानी पिये रसखानि सजीवन लाभ लहे सुख तोसे**
**पेरी सुधामयी भागीरथी सब पथ्य कुपथ्य लहै तुव पोसे ॥**
**आक धतूरे चबात फिरे विषखात फिरे शिव तेरे भरोसे ॥**

ભાવાર્થ—હે ગગામાતા ! હે સુધામયી ભાગીરથી ! ! તમારા ભરોસાથી તો કૈલાસવાસી શંકર, વિષ તેમજ આકડો, અને ધતુરો હમેશાં ચાવે છે. છતાં તેમને એના ભક્ષણથી કાંઇપણ કુપથ્ય થતું નથી. આ વાતના વિશ્વાસથી પણ પથ્ય કુપથ્યનો વિચાર મૂકીને કેવળ તમારા પવિત્ર જળરૂપ સુધામય ઔષધનુ નિત્ય સેવન કરીને નિશ્ચિત રહું છુ રાજેન્દ્ર ! એ પ્રમાણે વેદ, શ્રુતિ, સ્મૃતિ, પુરાણ અને નિબંધ ગ્રંથોમાં પ્રત્યેક જીવની શુદ્ધિના માટે નિત્યકર્મ, સંધ્યાવં-

દનાદિ પંચમહાયજ્ઞ, તથા શ્રાદ્ધ, હોમ, તર્પણ વિગેરે સત્કર્મ કરનારનું અંતઃકરણ જેમ મેઘથી મુક્ત થયેલ નિરાકુલ ચંદ્રમંડલ; જેમ તપાવવાથી મલ રહિત થયેલું સુવર્ણકુંડલ અને જેમ માટીથી નિકળેલ સ્ફટિક બિમ્બના જેવુંજ અત્યન્ત સ્વચ્છ અને પરમ પાવન થાય છે, કે જેનાથી મનુષ્ય ઉપાસનાના દ્વારમાં પ્રવેશ કરવાને અધિકારી થાય છે.

**સજ્જન મંડળ!** એ પ્રમાણે ગંગાજલનો મહાત્મ્ય સુપ્રસિદ્ધ છે. અને એ હેતુથીજ એવા પવિત્ર સ્થળમાં મ્હોટા મ્હોટા ઋષિ મુનિઓ નિવાસ કરી પરમેશ્વરપરાયણ રહી આત્માનું અનુસંધાન કરતા હતા તેવા સ્થળ પ્રત્યે શ્રદ્ધા ધારણ કરવાથી મહાન્ પુણ્યની પ્રાપ્તિ થાય છે. એ નિસ્સંશય છે. રાજેન્દ્ર! જેવી રીતે પ્રાચીન તિર્થાદિ સ્થળમાં પણ કેટલાક લોકો સંશયો ધારણ કરે છે તેવીજ રીતે પ્રતિમા પૂજન મૂર્તિપૂજનમાં પણ કેટલાક નાસ્તિકો શંકાઓ કરે છે. તે શંકાઓના નિવારણાર્થ હવે હું આપને મૂર્તિપૂજાના સંબંધમાં કહુંછું તે આપ ધ્યાનમાં રાખશો.

---

## पंचविंश—सोपान

### " मूर्ति पूजन वेदमां छे के नहि ? "

एषोह देवःप्रदिशोऽनु सर्वाः पूर्वोहजातः सउगर्भे अन्तः
सएवजातः सजनिष्यमाणःप्रत्यङ्जना स्तिष्ठति सर्वतो मुखः ॥
( यजुर्वेद. अध्याय ३२ )

**ભાવાર્થ**—આ જે પૂર્વોકત પુરૂષ ઇશ્વર સર્વ દિશા, વિદિશાઓમાં નાના રૂપ ધારણ કરીને રહેલા છે તેજ પરમેશ્વર પ્રથમ સૃષ્ટિના આરંભ કાળમાં હિરણ્યગર્ભ રૂપથી ઉત્પન્ન થયા અને તેજ ગર્ભની અંદર આવ્યા અને તેજ

ઉત્પન્ન થયા, અને તેજ ઉત્પન્ન થશે કે જે સર્વના અંતઃકરણમાં રહેલા છે. અને જે ભિન્ન ભિન્ન રૂપ ધારણ કરીને સર્વ દિશા તરફ મુખવાળા થઇ રહેલા છે.



ધર્મ પરાયણ મુમુક્ષુ વર્મા ! આજકાલ કેટલાક મનુષ્યો કે જેમને વેદ ધર્મનું પરિપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું નથી. અને માત્ર ઉપર ટપકેથીજ કેટલાક મિથ્યાવાદીઓનાં યદ્ધા તદ્ધા રૂપ વ્યાખ્યાનો શ્રવણ કરી ધર્મભ્રષ્ટ થતા જાય છે, એ અત્યંત શોચવાલાયક વાર્તા છે. કેટલાક કહે છે કે વેદમાં મૂર્તિપૂજન છે કે નહીં ? એ તો હાલ થોડા કાળથીજ ચાલેલું છે. મૂર્તિપૂજનથી દેશની અવનતિ થાય છે. ઇત્યાદિ અનેક ખોટા તર્ક વિતર્કો કરી બિચારી વેદજ્ઞાન વિનાની ભોળી પ્રજાને છેતરે છે. અને તેથી કેટલાક એકદેશીય શિક્ષણ પામેલાને સ્નાન, સંધ્યા, પ્રતિમા-(મૂર્ત્તિ) પૂજન વિગેરે પોતાના ધાર્મિક સિદ્ધાન્તો મૂર્ખાઇ ભરેલા લાગેછે અને મૂર્ત્તિ પૂજનના પ્રચારથીજ ભારતવર્ષ ગારત થઇ ગયો છે. એ પ્રમાણે વ્યર્થ બકવાદ કરે છે. પરંતુ હજી સુધી કયાંય એવું બનેલું આપણે સાંભળ્યું નથી કે અમુક દેવતાની મૂર્ત્તિએ મંદિરમાંથી બ્હાર નીકળીને કોઇ ગ્રામ અથવા કોઇ દેશનો નાશ કરી નાંખ્યો. વળી કેટલાક તો કહે છે કે મૂર્ત્તિપૂજા જૈનોના સમયથી ચાલુ થઇ છે એ પણ તે લોકોનુ કહેવું યથાર્થ નથી કારણ કે વેદ, ઉપનિષદ્, શ્રુતિ, સ્મૃતિ વિગેરે અનેક પ્રમાણોથી મૂર્ત્તપૂજન પરમ્પરાથીજ ચાલતું આવે છે. એ સર્વથા સિદ્ધ છે. જુઓ ઋગ્વેદના અ૦ ૮ અ૦ ૭ વ૦ ૧૮ મં. ૩ માં લખ્યું છે કેઃ—

**कासीत्प्रमा प्रतिमा किं निदान माज्यं किमासित् परिधिः क आसीत् ॥**
**छन्द किमासीत्प्रउगंकिमुक्थं यद्देवादेवमयजन्तविश्वे ।**

**ભાવાર્થઃ**—આ મંત્રના પ્રારંભમાંજ પ્રશ્ન કરવામાં આવ્યો છે કે પરમેશ્વરના યથાર્થ જ્ઞાનનું સાધન શું છે ? તેનો ઉત્તર બીજા પદમાં આપવામા આવ્યો છે કે પ્રતિમા-અર્થાત્ પરમાત્માના જ્ઞાનનું સાધન પ્રતિમા છે. એજ પ્રમાણે આ મત્રમાં બીજા પણ કેટલાક પ્રશ્નોત્તર છે. આ સર્વ પ્રશ્નોના પ્રત્યુત્તર શ્રુતિભગવતી એક વાકયદ્વારાજ આપે

છે કે જે દેવતાનું પૂજન જગત્‌માં સર્વ દેવતાઓ કરે છે એટલે જે ભગવત્‌ની મૂર્ત્તિ ઇન્દ્રાદિક દેવતાઓ પૂજે છે તેજ પરમેશ્વર સંસારમાં સારરૂપ છે, અને તેજ સંસારની પરેધિ છે. અને તેજ સ્વતંત્ર અને સ્તુત્ય છે. રાજેન્દ્ર ! આ ઋગ્વેદના મંત્રમાં પરમેશ્વરની મૂર્તિ અને તેનું પૂજન સ્પષ્ટ રીતિથી વર્ણન કરેલ છે જેથી શ્રદ્ધાવાન્ મુમુક્ષુને માટે આ એક પ્રમાણ બસ છે. વળી યજુર્વેદના ૩૨ અધ્યાયના પ્રથમ મંત્રમાં લખ્યું છે કે—

तदेवाग्निस्तदादित्य स्तदुवायुस्तच्चन्द्रमा
तदेवशुक्रं तद्ब्रह्म ता आपः स प्रजापति ॥

ભાવાર્થ:—આજ ઇશ્વર, અગ્નિ, આદિત્ય, વાયુ, જલ, ચંદ્રમા, શુક્ર, અને પ્રજાપતિ પ્રભૃતિ સ્વરૂપ ધારણ કરી બીરાજેલા છે અને એ હેતુથીજ કર્મકાંડ પરાયણ પ્રેમીજનો એ પરમાત્માની યજ્ઞદ્વારા અગ્નિમાં ઉપાસના કરે છે. અને કેટલાક ભાગ્યવંત ભગવદ્‌ભકતો આદિત્ય મડળમાં વ્યાપ્ત થયેલા હિરણ્યવર્ણ, કિરિટકુંડલધારી મનોહર મૂર્તિની ઉપાસના કરે છે. અને કેટલાક યોગીશ્વરો પ્રાણદ્વારા બ્રહ્મચક્રમાં તે પરમેશ્વરની ઉપાસના કરે છે અને કેટલાક પુણ્યાત્મા જનો, ચદ્ર મંડળ આદિમાં પરમાત્માની ઉપાસના કરી કૃત કૃત્ય થાય છે. અને કેટલાક સુશીલજનો અખંડ બ્રહ્મચર્યવ્રતને ધારણ કરી વીર્ય રૂપથી ઉપાસના કરે છે. અને કેટલાક સાધકો જલ રૂપ થયેલા નિરાકાર સ્વરૂપ દ્વારા, ગંગા, યમુના વિગેરે સમગ્ર તીર્થ જલોમાં સ્નાનાદિક કરી દાન અને બ્રહ્મભોજન દ્વારા અને કેટલાક ગૃહસ્થો પ્રજાપતિ તેમજ પિતૃસ્વરૂપથી શ્રાદ્ધમાં શ્રદ્ધા સહિત તે પરમાત્માની ઉપાસના કરે છે. એ પ્રમાણે વેદમા એક બે નહિ પરંતુ અસંખ્ય પ્રમાણો છે. તે સર્વ આપને સમજાવતાં બહુ વિસ્તાર થાય તોપણ થોડાં ઘણાં પ્રમાણે આપીને હું સમજાવીશ

## મૂર્ત્તિપૂજા વિષે મનુ ભગવાન્ શું કહે છે ?

જેમ વેદમાં કહ્યું છે તેમ મનુસ્મૃતિ આદિ સચ્છાસ્ત્રોમાં પણ મૂર્તિપૂજન કરવાનું અનેક ઠેકાણે પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તે સર્વ આપને હું ક્રમપૂર્વક જણાવું છું. ભગવાન્ મનુજીએ પોતાના મનુસ્મૃતિ નામક શાસ્ત્રમાં સીમા ( હદ ) નિર્ણયના પ્રકરણમાં લખ્યું છે

કેઃ—કદાચ કોઈ બે ગામવાળા પોત પોતામાં પોત પોતાની સીમા હદને માટે લડતા હોય તો રાજાને ઉચિત છે કે—તે સીમાનુ બરાબર અવલોકન કરે. પરંતુ કોઇ પણ પ્રકારથી એવો પુરાવો મળી શકે નહિ કે જેથી એકનો હક્ક સિદ્ધ થાય ત્યારે તે વાંધા ભરેલી જમીનમાં રાજા બન્ને ગામવાળાના ઉપયોગને માટે નીચે પ્રમાણે બનાવી આપે; જેમકેઃ—

तडाग उद्पानानि वाप्य· प्रस्रवणानिच।
सीमा सन्धिषु कार्याणि देवतामंदिराणि च ॥

ભાવાર્થઃ—તળાવ, વાવ, પ્યાવ, અને દેવતાઓનાં મંદિરો તે સીમાડા ઉપર બંધાવી આપે કે જેનાથી આ લોક તથા પરલોકનું સર્વથા હિત થાય.

રાજેન્દ્ર ! હવે આપજ વિચાર કરો કેઃ-જો મૂર્તિપૂજન અનાદિકાળથી આપણા ભારતવર્ષમાં ન હતું તો મનુભગવાન્ દેવતાનાં મંદિરો બનાવવાને શામાટે લખત? વળી એજ મનુભગવાન્ દંડ પ્રકરણમાં લખે છે કેઃ—

संक्रमध्वजयष्टीनां प्रतिमानां च भेदकः ॥
प्रतिकुर्याच्चतत्सर्वं पञ्चदद्याच्छतानि च ॥

ભાવાર્થઃ—ન્હાની નદિથી પાર ઉતરવાના પુલો, રાજ્યદ્વારનાં ચિન્હ સ્વરૂપ ધ્વજા, તલાવ, તેમજ નદીઓના જલને માપવાની લાકડી તથા સમગ્ર દેવતાઓની પ્રતિમા ( મૂર્ત્તિ ) આ સર્વોપયોગી પદાર્થોને તોડનાર મનુષ્યની પાસેથી પૂર્વની પેઠે તે પદાર્થોને બનાવવા અને તે ઉપરાંત ૫૦૦ ) મુદ્રાનો દંડ રાજાએ કરવો ઉચિત છે. એથી પણ સિદ્ધ થાય છે કે જો મૂર્તિપૂજન પરમ્પરાથી નહિ હતે તો તેના ખંડન કરનારાને માટે મનુભગવાન્ દંડનું વિધાન કેમ કરતે ? વળી આચાર પ્રકરણમાં પણ મનુભગવાન્ લખે છે કેઃ—

नित्यं स्नात्वाशुचिः कुर्याद्देवर्षि पितृतर्पणम् ॥
देवताभ्यर्चनं चैव समिदाधानमेवच ॥

ભાવાર્થઃ—દ્વિજોએ નિત્ય પ્રતિ પ્રાતઃકાળમાં સ્નાનદ્વારા શરીરને પવિત્ર કરીને દેવતા, ઋષિ અને પિતૃઓનું તર્પણ કરવું તથા દેવતાઓની મૂર્ત્તિઓનું પરિક્રમાપૂર્વક પૂજન કરવું. અને અગ્નિ-

હોત્રને માટે અગ્નિમાં સમિધોનું આધાન કરવું. જો તે સમયે દેવતાઓની મૂર્ત્તિઓ ન હતી તો તેઓનું પૂજન મનુ ભગવાન કેમ લખતે ? રાજેન્દ્ર ! ઉપરોક્ત પ્રમાણોથી એ સ્પષ્ટતયા વિદિત થાય છે કે દેવતાઓનાં મંદિરો, દેવતાઓની પ્રતિમાઓ, તેમના પૂજનનો કાલ, તેમજ પ્રતિમા તોડનારને સજા, આ સર્વ વાતોનું જે વિધાન કરેલ છે તે ત્યારેજ સંભવ થાય કે જ્યારે મૂર્તિપૂજા વિદ્યમાન હોય ?

રાજેન્દ્ર ! કોઇ પણ રાજાએ એવો નિયમ કાયદો બાંધેલો સંભળાયો છે કેઃ—જેમાં આકાશને બાળનાર; ચંદ્રને ચોરનાર, નાસિકાદ્વારા ચણા ચાવનારને માટે દંડ કરવામાં આવે ? તો આપ સર્વ કહેશો કે આ વાર્તા અસંભવિત છે. અને મારો પોતાનો પણ એજ અભિપ્રાય છે કે અસંભવિત અપરાધોનો દંડ કાયદાઓમાં લખાય નહિ એટલા માટે એ નિર્ણય થાય છે કે મૂર્તપૂજાનું અસ્તિત્વ પુરાતન કાળમાં અવશ્ય હતું. તેથીજ તેના તોડનારને માટે દંડનું વિધાન કરવામાં આવ્યું છે.

## મૂર્તિ પૂજા વિષે રામચંદ્રજીનું સીતાજી પ્રત્યે કથન.

વળી મર્યાદા પુરૂષોત્તમ ભગવાન્ રામચંદ્રજી જ્યારે વિદેહ તનયા ( સીતા ) નો ઉદ્ધાર કરી લંકાથી અયોધ્યા તરફ પધારતા હતા તે સમયે પુષ્પક વિમાનમાં બેઠે બેઠે સમુદ્રનુ તટ નિકટ જોઇને પોતાના હાથની આંગળી ઉંચી કરીને જગજ્જનની સીતાજીને સેતુબંધ દેખાડતાં બોલ્યા છે કે.—

> एतत्तुद्दश्यतेतीर्थं सागरस्य महात्मनः ॥
> सेतुबंधइतिख्यातं त्रैलोक्येन च पूजितम् ॥ १ ॥
> एतत्पवित्रं परमं महापातक नाशनम् ॥
> अत्र पूर्वं महादेवः प्रसादमकरोद्विभु ॥ २ ॥

**ભાવાર્થઃ**—હે પ્રિયે ! આનું અવલોકન કરો ! આ મહાત્મા સાગરનું તીર્થ સ્થાન દેખાય છે આનુંજ નામ સેતુબંધ છે. આનું ત્રણ લોકમાં પૂજન થાય છે અને પરમ પવિત્ર તેમજ પાપનાશક છે. આજ સ્થાનના ઉપર પ્રથમ લંકા તરફ આવતા સમયે પરમાત્મા શંકર મારા ઉપર પ્રસન્ન થયા હતા. રાજેન્દ્ર ! આજ સ્થાન ઉપર

ભગવાન્ રામચંદ્રે શિવલિંગ સ્થાપન કરેલ છે. અને તે રામેશ્વરના નામથી અદ્યાપિપર્યંત સુપ્રસિદ્ધજ છે. એ પ્રમાણે અસંખ્ય પ્રમાણો છતાં જેને મૂર્ત્તિપૂજા ઉપર વિશ્વાસ થાય નહિ તો સંભવ છે કે તેને નિરાકાર ઉપર પણ વિશ્વાસ થઇ શકે તેમ નથી. કારણ કે નિરાકાર પરમાત્માનું જ્ઞાન પણ શાસ્ત્રોદ્વારાજ થાય છે. કેવળ શુષ્ક તર્કદ્વારા શાસ્ત્રનો વધ કરવો એ આસ્તિકતાથી સર્વદા વિપરીત છે. તેથીજ " नर अने वानर " એ બે શબ્દોમાં એકના નામમાં માત્ર એક અક્ષરજ વધારે છે, અને આકારમાં માત્ર પૂછડું વધારે છે. અર્થાત્ કેવળ શુષ્ક તર્કદ્વારા સિદ્ધાન્તનો નિશ્ચય કરનાર વાનર અને તર્ક સહિત શાસ્ત્રોકત પ્રમાણો દ્વારા સિદ્ધાન્તનો નિર્ણય કરનાર નર કહેવાય છે. વળી સામવેદના સોળમા બ્રાહ્મણમાં જ્યાં અદ્દભૂત શાન્તિનું પ્રકરણ આપ્યું છે ત્યાં આ પ્રમાણે લખ્યુ છે કુ:—

**यदा दैवत प्रातिमा हसन्ति रुदन्ति गायन्त्युन्मीलन्ति निमीलन्ति प्रतियान्ति नद्य· कबन्ध मादित्येदृश्यते विजलेत्त परिविष्यते छत्र वज्र विषाणानि प्रज्वलन्ति अश्वानां वालधीष्वङ्गारा क्षरन्ति, इत्यामानि अद्भूतानि विष्णु दैवत्यानि भवन्ति ॥**

**ભાવાર્થ**:—જ્યારે દેવતાઓની પ્રતિમાઓ અકસ્માત્ હાસ્ય કરે, અથવા રૂદન કરે, તથા ગાય, નેત્ર ઉઘાડે અને મીંચે અને નદિનો પ્રવાહ ઉંધો દેખવામાં આવે અને આદિત્ય મડલમાં કબંધ ( ધડ વિનાનું શબ ) દેખવામાં આવે અને વર્ષાઋતુ વિના સૂર્ય અને ચદ્ર નિસ્તેજ જોવામાં આવે અને જ્યારે છત્ર, વજ્ર અને પશુઓનાં શીંગડાં બળતાં દેખાય અને ઘોડાઓના પૂછડામાંથી અગ્નિના અગારા પડતા દેખાય ત્યારે ( વિવેકી પુરૂષોએ ) સમજી લેવુ જોઇએ કે આ અદ્દભૂત દર્શન વિષ્ણુદેવના કોપથી પ્રજાનો નાશ કરવાને માટે છે. જેની શાંતિ વેદમંત્રોથી કરવામાં આવે છે. આ મત્રથી પણ દેવતાઓની મૂર્તિઓનુ પૂજન પ્રતિપાદન થાય છે, માટે તેનું ખંડન કરવું એ કેવળ ખલ પુરૂષનુ કાર્ય છે. વળી સાંભળો ! મહારાજાધિરાજ દશરથનું જે સમયે ભગવાન્ રામચંદ્રજીના વિયોગથી મૃત્યુ થયું ત્યારે ભરતજી પોતાના મોસાળમાં હતા. તેને બોલાવવાને માટે માણુસ મોકલવામાં આવ્યો. તેથી જે સમયે ભરતજી અયોધ્યાની સામિપ્ય આવ્યા ત્યારે

તેમને અનેક અશુભ ચિન્હો જોવામાં આવ્યાં. જેથી તેઓ કહેવા લાગ્યા કે:—

देवागाराणि शून्यानि न भान्तीह यथा पुरा ॥
देवतार्चाः प्रविद्धाश्च यज्ञगोष्ठास्तथैव च ॥

ભાવાર્થ—દેવતાઓનાં મન્દિરો શૂન્ય દેખાય છે; આજ એવા શોભાયમાન નથી દેખાતા જેવા પ્રથમ હતા. પ્રતિમાઓ પૂજનથી રહિત થઇ રહેલી છે જેમના ઉપર ધુપ, દીપ, પુષ્પાદિ ચઢેલાં જોવામાં આવતાં નથી. તથા યજ્ઞોનાં સ્થાનો પણ યજ્ઞકાર્યથી રહિત જોવામાં આવે છે

રાજેન્દ્ર ! ઇત્યાદિ સર્વ પ્રમાણોથી સ્પષ્ટતયા સિદ્ધ થાય છે કે:- મૂર્ત્તિપૂજન સનાતન કાળથીજ ચાલતું આવ્યું છે. ત્રેતા અને દ્વાપર યુગ પર્યંત જે વૃત્તાંત મળે છે તેનાથી તો સ્પષ્ટ પ્રકટ થાય છે કે -તે સમયમાં મ્હોટાં મ્હોટાં દેવમંદિરો હતાં. જેમાં નિત્ય પૂજન થતું હતું વિદ્વાન્ લોકો પૂજન કરતા હતા. વળી સાકાર અને નિરાકારમાં પણ એ શબ્દ છે. તેમાંથી પ્રથમનો અર્થ આકાર સહિત અને બીજાનો અર્થ આકાર રહિત થાય છે. પરંતુ આ બન્ને શબ્દમાં આકાર શબ્દ તો બરાબર લાવવોજ પડે છે. એટલે જ્યારે પ્રથમ આકાર શબ્દ થઇ ચૂકે ત્યાર પછીજ તેમાં निर् ઉપસર્ગ લગાડીને નિષેધ કરવામાં આવે છે. તેથી પણ એજ સિદ્ધ થાય છે કે પ્રથમ સાકાર થાય ત્યારપછીજ નિરાકાર થઇ શકે છે. અન્યથા થઇ શકતો નથી, કારણ કે અસ્તિની પછી નાસ્તિ, ભાવની પશ્ચાત્ અભાવ, એ પ્રમાણેજ બોલવાનો ક્રમ છે અર્થાત્ જે પદાર્થનુ અસ્તિત્વ ન હોય તેનો નિષેધ થઇ શકે છે વળી નિરાકાર પણ બની શકે નહિ માટે એજ નિર્ણય થાય છે કે પ્રથમ સાકાર થાય પછીજ નિરાકાર શબ્દ આકાશમા પરિપૂર્ણ વ્યાપ્ત થઇ રહ્યો છે. તેથી જો તમને કોઇ પૂછે કે:—સજ્જનો ભગવદ્ભક્ત મહાત્મા સૂરદાસજી અને મહાત્મા તુલસીદાસજીની ઉત્તમોત્તમ રાગરંગણિઓ કયાં છે ? તો તમો કહેશો કે:–તે શબ્દ ગુણ હોવાથી આકાશમાં વ્યાપ્ત થઇ રહેલ છે. પરંતુ તે વ્યાપક રાગ રાગણીઓથી કંઇ આનન્દની પ્રાપ્તિ થઇ શકતી નથી. પરંતુ એ રાગ રાગણીઓ સંબંધીય આનન્દની પ્રાપ્તિ કરવી હોય તો એ તુંબડા

અને એક કાષ્ટ અને એ ઉપર બે ચાર ઝીણા તાર બાંધો એ પ્રમાણે એ સર્વ સાકાર પદાર્થોના આધારે જ્યારે તમો તારોના ઉપર આંગળીઓ ફેરવો છો ત્યારે તરતજ તમારૂં મસ્તક ડોલવા લાગે છે અને રાગણીની પ્રત્યક્ષ મૂર્તિ તમારા અંતઃકરણની સન્મુખ ઉભી રહીને તમને અપૂર્વ આનંદ આપે છે.

## મૂર્તિ પૂજા સંબંધે મહર્ષિ વશિષ્ઠ શું કહે છે !

એક સમયે મર્યાદાવતાર ભગવાન્ રામચંદ્રજીએ પોતાના સદ્‌ગુરૂ મહર્ષિ વસિષ્ઠના પ્રત્યે પ્રશ્ન પૂછયો હતો કેઃ—હે ગુરો ! પરમાત્માની મૂર્તિમાંજ પૂજા શા માટે કરવી ? ત્યારે વસિષ્ઠજીએ કહ્યું કેઃ—

गवां सर्पिं शरीरस्थं नकरोत्यङ्ग पोषणम् ॥
पृथक् भूतं महाराज पुनस्तस्यैव भेषजम् ॥
एवं सर्व शरीरस्थः सर्पियत्परमेश्वर ॥
विनाचोपसनांदेवो न करोति हितं नृषु ॥

ભાવાર્થઃ—જેમ ગાયોના અંગમાં ઘૃત સર્વત્ર વ્યાપ્ત રહે છે પરતુ તે વ્યાપક ઘૃતથી ગાયનું અંગ કંઇ પુષ્ટ થતુ નથી, પરંતુ જ્યારે તે વ્યાપક ઘૃતને સ્તન રૂપ એકદેશના આધારથી કાઢીને પુનઃ તેજ ઘૃત ગાયને પીવરાવવામાં આવે તો તે ગાયને માટે ઔષધરૂપ થઇ જાય છે. અને ગાયના શરીરને પુષ્ટ કરી આપે છે. તેમજ આ સંસાર અને શરીરના રોમ રોમમાં ઘીના સમાન પરમાત્મા વ્યાપ્ત થઇ રહ્યા છે. પરંતુ જ્યાં સુધી મૂર્તિ રૂપ એક ધારામાં તેની ઉપાસના કરવામાં આવે નહિ ત્યાં સુધી આત્માની ઇષ્ટ ગતિ થતી નથી.

મુમુક્ષુ વર્ગો ! વળી એ સિવાય પણ સંસારમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે કેઃ—અગ્નિ સર્વવ્યાપક છે તથા નિરાકાર પણ છે પરંતુ જ્યારે આપણને રોટલી વિગેરે બનાવવાની જરૂર પડે છે ત્યારે સાકાર અગ્નિથીજ ભોજન તૈયાર કરી શકાય છે. નિરાકાર અગ્નિથી કંઇ પણ કાર્ય થઇ શકતું નથી. એ પ્રમાણે પરમાત્મા પણ જે સર્વ વ્યાપક છે તથા નિરાકાર અને સાકાર એ ઉભય પ્રકારના છે તેમાંથી પણ સાકારનું પૂજન થઇ શકે છે. નિરાકારમાં તો મન આદિની પણ

ગતિ થઇ શકતી નથી. તથા અથર્વવેદ ૨-૧૨-૪ માં સ્પષ્ટ લખ્યું છે કે:—**एह्यश्मानमातिष्ठाश्मा भवतु ते तनू ॥** ભાવાર્થઃ—હે ઇશ્વર તમે આવો ! ! અને આ પાષાણની મૂર્તિમાં સ્થિત થાઓ. અને આ પાષાણની મૂર્તિ આપનુ તનૂઃ એટલે શરીર બની જાઓ અર્થાત્ શરીરમાં જીવાત્માની પેઠે આ મૂર્તિમાં નિવાસ કરો. જ્યારે વેદમાં તો **नम सिकत्याय च प्रवाह्याय च नमः किंशिलाय च** અર્થાત્ રેતી, નદી, પ્રવાહ તથા શિલા આદિને પણ નમસ્કાર લખેલ છે તો પછી પ્રતિમાદ્વારા ઇષ્ટદેવને નમસ્કાર કરવામાં આવે તો આમાં નુકસાન શું છે ? વળી અત્રિસ્મૃતિમાં લખ્યું છે કે:—

**वापी कूप तडागानि देवता यतनानि च ॥**
**अन्न प्रदानमाराम पूर्त्तमित्यभिधीयते ॥**

**ભાવાર્થ**—વાવ, કુવા, સરોવર, દેવતાઓનાં મન્દિરો, સદાવર્ત, બાગ બનાવવો એ સર્વ કાર્યોને પૂર્ત્ત કહેવામાં આવે છે, તથા શુક્રનીતિમાં પણ લખ્યું છે કે:—

**एवं विधान्नृपोराष्ट्रे देवान्संस्थापयेत्सदा ॥**
**प्रतिसंवत्सरं तेषामुत्सवान्सम्यगाचरेत् ॥**

ભાવાર્થ:—રાજા લોક પોતાના રાજ્યમાં મૂર્તિઓને સ્થાપિત કરે અને પ્રતિવર્ષ તેમનો ઉત્સવ કરાવે તથાઃ—

**देवालयेमानहीनां मूर्तिभग्नांनधारयेत् ॥**
**प्रासादांश्च तथा देवाञ्जीर्णानुद्धृत्य यत्नतः ॥**
**( अध्याय. ४ श्लोक. ५२१ )**

ભાવાર્થ:—દેવતાઓના મંદિરોમાં તૂટેલી ફૂટેલી મૂર્તિઓ ન રહેવા આપે કિંતુ રાજાને ઉચિત છે કે,-તુટેલા. ફૂટેલા. મન્દિરોનો અને પ્રતિમાઓનો સર્વદા જીર્ણોદ્ધાર કરતા રહે

ઇત્યાદિ સર્વ પ્રમાણોથી સ્પષ્ટતયા પ્રતિપાદન થાય છે કે મૂર્તિ-પૂજન સર્વથા વેદાનુકૂલ છે. તથા વેદમતાનુયાયીઓનું મુખ્ય આહ્નિક કર્ત્તવ્ય છે.

## ગુરૂ દ્રોણાચાર્ય અને નિષાદકુમાર એકલવ્ય.

મહાભારતના આદિપર્વમાં એક ઉપાખ્યાન તે સમયનું મળે

છે કે જે સમયે હસ્તિનાપુરમાં મહાત્મા દ્રોણાચાર્યજી પાંડવો અને કૌરવોને અસ્ત્રવિદ્યાનું શિક્ષણ આપી રહ્યા હતા. તેની પ્રસંશા શ્રવણ કરીને દિન પ્રતિદિન અનેકાનેક ક્ષત્રિયો તેમની પાસે ધનુર્વેદ વિદ્યા શીખવાને માટે આવતા હતા. વિશેષ–મહાભારત આદિપર્વ અધ્યાય ૧૩૪ જૂઓ.

ततो निषादराजस्य हिरण्यधनुषस्सुतः
एकलव्यो म ।राज द्रोणमभ्याजगामह ॥
न सतं प्रतिजग्राह नैसादिरिति चिंतयन्
शिष्यं धनुषिधर्मज्ञ स्तेषामेवान्ववेक्षया ॥
सतु द्रोणस्यशिरसा पादौ गृह्य परंतपः
अरण्यमनुसम्प्राप्य कृत्वा द्रोणंमहीमयम् ॥
तस्मिन्नाचार्यवृतिञ्च परमामास्थितस्तदा·
इष्वस्त्रे योगामतस्थे परं नियममास्थितः ॥
परया श्रद्धयोपेतो योगेन परमेण च ॥
विमोक्षा दानसन्धाने लघुत्वं परमाप सः ॥

( આ અધ્યાયના ૩૦ શ્લોકોમાં એક લવ્યના ચરિત્રનું વર્ણન છે ) તત્સંબંધી સારાંશ રૂપ કથન એ છે કેઃ–જ્યારે દ્રોણાચાર્યની પ્રસંશા બહુજ દૂર ફેલાવા લાગી ત્યારે એક દિવસે નિષાદરાજ હિરણ્ય ધનુષ્યનો પુત્ર કે જેનું નામ એકલવ્ય હતું તે દ્રોણાચાર્યની પાસે ધનુષ્યવિદ્યા શીખવાને માટે આવ્યો. ત્યારે દ્રોણાચાર્યે તેને શૂદ્ર જાણીને ધનુર્વેદનું શિક્ષણ આપ્યું નહીં ત્યારે તે પોતાના મનમાં દ્રોણાચાર્યને પોતાનો ગુરૂ માનીને તથા તેના ચરણાવિંદનો સ્પર્શ કરીને વનમાં ચાલ્યો ગયો. ત્યાં જઇને દ્રોણાચાર્યની એક મૃતિકા ( માટી )ની મૂર્ત્તિ બનાવીને તેની સન્મુખ ધનુર્વિદ્યા શીખવા લાગ્યો. તેથી શ્રદ્ધાની અધિકતાથી તથા ચિત્તવૃત્તિની એકાગ્રતાના કારણથી તે થોડા દિવસોમાં ધનુવિદ્યામાં સારી રીતે નિપુણ થઇ ગયો. હવે એક સમયે દ્રોણાચાર્યની સાથે કૌરવો અને પાંડવો મૃગયા કરવાને માટે વનમાં ગયા. તેઓમાં કોઇની સાથે એક શ્વાન પણ હતો. તે શ્વાન ' કૂતરો ' અહીં તહીં ફરીને ત્યાં જઇ પ્હોંચ્યો કે જ્યાં એકલવ્ય ધનુર્વિદ્યાનો અભ્યાસ કરી રહ્યો હતો. તે કૂતરો

નિષાદરાજ એકલવ્યને જોઇને ભૂંકવા–ભસવા લાગ્યો. ત્યારે એકલવ્યે સાત તીર એવી રીતથી માર્યાં કે જેનાથી શ્વાન (કૂતરા) નું મુખ બંધ થઇ ગયું. ત્યાર પછી તે શ્વાન પાંડવોની પાસે આવ્યો. ત્યારે પાંડવોએ આ અદ્‌ભૂત રીતિથી ધનુષ્ય મારવાવાળાની શોધ કરી તો એકલવ્ય પોતાની સન્મુખ એક મૃતિકાની મૂર્તિ રાખીને ધનુર્વિદ્યાનો અભ્યાસ કરતો હતો. તે જોઈને અર્જુન પૂછવા લાગ્યો કેઃ—તમે કોણ છો ? ત્યારે એકલવ્યે પોતાનું નામ ઠામ બતાવ્યું અને કહ્યું કે હું દ્રોણાચાર્યનો શિષ્ય છું. તેથી અર્જુન દ્રોણાચાર્યની પાસે જઇને કહેવા લાગ્યો કે, મહારાજ ! આપે તો કહ્યું હતું કે ધનુર્વિદ્યામાં મારા સમગ્ર શિષ્યોમાં તું સર્વથી અગ્રગણ્ય થઈશ પરંતુ એકલવ્યને તો તમે મારાથી પણ અધિક શિક્ષણ આપ્યું છે. ત્યારે પ્રત્યુતરમાં દ્રોણાચાર્યે જણાવ્યું કેઃ– હું તો કોઇ પણ એકલવ્યને જાણતો નથી. ચાલો જોઇએ કે એ એકલવ્ય કોણછે? એ પ્રમાણે દ્રોણાચાર્ય અને અર્જુન જ્યાં એકલવ્ય ધનુર્વિદ્યા શીખતો હતો ત્યાં ગયા. અને પ્રત્યક્ષ ગુરૂને જોતાંજ એકલવ્યે દ્રોણાચાર્યના ચરણોની પવિત્ર પદરજ પોતાના મસ્તક ઉપર ચ્હઢાવીને કહેવા લાગ્યો કે, ભગવન્! આપની મૂર્તિના પૂજનથીજ મને આ યોગ્યતા પ્રાપ્ત થઇ છે. એટલા માટે આપ મ્હારા ગુરૂ છો. ત્યારે દ્રોણાચાર્યે કહ્યું કે જો તું મ્હારો શિષ્ય હોય તો પછી મને ગુરૂદક્ષિણા આપ. ત્યારે એકલવ્યે કહ્યું કે, હે ગુરો ! આપ જે કહો તે હું આપવાને તત્પર છુ. ત્યારે દ્રોણાચાર્યે તેનો અંગૂઠો દક્ષિણામાં માગ્યો. તેથી એકલવ્યે પોતાનો અંગૂઠો પોતાના ગુરૂને ગુરૂદક્ષિણામાં આપી દીધો. તેથી અંગુઠાના ન રહેવાથી પછી એકલવ્યમાં સામર્થ્ય ન રહ્યુ અને તેથી દ્રોણાચાર્યની પ્રતિજ્ઞા પરિપૂર્ણ થઇ. રાજેન્દ્ર ! દ્રોણાચાર્યની મૂર્તિના પૂજનથી જ્યારે એકલવ્ય અર્જુનથી પણ ધનુર્વિદ્યામાં ઉત્તમ થઈ ગયો, તો પછી જે સજ્જનો અહરહ પરમેશ્વરની મૂર્તિનું પૂજન કરે અને તેના સર્વ મનોરથ સફળ થાય એમાં આશ્ચર્યજ શું છે. રાજન્ ! આ પ્રતાપ સર્વ શ્રદ્ધાનો છે. એટલા માટે હવે હું આપને શ્રદ્ધા સંબંધી સદ્‌બોધ પ્રદાન કરૂંછું. તે આપ એકાગ્રવૃત્તિથી શ્રવણ કરશો. . અર્થાત્ એક

મહા મૂર્ખ પણ શ્રદ્ધાથી કેવી ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત થાય છે તે દ્રષ્ટાંત કહું છું. એ આપ સર્વ મુમુક્ષુમંડળ ધ્યાનમાં રાખશો.

## षड्विंश-सोपान

### लक्ष्मीवर किम्वा लपसींधर ?

" **श्रद्धावान् लभते ज्ञानं** " શ્રદ્ધાવાનનેજ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.
" **श्रद्धा वित्तो भवः** શ્રદ્ધાવાન થા



રા. જેન્દ્ર ! પુરાતન કાળમાં કશ્ચિત્ સુવર્ણા નામક નગરીમાં કોઇ દેવદત્ત શર્મા નામે બ્રાહ્મણ રહેતો હતો, એ દેવદત્ત કર્મકાંડ વિગેરે નિત્ય નૈમિત્તિક ક્રિયામાં કુશળ હોઇ સાધારણ રીતે પુરાણોની પણ કથા વાર્તા કરીને પોતાનો નિર્વાહ ચલાવતો હતો એક દિવસે તે પોતાની નગરીથી ૬ (છ) કોશને અંતરે કોઇ ગામડામાં એક સદ્‌ગૃહસ્થને ત્યાં " શ્રી સત્ય નારાયણ"ની કથા કરવા ગયો હતો ત્યાંથી બીજે દિવસે પ્રાતઃકાળમાં નીકળી પોતની નગરી તરફ આવતો હતો. માર્ગમાં એક સુશોભિત સરોવર (તળાવ) જોઇ દેવદત્ત શર્માને સ્વાભાવિક રીતે ઇચ્છા ઉત્પન્ન થઇ કે અત્ર આ જળાશય મનોહર છે,, તથા નિત્ય નૈમિતિકનો સમય પણ થવા આવ્યો છે, તેથી આ સ્થળેજ નિત્યકર્મ કરવું ઉચિત છે. એ પ્રમાણે વિચાર કરી ત્યાં સ્નાનાદિક કરી ગાયત્રી, પ્રાણાયામ. વિગેરે કરી ભગવન્ નામ સ્મરણાર્થ ગૌમુખીમાં હાથ નાખી માળા ફેરવવા લાગ્યો. આ જળાશયની સન્મુખ એક વાટિકા (વાડી) હતી અને તેમાં એક કૃષિકાર (ખેડૂત) કે જે સદૈવ મનુષ્ય સહવાસથી મુક્ત હોઈને માત્ર જંગલમાંજ વસનાર હતો તે પોતાના ગ્રીષ્મઋતુ (ઉનાળા) ના પા-

કને પ્રફુલ્લિત કરવા, રેટ ( કોશ ) દ્વારા કૂપ ( કૂવા ) માંથી જલ બ્હાર કાઢી પાણી આપી રહ્યો હતો. આ ખેડૂતનું નામ અબુધ પટેલ હતું. વળી આ અબુધ પટેલ મૂળ અભણ કુળમાંજ ઉત્પન્ન થયેલો અને વળી પોતે બાલ્યાવસ્થાથીજ પોતાનો બાપીકા ઉદ્યોગ ( ખેતી વિગેરે )માં જોડાયો હતો. જેથી આખો દિવસ જંગલમાંજ રહેતો અને રાત્રિએ તે પણ દશ બાર દિવસે પોતાને ઘેર કયારેક (તે પણ જ્યારે ગામના તમામ મનુષ્યોનો સૂવાનો વખત થાય એવે સમયે ) પોતાનાં પશુઓને તેડી આવતો હતો, અને પુનઃ પ્રાતઃકાળ થતાં પ્હેલાં તો પોતાના પશુઓને લઈ અરણ્યમાં જઇ પોતાના કાર્યમાં જોડાતો હતો. આથી આપણા અબુધ પટેલને સંસાર એટલે શું ? મનુષ્ય જન્મનુ સાર્થક શામાં છે? અને ભગવત્ ધામની કેવી રીતે પ્રાપ્તી થાય ? તત્સંબંધી તેને યત્કિંચિત્ પણ ભાન હતું નહિ. એ પ્રમાણે આપણા અબુધ પટેલ નિરક્ષરની સાક્ષાત્ પ્રતિમા કિંવા કાળા અક્ષરને કુટી મારનાર હતા. વિશેષ વર્ણન ન કરતાં અત્ર એટલુજ કહેવું યથાર્થ છે કે માત્ર મનુષ્યની આકૃતિમાં તે પશુતુલ્યજ હતો આ અબુધ પટેલની દ્રષ્ટિ તે દેવદત્તશર્મા કે જે ગૌમુખીમાં હાથ નાખી માલા ફેરવતો હતો તેની તરફ ગઇ, તેથી પોતાના અંતઃકરણમાં આશ્ચર્ય પામી વિચાર કરવા લાગ્યો કે:— અરે ! આ કોણ છે? આ શું કરે છે ? એમ પોતાના મનમાં વદીને તે દેવદત્તશર્માની પાસે આવ્યો એ સમયે દેવદત્તશર્મા જયારે જયારે માળા પૂર્ણ થાય ત્યારે ત્યારે પોતાની માળાનો મેરૂ પોતાના નેત્રને અડકાડતો તથા માળાને યથાર્થ કરવા પોતાનો હાથ હલાવતો. એવી રીતે દેવદત્તશર્માને જોઇને આ અબુધ પટેલના અંતઃકરણમાં વિચાર ઉદ્ભવ્યો કે, અરે આ બિચારા * ભામણને તેના હાથમાં કંઇ પીડા થાય છે.અને તેથી વારંવાર પોતાના હાથને આ કોથળીમાં નાંખી હલાવ્યા કરે છે. જેથી તે અબુધપટેલ પેલા દેવદત્ત બ્રાહ્મણને પૂછવા લાગ્યો:—કે હે બ્રાહ્મણ ! તમારા હાથમાં શું પીડા થાય છે ? આથી દેવદત્તશર્મા તો વિચારમાંજ પડી ગયો કે, અરેરે ! આ મનુષ્ય છે કિમ્વા મનુષ્યાકૃતિમાં સાક્ષાત્ પશુ છે કે જેને આ ગૌમુખી છે—

* ગામડાઓમાં મૂર્ખ મનુષ્યો બ્રાહ્મણને બદલે ભામણ કહે છે.

માળા છે અર્થાત્ ભગવન્નામ સ્મરણ કરવાનુ એક સાધન છે, એટલું પણ જેને જ્ઞાન નથી અહો ! આ મૂર્ખરાજને મારે શી રીતે સમજાવવો ?( પરતુ અંતિમ નિશ્ચય કર્યો કે એ મહામૂર્ખને પણ મૂર્ખ રીતિએજ સમજાવવું યોગ્ય છે, એ પ્રમાણે વિચાર કરી દેવદત્તશર્મા કહેવા લાગ્યા. ભાઇ ! મને મારા હાથમાં કાંઇ પીડા થતી નથી પરંતુ એક મ્હોટા ગ્રામમાં જવું છે તે ગ્રામનો રસ્તો બહુ દૂર છે, એ માટે તે ગ્રામમા જવાને આ હું રસ્તો કાપું છુ કે જેનાથી તે ગ્રામમાં વ્હેલો વ્હેલો પ્હોચી જાઉં ! આ પ્રમાણે દેવદત્તશર્માનાં વચન શ્રવણ કરી તે અબુધ પટેલ પૂછવા લાગ્યો હે બ્રાહ્મણ ! તે ગામ કેવું છે ? ત્યા શું મળે છે ? એ વચન સાભળીને દેવદત્તશર્મા કહેવા લાગ્યો ભાઇ ! તે ગ્રામ બહુજ મજાનું છે. વળી તે ગ્રામમાં જે પ્હોચે છે તેને ત્યા મજુરી (મ્હેનત) કરવી પડતી નથી, બેઠે બેઠે રોટલો ખાવા મળે છે એટલુજ નહિ પરતુ તે ગ્રામમા ગોળ, ખાડ, ખજુર, ખારેક વિગેરે મીઠા મીઠા પદાર્થોના તો ઝાડો ઉગેલા છે તેમાથી જેટલો જોઇએ તેટલો ભલે લઇ લે. તેમા કોઇ પણ આનાકાની કરી શકતો નથી. વળી તે ગ્રામમા મ્હોટા મ્હોટા ઘર બાધેલા છે, તેમા રહેવાનુ પણ મળે છે. કોઇ પણ પ્રકારનુ તે ગ્રામમા દુઃખ નથી અર્થાત્ સર્વ પ્રકારે સુખજ છે આ વૃત્તાત શ્રવણ કરીને અબુધ પટેલ તો ખુશખુશ થઇ ગયો અને તથા અત્યત આનદપૂર્વક પૂછવા લાગ્યો હૅ ! હૅ. ! ત્યાં ગોળ, ખાડ, ખજુર, ખારેક વિગેરે મીઠા પદાર્થો ખાવાને માટે ફોકટ મળે છે! ત્યારે આ રસ્તો તમે કેમ કાપો છો તે જરા મને બતાવશો તો હુ આપનો અત્યત ઉપકાર માનીશ કેમકે તે ગામમા જ્યારે મીઠા પદાર્થો ખાવાને માટે ફોકટ મળે છે, ત્યારે તો હુ પણ તે ગ્રામમાં જવાની અભિલાષા રાખુ છુ આ પ્રમાણે અબુધ પટેલનાં વચન સાંભળીને દેવદત્તશર્માએ વિચાર્યું કે મૂર્ખરાજને સમજણ તો પડી છે, જેથી હવે એને એ ઢબથીજ વિશેષ સમજાવવુ જોઇએ. કેમકે જેને યત્કિંચિત્ પણ જ્ઞાન નથી તેને વૈકુંઠધામ–પરમપદ-મોક્ષધામ સંબંધી કેવી રીતે સમજાવવામાં આવે ! તોપણ એને એમવી સાદી ગ્રામ્ય ભાષાદ્વારાજ સદ્બોધ કરવો યોગ્ય થશે, એમ ધારીને કહેવા લાગ્યો:—હે પટેલ ! તે ગામનો રસ્તો બહુ લાબો છે. તેને કાપવા માટે બહુજ

મ્હેનત કરવી પડે છે, તે ગામના ધણીને હરઘડીએ યાદ કરવો પડે છે તેના માટે એક માળા બનાવવી જોઈએ. તેમાં ૧૦૮ મણકા રાખવા જોઇએ અને ત્યાર પછી તે એકેક મણકા દ્વારા તે ગામના ધણીને યાદ કરવો જોઇએ. આ વાર્તાથી અબુધ પટેલને કઇ પણ સમજણ પડી. તેથી પુનઃ પૂછવા લાગ્યો કે, હે બ્રાહ્મણ! તે ગામનો ધણી કોણ છે ? તથા તે કેવો છે ? તે ગામના ધણીનુ શું નામ છે ? તથા માળા એટલે શું ? મણકા એ શું તે જરા મને સમજાવો. આથી દેવ દત્તશર્માએ જણાવ્યુ કે.-ભાઇ ! તે ગામનો ધણી બધાથી મ્હોટો માણસ તથા રાજાઓનો પણ રાજા છે તથા બીજા જેટલાં માણસો છે તેના બે હાથ હોય છે અને એ ગામનો ધણી તો ચાર હાથ વાળો છે તથા તેનું નામ " लक्ष्मीवर " છે તથા માળા વિષે તેં જે પૂછયુ તે જો હું ત્હને બતાવુ છુ એમ કહી પોતાની ગૌમુખીમાંથી માળા કાઢીને બતાવી અને સમજાવ્યું કે.—જો આ પ્રમાણે બનાવજે, અને દરરોજ તે ગામનો ધણી જે " લક્ષ્મીવર " છે તેનું નામ લઇ એકેકો મણકો ફેરવજે એમ કરતાં કરતા તુ તે ગામમા જઈ પ્હોં-ચીશ. આ વચન શ્રવણ કરી તેને કંઇક આનંદ ઉદ્ભવ્યો અને તેથી તે ફરીને પૃછવા લાગ્યો કે.-હે ભલા, બ્રાહ્મણ, તમને કેટલા દિવસ થયા એ ગામનો રસ્તો કાપો છો ? ઉત્તરમા દેવદત્તશર્માએ જણાવ્યું કે ભાઇ ! મને ત્રીસ વર્ષ થવા આવ્યાં છે. અને દરરોજ એ પ્રમાણે હું રસ્તો કાપું છું. આ વાકય સાંભળી અબુધ પટેલ આતુરતાથી પૂછવા લાગ્યોઃ- હેં ! હેં ! શું તમે ત્રીશ વર્ષ થયા આ પ્રમાણે રસ્તો કાપો છો તથાપિ તે ગામમાં પ્હોચી શકયા નથી, ત્યારે હું તે કેવી રીતે પ્હોંચી શકીશ ? એવા ખેદમાં ને ખેદમા એક મ્હોટો નિશ્વાસ નાંખી પુનઃ પૂછવા લાગ્યો કે ભલા ! તે રસ્તો કાપવામાં કંઈ અડચણ પડે છે ? તેથી દેવદત્ત શર્માએ જણાવ્યુ કે.—હા ભાઇ ! એ રસ્તો કાપવો બહુજ વિકટ છે. કેમકે એ રસ્તો કાપનારને સ્ત્રીઓ આવીને અત્યત અડચણ કરે છે. માટે બહુ હોંશીઆરીથી એ રસ્તો કાપવો જોઈએ. ઇત્યાદિ વાતચીત કરી, એટલામાંતો બીજી બાજુએ દેવદત્તશર્માએ ભાત રાંધ્યો હતો તે પણ તૈયાર થઈ રહેવા આવ્યો એથી માળા, મંત્ર પૂર્ણ કરીને દેવદત્તશર્મા ત્યાં ભોજન કરવા બેઠા અને અબુધ પટેલ

તો ગોળ, ખાંડ, ખજુર, ખારેક વિગેરે વિગેરે મીઠા મીઠા પદાર્થો ફોકટ ખાવાને મળે એજ તાનમાં તલ્લીન થઇને પોતાની વાડી તરફ ચાલતો થયો. અને ક્યારે એ ગામમાં મ્હોંચી જાઉં કે જેથી મીઠા મીઠા પદાર્થો ફોકટ ખાવાને મળે ? એ પ્રમાણેની ઉત્કટ જીજ્ઞાસામાં પોતાની વાડીની અંદર જઇને એકદમ એક બાવળનું વૃક્ષ હતું તેને તોડી પાડયું, તેને કાપીને તેના ન્હાના ન્હાના ૧૦૮ મણકાઓ બનાવ્યા. અને એ મણકાઓમાં છિદ્ર કરી ત્હેમાં એક મ્હોટો દોરડો પરોવી તેની માળા બનાવી. અને તેને રેંટમાળ ઉપરજ રાખીને "**लक्ष्मीवर**" "**लक्ष्मीवर**" **लक्ष्मीवर** " **लक्ष्मीवर** " અને **लक्ष्मीवर** નો શ્રદ્ધા પૂર્વક પવિત્ર ધ્વનિ કરવા લાગ્યો. એ પ્રમાણે પાંચ છ વખત તો લક્ષ્મીવર નો ધ્વનિ ચાલ્યો પરંતુ પછી અબુધ પટેલ પ્રથમથીજ અભણ હોવાથી **लक्ष्मीवर** ના બદલે **लपसींदर-लपसींदर** જ જપવા મંડી પડયો. અને વળી વચ વચમાં જ્યારે, તે બ્રાહ્મણને તો ત્રીશ વર્ષ થઇ ગયાં તો પણ એ ગામમાં મ્હોંચ્યો નહિ, -એ વાર્તા યાદ આવે એટલે એક મ્હોટો નિશ્વાસ નાંખીને એ પ્રમાણે ઉદ્‌ગાર કાઢતો કેઃ-અરેરે ! મને એ ગામની બહુ મોડી ખબર પડી; એવી રીતે "**लपसींदर**" ના ધ્વનિમાં પોતાની વાડી, પોતાનાં ઢોર, પોતાનો ઉનાળાનો પાક, પોતાનાં ઘર, તથા પોતે પણ ખાવુ, પીવું વિગેરે સર્વ ભૂલી ગયો. અને માત્ર **लपसींदर**, **लपसींदर** નોજ પવિત્ર ધ્વનિ કરવા લાગ્યો. એ પ્રમાણે ખાધા, પિધા સિવાય એક, બે અને ત્રણ દિવસ જ્યારે બરાબર વ્યતીત થઈ ગયા તો પણ **लपसींदर, लपसींदर** ના ધ્વનિમાંજ મંડયો રહ્યો આથી સર્વત્ર વ્યાપક, પ્રણતપાલ, દીન દયાળ ભકત વત્સલ શ્રી વિષ્ણુ ભગવાન્ વૈકુંઠમાં બિરાજ્યા હતા તેઓ વિચારવા લાગ્યા કેઃ—હવે એ ભકતરાજની વ્હારે મ્હારે અવશ્ય ન્હડવું જોઇએ કારણ કે જેણે મારા માટે પોતાના સમગ્ર વ્યવહારને છોડી દીધો છે. અને અત્યંત શ્રદ્ધાથી મ્હારૂં રટન કરી રહ્યો છે. તો તેવા શરણાગતની પ્રતિપાલના કરવી એ મ્હારો પરમ ધર્મ છે, શ્રીમદ્-ભગવદ્‌ગીતામાં લખ્યું છે કેઃ—

**अनन्याश्चिन्त यन्तो मां येजनाः पर्युपासते ॥**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२०३॥**

ભાવાર્થ:—જે મનુષ્યો અનન્ય ભાવે મ્હારૂં ચિંતન કરતાં મને નિત્ય ઉપાસે છે તેવા મારામાં નિરંતર નિમગ્ન રહેનાર મનુષ્યોનો યોગક્ષેમ હું વહન કરૂં છુ. અર્થાત્ જે જે પદાર્થની તેમને આવશ્યકતા હોય છે તે તે પદાર્થ તેમને મેળવી આપું છું. તથા તેમને જે જે વસ્તુ પ્રાપ્ત હોય તેનું સંરક્ષણ કરૂં છું. તથાઃ—

अपिचेत्सुदुराचारो भजतेमामनन्यभाक् ॥
साधुरेवसमंतव्यो सम्यग् व्यवसितोहिसः ॥२०४॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ॥
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥२०५॥

ભાવાર્થ:—બહુ પાપી મનુષ્ય પણ જો અનન્ય ચિતવાળો થઇને મને ભજે તો તે શ્રેષ્ઠ માનવો કારણ કે તે ઉત્તમ નિશ્ચયવાળો છે, તે પાપી મનુષ્ય પણ મારા ભજનથી તરત ધર્માત્મા થાય છે. અને હમેશની શાતિ પામે છે.

એ પ્રમાણે મ્હારા પોતાનાંજ વચન છે. એ પ્રમાણે વિચાર કરી તત્કાળ પીતાંબર વિગેરે વસ્ત્રોને ધારણ કરી અને તે ભક્ત વત્સલ પરમાત્મા આપણા અબુધ પટેલની પાસે જવા માટે તત્પર થયા. ભગવાનને આમ એકાએક બ્હાર જવાની ઇચ્છાવાળા જોઇ લક્ષ્મીજી નમ્રતાપૂર્વક પોતાના બન્ને હાથ જોડીને પૂછવા લાગ્યા.:— હે નાથ ! આમ અકસ્માત્ કયાં પધારવાની ઈચ્છા રાખો છો ? પ્રત્યુત્તરમાં શ્રીવિષ્ણુ ભગવાને જણાવ્યું કે:-હે પ્રાણવલ્લભે ! એક બહુજ આશ્ચર્યકારક વાર્તા છે. તે એ છે કે આપણા આ સંસારમાં મ્હારા ભક્તો, મહાત્માઓ, ઋષિઓ તો સંખ્યાબંધ છે. પરંતુ આજ ત્રણ દિવસ થયાં એક નૂતન ભક્ત પ્રકટ થયો છે. અને તે બરાબર ત્રણ દિવસ થયાં મારૂંજ અનન્ય ભાવથી સ્મરણ કરી રહ્યો છે. વળી અદ્દભૂત વાર્તા તો એ છે કે.—વેદમાં, સ્મૃતિઓમાં, પુરાણોમાં મ્હારા. હજારો નામો પ્રસિદ્ધ છે પરંતુ ભકતરાજે તો મ્હારૂં એક નવિન નામજ નિર્માણ કર્યું છે કે જે વેદ, પુરાણ વિગેરે કોઇપણ શાસ્ત્રમાં નથી. એટલુંજ નહિ પરંતુ મ્હોટા મ્હોટા વૈયાકરણીઓ પણ જો એ નવિન નામની વ્યુતપત્તિ કરવા બેસે તો તેની પણ અક્કલ ગુમ થઈ જાય એમ છે. એ પ્રમાણે મારાં નામોમાં જેણે અજબ રીતે એક

નામનો વધારો કર્યો છે એવા મહાન્ સામર્થ્યશીલ ભકતરાજની પાસે જવાની મને અભિલાષા ઉત્પન્ન થઇ છે અને ત્યાં જઇ તેની મનોકામના પૂર્ણ કરવી એવો મ્હારો વિચાર છે

એ પ્રમાણે શ્રી વિષ્ણુ ભગવાનનાં વચન શ્રવણ કરી લક્ષ્મીજી કહેવા લાગ્યં. હે પ્રાણનાથ! જો આપ કહો છો તેમજ હોય તો એવા ભકતરાજનાં દર્શનાર્થે મ્હને પણ સાથે તેડી ચાલો. તેથી શ્રી વિષ્ણુભગવાન્ તથા લક્ષ્મીજી, ઉભય ગુપ્ત વેશ ધારણ કરી પોતાના નવિન ભકત ( આપણા અબુધ પટેલ ) ની પાસે આવવા માટે વૈકુંઠ લોકમાંથી રવાના થયાં અને ચાલતાં ચાલતાં થોડા સમયમાંજ પેલા દેવદત્તશર્માવાળા જળાશય નિકટ આવી પ્હોંચ્યાં. આ સુંદર જળાશયને જોઇ ભગવાન્ પણ ત્યાં સ્નાનાદિક કરી મધ્યાન્હ સંધ્યા ગાયત્રી કરવા બેઠા. એટલામાં લક્ષ્મીજીની દ્રષ્ટિ એ જળાશયની સન્મુખ પેલી વાટિકા ( વાડી ) તરફ ગઇ અને બરાબર એકાગ્રવૃત્તિથી જોયું તો એક મનુષ્ય રેંટમાળ ઉપર એક કાષ્ટની મ્હોટી માલિકાવડે " **लपसीद्र** " " **लपसीद्र** " નો ધ્વનિ કરી રહ્યો છે. તે શ્રવણ કરીને લક્ષ્મીજી ભગવાનના પ્રત્યે પૂછવા લાગ્યાઃ–હે પ્રાણપતિ ! આ મનુષ્ય છે કિંવા પશુ છે ? આના પ્રત્યુત્તરમાં ભગવાન્ હાસ્યપૂર્વક કહેવા લાગ્યાઃ—હે પ્રિયે ! એજ મારો નવિન ભકત છે.–આથી લક્ષ્મીજી આશ્ચર્ય પામી કહેવા લાગ્યા–હે નાથ ! શું શુ એજ આપનો નવીન ભક્ત કે ? આ પ્રમાણે વાર્તાલાપ કરીને વિષ્ણુ ભગવાન્ મૌન્યપણે ગાયત્રી જપ કરવા લાગ્યા. એટલામાં લક્ષ્મીજી ભગવાનથી પણ પ્રથમ જઇને તે ભકત (આપણા અબુધ પટેલ)ને પૂછવા લાગ્યા.:–હે ભલા માણસ ! હે ભાઈ ! ! આ શું કરે છે ? એ પ્રમાણે બહુ વાર પૂછયું તથાપિ આપણા અબુધ પટેલ તો " **लपसींद्र** "–"**लपसीद्र** " ના ધ્વનિમાંજ મચી પડયા છે. જ્યારે લક્ષ્મીજીએ અત્યંત આગ્રહપૂર્વક પુછયું ત્યારે પોતાનાં નેત્ર ઉઘાડીને જોયું તો અબુધ પટેલને એક સ્ત્રી જોવામાં આવી. તેથી પેલા દેવદત્તશર્માની વાર્તા યાદ આવી ગઈ કે એ **ગામને રસ્તે જનારને સ્ત્રી**ઓ અડચણ કરે છે જેથી પોતાને પણ અડચણ કરવા કોઈ **સ્ત્રી** આવી છે એમ ધારીને પુનઃ પોતાના નેત્ર મીંચીને પૂર્વની પ્રમાણે " **लपसीद्र** " –" **लपसींद्र** "નો ધ્વનિ કરવા લાગ્યો આથી લક્ષ્મીજીએ વિચાર્યું કે

આ ભક્ત છે કિમ્વા ભૂત છે ? કેમકે જોતો પણ નથી અને સાંભળ-તો પણ નથી. જેથી નજદીક આવીને પુનઃ લક્ષ્મીજી મ્હોટે સ્વરે પૂછવા લાગ્યાં.–અરે ભલા માણસ ! આ શું કરે છે ? એટલામાં અબુધ પટેલ નેત્ર ખોલીને ક્રોધપૂર્વક કહેવા લાગ્યોઃ–હું બધું જાણું છું; તું મને ઠગવા આવી છે ? પરતુ હું ઠગાઇ જાઉં તેવો નથી. જા, જા, તારૂં અહિંઆ શું કામ છે ? આ પ્રમાણે વદીને પુનઃ "लपसींदर"-"लपसींदर" નો ધ્વનિ કરવા બેઠો. આથી તો લક્ષ્મીજી ક્રોધિત થઇને કહેવાં લાગ્યાં.–અલ્યા મૂર્ખા, એ " લપસીંદર લપસીંદર " કહે છે એ કોણ છે ? એ પ્રમાણે જ્યારે લક્ષ્મીજીએ પૂછ્યું ત્યારે રસ્તો કાપવાના પોતાના કામમાં વિઘ્ન થાય છે–અડચણ પડે છે. જેથી અબુધ પટેલ પણ અત્યંત ક્રોધપૂર્વક કહેવા લાગ્યોઃ–જા, જા, એ લપસીંદર તે ત્હારો ધણી ! હું જાણું છું કે તું મને અડચણ કરવા આવી છે એ પ્રમાણે શબ્દ શ્રવણ કરી લક્ષ્મીજી તો ચકિતજ થઈ ગયાં, અને પોતાના અંતઃકરણમા કહેવા લાગ્યાં કેઃ—ખરેખર ! આ ભક્ત તો અંત-ર્યામી જણાય છે. અરે એણે તો મને ગુપ્ત વેષમાં પણ ઓળખી લીધી. તેથી પુનઃ પૂછવા લાગ્યા –અરે, ભલા માણસ ! એ મારો ધણી કયાં છે ? અબુધ પટેલે ક્રોધથી કહ્યું કે તારો ધણી પડયો પેલા સામેના તળાવમાં. આથી તો લક્ષ્મીજી અત્યત આશ્ચર્યને પ્રાપ્ત થયા કારણ કે શ્રી વિષ્ણુભગવાન્ પણ તે તળાવની નિકટજ ગાયત્રી જપ કરી રહ્યા હતા ત્યારબાદ લક્ષ્મીજી શ્રી વિષ્ણુભગવાનની પાસે જઇ બનેલ વૃત્તાંત સર્વ વર્ણ-વીને કહ્યુ. પછી વિષ્ણુ ભગવાન્ પણ મધ્યાન્હ સધ્યા કર્મથી નિવૃત્ત થઈ લક્ષ્મીજી સહિત તે ભકત ( અબુધ પટેલ ) ની પાસે આવીને કહેવા લાગ્યાઃ—હે ભકતરાજ ! वरं ब्रूहि वरं ब्रूहीं" પરંતુ આ મૂર્ખ-રાજ તો સાંભળતો પણ નથી અને જોતો પણ નથી. ત્યારે ભગવાન્ વિચાર કરવા લાગ્યા કેઃ–આ ભક્તરાજને એની માન્યતા પ્રમાણેજ સમજાવીશ ત્યારે એ સમજશે. તેથી કહેવા લાગ્યા હે ભકતરાજ ! તું જેને " लपसींदर-लपसींदर એવા નામથી ભજી રહ્યો છે. તે હું પોતે લપસીંદર તને દર્શન દેવા આવ્યોછું, એ પ્રમાણે ભગવાનનાં વચન શ્રવણ કરી અબુધ પટેલે પોતાનાં નેત્રો ઉઘાડીને જોયું તો પોતાની સન્મુખ એક માણસ ઉભેલ જોવામાં આવ્યો. તેને અબુધ પટેલ પૂછવા લાગ્યો; હેઃ !

શું તું લપસીંદર છે ! નહિં, નહિ, તું લપસીંદર નથી. જો તુ લપસીંદર હોય તો હ્હારા ચાર હાથ ક્યાં છે ! પેલા બ્રાહ્મણે તો મને કહ્યું હતું કે લપસીંદરના ચાર હાથ છે આ વચન શ્રવણ કરી વિષ્ણુ ભગવાન્ વિચાર કરવા લાગ્યા કેઃ-એને ચતુર્ભુજ સ્વરૂપનુ દર્શન કરાવવું પડશે, નહિંતો આ મૂર્ખ માને તેમ નથી. તથાપિ પણ પરીક્ષા માટે કહેવા લાગ્યા કેઃ-ભાઇ ! હું લપસીંદર પોતે છઉ તથાપિ જો તું ન માનતો હોય તો હું ચાલ્યો જાઉં છું. એ પ્રમાણે ભગવાનનાં વચન શ્રવણુ કરી અબુધ પટેલ કહેવા લાગ્યોઃ-જા, જા, તું લપસીંદર નથી ! શું લપસીંદર તારા જેવો છે કે ? જો તું લપસીંદર હોય તો મને તારા ચાર હાથ દેખાડ. લપસીંદર ચાર હાથ વાળો છે એ હુ જાણું છું. એ પ્રમાણે વદીને પુનઃ લપસીંદર, લપસીંદરનો ધ્વની કરવા લાગ્યો. લક્ષ્મીજી તો આ ( નવીન )ભકત ની અનુપમ લીલા જોઇ પોતાના અંતઃકરણમાં હાસ્ય જ કરી રહ્યાં છે પરંતુ વિષ્ણુ ભગવાન્ અબુધ પટેલની આ પ્રમાણે દ્રઢ નિષ્ઠા શ્રદ્ધા-ભાવના જોઈ ચતુર્ભુજ સ્વરૂપને ધારણ કરી કહેવા લાગ્યાઃ—ભક્તરાજ ! હવે તો હું લપસીંદર ખરો કે નહિ ? જો આ મ્હારા ચાર હાથ છે; એ પ્રમાણે ચાર હાથ જોઇને અબુધ પટેલ વિચાર કરવા લાગ્યો કેઃ—છે તો પેલા બ્રાહ્મણુના કહેવા પ્રમાણે એ લપસીંદર. પરંતુ પુનઃ મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ-તે બ્રાહ્મણ તો ત્રીશ વર્ષ થયાં રસ્તો કાપે છે, તથાપિ પણ તે, તે ગામમાં પ્હોંચી શક્યો નથી તો માત્ર ત્રણ દિવસમાં અને વળી તે લપસીંદર પોતે ચાલીને મારી વાડીએ આવે, એ વાર્તા કેમ બને ! એ પ્રમાણે વિચારીને તે કહેવા લાગ્યો કેઃ-તું લપસીંદર છે એ ઠીક પરંતુ જ્યાં સુધી મને રસ્તો બતાવનાર પેલો બ્રાહ્મણ કહે નહિ કે આ લપસીંદર છે ત્યાં સુધી હું માની શકતો નથી. માટે જરાવાર ઉભો રહે. અહીંથી થોડેક દૂર તે બ્રાહ્મણ રહેછે તેને તેડી આવું એવાં વચન સાંભળીને ભગવાન્ કહેવા લાગ્યાઃ—ભકતરાજ ! તારો બ્રાહ્મણ હજી મારા સાક્ષાત્કારનો અધિકારી થયો નથી કારણકે તેણે ત્રીશ વર્ષમાં પણ તારા ત્રણ દિવસ જેટલો તાશુ પણ તના સહસ્રાંશ જેટલો પણ શ્રમ લીધો નથી ત્હારા જેવી પરિપૂર્ણ શ્રદ્ધા ધારણ કરી નથી, માટે તેને દર્શન આપવાને હજી સમય છે. એ પ્રમાણે ભગવાનના વચન સાંભળી અબુધ પટેલે જણાવ્યું

કેઃ—જો તું સાચો લપસીંદર હોય તો મારો બ્રાહ્મણ આવે ત્યાં સુધી ઉભો રહે અને જો ખોટો હોય તો ભલે ચાલ્યો જા ! એ પ્રમાણે વદીને અબુધ પટેલ તો ફરી પણ "લપસીંદર"–લપસીંદર" નો ધ્વનિ કરવા લાગ્યો પરંતુ પરમ દયાબ્ધિ સ્વપ્રતિજ્ઞાપ્રતિપાળક પરમાત્મા શ્રી વિષ્ણુભગવાન્ વિચારવા લાગ્યા કેઃ–આ મૂર્ખ ભકતરાજની હઠ એની ઇચ્છા પૂર્ણ કર્યા સિવાય છૂટવાની નથી અને જ્યાં સુધી હઠ છૂટશે નહિ ત્યાં સુધી એ " **લપસીંદર** " ને પણ છોડવાનો નથી, તેથી કહેવા લાગ્યા કેઃ—" ભકતરાજ ! ભલે જા, પરંતુ ત્હારા બ્રાહ્મણને ઝટ તેડી આવજે. એ પ્રમાણે ભગવાનનાં વચન શ્રવણ કરીને અબુધ પટેલ હર્ષિત થઇને તરતજ ત્યાંથી પેલા દેવદત્તશર્માના ગામ તરફ એકદમ ચાલતો થયો અને થોડા સમયમાંજ દેવદત્તશર્માના ગૃહ આગળ આવી પ્હોંચ્યો, અને તેના ગૃહના દ્વાર ઉપર ઉભો રહીને દૂરથીજ કહેવા લાગ્યો. હે બ્રાહ્મણ, ચાલો, જલ્દી ચાલો ! તમારો બતાવેલ તે ગામનો ધણી " **લપસીંદર** " પોતાની મેળેજ મારી વાડી ઉપર ચાલીને આવ્યો છે એ પ્રમાણે અબુધ પટેલનાં વચન સાંભળીને દેવદત્તશર્મા તો દિઙ્ગમૂઢ બનીને પૂછવા લાગ્યોઃ–અલ્યા, લપસીંદર એટલે શું ? ત્યારે અબુધ પટેલે જણાવ્યું કે એ તે ગામના ધણીનું નામ છે. આથી દેવદત્તશર્મા સમજી ગયો કેઃ–આ તદ્દન અભણ હોવાથી લક્ષ્મીવરના નામને બદલેજ લપસીંદર કહે છે; તેથી કહેવા લાગ્યોઃ— પટેલ, એ લપસીંદર શું તારી વાડી ઉપર આવ્યો છે કે ? આથી પટેલે જણાવ્યું કે, હા હા, ચાલો, ચાલો, તે લપસીંદરે કહ્યું છે કે તારા બ્રાહ્મણને ઝટ તેડી આવજે. માટે જલ્દી ચાલો. આથી દેવત્તશર્માએ પુનઃ પૂછયું કેઃ—પટેલ, તે લપસીંદરના ચાર હાથ છે કે ? ત્યારે પટેલે જણાવ્યું કેઃ—હા જી ! તે લપસીંદરના ચાર હાથ પણ છે. આથી દેવદત્તશર્માએ વિચાર્યું કે આ મૂર્ખરાજનો દુરાગ્રહ એવો છે કે જો, હું એની સાથે નહિ જઇશ તો પણ એ મને લઇ ગયા વિના મૂકનાર નથી. એમ વિચારી તેની સાથે દેવદત્તશર્મા વાડી ઉપર જવા માટે ચાલતા થયા, અને થોડા સમયમાંજ વાડી ઉપર આવીને જોવા લાગ્યા તો સાક્ષાત્ નટવર નાગર શ્યામસુન્દર ભક્તવત્સલ ભગવાન ચતુર્ભુજ સ્વરૂપ ધારણ

કરીને ઉભા રહેલા છે રાજેન્દ્ર ! જેને વેદ " " नेति, नेति " કહીને વદન કરે છે, જે જગન્નિયતાએ આ સૃષ્ટિમાંના અસખ્ય શ્રદ્ધાસ્પદ ભક્ત પુરૂષોને દર્શન આપી કૃત કૃત્ય કર્યા છે; તેજ પરમ પવિત્ર પ્રણતપાલ વિષ્ણુભગવાનનાં દર્શન કરી દેવદત્તશર્મા ગદ્દગદિત થઇ નીચે પ્રમાણે અનન્ય ભાવથી સ્તુતિ કરવા લાગ્યોઃ—

હે પરમાત્મન્ ! શ્રુતિ ભગવતી કહે છે કેઃ—પ્રભુ દૂર નથી પરંતુ નિકટ છે-ઘટઘટમાં વ્યાપક છે, તે સર્વથા યથાર્થ છે, એ આજ પ્રત્યક્ષપ્રમાણથી સિદ્ધ થયું છે. હે ભગવન્ ! આપ શરણાગતની સર્વદા રક્ષા કરનારા છો. એવા હે પ્રભો ! હું આપને વારંવાર નમસ્કાર કરૂં છું. અહો ! આપની ભક્તવાત્સલ્યતા તો વિશ્વવિખ્યાત છે, તેનું હું મંદમતિ કેવી રીતે વર્ણન કરી શકું ? હે કરૂણાઘન ? આપ અનાથોના નાથ અને આશ્રિતોને સર્વદા આશ્રય આપનારા છો ! હે દયાનિધે ? હુ આપને શરણ્ છુ. ભગવન્ ! મ્હારો ઉદ્ધાર કરો ! ઉદ્ધાર કરો ! ઇત્યાદિ અનેક પ્રકારના આર્ત સ્વરથી ઉદ્દગારો ઉદ્દગારી દેવદત્તશર્મા કૃત કૃત્ય થવા લાગ્યો.—અને ત્યાર પછી આપણા અબુધ પટેલના પ્રત્યે કહેવા લાગ્યોઃ—અહો ! ભાગ્યશાલી ભક્તરાજ ! આજે તે મને કૃતાર્થ કર્યો ! અરે ! આજે મ્હારો માનવ દેહ ત્હારાથી સાફલ્ય થયો ! ખરેખર ! ત્હારી શ્રદ્ધાની-નિષ્ઠાની ભાવનાની તો બલહારીજ છે! અહો ! જે પરમાત્માને પ્રાપ્ત થવા માટે મ્હોટા મ્હોટા ઋષમુનીઓ યોગ, તપ, વ્રત, જપ, હોમ, હવનથી ધ્યાન પૂર્વક હજારો વર્ષ પર્યંત શ્રમ કરે છે. તેવા દુરારાધ્ય પરમાત્માને માત્ર તેં ત્રણ દિવસમાંજ આરાધ્ય કરી લીધા છે. અતઃએવ તને હજારો હજાર ધન્યવાદ છે. હે પટેલ ! વિશેષ શુ કહુ, ત્હારી એવી પ્રબળ નિષ્ઠાથી મને પોતાને એક જાતનું નૂતન શિક્ષણ પ્રાપ્ત થયું છે કેમકેઃ-

> भाव वश्य भगवान् है, यह निश्चित सिद्धान्त ॥
> भये लक्ष्मीवर लपसींदर, सो देख्यो निर्भ्रान्त ॥ २०६ ॥

દેવદત્તશર્માના મુખથી આવાં વાક્ય શ્રવણ કરી, અબુધ પટેલ કે જેનાં જ્ઞાનનેત્ર ભગવતના ચતુર્ભુજ સ્વરૂપનાં સાક્ષાત્કાર દર્શનથી ઉઘડી ગયા છે; જેના અંતઃકરણમા સદ્વિદ્યારૂપી સૂર્યનો પ્રકાશ થઇ રહ્યો છે, તે નિચે પ્રમાણે નમ્રતા પૂર્વક કહેવા લાગ્યાઃ—હે બ્રહ્મદેવ ! આપ એ શું વદો છો ? સદ્દગુરો ! જે પ્રમાણે આપે મ્હારા જેવા મૂર્ખ

ઉપર કરૂણા દ્રષ્ટિ કરી, તેવી કરૂણા દ્રષ્ટિ બીજો કયો પુરૂષ કરી શકે એમ છે ? અરેરે ! જે ભગવદ્દભકિતનું મને યત્કિંચિત્ પણ જ્ઞાન નહિ, રે! જે માર્ગની મને જરા પણ ખબર નહિ, અરેરે ! એવો હું મહા મૂર્ખરાજ તેને આપ સિવાય અન્ય કોણ સમજાવી શકે ? હે વિપ્રવર્ય ! હું આપને શરણ છું ! અહો ! જેણે મને આ અસાર સંસારમાંથી મુકત થવાનો શ્રેષ્ઠ ઉપાય બતાવ્યો તેના તો જેટલા ઉપકારો માનું તેટલા થોડાજ છે એ પ્રમાણે ભકતરાજ, અબુધ પટેલે પોતાના ગુરૂ દેવદત્તશર્માની પ્રાર્થના કરી પછી વિષ્ણુભગવાનની નિચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યોઃ—હે ભકિતપ્રિય માધવ ! આપની પ્રતિજ્ઞા પ્રપૂર્ણ કરવાને માટે આપ જે શ્રમ સમ્પાદન કરી અત્રે પધાર્યા, તત્સંબંધી હું પુનઃ પુનઃ ક્ષમા યાચું છું. હે નાથ ! આપની વાત્સલ્યતા અને આપની દયાર્દ્રતાનું તથા આપની કોમલતાનું કોણ વર્ણન કરી શકે એમ છે ? હે જગજ્જનની ! હે મહાદેવી ! આપના સ્વરૂપને ન જાણી જે આપનાં પ્રત્યે મેં કટુ વાકયોનો ઉચ્ચાર કર્યો છે તેને હે માતુશ્રી, આપ ક્ષમા કરશો. ઈત્યાદિ અનેક પ્રકારેથી વિષ્ણુભગવાન અને લક્ષ્મીજીની પ્રાર્થના કરીને વરદાનમાં અખંડ ભકિતની યાચના કરી. આથી પરમદયાળુ વિષ્ણુભગવાન્ "તથાસ્તુ" વદીને આપણા અબુધ પટેલના શિર ઉપર પોતાનો કરકમલ ધારણ કરીને પછી લક્ષ્મીજી સહિત તત્કાલ અંતર્ધ્યાન થયા. જે સમયે દેવતાઓ ગગન મંડળમાં જય, જય, નમઃ નમ, શબ્દોનો આનદધ્વનિ કરી પુષ્પ વૃષ્ટિ વરસાવી પોત પોતાના લોકમાં સિધાવ્યા.

રાજર્ષિ મુમુક્ષુવર્મા ! ત્યાર પછી દેવદત્તશર્મા અને અબુધ પટેલ એ ઉભય ગુરૂ અને શિષ્ય આ સંસારમાં કેટલાક કાળ સુધી ભગવદ્દભકિત કરી અંતિમ્ લક્ષ્મીવર શ્રી વિષ્ણુભગવાનના ભજનથી વૈકુંઠધામ મોક્ષમંદિરમાં પ્રાપ્ત થયા.

રાજન્ ! આ સર્વ પ્રતાપ શ્રદ્ધાનો છે ! શ્રદ્ધાથી સર્વકાર્યની સંસિદ્ધિ થાય છે. એમ સમગ્ર સચ્છાસ્ત્રો ડિંડિમ વગાડીને વદે છે. માટે આપ સર્વ મુમુક્ષુમંડળે સર્વદા શ્રદ્ધા ધારણ કરવી. પરંતુ સંશયાત્મા થવું નહિ. કેમકે સંશયાત્મા જીવને ક્યારે પણ સુખની પ્રાપ્તિ થતી નથી. હવે હું આપને સંશય રાખવાથી કેવા પ્રકારે હાની થાય છે તે સમજાવું છું તે આપ શ્રવણ કરશો



## सप्तविंश–सोपान.

### संशयथी विनाश–( गायनः स्थळे कूतरी. )

**यो ध्रुवाणी परित्यज्य चाध्रुवं परिसेवते ॥**
**ध्रुवाणी तस्य नश्यन्ति अध्रुवं नष्टमेवच ॥२०७॥**

**ભાવાર્થઃ**—જે નિશ્ચય વસ્તુનો ત્યાગ કરીને અનિશ્ચિત વસ્તુનું સેવન કરે છે, તેથી નિશ્ચિત વસ્તુનો તો નાશ થાય છે અને અનિશ્ચિત વસ્તુ તો નાશવાન જ છે માટે ઉભય ભ્રષ્ટ થાય છે





જેન્દ્ર **મુમુક્ષુવર્મા** ! આ સંસારમાં જન્મ ધારણ કરીને જેઓ શ્રદ્ધા રાખતા નથી અને સર્વદા સંશયાત્મા હોય છે તેમની આ સંસારમાં ક્યારે પણ ઉન્નતિ થતી નથી. એ સર્વથા નિશ્ચિત સિદ્ધાંત છે. જો કોઇ પણ કાર્યમાં સંશય ઉત્પન્ન થયો તો તે કાર્ય નિર્વિઘ્ન પણે પાર પાડી શકાતું નથી. તમેજ કલ્પના કરો કે આપણે સર્વ કોઇ અન્ય નગરમાં જતા હોઇએ અને ચાલતાં ચાલતાં તે નગરમાં પ્રવેશ કરવા માટે અનેક માર્ગો આવે તેને જોઇને જો આપણને સંશય પ્રાપ્ત થાય અને નગરમાં જવાનો આ માર્ગ કિમ્વા કયો માર્ગ છે? એ પ્રમાણે આપણે વિચાર કરવા બેસીએ તો એ નગરમાં કોઇ કાળે પણ આપણે જઈ શકીએ તેમ નથી. પરંતુ કોઇ પણ તે માર્ગના અનુભવી પુરૂષને પૂછી અને આપણે તેના કથ-

નાનુસાર પ્રયાણ કરીએ તોજ આપણે તે નગરમાં પ્હોંચી શકીએ. તેજ પ્રમાણે આ " મોક્ષમંદિર " તરફ જવાના પણ અનેક રસ્તાઓ છે પરંતુ તત્સંબંધી કોઇ સદ્ગુરૂરૂપ તે માર્ગોના અનુભવીને પૂછવાથી આપણે રસ્તો કાપીએ તો અવશ્ય આપણને એ મોક્ષમંદિર—ભગવત્ ધામની પ્રાપ્તિ થાય. એ નિશ્ચિત છે. વેદમાં પણ કહ્યું છે કે—

**यदि ते कर्म विचिकित्सा वा वृत्त विचिकित्सा वा स्याद् ये तत्र ब्राह्मणाः संमर्शिनः युक्ता आयुक्ता अलूक्षा धर्मकामा स्यु. यथा ते तत्र वर्त्तेरन् तथा तत्र वर्तेथाः ॥** યજુર્વેદ. આ. શિ અ. ૧૧ ॥૨૦૮॥

**ભાવાર્થ:**—જો કે તમને કોઇ પણ કર્માનુષ્ઠાન કિંવા વર્ણાશ્રમાચારના કર્તવ્યમાં સંદેહ હોય તો તમે સ્વેચ્છાનુસાર પોતાના મન પ્રમાણે તે ( સન્દેહ ) નુ નિવારણ કરો નહિ, કિંતુ ત્યાં જે રૂડે પ્રકારે વિચારશીલ, નિત્ય, નૈમિત્તિક, કર્માનુષ્ઠાનમાં તત્પર, વિશ્વાસપૂર્વક વૈદિક સનાતનધર્મ કર્મમાં નિષ્ઠાવાન, રૂક્ષભાપણ, ક્રોધ, અને આગ્રહાદિ દોષશૂન્ય, ધર્મની કામનાપરાયણ શિષ્ટ બ્રાહ્મણો હોય અને જે પ્રકારે તે કર્માનુષ્ઠાન આચારાદિનુ સેવન કરે તેવી રીતેજ તમારૂ કર્ત્તવ્ય છે. અન્યથા નથી. એ ધ્યાનમાં રાખજો. અર્થાત્ સંશયથી સદૈવ મુક્ત રહેજો.

એ પ્રમાણે આપ સર્વ મંડળને મારો પરમ પ્રબોધ છે કારણકે મુમુક્ષુએ તો સર્વદા નિઃસંશય સ્વરૂપથી વર્ત્તવુંજ કલ્યાણકારક છે.

રાજર્ષિ ! વર્ષાઋતુમાં કોઈ એક ગૃહસ્થ પોતાના કાર્ય પ્રસંગે કોઇ એક ગામમાં ગયો હતો અને ત્યાંથી તે પોતાના ગામ તરફ આવવા માટે નિકળ્યો. જ્યારે તે ગૃહસ્થ પોતાના ગામની નજદીક આવ્યો ત્યારે વર્ષાઋતુ હોવાથી–વર્ષાદ પડતો હતો અને તેથી ગામની સરિતા–નદી જલથી પરિપૂર્ણ ભરાઇ ગઈ હતી. તેને જોઇને તે નદીના તટ ઉપર ઉભો રહી વિચાર કરવા લાગ્યો:–અરે ! અહીં મારે કેટલા સમય પર્યંત ઉભા રહેવું ? એ પ્રમાણે ઉભા રહેવાથી તો અહીં રાત્રિ પડી જશે, અને પુનઃ વર્ષાદ આવશે, તો વળી વિશેષ દુઃખની પ્રાપ્તિ થશે. એ પ્રમાણે વિચાર કરે છે એટલામાં એક ગાય તે નદીમાં પડીને તરવા લાગી. તેને જોઇને આ ગૃહસ્થ વિચારવા લાગ્યો કે.— હવે આ ગાયનું પૂછડુંને પકડીને જો આ નદીમાં ચાલ્યો જઇશ તો સુખપૂર્વક આ નદીની પેલી પાર જઈ પ્હોંચીશ એ નિશ્ચય ઉપર

આવ્યો. અને તરતજ તે નદીમાં કૂદકો મારી ગાયના પૂછડાને પકડી તરવા લાગ્યો. થોડીવાર પછી ત્યાં એક આશ્ચર્ય થયું ક. તેજ સમયમાં કોઈ એક કૂતરીએ પણ તે નદીમાં કદકો માર્યો. અને કૂદકો મારતાંની સાથેજ તે કૂતરી એકદમ ઝડપથી નદીમાં તરવા લાગી. તેને જોઈને આ ગૃહસ્થને વિચાર ઉદ્ભવ્યો કેઃ—અરેરે! આ કૂતરી અત્યંત ઝડપથી તરે છે માટે જો આ ગાયના પૂછડાને છોડીને આ કૂતરીની પૂછડીને જો પકડું તો હું થોડા સમયમાંજ આનંદથી પાર ઉતરીને મારે ઘેર પ્હોંચી જઈશ એ પ્રમાણે તેના અંતઃકરણમાં સંકલ્પ-વિકલ્પ થવાથી અંતિમ્ તે ગાયની પૂછડીને મૂકીને કૂતરીની પૂછડી પકડવા લાગ્યો. રાજેન્દ્ર ! એ પ્રમાણે કૂતરીની પૂછડી પકડવાથી તે કૂતરી તરતજ ત્યાં તરતી બંધ થઇ; કારણ કે ક્યાં મનુષ્યની શક્તિ અને ક્યાં કૂતરીની શક્તિ ! આથી તો એ ગૃહસ્થ ગભરાઇ જવા લાગ્યો અને પાણીના પ્રબળ પ્રવાહમાં તણાવા લાગ્યો અને ક્ષણવારમાં નદીના પૂરની સાથે મહાસાગરમાં જઇને પડયો. રાજેન્દ્ર ! એ પ્રમાણે જે વિશ્વાસનો પરિત્યાગ કરી અશ્રદ્ધા ધારણ કરે છે તેની અંતિમ્ આ દ્રષ્ટાંત પ્રમાણે માઠી દશા થાય છે હવે હું આપને ક્ષમા ઉપર સ્વામી શ્રી અભેદાનંદ સરસ્વતીજી અને મોદકાનંદ ભારતીનું એક દ્રષ્ટાંત આપું છું, તે આપ સર્વ એકાગ્રવૃત્તિથી શ્રવણ કરશો





## अष्टाविंश—सोपान.

### स्वामी श्री अभेदानन्द सरस्वती अने मोदकानन्द भारती.

( घटजीवन चारित्र. )

कोद्दारेण विदारिता वसुमति पश्चात् खरारोहणं ॥
तत्पापिष्ठ कुलाल पाद हननं दण्डेन चक्रभ्रमम् ॥
रज्वा छेदन ताडनं च दहनमेतद्विशोध्यं मया ॥
ग्राम्य स्त्री करटंकणं बहुकृतं तन्नोपि दुःखं महत् ॥२०९॥



રા

જર્ષિ ! આપણા ભારતવર્ષાન્તરગત્ શ્રી હરદ્વાર નામક પરમપવિત્ર તીર્થધામમા શ્રી અભેદાનંદ સરસ્વતી નામક કોઇ એક મ્હોટા મઠાધિપતિ સંન્યાસી નિવાસ કરતા હતા. એક સમય તેઓ પોતાના સચ્છિષ્ય મંડળ સમેત દેશ-દેશાંતરમાં વેદોક્ત સનાતન ધર્મના પ્રચાર હિતાર્થે ભ્રમણ કરતા કરતા એક મનોહર નામક નગરમાં આવ્યા. આ મનોહર નગરમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણના લોકો નિવાસ કરતા હતા. વિદ્વાન્ બ્રાહ્મણવર્ગ શ્રી અભેદાનન્દજી સરસ્વતીના આગમનથી આહ્લાદિત થઇ તેમના સન્માન હિતાર્થે તેમની સન્મુખ જઇ શ્રી બ્રહ્મપુરી નામક ધાર્મિક સ્થાનમાં તેમને પધરાવી લાવ્યા. અને તે સ્થાનમાં સ્વામી શ્રી અભેદાનન્દજી પ્રતિદિન બે વખત એટલે સવારના ૮ થી ૧૦ વાગ્યા સુધી " શ્રી

વેદાન્તસૂત્ર "—બ્રહ્મભાષ્ય ઉપર, અને સાંજના ૪ થી ૬ વાગ્યા સુધી શ્રીમચ્છંકરાનંદી ભગવદ્ગીતા ઉપર ઉત્તમ પ્રકારથી—અનેકાનેક શાસ્ત્રીય પ્રમાણોથી વિવેચન કરવા લાગ્યા. સ્વામી શ્રી અભેદાનંદ સરસ્વતી મૂળથી બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન હોઇ ચતુર્થાશ્રમ—સંન્યસ્તને ધારણ કર્યું હતું. અને એક અપૂર્વ શાસ્ત્રવેત્તા હોવાથી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રિવર્ણના લોકો તેમની અત્યુત્તમ ભાવનાથી સુશ્રૂષા કરવા લાગ્યા ભાવિક ત્રૈવર્ણિકો તરફથી તેમને ભોજન માટે દરરોજ સંખ્યા બંધ નિમત્રણો ઉપરા ઉપરી આવવા લાગ્યાં અને સાક્ષાત પરમેશ્વરની પેઠે સર્વ ભાવિક પ્રજા તેમની સેવા કરવા લાગી આ સર્વ ચરિત્ર જોઇ મનોહર નગરમા કોઇ એક અભણ વૈશ્ય કે જેનું નામ મગલગુપ્ત હતું તે પોતાના મનમાં વિચારવા લાગ્યો કે સંન્યાસી થવામાં સર્વ પ્રકારે સુખ છે. દરરોજ સુંદર અને વિવિધ મિષ્ઠાન્ન જમવાને મળે, કોઇ પણ પ્રકારનું કામ કાજ કરવું પડે નહિ, એ પ્રમાણે વૈરાગ્ય વિના માત્ર મિષ્ટાન્ન જમવાની લાલસાથી સંન્યાસ લેવાની ઇચ્છા ધારણ કરીને પોતાના મનોહર નામક નગરનો ત્યાગ કરી શ્રી વિશ્વવિખ્યાત વારાણસી ( કાશી ) પુરીમાં કે જ્યાં અસંખ્ય વિદ્વાન્ સંન્યાસીઓના મઠો હોય છે, તેવા એક મઠમાં ગયો. થોડીવાર પછી એ મઠના મહંત સ્વામી પરમાનદભારતીજી આ નવિન—અને નિરક્ષર મનુષ્યને પોતાના મઠમાં આવેલા જોઇને પૂછવા લાગ્યાઃ—**क्यों जी ! आप कौन है ? और कहांसे आते हैं ?** એ પ્રમાણે સ્વામી પરમાનંદ ભારતીજીનાં વચન શ્રવણ કરીને તે મૂર્ખ વૈશ્ય કહેવા લાગ્યોઃ—**स्वामीजी ! मैं वैश्य हुं और मनोहर नामक नगरसे आता हुं.** આ પ્રમાણે સાંભળીને મહંત પરમાનંદ ભારતીજીએ પુનઃ પૂછ્યુ.—**बेटा ! क्या इच्छा है ? और किस कार्यके लिये यहां पर आयाहै ?** આ વચન સાંભળીને મંગલ ગુપ્તે જણાવ્યું કેઃ—**महाराज ! मेरेकुं संन्यस्त लेना है ?** આ વચન સાંભળીને મહંત શ્રી પરમાનંદભારતીજી પ્રસન્ન થયા અને પોતાના શિષ્ય મંડળમાં એક શિષ્યની વૃદ્ધિ થઇ એમ સમજીને બીજેજ દિવસે કંઇ પણ પૂછપરછ કર્યા સિવાય તેમને વિરજાહોમ કરાવી સંન્યાસ ધર્મની દીક્ષા આપી. રાજેન્દ્ર ! યદ્યપિ મહંત શ્રી પરમાનંદભારતીજી

દુર્ગુણી ન હતા. તથાપિ પોતાનો ચેન કેન પ્રકારેણ વાડો વધારવામાંજ મહત્તા માનનારા હતા વર્તમાન કળિયુગમાં જેમ કેટલાક નીચવૃત્તિ વાળા મનુષ્યો સંન્યાસીનો ભેખ ધારણ કરીને સર્વોત્તમ-સર્વ વંદ્ય સંન્યાસ ધર્મને કલંકિત કરે છે એ સર્વથા શોચવા લાયક છે. મહંત પરમાનંદભારતીજી એવા પ્રકારના સંન્યાસી ન હતા તોપણ નિખિલ-શાસ્ત્રનિષ્ણાત, વૈરાગ્યવિભૂષિત, વેદવેદાંતવેત્તા શ્રી સ્વામી અભેદાનંદ સરસ્વતીજી જેવા શાસ્ત્રજ્ઞ તો નહોતા એમ તો કહ્યા સિવાય છુટકો નથી. મહાશય (!) મંગલગુપ્તનું મૂળ નામ બદલાવીને શ્રી "मोदकानंद भारती" એ પ્રમાણે નૂતન નામ ધારણ કરાવવામા આવ્યું. અને દરરોજ મઠમાં જેટલું જલ જોઈએ તેટલું જલ ભરી લાવવાનું કાર્ય આ નવા બનેલા સ્વામી મોદકાનંદજીને મહંત પરમાનંદ તરફથી સોંપવામાં આવ્યું અને તેથી મોદકાનંદજી જલ ભરવા લાગ્યો. એ પ્રમાણે ચાર પાંચ દિવસ તો જળ ભર્યું, પરંતુ મોદકાનંદજીને તો દરરોજ મોદક (લાડુ) જોઇએ. અને વળી કામકાજ કંઈ કરવુંજ પરવડે તેમ ન હતું. અને એ હેતુથી તો મનોહર નગર અને પોતાના ઘરને છોડી સંન્યાસી થયો હતો. પરંતુ અહીં મઠમાં તો જલ ભરવાની બલા વળગી, એ-થી તો કંટાળીને પોતાના અંતઃકરણમાં કહેવા લાગ્યો:-અરેરે! આ-થી તો મારે ઘેરજ ઠીક હતું. મરજી પ્રમાણે જમવાને જતો, કંઈ કામકાજ પણ કરતો નહિ અને બેઠે બેઠે ગામ ગપાટાઓ મારતો. પરંતુ હવે શું કરવું ? આ જળ ભરવામાંથી કેમ છૂટવું ? હવે તો કોઇ યુક્તિ કરવી જોઈએ એ પ્રમાણે તર્ક વિતર્ક કરી અંતિમ એ નિશ્ચય ઉપર આવ્યો કે આજથી હવે જલ ભરવાને માટે મહંતદ્વારા માટીનો ઘડો, જે મને આપવામાં આવે છે તે ફોડી નાંખવો, અને જોઇએ કે ક્યાં સુધી ઘડા તેઓ આપ્યા કરે છે જો મને દરરોજ નવો નવો ઘડો આ-પશે તો દરરોજ ઘડો ફોડવો, અને કદાચ મહંતજી પૂછશે તો જણાવીશ કે:—ઘડો ફૂટી ગયો, એમાં મ્હારો કંઇ અપરાધ નથી; એમ કહીને અપરાધમાંથી મુક્ત થઈશ. એ પ્રમાણે નિશ્ચય કરીને વળતે દિવસથીજ જળ ભરવાનો માટીનો ઘડો ફોડવાનું મંગલાચરણ કર્યું. એ પ્રમાણે દરરોજ ઘડો ફોડવા લાગ્યો. તથાપિ મહંત પરમાનંદજી તો દરરોજ નવો ઘડો આપતા. એ પ્રમાણે કેટલાક દિવસ પર્યંત

એ ક્રમ ચાલ્યો. એક દિવસે સરોવરની થોડે દૂર ઘડો ફોડવાની તૈયારી કરે છે એટલામાં મહાત્મા શિરોમણી સ્વામી શ્રી અભેદાનંદ સરસ્વતીજી ( કે જેમના સુખને જોઈને આ મંગલગુપ્ત સંન્યાસી થયો હતો ) તે પોતાના શિષ્યમંડળ સમેત તિર્થાટન કરતા કરતા દૈવયોગે ત્યાંથી નિકળ્યા અને મોદકાનંદ ભારતીને જોતાંની સાથેજ ક્યારેય પણ આ મનુષ્ય સમાગમમાં આવ્યો છે, એ પ્રમાણે સ્વામી શ્રી અભેદાનંદ સરસ્વતીજીને ભાસ થયો. અને તેથી સ્વામીજી તત્કાળ તે ( મોદકાનંદ )ની પાસે જઇને તેને સર્વ હકીકત પૂછી. જેથી મોદકાનંદજીએ પોતાની બધી હકીકત કહી અને વળી જળ ભરવાનાં કામમા કંટાળી ઘડા ફોડવાના પણ સમાચારો સંભળાવ્યા -તેથી મહાત્મા શ્રી અભેદાનંદ સરસ્વતીજી મોદકાનંદના શ્રેયાર્થ નિચે પ્રમાણે સદ્‌બોધ કરવા લાગ્યાઃ—

* " हे प्रियदर्शन ! हे सौम्य ! ' इस असार संसारमे यदि मनुष्य जिवनकी सार्थकता होती है तो वह नाना प्रकारके सद्‌गुणो द्वाराही हूवा करती है. उसी सद्‌गुणो के अन्तर्गत् एक " क्षमा " करके सद्‌गुण है. क्योकि —क्षमा नामक सद्‌गुणसे दुःसाध्य कार्य भी सुसाध्य हो जाता है. जिस मानव जातिमे " क्षमा " गुण नहि है उसका जिवन निष्फल हो जाता है प्राचीन समयमे बडे बडे देवर्षि, महर्षि, ब्रह्मर्षि, और राजर्षिओने क्षमा सद्‌गुणके प्रभावसे अपने अभिधानकों अमर कर दिये है. जिस प्रकार समुद्रमे स्वाभाविक ही सब सरिताओका जल चला आता है इसी प्रकार क्षमा सद्‌गुण समलंकृत् मनुष्यके निकट सब प्रकारके सुख स्वाभाविक ही चले आते है.

**प्रिय मोदकानन्दजी !** अधिक क्या कहों ? परंतु " क्षमा " य-

---

\+ હિન્દી ભાષા મારી માતૃભાષા ન હોવાથી હિન્દી ભાષાના વિદ્વાનોને નમ્રતાપૂર્વક પ્રાર્થના કરૂં છું. કે જો ભાષા દોષ દેખાય તો દરગુજર કરશો. ( ઋષિ પ્રભાકર )

ह एक प्रकारका वशीकरण मंत्र है. देखीये ! जब महर्षि भृगुने श्री-विष्णु भगवान्के वक्षःस्थलमे निज चरणका प्रहार किया तब भी महान् दयाब्धि परमात्माने कैसी उत्तम कक्षा की क्षमा संपादनकी थी. और उसी समय नम्रतापूर्वक महर्षि भृगुजीसे बोलेथेकि –हे महर्षे ! यह आप के किंकरका शरीर दैत्य और दानव गणसे युद्ध कर कर बडा वज्र समान कठोर हो रहा है. और कृपानाथ ! आपका पादपद्म तो बहुत कोमल होनेसे यदि आपके चरणकमलमे कुछभी व्यथा हुइ हो तो हे विप्रवर्य ! क्षमा कीजीएगा.

રાજેન્દ્ર મુમુક્ષુવર્મા ? શ્યામસુન્દર ભગવાનની કેટલી બધી બ્રાહ્મણ્યતા.

**प्रिय मोदकानन्द** ! इसी प्रकार जब त्रिलोकाधिपति स्वयं विष्णु भगवानने " क्षमा " यह महान् सद्गुणका अंगीकार किया है तो फिर उनहींके दासानुदास–उनहींके चरणकमलके भृंग हम लोग उस दैवी गुणसे क्यो वंचित रहै ! प्रियवर! जिस प्रकार इस संसारमे अनेक तिर्थ विद्यमान है और उन्ह उन्ह तिर्थमे मज्जन करनेसे जैसे जिज्ञासु जनका किल्मिष ( पाप ) नष्ट हो जाता है इसी प्रकारसे जो बुद्धिमान् लोग यह क्षमा रूप सर्वोत्तम तीर्थमे स्नान करते है उनके भी सब पाप नलिनिदलान्तर्गत् जलके नांइ कभी स्पर्श कर सकते नही. उर्ध्व लिखी बातोंसे यह बात सिद्ध हो चूकी है किः–जब संसारी पुरुषोंको भी यह क्षमा सद्गुण सम्पादनीय है तो फिर अपने संन्यासीओ इसका त्याग कैसे कर सकें ? नही ! नहीं ! ! वत्स ! यह क्षमा तो अपने लोगोको सर्वथा आदरणीय है. क्योंकि जितने कुछ धर्मशास्त्रके ग्रंथ है उन सबमे चतुर्थाश्रमस्थ मानव जातका तो वह परम आभूषण है. अतएव हे **मादकानन्दजी!** आपको भी इस क्षमासे वंचित रहेना सचमुच अनुचित

है. देखीये? श्रीमज्जगद्गुरू आद्य शंकराचार्य महापुरूषको अन्य पाखंड मतावलम्बीओंकी ओरसे कैसा बडा दुःख प्रदान किया गया था पर वह साक्षात् शिव के अवतार " क्षमा " यह गुणसे कभी भी च्युत नहि हुये-थे. यदि में इसी प्रकारसे तुम्हारे पास यह क्षमा सम्बंधीय व्याख्यान देता रहुं तो अनुमान होता है कि.—एक बडा निबंध हो जावे अतएव मे उस शास्त्रीय ऐतिहासोको छोड कर तुमारेको प्रत्यक्ष प्रमाणसे यह तेरे घट सम्बन्धीय द्रष्टान्तका सिद्धान्त लेकर जताता हूं उस कथाको आप सावधान—दत्तचित्त होकर श्रवण कीजिए.

## घट—चरित.

प्रिय मोदकानन्दजी ! महात्माओ और महानुभावोंकी शुश्रूषा किये बिना न किसी पुरूषकी उन्नति पूर्व कालमें हूयीथी, न अब होती है और न आगे हो सकेगी. यह बात प्रामाण्यभूत है. क्योंकिः—जो बडे बडे महा पुरूष पूर्वकाल में हो गये हैं यदि उन महा पुरूषोंके जिवनचरित्रोंको हम देखते हैं तो बह लोग प्रथम माध्यामिक दशा के पुरुष होनेपरभी महा पुरुषोंकी शुश्रूषासे ही महानुभावपदको प्राप्त हूअे है. भला कहियेगा किः—सेवा किये बिना कभी मेवा मिल सकता है ! नहि ! नहि ! कभी नही ! जब सांसारिक क्षुद्र पदार्थोंकी प्राप्तिके लीये भी शुश्रूषाकी आवश्यकता रहती है तो फिर परमोत्कृष्ट अध्यात्म ज्ञान जैसे अमूल्य तत्व सम्पादनके निमित शुश्रूषाकी आवश्यकता हो तो फिर इसमें सन्देह ही क्या है ? क्या ? शुश्रूषा बिना कोइ भी कार्य हो सक्ता है ? प्रियवर, दुःख न लगाना ! तुमने त्रिलोकवंध्य यह चतुर्थाश्रमको स्विकार किया है वह ज्ञान प्राप्तिके लिये नहीं किया किन्तु तुमारी बातोंसे ही मालूम होता है किः—सांसारिक-खानपानादिकके लिये किया है ! हाँ ! यह संन्यस्त सुख रूप है यह

बात स्तुत्य है परंतु यह द्रश्य—सांसारिक क्षुद्र प्रकारके सुखोंका प्रदायक नहि है बरन् जो सबसे श्रेष्ठ—अविच्छिन—अखंड आत्मीय सुख है उस कों देता है अतएव इस संन्यासको क्रम पूर्वक ही लेना चाहिये किंवा परिपूर्ण वैराग्य होवे तभी लेना चाहिये ! परंतु ऐसा न होनाचाहिये कि कोइ कान फूंकने वाला मिल गया और बाबाजी बनके बेठ गये ! ऐसे वेद विरूद्ध कर्तव्यतासे तो अखंड सुखकी प्राप्तिके ठिकाने पर उलटा यह लोक और पर लोक—दोनों लोकसे मनुष्य हाथ धो बेठ जाता है. अस्तुः अब जो कुछ हुआ सो तो हुआ इसमे सिर्फ तुमारी एककी ही भूल नाहि हें किंतु तुमारे पूज्यपाद श्री परमान्दभारतीजीने भी बडी भूल की है क्योंकिः—वेदमें इस प्रकारसे लिखा है कि—शिष्यकी परीक्षा लिये बिना कभीभी किसिको संन्यस्त धर्मकी दीक्षा देना उचित नाहि है. अस्तुः अब इन बातोंमें सार नाहि है भावी बलवान है. दैवकी गति विचित्र है. क्योंकिः—जो कुछ होने वाली बात है वह सहस्त्र प्रतिकार करने परभी हुआ करती है. अब देखीअेगा कि.—जिन मतिका के सेकडों घटोंको तेंने तोड दिया उनही घटका में तुजे जीवन चरित्र सुनाता हुं. हे सौम्य ! जिसकों अब वर्तमान समयमें तुम " घट " यह दो अक्षरके नामसे पिछानते हो वह प्रथम " घट " नहि था किंतु सडकपर की धूली थी. और उस धूलीके उपर सज्जन, दुर्जन, अश्व और गर्दभ प्रभृति अनेकानेक अच्छे बूरे प्राणीओंका पादाक्रान्त हूआ करताथा. इसप्रकारके कष्ठ कितनेक वर्ष पर्यन्त भोगें, इसके पिछे इस धूलिको कुंभकार—मृतिकाके पात्र बनाने वाले पुरुषने अपने हस्तस्थ एक काष्टके यंत्रसे एकत्र करके इस धूलिकों गद्धेके पर बेठायके निज आश्रम—अपने घर में ले गये. इतने हि दुःखोंसे इनका छूटकारा नाहि हूआ बरन् इन दुःखोंसे भी अधिक दुःखोंको इस धूलीने बडे धैर्यता के साथ सहन किया है. अर्थात् वहा

कुंभकार के गृहमे इस धूलीको कई दिनोके संड हूए जलसे मिलाकर इस की गाद बनवाइ गयी उसके बाद चक्करमे लगाकर इस धूलीको बडे जोर शोरसे घूमाया गया फिर पावकमे पक्व करनेके लिये तपाया गया इसी प्रकार जभी अनेक प्रकारके दुःखोंको सहन किया तभी " घट " यह अभिधानको प्राप्त हूआ. अंतिम् जब मनुष्य किंवा स्त्रीओ इसको लेनेके लिये आये तब वे सबके सब एक दूसरेके पीछे इस घटके मस्तक के उपर अपने हाथोंसे ताडन किया.—अर्थात् यह घट परिपूर्ण पक्व है अ-थवा अपक्व है यह परीक्षा लीया ऐसे बडे बडे दुःखोको जब शाति पूर्वक सहन किया और क्षमारूप सद्गुणकी पदवी प्राप्त करने के निमित जब प्रथम परीक्षामे उत्तीर्ण हूवा तब आज " घट " यह अभिधानको प्राप्त होकर संसारस्थ पुरुषोंके शिर उपर बिराजनेके लिये भाग्यवान् हो रहा है. और इसने बहुत क्षमा धारण किया इस लिये सबलोग इस-कों अपने शिरछत्र समजते है. नही तो एक अपवित्र मार्ग की पासु—धू-लीकों अपने मस्तकके उपर कौन धारण करे? अब आपही शोच लि-जिए किः—एक निर्सत्व वस्तु इतने महत्वको प्राप्त हुई इसका प्रधान कारण सिर्फ क्षमा ही है या और कुछ है? जब ऐसे दैवी गुण के धारण करने से जड पदार्थोंकी भी उन्नति हो जाति है तब चैतन्योंकी हो इसमें कहना ही क्या है? अतएव हे महात्मन्! इस द्रष्टान्तको अवश्य ध्यानमें रख कर तुमको जल भरना उचित्त है. क्योंकि.—तुमारे गुरूकी सेवा करना तुमारा परम धर्म है. अब संध्या समय हो गया है अब हमकों सायं सन्ध्यादि कर्म करना है इस लिये हे बटो! सम्पादन किया हूआ यह संन्यस्त को शोभा देना और अंतमें तुजको कहता हूं किः—किसिभी प्राणीकी शुश्रूषा करनेमे सर्वथा उद्यत रहेना और जिन कार्योंसे अ-हिक और आमुष्मिक लोकमे लाभ हो वैसे कार्याको सम्पादन करके

वैराग्यसे विभूषित हो कर परमोत्तम अध्यात्म ज्ञान परायण होना. अब मे जाता हुं.

એ પ્રમાણે શ્રી અભેદાનન્દ સરસ્વતીજી મોદકાનન્દ ભારતીને ક્ષમા સંબંધી સદ્બોધ કરી પોતાના સચ્છિષ્ય મંડળ સમેત ગંગાતટ ઉપર પધાર્યા. અને મોદકાનંદજી પણ સ્વામી અભેદાનંદજીના બોલવા પ્રમાણે વર્તી અને પોતાના ગુરૂ પરમાનન્દ ભારતીની અનન્ય ભાવથી શિષ્ય ધર્માનુસાર સેવા કરવા લાગ્યા અને અંતિમ્ શનૈઃ શનૈઃ મહા પુરૂષોની શુશ્રૂષા વડે ચતુર્થાશ્રમને શોભાવી કાળાન્તરે પરબ્રહ્મમાં ધ્યાનાવસ્થિત થઈ વિદેહ મુક્ત થયા.

**મુમુક્ષુ મંડળ** ! આ વિસ્તાર વાળા દ્રષ્ટાન્તથી આપ સર્વને સમ્યક્ પ્રકારે જણાયુ હશે કે-ક્ષમા એ ગુણમાં કેટલી બધી મહત્તા છે. હે સજ્જન પુરૂષો ? એક સમયે આપણ સર્વને પરમપિતા ભગવાન્ પાસે આપણા અપરાધો માટે ક્ષમા યાચવાની છે જ્યારે આપણે કોઈ પણ પ્રાણી ઉપર ક્ષમા નહિ રાખી હોય ત્યારે ન્યાયકારી પરમાત્મા આપણા ઉપર ક્ષમા કેવી રીતે કરશે ? એ અવશ્ય વિચારવુ જોઇએ. માટે જેમ બને તેમ આપણે ક્ષમાશીલ થવું એમાંજ આપણું કલ્યાણ છેઃ હવે હું આપને દયા વિષે કહું છુ તે શ્રવણ કરશો.





## एकोनत्रिंश-सोपान.

### दया विनानो मानव दानव कहेवाय छे.

अद्रोह सर्व भूतानां कर्मणा मनसागिरा ॥
अनुग्रहश्च दानं च सतां धर्म सनातन ॥
( श्री महाभारत ) ॥२१०॥

**ભાવાર્થ:**—ભૂત પ્રાણી માત્રથી કર્મવડેકરી, મનવડે કરી અને વાણીવડે કરી અદ્રોહપૂર્વક વર્તવું, દયા કરવી, દાન દેવુ એ સત્પુરૂષોનો સનાતન ધર્મ છે.



રાજર્ષિ મુમુક્ષુવર્મા ! દયા એ સર્વ ધર્મનું મૂળ છે; માટે જેના અંતઃકરણમાં દયા નથી તે મનુષ્યના અંતઃકરણમાં ધર્મ પણ નથી જે વિવેકી મનુષ્યોના અંતઃકરણમાં દયા હોય છે તે સજ્જન તો સર્વદા શાંતિનુંજ અવલંબન કરે છે દયાની જેમાં ન્યૂનતા હોય છે તેમાં સર્વ પ્રકારનીજ ન્યૂનતા હોય છે અને દયાની જેમાં પરિપૂર્ણતા જણાય છે તેમાં સર્વ પ્રકારની પૂર્ણતાજ હોય છે એટલા માટેજ દયાવિનાનો મનુષ્ય-માનવ નહિ પણ દાનવ સમાન ગણાય છે. મહાત્મા ગોસ્વામીજી તુલસીદાસજી કહી ગયા છે કે:—

दया धर्मको मूल है, पाप मूल अभिमान ॥२११॥
तुलसी दया न छांडीए, जब लग घटमें प्रान ॥
तुलसी हाय गरीबकी, कबहु न खाली जाय ॥
मुवे ढोरके चामसे, लोहा भस्म हो जाय॥२१२॥

ભાવાર્થ:—દયા એ ધર્મનું મૂળ છે, અને અભિમાન એ પાપનું મૂળ છે; માટે ગોસ્વામી તુલસીદાસજી કહે છે કે.-જ્યાં સુધી શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી કયારે પણ દયાનો ત્યાગ કરવો ઉચિત નથી. વળી દીન–ગરીબ મનુષ્યને કયારે પણ સતાવવું યોગ્ય નથી. કેમકે મૃત્યુ પામેલા પશુના ચામડાથી લોઢું પણ ભસ્મીભૂત થઇ જાય છે.

જેમના હૃદયમા દયા નથી તેમનું હૃદય ક્રોધવાળું હોય છે, અને એવા ક્રોધવાળાના અંતઃકરણમાં સદ્વિચારના બદલે દુર્વિચારની પ્રાપ્તિ થાય છે. જ્યારે આપણે કોઇ પણ પ્રાણીની ઉપર દયા નહિ કરીએ ત્યારે મોક્ષમંદિરના મહારાજા આપણા ઉપર દયા કેવી રીતે કરશે ? રાજેન્દ્ર ! દયા એ એક દૈવી સંપતિમાંનો મહાન્ સદ્ગુણ છે. અને તેથી દયાની હમેશાં આરાધના કરવી અધિકારી પુરૂષોને ઉચિત છે. દયાથી બીજા મનુષ્યનું ભલું થાય છે. અને તેથી તેના અતઃકરણમાં પ્રસન્નતા ઉદ્‌ભવે છે અને એજ પરમાત્માનુ પૂજન છે. કારણ કે કોઇ પણ પ્રાણીને પ્રસન્ન કરવું, એજ આત્માનું પૂજન છે. જે જીવ બીજા જીવને કચવાવે છે—અપ્રસન્ન કરે છે તેનો પોતાનો આત્મા પણ કચવાય છે—અપ્રસન્ન થાય છે. વ્યવહારમા પણ દયા સિવાય ચાલતું નથી દયાની પળે પળે આવશ્યકતા છે. કેટલાક માયાના મદમાં ઉન્મત્ત થયેલાની પાસે કોઇ પણ દીન મનુષ્ય જ્યારે યાચના કરવા આવે છે ત્યારે તેના ઉપર દયા ન કરતાં ઉલટું તેના ઉપર ક્રોધ કરી તેનો તિરસ્કાર કરે છે અરે ! એ કેવી મૂર્ખતા ! જ્યારે શ્રીહરિ કરૂણા કરીને કોઇ પણ પ્રકારના વૈભવથી સામર્થ્યશીલ બનાવે છે ત્યારેજ તે જીવની પાસે અન્ય કોઇ ગરીબ જીવ યાચના કરવા આવે છે, એમ ન સમજતા ઉલટું ક્રોધના આવેશમાં આવી જઇ તેમના પ્રત્યે ગાલી પ્રદાન કરે છે પરંતુ એવા ગાલી પ્રદાન કરનારાઓ, પરમાત્મા સર્વત્ર વ્યાપક છે એવા વેદાન્તના સત્ય સિધ્ધાન્તને સમજતા નથી માટે વિવેકી પુરૂષોએ તો કોઇ પણ પ્રાણીનો કયારે પણ તિરસ્કાર કરવો યોગ્ય નથી. જેમને પરમેશ્વરે ધનાઢય બનાવ્યા હોય તેમણે દ્રવ્ય સંબંધી દયા કરી ગરીબ મનુષ્યનું સારૂં કરવું, જેમને વિદ્યા આપી હોય તેમણે વિદ્યાથી–અર્થાત્ જે જીવમાં

જેવા પ્રકારનુ સામર્થ્ય હોય તે જીવે તેવા પ્રકારથી દયા ધારણ કરવી ઉચિત છે જેની પાસે કંઇ પણ ન હોય તેણે પોતાની વાણીદ્વારા યાચકોનું સન્માન કરવું, અથવા જલદાન આપવું તો તેથી પણ પ્રાણી પ્રસન્નતાને પ્રાપ્ત થાય છે

રાજર્ષિ ! દયા એ સુખનો ઝરો છે, અને દયા એ સાક્ષાત ચિંતામણિ તુલ્ય છે જેમ ચિંતામણિ ચિંતિત પદાર્થને પ્રદાન કરે છે તેમ દયા પણ સર્વ પ્રકારના ચિંતવેલા પદાર્થને આણી આપે છે. દયાથી અંતઃકરણમા નિર્મલતા, નિરાભિમાનતા અને નિર્મમત્વતા પ્રકટે છે અને તેથી દયાળુ જીવની સાક્ષાત્ દયાના ભંડાર પરમાત્માથી ઓળખાણ થાય છે પરમેશ્વરની પ્રભુતા પણ દયાના ઉપરજ નિર્ભર છે. તો જે જીવમાં જેટલે અંશે દયાનો વધારો હોય તેટલે અંશે તે જીવ આ સંસારમાં સુખને પ્રાપ્ત થાય છે જેવી રીતે માતાપિતા પોતાના બાળક ઉપર દયા કરી તેમના અપરાધોને ક્ષમા કરે છે તેવીજ રીતે સર્વ જગત્ના પરમપિતા રૂપ પરમાત્મા પણ પોતાના પુત્રરૂપ પ્રાણીઓ ઉપર દયા કરી તેમના અપરાધોને ક્ષમા કરે છે માટે પરમાત્માને ભજનારાઓએ દયા સદ્ગુણની સાથે સર્વદા મૈત્રી રાખવી યોગ્ય છે જેનું હૃદય દયા એ દૈવી ગુણથી દ્રવિત છે તેના ઉપર દેવતાઓ પ્રસન્ન થઇ તેમને સ્હાયતા કરે છે, એટલુજ નહિ પરંતુ અંતિમ્ તેવા મનુષ્યોને ભગવતધામની પ્રાપ્તિ થાય છે દયાનુ મહત્વ બહુ છે, મનુષ્ય ઉપર દયા કરવી એ તો ઉચિત છે પરંતુ પશુ, પક્ષિ ઉપર પણ દયા કરવાની આપણા ઋષિ મુનિઓ ધર્મ શાસ્ત્રોમાં આજ્ઞા કરી ગયા છે દયા એ એક એવા પ્રકારનુ અદ્દભૂત વૃક્ષ છે કે એની છાયા નિચે બેસનારને-એના આશ્રય લેનારને અદ્વિતિય લાભ મળે છે, એમા યત્કિંચિત્ પણ સંશય નથી ધર્મના મૂળ રૂપ દયાથી રહિત થનારને કોની ઉપમા આપવો એ વિચારવાનુ હૂં આપનેજ સમર્પણ કરૂછુ પરંતુ એટલુ ધ્યાનમા રાખવાનુ જરૂરનુ છે કે દયા પાત્ર જોઇને કરવી જોઇએ અપાત્ર ઉપર દયા કરવાથી હાનિ થાય છે તત્સબંધી હું આપને દયામતી શૃગલી અને મર્કટની કથા કહું છું, તે આપ શ્રવણ કરશો.



# त्रिंश-सोपान.

## दयामती शृंगली अने मर्कट.

**उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शांतये ॥**
**पयपानं भुजंगानां केवलं विषवर्धनम् ॥२१३॥**

**ભાવાર્થ:**—મૂર્ખ પુરૂષોને ઉપદેશ આપવો એ તેમના કોપને માટે થાય છે પરંતુ તેથી કંઇ તેને શાંતિની પ્રાપ્તિ થતી નથી જેમ-સર્પોને દૂધ પાન કરાવવાથી-કેવળ વિષનીજ વિવૃદ્ધિ થાય છે



એક સમયે વર્ષાઋતુમાં એક નિર્જન અરણ્યમાં કોઇ એક વૃક્ષ ઉપર એક શૃંગલી પોતાનું ગૃહ બનાવી તેની અંદર બેઠી હતી અને તેની સામેના વૃક્ષ ઉપર કોઇ એક મર્કટ-વાંદરો બેઠો હતો. એટલામાં વરસાદ પડવા લાગ્યો અને તેથી મર્કટ વરસાદના જલથી દુઃખી થવા લાગ્યો તેને જોઇને તે શૃંગલીને દયા ઉત્પન્ન થઇ અને તેથી તે મર્કટને કહેવા લાગી:—**ભાઇ મર્કટ !** આ વર્ષાઋતુમાં બધા પ્રાણીઓ પોતપોતાની શક્તિ અનુસાર, પોતાનો માળો બનાવીને તેમાં નિવાસ કરે છે માટે તમોએ તમારે રહેવાને માટે માળો કેમ બનાવ્યો નથી ? ભાઇ ! જ્યારે તમે માળો બનાવ્યો નથી ત્યારે આજે તમને આ વરસાદ સર્વ શરીર ઉપર સહન કરવો પડે છે અને તેથી તમને કંપ થાય છે માટે તમે માળો બનાવવામાં

પ્રમાદ કેમ કર્યો ? એ પ્રમાણે તે શૃંગલીના વચન શ્રવણ કરી તે મ-
ર્કટ કહેવા લાગ્યોઃ—અરે પંડિત પ્રમાણે વાદ કરનારી પિશાચિની !
રંડા ! ! મને બોધ કરે છે કે ? અરે ! મૂર્ખી ત્હને કોણ કહેવા આ-
વ્યું હતું કે તું મને બોધ કરજે ! મેં મારા રહેવાને માટે માળો
બનાવ્યો નથી તેમાં તારા બાપનું શું ગયું ? જો દુઃખને પામીશ તો
હું પામીશ, તેમાં તારૂં શુ જાય છે ! એવા ક્રોધથી ભરેલાંઃ—
વાંદરાનાં વચન શ્રવણ કરી શૃંગલી કહેવા લાગી ભાઈ ! હુ તમને
કદી બોધ કરતી નથી પરંતુ તમે જ્યારે વરસાદથી કંપવા લાગ્યા
ત્યારે તમને જોઇને મ્હારા અંતઃકરણમાં દયા ઉત્પન્ન થઇ અને તેથી
હું આપને નમ્રતાપૂર્વક કહેવા લાગી, તે જો આપને ખોટુ લાગ્યું
હોય તો મને ક્ષમા કરો ભલે ભાઇ ! તમારી મરજી ! બનાવો ન બ-
નાવો એ આપની ઇચ્છા ઉપર છે. આથી વાદરો પુનઃ ખીજાઇ જઇને
કહેવા લાગ્યો હે પાપિણી ! તું મારા ઉપર દયા કરે છે એ હું જાણું
છું મ્હોટી દયા કરવા વાળી ! અરે શું તું મારી ઉપર દયા કરશે ?
તારા જેવી તો ઘણીઓ ઉપર હુ દયા કરનાર છું તેને તેં કહ્યુંજ કેમ ?
એ પ્રમાણે કહીને એક ફલંગ મારીને તે બેચારી સુશીલ શૃંગલીનો માળો વિ-
ખેરી નાખ્યો એટલુંજ નહિ પરંતુ ઉલટું તે શૃંગલીને મારવા લાગ્યો. તેથી
તે બિચારી શૃંગલી પોતાના માળાને મૂકીને ત્યાંથી પલાયન કરીને એકાં-
તમાં જઇને પોતાના અંતઃકરણમાં કહેવા લાગીઃ—અહો ! આ કેટલી બધી
ભૂલ કરી ? અરે મર્કટના ઉપર દયા કરી તેનાથી તો મને આ ફળની
પ્રાપ્તિ થઇ કે મારે મારો પોતાનો માળો મૂકવો પડયો. માટે પાત્રા-
પાત્ર જોયા સિવાય દયા કરવી એ દયા નુકશાનકારક થાય છે. હવેથી
બરાબર ધ્યાનમાંજ રાખવું. એ પ્રમાણે ઉદ્ગારો ઉચ્ચારી અને પછી
અત્યંત પ્રયત્ન કરી એક બીજા વૃક્ષના ઉપર પોતાનો માળો બનાવી
અને વિચરવા લાગી. રાજેન્દ્ર ! આ વાર્તાથી તમને રૂડે પ્રકારે સમ-
જાયું હશે કે પાત્ર જોયા વિના દયા કરનારની કેવી ગતિ થાય છે,
માટે તમારે પણ લક્ષમાં રાખવું કે દયા એ પ્રમાણે કરવી કે જે
દયાથી તમને પોતાને નુકસાન ન થાય કલ્પના કરો કે તમારી પાસે-
કોઈ મદિરાનો પાન કરનાર દુષ્ટ મનુષ્ય આવીને કહે કે મ્હારા ઉપર દયા
કરી મને ચાર રૂપિઆ આપો, શું તમે તેના ઉપર દયા કરી ચાર

રૂપિઆ આપશો ? કદીજ નહિ. એવા દુષ્ટ કુપાત્રો ઉપર કયારે પણ દયા કરવી ઉચિત નથી. રે ! એવા નર પિશાચો ઉપર દયા કરવાથી તો ઉલટી દુઃખનીજ પ્રાપ્તિ થાય છે. દૈત્યાધિપતિ ભસ્માસુર ઉપર દયા કરીને તેમને ભસ્મ કંકણ આપવાથી સાક્ષાત્ શિવભગવાનને કેટલું બધુ કષ્ટ વેઠવુ પડયું હતું શુ એ વાર્તાથી તમે અજાણ્યા છો ! બાણાસુરને અયુત હાથીઓનું બળ આપવા પશ્ચાત્ મહાદેવને કૈલાસમાં બેસવાનું ભારે થઇ પડયુ હતુ, એ શું આપના સાંભળવામાં નથી આવ્યું ? માટે અનાધિકારી, અપાત્રના ઉપર દયા કરવાથી મહાન્ દુઃખની પ્રાપ્તિ થાય છે. મહાત્મા ક્ષેમેન્દ્ર ભગવાન્ વદી ગયા છે કેઃ—

दया ताहि पर कीजीये, जाकों दया सुहाय ॥
दया कीन्ह जब कीशपें, तब शृंगली गृह जाय ॥२१४॥

ભાવાર્થ.—દયા તો તેમનાજ ઉપર કરવી ઉચિત છે કે જેમને દયા સારી લાગે. જ્યારે મર્કટના ઉપર—પાત્ર જોયા વિના શૃંગલીએ દયા કરી ત્યારે પોતાનું ગૃહ ગુમાવ્યું માટે હે મુમુક્ષુમંડળ ! તમે સર્વ વિચારવાન છો એટલે બરાબર વિચારપૂર્વકજ દયા કરવી એ વિદ્વાનોનું કર્તવ્ય છે. હવે હું આપને નીતિ વિષે કિંચિત્ કહું છું તે આપ એકાગ્રવૃત્તિથી શ્રવણ કરશો.

---

## एकात्रिंश—सोपान.

### नीति विनानुं जिवन निष्फळ छे.

नीति विण संसारमां, मळे नहि सन्मान ॥
ते माटे नीतिवडे, चालो सहु विद्वान् ॥२१५॥
( भगवान् क्षेमेन्द्र )




જેન્દ્ર ! સત્પુરૂષોનો એ સર્વ માન્ય સિદ્ધાંત છે કે સાંસારિક સર્વ પ્રકારનાં સુખ પ્રાપ્ત કરવામાં અત્યંત મૂલ્યવાળી અત્યંત ગુણવાળી અને સર્વ મુમુક્ષુઓને સંપાદન કરવા લાયક વસ્તુ નીતિ છે. મનુષ્યને વિ-દ્વાન્ થવા માટે અને સુશિક્ષિત થવા માટે જેમ બીજા અનેકાનેક સદ્‌ગુણોની આવશ્યકતા છે તેમ નીતિની પણ આવશ્યકતા છે. નીતિ સિવાય સુખની પ્રાપ્તિ થતી નથી; નીતિ સિવાય આપણે વ્યવહારમાં એક બીજાની શું ફરજ છે એ જાણી શકતા નથી. માટે નીતિની તો પદે પદે પ્રજ્ઞાશીલ પુરૂષોને આવશ્યકતા છે નીતિથી ક-ર્તવ્યાકર્તવ્યને, મન્તવ્યામન્તવ્યને, અને ગ્રાહ્યાગ્રાહ્યને જાણી શ-કાય છે રાજેન્દ્ર! મારૂં તો એ પ્રમાણે માનવું છે કે નીતિ એ સમ-ગ્ર સદ્‌ગુણોનુ મૂળ છે અને અનીતિ એ સમસ્ત દુર્ગુણોનું મૂળ છે જે મનુષ્યમાં નીતિ નથી તે મનુષ્ય, મનુષ્ય નહિ પરંતુ સાક્ષાત્ પશુ સમાન છે એમ કહેવામાં લવલેશ પણ અતિશયોક્તિ નથી. જ્યાં સદ્‌ગુણ છે ત્યાં સુખ છે. અને જ્યાં નીતિ છે ત્યાંજ સદ્‌ગુણ હોય છે. નીતિ વિના સદ્‌ગુણ એક ક્ષણવાર પણ ટકી શકતો નથી. જ્યારે નીતિનું આટલું બધું મહત્વ છે ત્યારે નીતિવાન થવું એમાં મહત્વ હોય તેમાં તો પૂછવુંજ શું ? પ્રાચીનકાળમાં મ્હોટા મ્હોટા રાજા મહારાજાઓ અનીતિએ ચાલવાથી પોતાના રાજ્યને ગુમાવી પાય-માલ બની ગયાના દાખલાઓ શું તમારાથી અજ્ઞાત છે ? અરે સા-મર્થ્યશીલ રાવણ જેવો મહાન્ બળવાન યોદ્ધો પણ જ્યારે અનીતિને આધીન થયો ત્યારેજ તે રણમા રોળાણો મથુરાધિપતિ કંસ, કાલય-વન, જરાસંધ, શીશુપાલ, ઈત્યાદિ એક બે નહિ પરંતુ હજારો નરે-શો નીતિ વિના અધમ સ્થિતિએ પ્હોચ્યાનાં દ્રષ્ટાંતો આપણાં પુરાણો-માં સુપ્રસિદ્ધ છે માટે નીતિ એ સર્વ પ્રકારના સુખનું વૈભવનું, કેન્દ્ર છે એ કયારે પણ ભૂલવું જોઈતુ નથી જે મનુષ્યમાં નીતિ નથી તે મનુષ્યનું આ સંસારમાં આવવુ નિષ્ફળ થાય છે. ભલા, જ્યારે મનુષ્ય શરીરને પ્રાપ્ત થઈને નીતિ વિરૂદ્ધ ચાલ-વામાં આવે ત્યારે મનુષ્ય અને પશુમાં શો ફેરફાર ?

એટલા માટે જેમ બને તેમ મુમુક્ષુ પુરૂષોએ નીતિપરાયણ થઇને ચાલવું જોઇએ, કદાચ ગમે તેવા લાભની પ્રાપ્તિ થતી હોય તો પણ અનીતિપૂર્વક વર્ત્તવું એ વિવેકી પુરૂષોને કયારે પણ ઉચિત નથી; અનીતિથી ઉપાર્જન કરેલુ દ્રવ્ય, વૈભવ, અધિકાર વિગેરે થોડા કાળ સુધી ચાલે છે. અન્તિમ્ એ સર્વનો નાશજ થાય છે. તમે કલ્પના કરો કે, આપણે કોઇ એક સુંદર બગીચામાં તેના સંરક્ષક માલીકોની આજ્ઞા લઇને જઇએ તે સમયે તે માલી આપણને કહે કે તમે આ ઉદ્યાનમા આનન્દપૂર્વક જાઓ, નાના પ્રકારનાં ઉગેલા સુશોભિત વૃક્ષોની છાયા નિચે બેસીને વિશ્રાંતિ લ્યો, તથા પોતાની મેળેજ જે જે ફળો બગીચામાના વૃક્ષોમાંથી પડી ગયાં હોય તેને ઉપાડી લઇ તેનું ભક્ષણ કરો. પરંતુ અનીતિપૂર્વક કોઇ પણ પ્રકારનુ આચરણ કરશો નહિ. આ પ્રમાણે માલીના કહ્યા પછી આપણે તે બગીચામાં જઇએ અને તે માલીના કથનને એક બાજુએ મૂકી આપણે પોતાની ઇચ્છા પ્રમાણે ત્યાં જઇ નીતિથી વિરૂદ્ધ આચરણ કરીએ તો તેનાથી આપણને તે માલી શિક્ષા કરે કે નહિ કરે? કરશેજ. તેવીજ રીતે આ સંસારરૂપી બગીચામાં શ્રી મોક્ષમંદિરના મહારાજા સ્વરૂપ માલીની આજ્ઞાથી આપણા પ્રારબ્ધકર્મ પ્રમાણે આપણને નીતિપૂર્વક ભોગ ભોગવવા ઉચિત છે પરંતુ તેમની આજ્ઞાથી વિરૂદ્ધ થઇને સ્વેચ્છાનુસાર ચાલીએ અર્થાત્ નીતિથી વિરૂદ્ધ વર્તન કરીએ તો પછી આપણને મોક્ષમંદિરના મહારાજા રૂપ માલી અવશ્ય શિક્ષા કરે એમાં પૂછવુંજ શું ? રાજર્ષિ ! જો આપને ઐહિક અને આમુષ્મિક એટલે આલોક અને પરલોક સમ્બંધીય અપૂર્વ સુખો સંપ્રાપ્ત કરવાની સ્પૃહા હોય તો તમારે ભૂલે ચુકે પણ નીતિનો પરિત્યાગ કરવો નહિ માત્ર થોડા દિવસના નિવાસ માટે અનીતિથી આચરણ કરી આ લોકમાં અપકીર્તિને પ્રાપ્ત થઇ પ્રભુપદથી ભ્રષ્ટ થવુ એમના જેવી બીજી મ્હોટી મૂર્ખતા કઈ ગણાય? એજ મહાન્ મૂર્ખપણુ છે. માટે એવી મૂર્ખાઈ કરવી તો મુમુક્ષુ પુરૂષોને ફળદાયક નથી એ તમારે સર્વ સજ્જનોએ બરાબર લક્ષમા રાખવુ. હવે હું આપને વિવેક વિષે કહુ છું તે શ્રવણ કરશો.



# द्वयत्रिंश–सोपान.

## विवेको दशमो निधि.

इन्द्वविजय वृत्त.

धातुनीधात भणी भली भात रळे दिनरात धरी बहु धंधो ॥
भाव भलेज भलां धरी भूषण दे तजी दूषणधी दूरगंधो ॥२१६॥
राज सभासद लाज गणे कवि काज करे पदबंध प्रबंधो ॥
देव अनेकन छेक छुटे पण अेक विवेक विना नर अंधो ॥२१७॥

( कवीश्वर दलपतराम डाह्याभाई. )



ત્સ મુમુક્ષુવર્મા ! વિવેકપૂર્વક વર્તવાથી આ સંસારમાં સર્વત્ર પ્રસંશા થાય છે એટલુજ નહિ પરતુ પોતાના કર્તવ્યને પણ વિવેકથીજ જાણી શકાય છે. જે પુરૂષમા વિવેક નથી, તે પુરૂષ પોતાના કર્ત્તવ્યથી પતિત થાય છે માટે વિવેકની સર્વથી પ્રથમ આવશ્યકતા છે વિવેકવતી બુદ્ધિ એ પરમેશ્વરની અમૂલ્ય પ્રસાદી છે. એવી વિવેકવતી બુદ્ધિથી આ સંસારમાં સાર અને અસાર શું છે એ જાણવાને સર્વ સમર્થ થાય છે. રાજેન્દ્ર ! વ્યાવહારિક કાર્ય પ્રસંગે જ્યારે સાધારણ જીવો પણ એક બીજાને પત્ર લખે છે ત્યારે તેમાં " સ્વસ્તિ શ્રી અમુક ગ્રામે પરમવિવેકી એવા શબ્દો હર કોઇ લખે છે પરંતુ તે જ્યાં સુધી પત્રમાંજ લખવામાં આવે ત્યાં સુધી કંઇ ફળની પ્રાપ્તિ થઇ શકે તેમ નથી. જ્યારે પરમવિવેકી એ શબ્દો

ઉપર ધ્યાન આપી અને પરમ વિવેકપૂર્વક જ્યારે આચરણ કરવામાં આવે ત્યારેજ તેનાથી ફળની પ્રાપ્તિ થાય છે. આપણા કવિ શિરોમણી દલપતરામ ભાઈ વિવેક વિનાના મનુષ્યને અંધની ઉપમા આપે છે એ સર્વથા યોગ્ય છે. કેમકે જે પુરૂષમાં વિવેક હોતો નથી તે અંધજ છે. વિવેક વિના તે કોઇ પદાર્થને યથાર્થ સ્વરૂપથી જોઈ શ-કતો નથી એ સ્પષ્ટ છે માટે જ્યાં સુધી આપણા અંતઃકરણમાં વિવેક ન હોય ત્યાં સુધી આપણે સર્વે આંધળાજ છઇએ. કેમકે સાચી આંખ તો વિવેકવતી બુદ્ધિજ છે. અને એવી આંખ જેમને નથી હોતી તેઓ ખરેખર દુર્ભાગી ગણાય છે. વિવેક એ મોક્ષમંદિરમાં પ્રવેશ કરવાના ચતુષ્ઠય સાધન માનું પ્રથમ સાધન છે. એટલે વેદાં-તના સમગ્ર ગ્રંથોમાં જે મુમુક્ષુ પુરૂષોને ચતુષ્ઠય સાધન સમલંકૃત્ થવાનું કહ્યું છે તેમાંનું પ્રથમ સાધન તો વિવેકજ છે. ભગવાન્ જગદ્‌ગુરૂ શંકરાચાર્ય, વિવેકનું લક્ષણ બાંધતાં જણાવે છે કેઃ-નિત્ય અને અનિત્ય વસ્તુને યથાર્થ જાણવાનું નામ વિવેક છે અર્થાત્ વિ-વેકથીજ નિત્ય અને અનિત્ય વસ્તુ સાંગોપાંગ જાણી શકાય છે. વિવે-કથીજ આ સંસારમાં ઇશ્વરે આપણને શા ઉદ્દેશથી મોકલ્યા છે એ જાણી શકાય છે તથા આપણું પોતાનુ કર્ત્તવ્ય શું છે? આપણા વડી-લો પ્રત્યે આપણે કેવી રીતે વર્ત્તવું? આપણો ધર્મ શું છે ? આપણને સંસારમાં કેવી રીતે ચાલવું એ સર્વ વિવેકથીજ જાણી શકાય છે. મનુષ્યમાં બીજા ભલે ગમે તેવા પ્રકારના સદ્‌ગુણો હશે પરંતુ જો ફક્ત વિવેક એ સદ્‌ગુણ નહિ હશે તો બીજા સદ્‌ગુણો તે મનુષ્યને કંઈ પણ ફળ આપી શકે તેમ નથી. કારણ કે વિવેક એ સમગ્ર સદ્‌ગુણોનું મૂળ છે. જે મનુષ્ય વિવેકી હોય છે તે આ સસારમાં બરાબર લક્ષ્ય રાખીને ચાલે છે અને તેથી તેને કોઇ પણ પ્રકારની અડચણ પ્રાપ્ત થતી નથી, પરંતુ આજ કાલ ઘણેખરે સ્થળે વિવેકની ન્યૂનતા જોવામાં આવે છે એ બહુજ શોચનીય વાર્તા છે. રાજેન્દ્ર! તમે મર્યાદા પુરૂષોત્તમ રામચંદ્ર ભગ-વાન્‌ના ચરિત્રનું શ્રવણ કર્યું હશે! અહો! તેઓશ્રી કેટલા બધા વિવેકી! અરે! તેમની કેટલી બધી અનુકરણ કરવા લાયક મર્યાદા! આ પ્રમાણે જ્યારે સર્વ પ્રાણી માત્ર વિવેકી થશે ત્યારેજ અખંડ સુખની પ્રાપ્તિ

થઈ શકે એમ છે તમે કલ્પના કરો કે આપણે વ્યાવહારિક કોઈ કાર્યમાં નિરપરાધી હોઇએ અને આપણા વડીલો કદાચ આપણો તિરસ્કાર કરે અને આપણે તેમને વિવેક પૂર્વક ઉત્તર આપીને સમજાવીએ તો તેનાથી તેમને કેટલો બધો આનંદ ઉદ્‌ભવે? જ્યારે આંપણે કોઈ બીજા ગામમાં જઈએ છઇએ અને ત્યા આપણો કોઇ સંબંધી જન વિવેકથી સત્કાર કરે છે, ત્યારે આપણને કેટલી બધી શાંતિ મળે છે-કેટલું બધું સુખ પ્રાપ્ત થાય છે? આપણા પ્રખ્યાત ગુર્જર કવિ શામળ ભટ્ટ વદી ગયા છે કે—

विनय तणो विवेक सज्जन 'सघळामां शोभे' ॥
विनयतणी विद्याय तेज स्थिर स्थावर थोभे ॥ २१८ ॥
विनय थकी सौ लोक, मुजरा आपे मळी झाझा ॥
विनय थकी विखवाद, रंक के करे न राजा ॥ २१९ ॥
छे विनयज म्होटो विश्वमां, विनय धरम मारग धसे ॥
शामळ विद्या वशीकरणनी, विनय विषे वासो वसे ॥ २२० ॥

રાજેન્દ્ર!' વિવેક વિના જે જે કાર્ય કરવામા આવે છે તે તે કાર્ય સર્વ દુખ પ્રદાયકજ થાય છે માટે આ સંસારમા પ્રત્યેક્ કાર્યમાં વિવેક પુરઃસ્સર વર્તવુજ વિદ્વાન્ પુરૂષોને ઉચેત છે

वारंवार विचारी के, किजे अपनो काम ॥
यातै यह संसारमे, सब जन करै प्रणाम ॥ २२१ ॥
बिन बिचार के कार्यमें, होंवे दु:ख महान् ॥
ऋषि प्रभाकर याहि बिध, समजहु सर्व सुजान ॥ २२२ ॥

ભાવાર્થ:—આ સંસારમાં વારવાર વિચારપૂર્વક પોતાના કાર્યમાં પ્રવૃત્ત થઇએ તો તેનાથી સર્વ કોઇ પ્રણામ સત્કાર કરે છે. અને વિચાર વગર જે કાર્ય કરવામાં આવે તેનાથી મહાન્ દુઃખની પ્રાપ્તિ થાય છે એ પ્રમાણે સર્વ સુજ્ઞ પુરૂષોએ સમજવુ જોઇએ વિવેકવતી બુદ્ધિ વિના વિદ્યા પણ ફળીભૂત થઇ શકતી નથી. આ સંબંધમાં નિર્બુદ્ધિવાન ચાર પંડિતોની કથા કહુછું તે શ્રવણ કરશો



# त्रयत्रिंश-सोपान.

## निर्बुद्धिवान् चार पण्डितमन्यो.

" બુદ્ધિ છે એજ બળ છે, બુદ્ધિથી દુસાધ્ય કાર્ય પણ સાધ્ય થાય છે. "

( મહર્ષિ ક્ષેમેન્દ્ર )



વત્સ મુમુક્ષુવર્મા! પૂર્વ કાળમાં લલિતપુર નામક એક સુશોભિત નગર હતું. આ નગરમાં મુખ્ય કરી બ્રાહ્મણોનીજ વસ્તી હતી. અને તેમાંથી કોઇ એક ચાર બ્રાહ્મણ બાળકો પરસ્પર મિત્રતા ધરાવનારા હતા. જેમના નામાભિધાન, શ્રીસુધાકરશર્મા, શ્રીમંગલશર્મા, શ્રીઆદિત્યશર્મા, અને શ્રીબુધશર્મા એ પ્રમાણે હતાં એક દિવસે તેઓ ચારે એક મત થઇને શ્રી કાશીપુરીમાં વિદ્યાભ્યાસ કરવા જવાને રવાના થયા. અને કાશીપુરીમાં લગભગ દશથી અગીયાર વર્ષ પર્યંત નિવાસ કરી સર્વ મિત્રો ભિન્ન ભિન્ન શાસ્ત્રોનો અભ્યાસ કરવા લાગ્યા. તેમાંથી શ્રીસુધાકરશર્માએ વ્યાકરણશાસ્ત્રનું અધ્યયન કર્યું; શ્રીમંગલશર્માએ જ્યોતિષઃ શાસ્ત્રનું, શ્રી આદિત્યશર્માએ વૈદ્યક-શાસ્ત્રનું અને શ્રીબુધશર્માએ ન્યાયશાસ્ત્રનું અધ્યયન કર્યું. એ પ્રમાણે કાશીપુરીમાં ઘણા કાળ સુધી રહીને સારો અભ્યાસ કર્યો. ત્યાર પછી કોઇ એક સમયેઃ—

**जननी जन्मभूमिश्च जान्हवी च जनार्दन ॥**
**जनक पंचम श्चेव जकारा पंचदुर्लभा ॥२२३॥**

**ભાવાર્થઃ**—જનની, જન્મભૂમિ, જાન્હવી ( ગંગાજી, ) જનાર્દન ( શ્રી વિષ્ણુ ભગવાન્ ) અને જનક ( પિતા ) એ પાંચ જકાર દુર્લભ છે.

આ શ્લોક તેમને યાદ આવ્યાથી તેઓ પોતાના સ્વદેશ તરફ આવવા કાશીપુરીથી નિકળ્યા માર્ગમાં ચાલતાં ચાલતાં કોઇ એક નગર આવ્યું. અને ત્યાં પ્રાતઃકાળ પણ થયો તેથી ચારે મિત્રોને એવી ઇચ્છા ઉદ્ભવી કે અત્ર આપણે નિત્ય નિયમ તથા પાઠ પૂજન કરી અને રસોઇ બનાવી ભોજન કરીએ અને ત્યાર પછી થોડી વિશ્રાંતિ લઇ પુનઃ અત્રેથી પ્રયાણ કરીશું. એ પ્રમાણે દ્રઢ નિશ્ચય કરી તેમણે શહેરની ભાગોળમાં આવેલી એક ધર્મશાળામાં જઇને ઉતારો કર્યો. વિશેષમાં આ ચાર મિત્રોની સાથે એક અશ્વ ( ઘોડો ) પણ હતો. કે જેના ઉપર તેઓએ પોતાનાં પુસ્તકો તથા અન્ય પદાર્થો રાખ્યા હતા. તે અશ્વ ઉપરથી સરસામાન ઉતારીને શ્રી મંગલશર્માને તે ત્રણે મિત્રો કહેવા લાગ્યાઃ—

પ્રિયવર મંગલશર્મા! ત્હમે જ્યોતિઃ શાસ્ત્રનું સમ્યક્ પ્રકારે અધ્યયન કર્યું છે માટે સારૂં મુહૂર્ત જોઇ આ અશ્વને ઘાસ ચરવા માટે છોડી આપો. આ પ્રમાણે ત્રણે મિત્રોના કહેવાથી તે ઘોડાને સાથે લઇ ચાલતો થયો અને થોડા સમય સુધી રાખી પછી તેને છૂટો મુકી દીધો. હવે શ્રીસુધાકરશર્મા કે જેમણે વ્યાકરણશાસ્ત્રનું સંપૂર્ણ અધ્યયન કર્યું હતું તેને ખીચડી રાંધવાનું કાર્ય સોંપવામાં આવ્યું શ્રી આદિત્યશર્મા કે જે વૈદ્યક શાસ્ત્રમાં નિપુણ હતો તેને બજારમાથી શાક ખરીદવાનું કાર્ય સમર્પણ કરવામાં આવ્યું. કારણ કે વનસ્પતિના ગુણ દોષની પરીક્ષા કરી શાંતિ પ્રદાયક અને આયુષ્યવર્ધક શાક લઇ આવે. અને ચતુર્થ શ્રીબુધશર્મા કે જે ભગવત્ ગૌતમ મુનિ પ્રણીત ન્યાયશાસ્ત્રમાં નિષ્ણાત હતા તેમને નગરમાંથી ઘૃત લેવાનું કામ અર્પણ કરવામાં આવ્યું. કારણ કે ઘૃતમાં કંઈ સેળભેળ છે, કિમ્વા સ્વચ્છ છે તેની સંપૂર્ણ પરીક્ષા કરી ઉત્તમ ઘૃત લઇ આવે. એ પ્રમાણે ચારે બુદ્ધિ વિનાના વિદ્વાનો પોત પોતાને સોંપવામાં આવેલું કાર્ય કરવા લાગ્યા. હવે એમની શી વ્યવસ્થા થઇ તે હું આપને વર્ણવીને કહુંછું તે ઉપર આપ સર્વ ધ્યાન આપશો. પ્રથમ વ્યાકરણશાસ્ત્ર પારંગત શ્રીસુધાકરશર્મા કે જેને ખીચડી રાંધવાનું કામ સોંપવામાં આવ્યું હતું તે ખીચડી રાંધવાને બેઠો અને ખીચડી રંધાતાં રંધાતાં અંતિમ્ જ્યારે ખીચડી રંધાઇ રહેવા આવી એટલે વિસમવા લાગી ત્યારે તેની નિ-

ચેની અગ્નિના બળથી તેમાંથી "खद् "खद्" खद्" એવો શબ્દ થવા લાગ્યો. તે શ્રવણ કરી સુધાકરશર્મા વૈયાકરણ કેસરી તો વિચારમાંજ પડી ગયો કે અહો ! આ શો ચમત્કાર !! આ વળી કેવો નવિન શબ્દ ! અરે એ કયા ધાતુમાંથી ઉત્પન્ન થયો ? અરે ! એની કેવી વ્યુત્પતિ ? ? એ પ્રમાણે બહુજ વિચાર કરવા લાગ્યો. તથા "खद्" "खद्" શબ્દનું સંશોધન કરવા લાગ્યો. પરંતુ "खद्" "खद्" શબ્દ ક્યાંથી ઉત્પન્ન થયો તેનો બિલકુલ પત્તો લાગ્યો નહિ તેથી તે પોતાના અંતઃકરણમાં કહેવા લાગ્યોઃ—અહો ! એ શબ્દ તે કેવો ? મહર્ષિ કુલમુકટમણિ પાણિની આચાર્ય પ્રણીત મહાભાષ્યમાં પણ એ શબ્દ મળતો નથી, તેમજ સિદ્ધાન્ત કૌમુદી, મનોરમા શેખર આદિ વ્યાકરણના પ્રખર ગ્રંથોમાં પણ આ "खद्" "खद्" શબ્દ મળતો નથી. માટે આ "खद्" "खद्" શબ્દ અસત્ય છે. તેથી ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કેઃ-" જૂઠું ભાષણ સાંભળવું નહિ " તથા જૂઠું બોલનારના મૂખમાં ધૂળ નાંખવી. એ પ્રમાણે નિશ્ચય કરી તરતજ પોતાની બાજુમાં પડેલી ધૂળની દશબાર મુષ્ટિકાઓ ભરી તે ખીચડીમાં નાંખી દીધી અને તેથી જે "खद्" "खद्" શબ્દ થતો હતો તે બંધ થયો ત્યારે તેને શાંતિઃ થઈ. હવે આદિત્યશર્મા જે આયુર્વેદમાં નિપુણ હતા, તે મારકીટમાં જઇ વિવિધ પ્રકારનાં શાક જોવા લાગ્યા. તો એકમાં એક ગુણ અને બે દોષ, બીજામાં બે દોષ અને ત્રણ ગુણ, ત્રીજામાં ત્રણ દોષ અને ચાર ગુણ એ પ્રમાણે સમગ્ર વનસ્પતિ તેમને ગુણદોષ, વાળી જણાઈ. પરંતુ કોઈ પણ તદ્દન નિર્દોષ વનસ્પતિ તેમના જોવામાં આવી નહિ. અંતિમ્ લીંબડાંનાં પાદડાંને જોઈ "सर्व रोगहरो निम्बः" આ એક વૈદ્યકના શ્લોકનું ચતુર્થ ચરણ યાદ આવી જવાથી તે લીંબડાનાં પાંદડાં ખરીદી ધર્મશાળામાં તરત આવી પહોંચ્યો. અને ક્ષુધા લાગેલી હોવાથી આવતાં વેંતજ ખીચડીની પૂછા કરવા લાગ્યો. ત્યારે વૈયાકરણી સુધાકર શર્માએ તેમને ખીચડીના સંબંધમાં સર્વ બનેલી હકીકત સંભળાવી અને સુધાકરશર્મા તરફથી " લીંબડાના પાદડાં કેમ લાવ્યા " એ પ્રમાણે પૂછવામાં આવ્યું ત્યારે આદિત્ય શર્માએ સર્વ વૃત્તાંત આદ્યંત વર્ણવીને સંભળાવ્યું. હવે તૃતિય બુધશર્માની શી વ્યવસ્થા થઇ તે તમે શ્રવણ

કરો. બુધશર્મા ઘૃત લેવા ગયા હતા. તે બજારમાંથી પોતાના પાત્રમાં ઘૃત લઇ રસ્તામા ચાલ્યા આવે છે. માર્ગમાં ચાલતાં ચાલતાં તેમના અંતઃકરણમાં એક તર્ક ઉત્પન્ન થયો કેઃ—

" पात्राधारं घृतं किम्वा घृताधारं पात्रं " અર્થાત્ પાત્રના આધાર ઉપર ઘૃત ( ઘી ) છે અથવા ઘૃત ( ઘી ) ના આધાર ઉપર પાત્ર છે. એ પ્રમાણે સંશય ઉત્પન્ન થવાથી તે પુનઃપુનઃ વિચાર કરવા લાગ્યો પરંતુ અંતિમ્ નિશ્ચયે કર્યો કે પરીક્ષા લેવી જોઇએ. કારણકે ન્યાયશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

" लक्षण प्रमाणाभ्यां वस्तु सिद्धिः ॥ અર્થાત્ લક્ષણ અને પ્રમાણ વડે વસ્તુની સિદ્ધિ થાય છે. જેમકે " गन्धवती पृथ्वि જે પૃથ્વિ છે તે ગંધવાન્ છે. અને આઠ પ્રમાણો અર્થાત્ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શાબ્દ, ઐતિહ્ય, અર્થાપત્તિ, સંભવ અને અભાવ એ આઠ પ્રમાણો દ્વારા સત્યાસત્યનો તત્કાળ નિર્ણય થઇ જાય છે. માટે મારે એની અવશ્ય પરીક્ષા લેવી; એ નિશ્ચય ઉપર આવી જેવું પોતાના હાથમાં રહેલા પાત્રને ઉલટું કર્યું તેવુજ પાત્રમાંનુ ઘૃત તરતજ પૃથ્વિ ઉપર ઢોળાઇ પડયું. તેને જોઇને બુધશર્માને નિશ્ચય થયો કે " पात्राधारंघृतं " અર્થાત્ પાત્રના આધાર ઉપર ઘૃત હતું એ પ્રમાણે નિશ્ચય કરી ખાલી પાત્રે ધર્મશાળામાં આવી પ્હોંચ્યો, આ બુધશર્માના હાથમાં પણ ખાલી પાત્ર જોઇ તે બે મિત્રો પૂછવા લાગ્યા, એટલે બુધશર્માએ તેમને સર્વ સમાચાર સંભળાવ્યા. આથી ત્રણે મિત્રો ઉદાસીન થઇ વિચારવા લાગ્યા કે, હવે આપણે મંગલશર્માને બોલાવી અને કોઇ બીજે ગામે જઇએ જેથી ત્રણે મિત્રો ત્યાંથી સાથે ઉઠીને મંગલશર્માની પાસે ગયા. તો ત્યાં મંગલ શર્મા માળા ફેરવે છે. તે જોઇ ત્રણે મિત્રો પૂછવા લાગ્યાઃ–ભાઈ મંગલશર્મા ! અશ્વ કયાં છોડયો છે? એવાં વચન સાંભળી તે જયોતિષીજી કહેવા લાગ્યોઃ–મિત્રો ! મેં તો આપણા ઘોડાને " સ્થિર લગ્ન જોઇ"ને છૂટો છોડી દીધો છે. અને હવે તો ચલ લગ્ન ચાલે છે. માટે ઘોડો કયાં છે તેની આપણે શોધ કરીએ તો ઠીક. તેથી ચારે મિત્રો તે ઘોડાની શોધ કરવા લાગ્યા. પરંતુ ઘોડો મળ્યો નહિ. તેથી મંગલશર્માના કર્તવ્યથી ઘોડાને ગુમાવી બેઠા પછી ખીચડી, શાક

અને ધૃત સંબંધી જ્યારે મંગલ શર્માએ પૂછ્યુ ત્યારે ત્રણે મિત્રોએ બનેલી હકીકત તેમને સંભળાવી. પછી ચારે મિત્રો ધર્મશાળામાં આવ્યા અને જોવા લાગ્યા તો પોતાનો રાખેલો સરસામાન, પુસ્તકો, વાસણો વિગેરેને પણ કોઇ લઇ ગયું હતુ. એ પ્રમાણે દુઃખને પ્રાપ્ત થઇ પોતાના ગામ તરફ રવાના થયા મુમુક્ષુવર્મા ! આ નિર્બુદ્ધિવાન્ ચાર બ્રાહ્મણોના ચારિત્ર્ય ઉપરથી આપને રૂડે પ્રકારે જાણવામાં આવ્યું હશે કે સંસારમાં જે મહત્તા છે તે બુદ્ધિનીજ છે બુદ્ધિ વિનાની વિદ્યા પણ નિષ્ફળ થઇ જાય છે અને એ પ્રમાણે બુદ્ધિ વિનાના વિદ્વાનને કેવળ વેદીયા ઢોરની ઉપમા આપે છે. તે અક્ષરસઃ યથાર્થજ છે. માટે હવે હું આપને એક વેદીયા ઢોર જેવા ભૂધરભટ્ટની વિચિત્ર વાર્તા કહુછું તે શ્રવણ કરશો.

---

# चतुर्त्रिंश—सोपान.

## वेदीआ विप्रनी विचित्र वार्ता.

स्थाणुरयं भाहारः किलाभूदधीत्य वेदं न विजानातियोऽर्थम् ॥ योऽर्थज्ञ इत्सकलं भद्रमश्नुते नाकमेति ज्ञान विधूत पाप्मा ॥ निरूक्त० १-० १८,

**ભાવાર્થઃ**—જે વેદનો સ્વર અને પાઠમાત્ર ભણીને અર્થ નથી જાણતો તે જેમ વૃક્ષ, ડાલી, પાંદડાં, ફલ, ફૂલ, અને જેમ અન્ય પશુ ધાન્ય આદિ ભાર ઉપાડે છે તેમ ભારવાહ અર્થાત્ ભાર ઉપાડનાર છે અને જે વેદાધ્યયન કરે છે, તથા યથાર્થ અર્થન પણ જાણે છે તેજ સંપૂર્ણ આનન્દને પ્રાપ્ત થઇને જ્ઞાનથી પાપોને છોડી પવિત્ર ધર્માચરણના પ્રતાપથી દેહાન્ત પશ્ચાત્ સંપૂર્ણ આનન્દને પ્રાપ્ત કરે છે.



સાધન સમ્પન્ન મુમુક્ષુવર્મા ! કોઇ એક ગામમાં ભૂધર-ભટ્ટ નામક બ્રાહ્મણ રહેતો હતો ભૂધરભટ્ટ ખરેખર એક વેદીઆ ઢોર જેવોજ હતો. એક દિવસ ભૂદર-ભટ્ટ પોતાના ગૃહથી નીકળી પોતાના ગામની બહાર કોઈ ખેડૂતની વાડી ઉપર પોતાની ગાયો માટે ઘા-સની યાચના કરવા ગયો હતો, ત્યાથી સાંજનો જ્યારે પોતાના ગામમાં આવવા લાગ્યો ત્યારે ગામમાં પ્રવેશ કરતાંજ ગામના નાકાની આગળ પોતાના ગામનો એક કોઈ મશ્કરો મનુષ્ય મળ્યો. તેથી તે ભૂ-ધરભટ્ટ તે મશ્કરા મનુષ્યને પૂછવા લાગ્યો:—કેમ ભાઇ ! અમારે ઘેર તો બધાં આનંદમાં છેને ? આ પ્રમાણે ભૂધરભટ્ટનાં વચન સાંભળી તે મશ્કરો મનુષ્ય પોતાના અંતઃકરણમાં વિચાર કરવા લાગ્યો કે:—આ ભૂધરભટ્ટ સાક્ષાત્ વેદીઆ ઢોર જેવોજ જણાય છે કારણ કે હજી પોતાના ઘેરથી નીકળ્યે ચાર કલાક પણ થયા નથી અને એટલામાં ઘર-ની કુશળતા પૂછે છે ! એટલે તે મશ્કરા મનુષ્યે ભૂધરભટ્ટને હાસ્યમાં–મશ્કરીમાં કહ્યું કે ભટ્ટજી ! બીજા તો સર્વ પ્રકારના કુશળ સમાચાર છે પરંતુ આપનાં સ્ત્રી–ભટાણી રંડાયાં એ બહુજ અઘટિત વાત બની છે ! અરેરે ! ઇશ્વરના આગળ કોઇનું બળ ચાલી શકતું નથી, શિવ ! શિવ ! ! બહુજ માઠું થયું દૈવની ગતિ, બળવાન છે એ પ્રમાણે પોતાના ગામના મનુષ્યના મુખથી પોતાની ભટાણી રંડાઈ એ દુઃખદ સમાચાર સાંભળી એ વેદીઆ ઢોર જેવા ભૂધરભટ્ટને બહુજ માઠું લાગ્યું. જેથી વ્યાવહારિક રીતિ પ્રમાણે એક વસ્ત્ર પો-તાના મસ્તક ઉપર નાંખી મ્હોટે સ્વરે પોક પાડતો પોતાના ઘર તરફ જવા લાગ્યો. એમ કરતાં કરતાં પોતાના ઘરની નજદીક આવ્યો ત્યારે ભૂધરભટ્ટની સ્ત્રી–ભટાણીએ પોતાનો પતિ રૂદન કરે છે માટે સગાં સંબં-ધીઓમાં કઇ પણ માઠો બનાવ બન્યો હશે–કોઇનું મૃત્યુ થયું હશે અને તેથીજ મારા પતિ બ્હારથી પોક પાડતા આવે છે એમ ધારીને વ્યાવહારિક રીતિ પ્રમાણે પોતાના ઘરમાં રૂદન કરવા લાગી. એ પ્ર-માણે ઘણી વાંર રૂદન ચાલ્યું. ત્યાર પછી ભૂધરભટ્ટની એક વિધવા પુત્રી હતી તે આવીને પૂછવા લાગી. બાપજી ! શામાટે રૂદનાલાપ કરો છો ? આપણાં સગાં સંબંધીઓમાં શું કાંઇ બન્યું છે ? તે મને

જણાવશો ? એ પ્રમાણે પોતાની પુત્રીનાં વચન સાંભળીને ભૂધરભટ્ટ કહેવા લાગ્યો; પુત્રી ! શું તું જાણતી નથી કે તારી મા (ભટાણી) રંડાઇ ગઇ એટલા માટે હું રૂદન કરૂછું. એ પ્રમાણે પોતાના પિતાનાં વચન શ્રવણ કરી તે પુત્રી કહેવા લાગીઃ-પિતાજી ! એ શું બોલો છો ? તમારે બેઠે છતે મારી માને રંડાપો કેમ આવે ? એ પ્રમાણે પોતાની પુત્રીનાં વચન શ્રવણ કરી તે વેદીઆ ઢોર જેવો નરપશુ ભૂધરભટ્ટ કહેવા લાગ્યોઃ હૅં. હૅંઃ -એમાં તે શું ? હું બેઠે છતે તું કેમ રંડાઈ ગઇ ? તેમ તારી મા પણ રંડાઈ ગઇ ! આ પ્રમાણે પોતાના પિતાના મુખમાંથી વગર વિચારેલાં કેવળ વેદીઆ ઢોર જેવાં વચન સાંભળીને પુત્રી તો આશ્ચર્યજ પામી ગઇ અને તરતજ ઘરમાં જઈ પોતાની માતા પાસે આ વેદીઆ ઢોરની સર્વ હકીકત નિવેદન કરી. અને તેથી ત્યાં અત્યંત હાસ્ય થયું.

રાજેન્દ્ર ! આ સંસારમાં એવા અનેક મનુષ્યો બુદ્ધિ વિનાનાં હોય છે કે જેઓ વિવાહની વરસી કરી નાંખે છે. માટે બુદ્ધિ એજ સર્વોત્તમ છે બુદ્ધિ વિનાની વિદ્યાથી કંઇ પણ કાર્ય કરી શકાતું નથી. આથી તમારે એમ ન સમજવું કે વિદ્યા કોઇ કામની નથી. વિદ્યાથી તો સર્વ મનોકામના પરિપૂર્ણ થાય છે. પરંતુ વિદ્યાની સાથે વળી બુદ્ધિ હોય તો તે અત્યંત લાભકારક થાય છે. એજ મ્હારા કથનનું રહસ્ય છે. અર્થાત્ સોનામાં જેમ સુગંધ હોય તો તે કેવા મહત્વને પ્રાપ્ત થાય ? તેજ પ્રમાણે વિદ્યાની સાથે બુદ્ધિ હોય તો તેવા પુરૂષના ભાગ્યની તો તમારે બલિહારીજ સમજવી. જેઓ બુદ્ધિશાલી હોય છે તેઓ પોતાની બુદ્ધિના પ્રભાવ વડે દુઃસાધ્ય કાર્ય પણ સાધ્ય કરી શકે છે. આ સંબંધમાં હું આપને એક બુદ્ધિશાલી બુઢ્ઢા બાપુ વૈશ્યની કથા કહુંછું તે શ્રવણ કરશો.

---



## पंचत्रिंश—सोपान.

### बुद्धिशाली बुद्धा बापुनी बलिहारी.



અનંતપુરાધિપતિ મહાશય મુમુક્ષુવર્મન્ ! પુરાતન કાળમાં રત્નપ્રભા નામક દિવ્ય નગરીમા કોઇ એક બાપુ નામક વૈશ્ય રહેતો હતો. તે બિચારો બાપુ વૈશ્ય જન્મથીજ અંધ હતો એટલુંજ નહિ પરંતુ અત્યંત દરિદ્રી અને વળી કુંવારો હતો. તેથી તે મહાન્ દુઃખથી પોતાના દિવસો ગુજારતો હતો. એ પ્રમાણે વિવિધ દુઃખોથી બાપુ વૈશ્ય દુઃખિત થઇને અત્યારે વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયો હતો રત્નપ્રભા નગરીમાં સર્વ લોકો બાપુ વૈશ્યને બુઢ્ઢા બાપુ તરીકેજ ઓળખતા હતા. બાપુ વૈશ્ય એક દિવસ પોતાના અંતઃકરણમાં વિચાર કરવા લાગ્યો કે, અહો! આ સંસારમાં મારા જેવો કોણ દુઃખી પુરૂષ હશે! ખરેખર! આવા દુઃખી જીવનથી તો ન જીવવુજ સારૂ છે તેથી હવે તો " कार्यं साधयामि किंवा देहं पातयामि " એ પ્રમાણે નિશ્ચય કરી શિઘ્ર ફળ આપવા વાળા ભગવાન્ શંકરને પ્રસન્ન કરવા અત્યત ઉગ્ર તપ કરવા લાગ્યો. થોડા દિવસ પછી બાપુ વૈશ્ય ઉપર શંકર ભગવાન્ પ્રસન્ન થઇને તેને કહેવા લાગ્યાઃ—હે બાપુ વૈશ્ય! હુ ત્હારૂ આવું ઉગ્ર તપ જોઇને ત્હારા ઉપર પ્રસન્ન થયો છું તેથી તને જણાવું છું કે, ત્હારી ઇચ્છામાં આવે તેવા પ્રકારનો એકજ વર મારી પાસેથી માગ. અર્થાત ગમે તે પ્રકારનો પરંતુ એકજ વર માગી લે તે સિવાય બીજો વર માગી શકાશે નહિ રાજેન્દ્ર મુમુક્ષુ! એ પ્રમાણે શિવભગવાનનાં વચન શ્રવણ કરી બાપુ વૈશ્ય પોતાના અંતઃકરણમાં વિચાર કરવા

લાગ્યો કે, શિવભગવાન્ મ્હારા ઉપર પ્રસન્ન થઇ એકજ વર માગવાનું કહે છે તેથી મ્હારે એકજ વર કેવી રીતનો માગવો ! જો હું મ્હારા અંધત્વથી મુક્ત થવા માટે નેત્રનો વર માગું અર્થાત્ દેખતો થાઉં એ પ્રકારનો વર માગું તો દરિદ્રતાદિક પીડા તો એમની એમજ રહે એમ જણાય છે. કારણ કે બીજો વર માગવાને તો શિવભગવાન્ નિષેધ કરી રહ્યા છે વળી હુ જન્મથીજ કુવારો છું તેથી કદાચ સ્ત્રી સંબંધી વર માગું તોપણ દારિદ્ર અને અંધત્વ તથા વૃદ્ધાવસ્થાથી સંતતીનો અભાવ ઇત્યાદિ દુઃખો જે પ્રાપ્ત થઇ રહ્યાં છે તેનાથી કેવી રીતે મુક્ત થઇ શકું ? વળી જો દ્રવ્ય સંબંધી વર માગુ તોપણ અંધત્વાદિ કેડો મૂકે તેમ નથી માટે મ્હારે તો બરાબર બુદ્ધિપૂર્વક વિચાર કરીને કોઇ એવા પ્રકારનોજ વર માગવો કે જેથી મ્હારી સર્વ મનોકામના પૂર્ણ થાય. વત્સ-મુમુક્ષુ ! થોડી વાર પછી બાપુ વૈશ્ય પોતાના બન્ને હાથ જોડીને અત્યંત નમ્રતાપૂર્વક કહેવા લાગ્યો કે, કૃપાનાથ ! આપ મ્હારા ઉપર પ્રસન્ન થઇ મને એકજ પ્રકારનો વર માગવાની આજ્ઞા કરો છો તે આપની આજ્ઞાને મ્હારે માથે ચ્હઢાવી હુ એકજ પ્રકારનો વર માગું છું તે મને પ્રદાન કરશો એવી આશા છે. હે દીનવત્સલ ! હું આપની પાસેથી એકજ પ્રકારનો વર એ માગું છું કે "મ્હારા પૌત્રને સોનાના પારણામાં હિંચોળા ખાતો જોવાની અભિલાષા રાખુ છું" એ પ્રમાણે બાપુ વૈશ્યની એકજ પ્રકારના વર માગવા સંબંધી અદ્દભૂત બુદ્ધિ જોઈ ભોળાનાથ શિવભગવાન્ પ્રસન્નતાપૂર્વક કહેવા લાગ્યા. બાપુ વૈશ્ય ! ધન્ય છે ત્હારી તાત્કાલિક બુદ્ધિને ! ત્હારા બુદ્ધિ ચાતુર્યને જોઇ હું અત્યંત હર્ષિત થયો છું. ખરેખર ! તેં એકજ વર માગવામાં બહુજ બુદ્ધિ કામે લગાડી છે. માટે ત્હારી સર્વ મનોકામના પૂર્ણ થશે એવો હું શુભાશીર્વાદ આપુ છું. એ પ્રમાણે શિવભગવાન્ કહીને અંતર્ધાન થયા. અને બાપુ વૈશ્યને સર્વ પ્રકારના સુખની પ્રાપ્તી થઇ.

રાજેન્દ્ર ! બુદ્ધિશાલી પુરૂષોની પુનઃ પુનઃ બલિહારી છે. અને બુદ્ધિથી જે કાર્ય સાધી શકાય છે, તે કાર્ય અન્ય કોઇ પણ પદાર્થથી સાધી શકાતું નથી એ સર્વથા નિશ્ચિત છે. " મ્હારા પૌત્રને સોનાના

પારણામાં હિંચોળા ખાતો જોવાની હું અભિલાષા રાખું છું." આ બાપુ વૈશ્યના વાક્યમાં કેટલાં બધાં સુખો સમાયલાં છે! અર્થાત્ તેણે એકજ વાક્યમાં પોતાનાં સઘળાં સુખો કેવી અત્યુત્તમ બુદ્ધિથી.માગી લીધાં તે વિચારવાનું કાર્ય હું આપનેજ સમર્પણ કરૂં છું. શું! એવી યુક્તિ બુદ્ધિ વિના પ્રાપ્ત થઇ શકે એમ છે! ના! કદીજ નહિ! અને તેથીજ હું પુનઃ કહું છું કે બુદ્ધિશાલી પુરૂષોની બલિહારી છે. રાજર્ષિ! મુમુક્ષુ પુરૂષોને અનેક સદ્‌ગુણોની આવશ્યકતા છે. જ્યાં સુધી અધિકારીમાં ઉત્તમ ગુણો નહિ દેખાય ત્યાં સુધી અધિકારી ભગવત્ ધામમાં પ્રાપ્ત થઇ શકતો નથી. જેવી રીતે ક્ષમા, દયા, આદિ ગુણોની અત્યંત જરૂર છે. તેમ સંપની પણ સર્વથી અધિક આવશ્યકતા છે એટલા માટે હવે આપને હું સંપ સંબધી સદ્‌બોધ આપું છું તે શ્રવણ કરશો.

---

## षड्त्रिंश-सोपान.

### संप ए सर्व प्रकारनां सुखनो वहेतो निर्मळ झरो छे.

**जहाँ संप तहाँ संपतिनाना ॥ जहाँ कुसंप तहाँ विपत्ति निदाना ॥२२४॥**

**( श्री गोस्वामी तुलसीदास. )**

**ભાવાર્થ:**—જ્યાં સંપ છે ત્યાં નાના પ્રકારની સપત્તિ છે. અને જ્યાં કુસંપ છે. ત્યાં વિપત્તિ છે

**मनहरवृत्त.**

**ऐक्यताथी कार्य सहु, त्वरित सफळ थाय ॥**
**ऐक्यतानी महत्ता आ विश्वमां अपार छे. ॥ २२५ ॥**
**पंच तत्त्व ऐक्यताथी विचरे छे वपु विषे ॥**
**त्यां सुधी असार देह मांहीं बहु सार छे ॥ २२६ ॥**

ऐक्यताथी इन्द्रियोनी खूबी खरेखरी दीसे ॥
ऐक्यता उपर आप्त सदा बलिहार छे ॥ २२७ ॥
ब्रह्मऋषि प्रभाकर अभेदके ऐक्यताना ॥
विरोधीनी विद्यापर हजार धिक्कार छे. ॥ २२८ ॥

( ऋषिप्रभाकरबावनी. )



રાજર્ષિ મુમુક્ષુવર્ગ અને સમગ્ર મુમુક્ષુમંડળ ! સંપ એ સમગ્ર સુખોનો ભંડાર છે. અર્થાત્ જે જીવાત્મા સંપ-પૂર્વક વર્તે છે તે જીવ આ સંસારમાં સત્કીર્ત્તિને પ્રાપ્ત થઈ અપૂર્વ સુખનો ભોક્તા થાય છે. જે દેશમાં, જે ગૃહમાં, જે જ્ઞાતિમાં, જે સભામાં સંપ નથી ત્યાં કોઇ પણ પ્રકારની ઉન્નતિ થતી નથી. અર્થાત્ જે જે સ્થળે સંપ હોય છે તે તે સર્વ સ્થળે ઉન્નતિ થાય છે. સંપ એ ઉન્નતિનો પ્રથમ સોપાન છે. જો એ પ્રમાણે આપણે માનીએ તો તે સર્વથા યોગ્ય છે. જે જ્ઞાતિમાં સંપ હોય છે. તે જ્ઞાતિ પોતાની ઉન્નતિના અર્થે અનેક પ્રકારના સુધારાઓ કરી શકવામાં સમર્થ થઇ શકે છે. અને સંપ વગરની જ્ઞાતિ દિનપ્રતિદિન અવન્નતિને પ્રાપ્ત થઇ નષ્ટ ભ્રષ્ટ થઈ જાય છે એ સર્વથા પ્રસિદ્ધ છે. તેજ પ્રમાણે જે કુળમાં સંપ હોય છે તે કુળ પણ દિન પ્રતિદિન વૃદ્ધિને પ્રાપ્ત થતો જાય છે અને જે કુળમાં કુસંપ થાય છે તે કુળ થોડાજ કાળમાં વિનષ્ટ થઈ જાય છે. કુસંપથી પ્રાચીનકાળમાં મ્હોટાં મ્હોટાં કુળો નષ્ટ ભ્રષ્ટ થઇ ગયાના એક બે નહિ પરંતુ અસંખ્ય દાખલાઓ આપણાં પુરાણોમાં પ્રસિદ્ધ છે. વળી જે ગ્રામમાં અને જે સભામાં સંપ હોય છે તે ગ્રામ અને તે સભા મ્હોટાં મ્હોટાં પારમાર્થિક કર્ત્તવ્યોમાં વિજય મેળવવા ભાગ્યશાળી થાય છે. એટલા માટેજ ઐક્યતા–સંપ રાખવાને માટે વિદ્વાન્ પુરૂષો વારંવાર સદ્બોધ કરે છે. તેમજ વેદમાં પણ કહ્યું છે કેઃ—

संगच्छध्वम् संवदध्वम् संवोमनांसि जानताम् ॥ २२९ ॥

ભાવાર્થઃ—તમો સર્વ એકત્ર થાઓ; તમો એકજ અવાજથી બોલો; તમારાં મન એકત્ર કરો.

પુરાતનકાળમાં આ આપણો ભારતવર્ષ સર્વ પ્રકારની કળાકૌશલ્યમાં ઉન્નતિની શિખરે પ્હોંચ્યો હતો, તેનું કારણ એજ હતું કે તે સમયે આપણા ભારતવર્ષમાં સંપનો સામ્રાજ્ય હતો—સર્વત્ર સંપજ જોવામાં આવતો હતો. કયાંય પણ કુસંપ રૂપ કલિયે હજી પ્રવેશ કર્યો ન હતો. પરતુ જ્યારથી પાંડવ—કૌરવમા કુસુંપ થયો અને મહાભારતના ઘોર યુદ્ધનો આરંભ થયો ત્યારથી જ આ ભારતવર્ષ ગારત થઇ આરતની પેઠે અવનત સ્થિતિનું અવલંબન કરી રહેલો છે, એથી આપણા ગારત થયેલા ભારતને પુન. સતેજ કરવાની કોઇ પણ અનૂપમ ઔષધી હોય તો તે સંપ છે. હાલ જેમ ગૃહ ગૃહમાં કુસંપ ચાલી રહ્યા છે તેમ પૂર્વ કાળમા ન હતું અને તેથીજ પુરાતન કાળમાં આપણા વડીલો અપૂર્વ સામર્થ્યને પ્રાપ્ત કરી શકયા હતા હાલતો આપ સર્વ જૂઓછો કે, જ્ઞાતિમાં, કુટુંબમાં, અને ગૃહગૃહમાં કુસુંપનીજ ઝાંખી થાય છે. દેશને સુધારવાનો મ્હોટો ફાંકો રાખનારા વિદ્વાનોના ગૃહમાં પણ જ્યારે કુસંપ જોવામાં આવે છે ત્યારે દેશની ઉન્નતિ કેવા પ્રકારે થઇ શકે ! એ લખવું અત્યંત દુર્ઘટ છે.

કદાચ કોઇ એક જીવ અમૂક ઉદ્યોગથી સ્મૃદ્ધિવાન્ થયો તો તત્કાલ તેનોજ કુટુમ્બી તેજ ઉદ્યોગનું અનુકરણ કરી પોતાના ભાઇનેજ તોડી પાડવાનો પ્રયત્ન આરભે છે. જે દેશમાં આટલી બધી ઇર્ષ્યા હોય, તે દેશ સંબંધી ભવિષ્ય ભાખવું એ કેવળ મૂર્ખતા ભરેલુંજ કાર્ય છે.

રાજર્ષિ ! બાળકો પ્રથમ જ્યારે શાળામાં શિક્ષણ લેવા જાય છે ત્યારે પ્રથમ જ તેને " एकडेएक " થી શિક્ષણ આપવાનો આરંભ થાય છે. આ એકડે એક માં શું રહસ્ય સમાયલું છે એ આપના જાણવામાં છે કે ! અહો ! એ એકડેએકમાં એજ શિક્ષણ પ્રદાન કરવામાં આવે છે કે, હે બાળકો જો તમે એક થઇને રહેશો તો એકતાનુંજ અવલંબન કરશો. અર્થાત્ એકપણે રહેવાથી એકનેજ પામશો. અને ત્યાર પછી-" बगडे बे " એ શિક્ષણ આપવામાં આવે છે એટલે જો બે પણું દ્વિધાપણુ—ભિન્નતાપણું ધારણ કરશો તો તેનાથી કાર્ય બગડી જશે. એટલે બે થી બગડે છે. વેદાંત સિદ્ધાન્તમાં પણ

યોગીજન–આપ્તજનને આ સંસારમાં એકલાજ વિચરવાનું કહ્યું છે. કારણ કે તેથી તેમને કોઇ પણ પ્રકારની અડચણ આવતી નથી અને જો બે સાથે હોય તો તેથી સંગ થાય છે–વાર્તાલાપ થાય છે અને તેથી અન્યોન્યના ઇષ્ટકાર્યમાં હાની થાય છે તેથીજ ઉપનિષદ્‌માં પણ " एकमेवाद्वयंब्रह्म " એટલે એકજ અદ્વય—બ્રહ્મ ' છે. તથા—द्वितियाद्वै भयं भवति અર્થાત્ બેથી ભયની પ્રાપ્તિ થાય છે એમ વેદની શ્રુતિમાં કહેલું છે. રાજેન્દ્ર ! આપણા પોતાના અંતઃકરણમાં પણ જ્યાં સુધી એકજ વિચાર ઉદ્દભવ્યો હોય ત્યાં સુધી તે કાર્ય કરવામાં આપણે ભાગ્યશાળી થઇ શકીએ છીએ. પરંતુ તે સ્થાનેજ વિચારમાં કંઇ ફેરફાર થાય તો તે કાર્ય પણ આપણે સાધી શકતા નથી જ્યારે પોતાના અંતઃકરણમાં પણ બે પ્રકારના વિચારથી હાની થાય છે. તો પછી બહારના બેપણાથી કુસંપથી હાની થાય—કલેશ થાય એ માટે કહેવું જ શું ?

રાજેન્દ્ર ! સપ વિના આ સૃષ્ટિ પણ રચવામાં આવી નથી. પચ તત્વો પણ જ્યાં સુધી સંપથી આપણા શરીરમાં રહે છે ત્યાં સુધીજ શરીર આરોગ્ય રહે છે આપણે જે વસ્ત્ર પ્હેર્યાં છે તે પણ સંપના પ્રતાપથીજ. તમે કલ્પના કરો કે અનેક તંતુઓના સંપથી આ વસ્ત્ર નિર્માણ થયેલ છે. તેમાંથી જો એક એક તંતુ છૂટા પડે તો પછી વસ્ત્ર એવી સંજ્ઞા રહે કે ? આપણે આ મુમુક્ષુમહાલયમાં બિરાજમાન થયા છીએ તે પણ સંપથીજ અને આ મુમુક્ષુમહાલય બાંધવામાં આવ્યો છે અને હમણાં સ્થાઇ રહેલો છે એ પણ સંપથી જો હમણાજ આ મહાલયની અંદર કુસંપ પેદા થાય અને શિલાઓ કહેશે કે અમે તો સર્વ પડવાની, ચુનો કહેશે કે એ શિલાઓ મને ગમતી નથી, તો પછી આપણા બધાની કેવી માઠી ગતિ થાય એ વિચારવાનું કામ હુ આપ સર્વ મુમુક્ષુ મંડળનેજ સમર્પણ કરૂં છું વળી એક સૂતરના તાંતણાને તોડવામાં સાધારણ બાળક પણ સમર્થ થાય છે અને એજ તાંતણાઓ એક સંપી થાય છે ત્યારે તેનાથી મ્હોટો મદોન્મત્ત હાથી પણ બંધાઇ જાય છે એ સર્વ પ્રતાપ સંપનો છે કે કોઇ બીજાનો છે?

રાજર્ષિમુમુક્ષુ ! સંપમાં જે સામર્થ્ય રહ્યું છે તેનું સંપૂર્ણ વર્ણન

કોઇ પ્રાણીથી પણ થઇ શકે એમ નથી. સંપથીજ સર્વ વ્યવહાર ચાલે છે. સંપ સિવાય કોઈ પણ વ્યાવહારિક કાર્ય થઈ શકતું નથી માટે આપ સર્વ મુમુક્ષુમંડળે સર્વદા સંપપૂર્વક વર્ત્તવું એ મ્હારી પરમાજ્ઞા છે તે આપ માન્ય કરશો. સંપ એ અભેદ બખ્તર છે એ બખ્તરને કોઇ પણ ભેદી શકે તેમ નથી. સંપ એ સુખની ખાણ છે. સંપ એ સમૃદ્ધિનો સાગર છે અને સંક્ષિપ્તમાં સંપ એજ સવ પ્રકારનાં સુખનું સર્વોત્તમ સાધન છે. મહાત્મા સદ્‌ગુરૂ ક્ષેમેન્દ્ર ભગવાન્ વદી ગયા છે કેઃ—

**जैसा प्राचीन कालमें अपने भारत-र्षमें ऐक्यता होती वैसैही ऐक्यता जव प्रचालित होगी तब भारतका अभ्युदय होगा. जहांतक आपसमें फाटफूट दिख पडतीहै तहाँ तक भारतकी उन्नति होना बिलकुल असंभव सीहै.**

રાજેન્દ્ર ! આ મહાપુરૂષનાં વચનો મહાન્ મત્ર રુપે છે અને તેમાંના એક એક અક્ષર ઉપર ધ્યાન આપવામાં આવશે ત્યારેજ આપણે આપણી સર્વ પ્રકારની ઉન્નતિ કરી શકવામાં સામર્થ્યશીલ થઇ શકીશું. એ આપ ધ્યાનમાં રાખજો. હવે હું આપને વિવેક વિષે સદ્‌બોધ કહું છું તે આપ સર્વ સજ્જન સમાજ સમચિત્તથી શ્રવણ કરશો.



---



## सप्तत्रिंश-सोपान.

### काम ए संसार रुपी वक्षनुं बीज छे.

कुंडलीयावृत्त.

इच्छा जहाँ लग हृदयमे, तहाँ लग है संसार ॥
तातै इच्छाका करहु, निज मनतें परिहार ॥
निज मनते परिहार, ध्यान इश्वरमें राखहु ॥
मृषा बातको त्याग, बदनसे सत्याहि भाखहु ॥
ऋषि प्रभाकर कहत, ज्ञानकी लीजैं दीच्छा ॥
तहाँ लग है संसार, जहां लग मनमे इच्छा ॥ २३० ॥

( ऋषि प्रभाकर विलास. )



જષિ મુ ક્ષુવમન્! જ્યાંસુધી અંતઃકરણમાં ઇચ્છા છે ત્યાં સુધીજ સંસાર=જન્મ મરણ છે. માટે જન્મ મરણથી મુક્ત થવાની ઇચ્છા રાખનાર જીજ્ઞાસુએ પ્રથમ ઇચ્છા માત્રનો પરિત્યાગ કરવો ઉચિત છે. કામ છે-એ ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરાદિ દુર્ગુણોનો પિતા છે. માટે જો આપને ક્રોધાદિ દુર્ગુણોથી દૂર રહેવું હોય, જો આપને આપનું માનવ જીવન આ સંસારમાં કૃત કૃત્ય કરવું હોય તો તમારે કોઈ વખતે પણ કામાધીન થવુ ઉચિત નથી. રાજે-

ન્દ્ર ! આપને તો બરાબર ધ્યાનમાં હશે કે આપ જ્યારે મહારાણી વિલાસિનીના કામ પાશમાં સપડાયા હતા ત્યારે આપની કેવી સ્થિતિ થઇ હતી. એજ પ્રમાણે જે મનુષ્ય કામાધીન થાય છે. કામમાં સપડાય છે, તેની એવીજ સ્થિતિ થાય છે. એ સર્વમાન્ય સિદ્ધાન્ત છે. પુરાતન કાળમાં અનેકાનેક મ્હોટા મ્હોટા મહારાજાઓ કામવૃત્તિના પ્રપૂર્ણ અભિનિવેષથી અત્યંત અધમ સ્થિતિને પ્રાપ્ત થયાના સંખ્યાબધ દ્રષ્ટાન્તો આપણે સાંભળીએ છીએ. મહાન્ સામર્થ્યશીલ લંકેશ્વર રાવણ, કામવૃત્તિને આધીન થઇ જવાથી રણસંગ્રામમાં અનિષ્ઠ સ્થિતિએ મરણ ને શરણ થયો એ શું આપને ધ્યાનમાં નથી ? કામવૃત્તિથી શકુનિ પુત્ર દૈત્યરાજ ભસ્માસુર ક્ષણવારમાં ભસ્મીભૂત થયાની કથા શું આપના લક્ષથી બહાર છે. કામવૃત્તિથી નહુષાદિ અસંખ્ય નૃપત્તિઓ પદભ્રષ્ટ થયાનાં આખ્યાનો શું આપે નથી સાંભળ્યાં ?

રાજેન્દ્ર ! એ સર્વ પ્રતાપ કામ–ઇચ્છાનો છે. કામ એ શબ્દ બે અર્થમાં વિભક્ત છે. અર્થાત્ શુભકામ અને અશુભકામ–જ્યારે વેદાંત સિદ્ધાન્તાનુસાર શુભકામ, શુભ ઇચ્છાનો પણ પરિત્યાગ કરવાને કહેલ છે તો પછી અશુભ કામ, અશુદ્ધ ઇચ્છાનો તો વિધાન હોયજ ક્યાંથી ? માટે તમારે સર્વ પ્રકારનાં અશુભ કામોથી દુર રહી માત્ર શુભ કામમાં તે પણ નિષ્કામ પૂર્વક પ્રીતી રાખવી. એમાંજ અધિકારીઓનું શ્રેય સમાયલું છે. માટે જો આપને બ્રહ્માનન્દનું અપૂર્વ અને અખંડ સુખ સમ્પાદન કરવુ હોય ? જો આપને જન્મ મરણથી મુક્ત થઈ ભગવત ધામમાં વિહાર કરવું હોય ? જો આપને પ્રાણીમાત્રથી સમભાવ સાધી જીવનમુક્તિનું અદ્વિતિય આનન્દપ્રદ રસ ચાખવું હોય તો આપ સર્વ દુષ્કામથી મુક્ત થશો, એવી હું આશા રાખુંછું. કારણ કે દુષ્કામથી ક્રોધ ઉત્પન્ન થાય છે એ પ્રમાણે મેં આપને પ્રથમ કહ્યું છે તેથી હવે ક્રોધ વિષે કહુંછું તે શ્રવણ કરશો.

---



# अष्टत्रिंश-सोपान.

## क्रोधथी सर्व प्रकारनी हानी थाय छे.

अन्धी करोमि भुवनं बाधिरी करोमि ॥
धीरं सचेतनमचेतनतां नयामि ॥
कृत्यं न पश्यति न चात्महितं शृणोति ॥
धीमान धीतमपिन प्राति संदधाति ॥ २३१ ॥
( प्रबोध चन्द्रोदय. )

ભાવાર્થ:—( ક્રોધ કહે છે કે ) હું સંસારને આંધળો અને બ્હેરો કરી મૂકું છું, અને ધીર, સચેતનને અચેતન કરૂં છું; ક્રોધી પોતાના કર્તવ્ય કર્મને દેખતો નથી એટલુજ નહી પરંતુ પોતાના હિતને પણ જોતો નથી. વળી બુદ્ધિવાન્ શિખેલી વિદ્યાને પણ ધારણ કરી શકતો નથી.



પ્રિયવર મુમુક્ષુવર્મા! આ સંસારમાં જે જે મનુષ્ય ક્રોધી હોય છે. તેની બહુજ માઠી દશા થાય છે. વળી ક્રોધથી મન પણ સદૈવ અવ્યવસ્થિત રહે છે. અને નિરંતર અવ્યવસ્થિત મન રહેવાથી વિવેકહીન અને જ્ઞાનહીન થવાય છે, અને તેથી સમગ્ર કાર્યો બગડી જાય છે. ક્રોધ એજ અજ્ઞાન રૂપી અંધકારનું મૂળ છે. તેમજ જે મનુષ્ય ક્રોધી હોય છે તેને ક્યારે પણ શાંતિની પ્રાપ્તિ થઇ શકતી નથી. અને અશાંતિવાન્ જીવ ક્યારે પણ મોક્ષ માર્ગનો અધિકારી થઇ શકતો નથી. વળી ક્રોધ જે કેટલાક દુર્ગુણોને ઉત્પન્ન

કરે છે. તત્સબંધી મનુસ્મૃતિ અધ્યાય સાતના શ્લોક ૪૮ માં લખ્યું છે કે:—

**पैशुन्यं साहसं द्रोह ईर्ष्यासूयार्थ दूषणम् ॥**
**वाग्दण्डज च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टक ॥ २३२ ॥**

ભાવાર્થ.—પૈશુન્ય એટલે એકની વાત બીજાને કરવી, સાહસ એટલે વગર વિચાર્યું અથવા ઉડભંગાઈથી કરવું તે, દ્રોહ એટલે કપટ કરીને મારવુ, ઇર્ષ્યા એટલે અન્યના સારા ગુણ સહન ન થવાથી તેના દોષ પ્રકટ કરવા; અસૂયા એટલે નિંદા, અર્થ દૂષણ " એટલે પારકી મિલ્કત હરણ કરી લેવી, ' વાગ્દંડ ગાળો દેવી તથા પારૂષ્ય કોઈ ઉપર મારવા દોડવુ, એટલા આઠ દુર્ગુણ ક્રોધમાંથી ઉત્પન્ન થાય છે વળી શ્રીમદ્ભગવદ્ગીતાના પાચમા અધ્યાયના ત્રેવીશમા શ્લોકમાં કહ્યું છે કે.—

**शक्नोतीहैव य सोढुं प्राक् शरीर विमोक्षणात् ॥**
**काम क्रोधोद्भवं वेग स युक्त स सुखी नरः ॥ २३३ ॥**

ભાવાર્થ:—જે પુરૂષ કામ અને ક્રોધથી થયેલા વેગને તેના ઉત્પન્ન થવાના સમયેજ જ્યાંસુધી શરીર પડે ત્યાંસુધી રોકી રાખવાને શક્તિવાન્ છે તે પુરૂષ યોગી અને સુખી છે. વળી શ્રીમદ્ભગવદ્ગીતાના બીજા અધ્યાયના શ્લોક ૫૬ માં લખ્યુ છે કે:—

**दु खेष्वनुद्विग्नमनाः सुखेषु विगत स्पृहः ॥**
**वीतराग भय क्रोध स्थित धीर्मुनिरूच्यते ॥ २३४ ॥**

ભાવાર્થ:—દુ:ખના સમયે જેનુ અંતઃકરણ ઉદ્વેગ રહિત છે; જે સુખોમાં ઇચ્છા રહિત છે, તથા જે રાગ ભય તથા ક્રોધથી રહિત છે તે મુનિ સ્થિર બુદ્ધિ વાળો કહેવાય છે. રાજેન્દ્ર ! અક્રોધનુ લક્ષણ ભગવાન્ ભાષ્યકારે આ પ્રમાણે બાંધ્યુ છે કે -

**क्रोध हेतौ सत्यापि क्रोधानुत्पत्तिः ॥ अक्रोधः किम्वापरेराक्रोशे ताडने कृते सति प्राप्तो य क्रोधस्तस्य कालोपशमनमक्रोधः ॥ २३५ ॥**

ભાવાર્થ:—એછે કે.–ક્રોધનું કારણ મળવાથી પણ ક્રોધ ન કરવો અથવા કોઇએ નિંદા કરી વા કોઈ મારવા આવ્યો હોય તે સમયે જે ક્રોધ

થાય છે તેને શાંત પાડવો તેનેજ અક્રોધ કહેવામાં આવે છે. વળી શ્રી શ્યામ સુન્દર ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્રે ભગવદ્ગીતાના ત્રીજા-અધ્યાયના શ્લોક ૩૭ માં કહ્યુ છે કેઃ—

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ॥
महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥ २३६ ॥

ભાવાર્થઃ—પાપમાં પ્રવૃત્તિનું કારણ કામ છે અને કામ એજ ક્રોધ છે, કારણકે કોઇએ કામનો ભંગ કરવાથી કામજ ક્રોધનું સ્વ-રૂપ ધારણ કરે છે. એ ક્રોધ રજોગુણથી ઉત્પન્ન થયેલો, કોઇ દિવસે પૂર્ણ ન થાય એવો તથા અત્યંત ઉગ્ર છે.

પ્રિય સુમુક્ષુવર્મા ! ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે પણ અક્રોધ એ ધર્મનું દશમું લક્ષણ છે. જેનું અવશ્ય પાલન કરવું જોઇએ. જે મનુષ્ય ક્રોધ કરે છે તેને પાછળથી અત્યંત પશ્ચાતાપ થાય-છે. આ વાર્તાથી નિશ્ચિત થાય છે કેઃ-પ્રત્યેક્ મનુષ્યની પ્રકૃતિને ક્રોધ અનુકૂળ નથી પરંતુ પ્રતિકુળ છે અને તેથીજ ક્રોધ કરવાથી શારીરિક અને માનસિક સ્થિતિનો નાશ થાય છે. માટે ક્રોધ એ સર્વ પ્રકારે દુઃખનેજ આપનાર છે અને તેથીજ અક્રોધને મનુષ્યનું કર્ત-વ્ય ગણવામાં આવ્યું છે. પુરાતન કાળમાં મ્હોટા મ્હોટા રાજા મહા-રાજો સુદ્ધાંત પણ અક્રોધ પણે વર્તી પોતાનાં પવિત્ર નામોને અ-જરામર કરી ગયા છે. અને એ સર્વમાં ક્રોધજીત કાશીરાજની તો બલિહારી છે. અર્થાત્ ક્રોધને જીતવામાં તેઓ સર્વથી અગ્રગણ્ય છે. એમાં લવલેશ પણ સંદેહ નથી. જે જે ઋષિમુનિઓ અક્રોધપણે વર્ત્યા છે તે તે ઋષિઓ સર્વોત્તમ સુખને પ્રાપ્ત થયા છે. અને જેણે જેણે ક્રોધને ધારણ કર્યો છે. તે તે ઋષિમુનિઓ પણ મહાન્ કષ્ટને પ્રાપ્ત થયા છે. એ વાર્તા સર્વત્ર સુપ્રસિદ્ધ છે.

પ્રિયવર સુમુક્ષુવર્મા! દુર્વાસા જેવા મહર્ષિએ જ્યારે મહાન્ ભગવદ્ભક્ત અંબરીષના પ્રત્યે ક્રોધ ઉત્પન્ન કર્યો ત્યારે તેમને કેટલા બધા દુઃખની પ્રાપ્તી થઇ હતી એ વાર્તા આપ સર્વ સુમુક્ષુ સમાજ-ને બરાબર ધ્યાનમાં હશે, તથા વિશ્વામિત્ર જેવા મહાન્ તપસ્વી રાજ-ર્ષિએ જ્યારે બ્રહ્મર્ષિ વશિષ્ઠ મુનિના સો સો પુત્ર ક્રોધથી મારી નાં-

ખ્યા તત્પશ્ચાત્ તેમને કેટલો બધો પશ્ચાતાપ કરવો પડયો એ સર્વ આપને ધ્યાનમાં છે. તો પછી જેનાથી મહાન્ પશ્ચાતાપ થાય એવા ક્રોધને ધારણ કરવાનું કારણ શું ? એવા ક્રોધને તો મુમુક્ષુ સજ્જનોએ સો ગજ દૂરથીજ નમસ્કાર કરવા ઉચિત છે. અને એ પ્રમાણેના આચરણમાંજ મુમુક્ષુ પુરૂષનું કલ્યાણ સમાયલુ છે. કેમકે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સર એ છ મ્હોટા શત્રુઓ છે તેને જીતવું એજ સાચા જીજ્ઞાસુ પુરૂષનું કર્તવ્ય છે મુમુક્ષુ મંડળ શ્રવણ કરો.—

१ मनहरवृत्त.

खरेखर खलकमा खेलवुं खांडानी धारे ॥
हशे जे खबरदार, ते खचित खाटशे. ॥.

बोध रुपी बंदूकमां, ज्ञान रुपी गोळा भरी ॥
हरामी छ शत्रुओ जे, हाँशथी हटावशे ॥

शाति आदि सैन्य सजी, देह रंग भूमि विषे ॥
दानरुपी दुन्दुभी वगाडी जेह घुमशे ॥
ब्रह्मऋषि प्रभाकर, तेवा शुरवीर नर ॥
जिवन्मुक्तिना हिचोळामां बेसी झूलशे ॥ २३७ ॥

આ સંસારમા જીજ્ઞાસુ પુરૂષને બહુજ ધ્યાનપૂર્વક વર્ત્તવાનું છે. જ્યાં સુધી કામ ક્રોધાદિ છ શત્રુઓને જીતવામાં આવ્યા નહિ હોય ત્યાં સુધી જીજ્ઞાસુ સાચો શૂરવીર કહી શકાતો નથી. શૂરવીર તો તેજ છે કે જે એ છ શત્રુઓને જીતવામાં સદા સામર્થ્યશીલ હોય છે. રાજેન્દ્ર ! હાલ થોડાજ કાળમાં એક મહારાષ્ટ્ દેશમાં એક મ્હોટા યોગેશ્વર એકનાથ નામે મહાપુરૂષ થઇ ગયા છે. અને તેઓ કેટલા બધા ક્રોધ વિનાના હતા. તત્સબંધી તેમનું કિંચિત્ જીવનવૃત્ત આપને શ્રવણ કરાવું છું તે આપ સર્વ સાધુજન શ્રવણ કરશો.

---

१ श्री ब्रह्मर्षि बावनीः—આ પુસ્તકમા ઉત્તમોત્તમ બાવન મનહર વૃત્તો છે જે ઘણાજ બોધદાયક અને મનન કરવા લાયક છે. આ પુસ્તક માટે “ગુજરાતી” જેવા સુપ્રસિદ્ધ વર્તમાન પત્રોએ અત્યત ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે તથા તે સિવાય મ્હોટા મ્હોટા મહાત્મા પુરૂષોએ આ પુસ્તકની પ્રશસા કરી છે આ પુસ્તકમા પ્રભાકર મહારાજની દર્શનીય સુદર છબી છાપવામા આવી છે કિમ્મત માત્ર બે આના પોસ્ટેજ જૂદુ આ પુસ્તક મુમુક્ષુ માત્રને વાચવા લાયક છે



## ॥ अेकोनचत्वारिंश-सोपान. ॥

### अक्रोधी योगेन्द्र एकनाथ.

उपकारिषु यः साधु साधुत्वे तस्य को गुण ॥
अपकारिषु य साधु स साधु सद्भिरुच्यते ॥ २३८ ॥

**ભાવાર્થ**:—જે પોતાના ઉપકારી પુરૂષોમા સારી રીતે વર્તનાર હોય તો તેના સાધુ પણાનો શો ગુણ છે ? પરતુ જે પોતાને અપકાર કરનાર હોય તેની ઉપર સાધુ પણે વર્તે તેનેજ સત્પુરૂષો સાધુ–સારો માણસ કહે છે.



રાજેન્દ્ર ! મહાત્મા પુરૂષ યોગેન્દ્ર એકનાથ સ્વામીનો જન્મ શાલીવાહન શકે ૧૭૪૦ માં મહાન પવિત્ર શ્રીગોદાવરી નદીના તટ પર આવેલા શ્રી પ્રતિષ્ઠાન્ અર્થાત્ પૈઠણ નામક નગરમાં થયો હતો. તેમના પૂજ્ય પિતાશ્રીનુ નામાભિધાન સૂર્યપંત અને માતુશ્રીનું નામ શ્રી રૂક્મિણિ હતું. તેઓ જ્ઞાતે દેશસ્થ બ્રાહ્મણ હતા. સ્વામી એકનાથને યજ્ઞોપવિત થયા પશ્ચાત્ તેમનાં માતા, પિતા પરલોકવાસી થયા હતા તેથી તેમના લાલન પાલનનો ભાર તેમના પિતામહ ચક્રપાણીના માથે આવી પડયો હતો; ચક્રપાણીને પોતાના વંશની રક્ષાનો સર્વ આધાર આ બાળક ઉપરજ માત્ર આવી રહ્યો હતો. કારણ કે:—તેમને આંધળાની આંખની પેઠે એ-

ઠનો એક લાડકવાયો પુત્ર હતો. અને તેટલા માટેજ તેને લાડમાં તેના પિતામહ ચક્રપાણી એ બાળકને સર્વદા " एकया " કહીને બોલાવતા હતા હતા. તે ઉપરથી તેમનું નામાભિમાન છેવટ પર્યંત " એક્યા " અથવા એકનાથ તરીકેજ પ્રસિદ્ધ થયું હતું.

વત્સ મુમુક્ષુવર્મા ! બાલક એકનાથની બુદ્ધિ બાલ્યાવસ્થાથીજ બહુ તીવ્ર હતી. તથા તેની ચિત્તવૃત્તિ પ્રભુ પરાયણ હતી, અને તેથી તેની બાલ્યાવસ્થાની રમત, ગમત પણ બધી ભગવદ્દભક્તિ પરાયણ હતી. વળી જેવો એ બાળક બુદ્ધિશાળી હતો તેવોજ સદાચારી, નૈષ્ઠિક, વિરક્ત અને સદૈવ અક્રોધ પણે વર્તતો હતો. ઉપનયન સંસ્કાર થયા બાદ તેમણે રૂડે પ્રકારે વેદનુ પણ અધ્યયન કર્યું હતું બાળક એકનાથને શ્રી કૃષ્ણની ભક્તિ ઉપર અત્યંત પ્રેમ હતો, તથા બ્રહ્મવિદ્વરિષ્ઠ જનાર્દન નામક એક મહાન જ્ઞાની બ્રાહ્મણ દ્વારા તેણે બ્રહ્મ વિદ્યાનું પણ સારૂં જેવું ગ્રહણ કર્યું હતુ એકનાથને સંસાર ઉપર પ્રીતિ ન હતી જેથી તેમનું અંતકરણ સદા વિરક્ત રહેતું હતું તેથી તેમને વિવાહ કરવાની પણ ઈચ્છા થતી ન હતી. પરંતુ પિતામહ ચક્રપાણીના આગ્રહથી તેમણે ગિરિજાબાઇ નામની એક સુશીલ સદ્દગુણી બ્રાહ્મણીની સાથે પોતાનુ લગ્ન કર્યું. હતું. તેમનાથી તેમને હરિપંડિત નામે એક પુત્ર અને લીલાબાઇ નામની એક પુત્રી એ પ્રમાણે બે સંતાન ઉત્પન્ન થયા હતાં. એ લીલાબાઇને મુક્તેશ્વર નામક પુત્ર હતો જે મહારાષ્ટ્ર દેશમાં એક સમર્થ વિદ્વાન્-કવિ તરીકે પ્રસિદ્ધ પુરૂષ થઇ ગયો છે યોગેન્દ્ર એકનાથ સાસારિક ખટપટમાં પડયા છતાં પણ વિષયાદિકમાં તેઓ આશક્તિ રાખતા ન હતા. પરંતુ પોતાના પ્રથમ નિયમ પ્રમાણેજ ઇશ્વર ભક્તિ તથા ધર્મધ્યાન કરતા હતા. તેમણે પોતાની ભગવદ્દ ભક્તિની અપૂર્વ ઉત્તમ શક્તિથી લોકોને અનેક ચમત્કારો બતાવ્યા હતા જે મહારાષ્ટ્ર દેશમાં સર્વ પ્રકારથી પ્રસિદ્ધ છે.

યોગેન્દ્ર એકનાથ સ્વામીએ પાષાણના નંદિકેશ્વર પાસે તૃણ (ઘાસ) ખવરાવ્યું હતું એવી લોક માન્યતા છે વળી હરિકીર્તન કરવામાં એકનાથ સ્વામીનું વ્યાખ્યાન અત્યંત ચિત્તાકર્ષક હતું. તત્સ-

બંધે લોકવાયકા દ્વારા એમ કહેવાય છે કે-એકનાથ સ્વામીને ચાલુ વ્યાખ્યાનમાં સ્મરણ કરાવવા તથા તાલ અને સૂર બતાવવા માટે શ્રી કૃષ્ણ ભગવાન્ સાક્ષાત્ બ્રાહ્મણના વેષે તેમની પાસે રહેતા હતા. વળી કોઇ એક સમયે તેમના પૂજ્યપાદ સદ્‌ગુરૂ જનાર્દન મહારાજની પુણ્ય તિથિ પ્રસંગે તેમને કેટલુંક કરજ થયું હતું. તે શ્રી વિઠ્ઠલનાથ ભગવાને બારોબર વાળ્યું હતું. વળી કોઈ એક પ્રસંગે પેંડણ નગરનો એક સદ્‌ગૃહસ્થ કાશીની યાત્રાએ જતી વેળાએ પોતાનો પારસમણિ એકનાથ સ્વામીને ત્યા મૂકવા સારૂ આપી ગયો-હતો, તે ગૃહસ્થ યાત્રા કરીને જ્યારે પાછો આવ્યો ત્યારે તે પારસમણિ લેવા માટે એકનાથ સ્વામીની પાસે ગયો એ પ્રસગમાં લોક ચર્ચા રૂપે વદાય છે કે:—સ્વામી એકનાથે ગંગાનદીમાંથી એવા અનેકાનેક પારસમણિઓ લાવીને તે ગૃહસ્થને બતાવ્યા હતા અને જણાવ્યું હતું કે:—આમાથી જે આપના પારસમણિ હોય તે ઓળખીને લઈ લ્યો! આ પ્રમાણેનો અદ્‌ભૂત ચમત્કાર જોઈને તે ગૃહસ્થ તો દિગ્‌મૂઢ જેવો થઇ ગયો અને તેથી સ્વામી એકનાથને પુનઃ પુનઃ દંડવત્નમસ્કાર કરવા લાગ્યો એ પ્રમાણે સ્વામી એકનાથના ચમત્કારોની ચર્ચાઓ અનેક પ્રકારે મહારાષ્ટ્ર દેશમાં ચાલી રહેલી સાંભળવામા આવે છે એ સર્વ ચમત્કારો સંબંધી સત્કીર્તિ જે ફેલાઇ રહી હતી તેનું મૂખ્ય કારણ એ હતું કે તેમનામા ક્રોધનો યત્કિંચિત્ પણ અંશ ન હતો. અર્થાત્ તેઓ ક્યારે પણ ક્રોધ કરતા નહિ. તેમની હયાતીમા કેટલાક કપટી લોકો તેમને અનેક પ્રકારે કષ્ટ દેવા લાગ્યા હતા. તથાપિ તેઓ ક્યારે પણ ક્રોધિત થયા ન હતા અને એવા ક્ષમાના સમુદ્ર હોવાથીજ તેમનુ મહાત્મ્ય મહારાષ્ટ્ર દેશમાં ફેલાઈ રહેલું જોવામા આવે છે. તેઓ કેટલા બધા શાંત હતા તે તેમના જીવનચારિત્રમાંના આ એક ચારિત્ર્યથી આપને સમ્યક્ પ્રકારે જાણવામાં આવશે

કોઇ એક સમયે યોગેન્દ્ર એકનાથ સ્વામી પવિત્ર ગંગા નદિમાં સ્નાન કરી પોતાના આશ્રમ પ્રત્યે આવતા હતા. માર્ગમાં કોઈ એક દુષ્ટ મ્લેચ્છ તેમના ઉપર થુંક્યો, તેથી મહાત્મા એકનાથ સ્વામી પુનઃ ગંગા નદીમાં સ્નાન કરવા પધાર્યા. સ્નાન કરીને ફરી

ત્યાંથી નિકળ્યા એટલે તે દુષ્ટ મ્લેચ્છ પણ ફરીને યોગેન્દ્ર એકનાથ સ્વામી ઉપર થુંક્યો તેથી ફરી તેઓ ગંગા નદીમાં સ્નાન કરવા ગયા. એ પ્રમાણે તે દુષ્ટ મ્લેચ્છ જાણી જોઇને યોગેન્દ્ર એકનાથ સ્વામી ઉપર સીત્તેર ( ૭૦ ) વખત થુક્યો. અને તેથી સ્વામી એકનાથ સીત્તેર વખત પુનઃ ગંગા નદિમાં સ્નાન કરવા ગયા. પરંતુ તે દુષ્ટ મ્લેચ્છના ઉપર લવલેશ પણ ક્રોધીત થયા નહિ. અંતિમ્ ઇકોત્તેર ( ૭૧ ) વખતે સ્વામી એકનાથ જ્યારે સ્નાન કરીને પુનઃ પધાર્યા ત્યારે તેમને આવી અનૂપમ ક્ષમા શક્તિ જોઇને તે મહાન્ દુષ્ટ મ્લેચ્છ પણ સ્વામી એકનાથના ચરણ કમલમાં નમસ્કાર કરી તેમને શરણ થઇ નિચે પ્રમાણે કહેવા લાગ્યોઃ—

" મહાત્મન્ ! આપની સમાન શાંત કયો પુરૂષ હોઇ શકે એમ છે ? અહો ! જેના ઉપર જાણી જોઇને હું સીત્તેર વખત થુંક્યો તો પણ ત્હમને બિલ્કુલ ક્રોધ થયો નહિં; હે જ્ઞાનના ભંડાર રૂપ યોગી રાજ ! આપની આવી શાંત વૃત્તિની હું કયા શબ્દો દ્વારા પ્રશંસા કરૂ ! અરે ! મ્હારા જેવા નીચ વૃત્તિવાળા પામર પુરૂષ ઉપર પણ કેટલી બધી દયા ! સ્વામી એકનાથ મહારાજ ! મને ક્ષમા કરો. ક્ષમા કરો.

રાજેન્દ્ર મુમુક્ષુવર્મા ! એ પ્રમાણે એક દુષ્ટ મ્લેચ્છ પણ શરમાઇ જઇને સ્વામી એકનાથની પાસે કાલાવાલા કરવા લાગ્યો. આ બધો પ્રતાપ કોનો ? હૃદયાકાશમાંથી પ્રતિધ્વનિ થાય છે કે આ બધો પ્રતાપ અક્રોધ સ્વભાવ અપૂર્વ ક્ષમા શક્તિનો. મહાત્મા એકનાથ મહાન્ શાંત સ્વભાવના હોવાથી તે મલેચ્છને ક્ષમા કરી પોતાના આશ્રમ પ્રત્યે પધાર્યા. યોગેન્દ્ર એકનાથ સ્વામીએ ઘણા ઉત્તમોત્તમ ગ્રંથો રચ્યા છે. તેઓ જ્યારે દેવગઢમાં નિવાસ કરતા હતા ત્યારે તેમના સદ્ગુરૂ જનાર્દનની આજ્ઞાથી તેમણે ચતુઃશ્લોકી ભાગવત ઉપર ટીકા લખી હતી. ત્યાર પછી શ્રીમદ્ ભાગવત ઉપર ટીકા લખવા માંડી હતી તેમાંની પ્હેલી પંચાધ્યાયી તેમણે પૈઠણમાંજ પૂર્ણ કરી હતી. તથા અવશિષ્ટ ભાગ શ્રી કાશીપુરીમાં જઇને શકે ૧૪૯૫ માં સમાપ્ત કર્યો હતો, લોક વાયકા એ સંબધમાં એ પ્રમાણે સંભળાય છે કેઃ— યો-

ગેન્દ્ર એકનાથ સ્વામી જ્યારે ભાગવત ઉપર ટીકા લખતા હતા ત્યારે કેટલાક પાખંડીઓએ તેમની સાથે કપટ કરી એ પુસ્તક તે કપટીઓ-એ ગંગા નદીમાં નાંખી દીધું હતું; પરંતુ જગદુધ્ધારિણી ગંગાજીએ દર્શન આપીને એ પુસ્તકનો બચાવ કર્યો હતો. અને જે પાખંડી-ઓએ તેમની સાથે છળ કપટ કર્યો હતો તે પાખંડીઓએજ એ પુ-સ્તકનો ભારે ભભકાથી વરઘોડો કાઢીને એ પુસ્તકનું પૂજન કર્યું હતું. ત્યારથી એ ગ્રંથની બહુ માન્યતા થઇ હતી. એ ગ્રંથ. " **श्रीमद् एकनाथी भागवत** " ને નામે સંસારમાં પ્રસિદ્ધ છે. તદુપરાંત તેમણે " **श्री रूक्मिणि स्वयंवर** " " **आनंदलहरी**," **श्री शिवलीलामृत** "**रामगीता**" " **एकनाथी रामायण**" " **हस्तामलकटीका** " અને **शुकाष्टक** ઉપર " **स्वात्मसुख** " નામની ટીકા ઇત્યાદિ અનેક સદ્ગ્રંથો તેમણે મહારાષ્ટ્ર ભાષામાં રચેલાં છે. તથા ભગવદ્ ભક્તિ સંબંધી અને વિવિધ સદ્બોધ સંબંધી પણ યોગેન્દ્ર એકનાથ સ્વામીએ કેટલાંક છુટાં છુટાં અભંગો, પદો, તથા હિન્દી ભાષામાં પણ કેટલીક પ્રસ્તાવિક કવિતાઓ રચેલી છે. મહાત્મા જ્ઞાનદેવે કરેલી " **જ્ઞાનેશ્વરી** " નામની ટીકા જે ગુપ્ત હતી તે એજ મહા પુરૂષના પ્રભાવથીજ પ્રસિદ્ધિમાં આવી હતી. અર્થાત્ તે જ્ઞાનેશ્વર ટીકાને સ્વામી એકનાથેજ શોધી કાઢીને શાકે ૧૫૦૬ માં પ્રસિદ્ધ કરી હતી. એ પ્રમાણે યોગેન્દ્ર એક નાથ સ્વામીનું જીવનવૃત્ત અત્યંત વિસ્તારવાળું છે પરંતુ તેઓ અત્યંત શાંત સ્વભાવના હતા અને એ ગુણથીજ તેઓ સર્વત્ર સત્કા-રને પ્રાપ્ત થયા હતા

પ્રિયવર મુમુક્ષુવર્મા ! આ યોગેન્દ્ર એક નાથ સ્વામીના જીવન-વૃત્તમાંથી આપને સમ્યક્ પ્રકારે જાણવામાં આવ્યું હશે કે જે જી-જ્ઞાસુના અંતઃકરણમાં ક્રોધ ઉત્પન્ન થતો નથી તે જીજ્ઞાસુ કેટલી બધી મહત્તાને પ્રાપ્ત થાય છે માટે તમારે પણ કોઇ દિવસે ક્રોધ કરવો નહિ. સર્વથા ક્રોધથી દૂર રહેવું જેવી રીતે ક્રોધથી દૂર રહેવું એવી રીતે લોભથી પણ દૂર રહેવું જોઇએ. માટે હવે હું આપને લોભ સંબંધી લાલચુદાસ વૈશ્ય અને નિસ્પૃહી નિરજન શર્માની કથા કહું છું તે શ્રવણ કરશો.




## लालचुदास वैश्य अने निस्पृही निरंजनशर्मा.

રાજર્ષિ મુમુક્ષુવર્મા ! પ્રાચીનકાળમાં કુન્દરપુર નામક નગરમાં કોઇ એક લાલચુદાસ વૈશ્ય અને નિસ્પૃહી નિરંજન શર્મા નામે બ્રાહ્મણ રહેતા હતા લાલચુદાસ વૈશ્ય ધનાઢય હોવા છતાં પણ મહાન્ લોભી લાલચુ હતો. અને તેથી આખા નગરમાં તે લાલચુદાસના ઉપનામથીજ ઓળખાતો હતો અને નિસ્પૃહી નિરંજન શર્મા બિલકુલ ગરીબ હોવા છતા પણ તે નિસ્પૃહી થઈ પોતાનું જીવન ગાળતો હતો. હવે લાલચુદાસ વૈશ્ય અને નિસ્પૃહી નિરંજન શર્મા એ બન્ને દરરોજ કુન્દરપુરની પશ્ચિમ દિશામા નદીના તટ ઉપર આવેલા એક ચમત્કારિક ચંદ્રશેખર નામક શિવાલયમાં દર્શન કરવા જતાં હતા; ત્યાં લાલચુદાસ દરરોજ મહાદેવના દર્શન કરીને " હે મહાદેવ ! મને એક હજાર મુદ્રિકાઓ ( રૂપઆ ) આપો, એ પ્રમાણે યાચના કરતો હતો. અને નિસ્પૃહી નિરંજનશર્મા પોતાના બ્રાહ્મણકુળ ધર્માનુસાર વેદોક્ત રીતિ પ્રમાણે ષોડશોપચારથી સદાશિવ મહાદેવનું પૂજન કરી દર્શન કરીને–હે કૈલાસાધિપત મહાદેવ ! મને આપની અખંડ ભક્તિ આપો " એ પ્રમાણે ભાવપૂર્વક દિન પ્રતિદિન યાચના કરતો હતો આથી સર્વવ્યાપક સર્વાંતર્યામી સદાશિવ એક દિવસ પોતાના પરમપ્રિય પુત્ર ગણેશના પ્રત્યે કહેવા લાગ્યા કે:—હે ગજાનન ! સં-

સારમાં કેવા પ્રકારના લોભી હોય છે અને કેવા પ્રકારના નિસ્પૃહી હોય છે. એ આપને જોવામાં આવ્યું કે ! પ્હેલો લાલચુદાસ વૈશ્ય આપણાં દરરોજ દર્શન કરવા આવે છે કે અને દરરોજ એક સહસ્ર રૂપિઆની યાચના કરે છે એ કેવો નરાધમ છે ! કેમકે તે ધનાઢ્ય છે. તેમ છતા આપણા નિમિતે કયારે ભૂલે ચૂકે એક પાઈ સુદ્ધાંત પણ ખરચ કરતો નથી. અને ઉલટું હજારો રૂપિઆની યાચના કરે છે; અને બિચારો નિસ્પૃહી નિરજન શર્મા કે જે દીન છે. છતાં પણ દિન પ્રતિદિન આપણી અખંડ ભક્તિનીજ યાચના કરે છે. અને એ પ્રમાણે કરતાં લગભગ ત્રણ વર્ષ જેટલી મુદત થવા આવી છે. હવે વિચારવાનું એ છે કે:-તે બિચારો અત્યંત ગરીબ છે અને તેને એકાદ માસમાં તેની પુત્રીના લગ્ન કરવા છે. એક પૈસો પણ તેની પાસે સિલકમાં રહેતો નથી. એવી સ્થિતિ છે છતાં પણ કોઇ દિવસ યાચના કરતો નથી માટે એની પુત્રીના લગ્ન માટે એને કંઇ પ્રબધ કરી આપવો જોઇએ અર્થાત્ આ કુન્દરપુરમાના કોઇ પણ સદ્ગૃહસ્થના અતઃકરણમા પ્રવેશ કરી એક સહસ્ર રૂપિઆ નિરંજન શર્માને અપાવવા જોઇએ એ પ્રમણે મહાદેવના વચન શ્રવણ કરીને ગણુપતિ કહેવા લાગ્યાઃ—પૂજ્યપાદ પિતાજી ! આ આપનો વિચાર સર્વોત્તમ છે કારણ કે તે નિરજન શર્મા બિચારો અત્યંત ગરીબ છે અને તેના ઉપર ખરચ આવી પડયો છે તેનો પ્રબંધ જો આપણે નહિ કરીએ તો બીજો કોણ કરનાર છે ? માટે આવતી કાલે મકરસંક્રાન્તિ છે તેથી કુન્દરપુરના કોઇ પણ ધનાઢય ગૃહસ્થના અંતઃકરણમાં નિવાસ કરીને એક હજાર રૂપિયા નિરજન શર્માને અપાવવા જોઇએ એવી મારી પણ ઇચ્છા છે " એ વાકય ગણપતિ બોલતા હતા તે સમયે લાલચુદાસ વૈશ્ય દર્શન કરવા આવ્યો અને " આવતી કાલે એક હજાર રૂપિયા નિરંજન શર્માને જરૂર અપાવવા જોઇએ. " એટલાં વાકય લાલચુદાસને સાંભળવામાં આવ્યાં લાલચુદાસ વૈશ્યને મંદિરમા દર્શન કરવા આવતો જોઇને શકર અને ગણુપતિ વાર્તાલાપને મૂકી શાંત થયા રાજેન્દ્ર ! લાલચુદાસ વૈશ્ય તો એ વચન સાંભળીને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ—આવતી કાલે મકરસંક્રાન્તિ છે. અને ગણપતિના કહેવા પ્રમાણે નિરંજન

શર્માને કાલે જરૂર એક હજાર રૂપિયા મળશે, કારણ કે દેવતાઓની વાર્તા સત્ય થાય છે માટે અહીંથી બારોબાર નિરંજન શર્માને ઘેર જઇ તેની સાથે આવતી કાલની પેદાશ માટે તેને થોડું ઘણું નિયમ બાંધી આપી બાકીના સર્વ રૂપિઆઓ હું મેળવી લઉં; ઇત્યાદિ વિચાર કરીને નિરંજન શર્માની પાસે આવીને નિચે પ્રમાણે કહેવા લાગ્યો.હે હે નિરંજન શર્મા ? આપને હું નમસ્કાર કરૂં છું. નિરજન શર્મા તો લાલચુદાસ વૈશ્યના મુખમાંથી આ વાક્ય શ્રવણ કરીને પોતાના મનમાં આશ્ચર્ય પામવા લાગ્યો કેઃ—અહો ! લાલચુદાસને આજે કેટલાંક વર્ષો થયાં હુ જોઉંછુ છતાં કયારે પણ મને પગે લાગ્યો નથી અને આજે આટલા બધા ભાવથી નમસ્કાર કરે છે એનું કારણ શું ? પરંતુ પછી વિચાર્યું કે હશે. એટલામાં લાલચુદાસે જણાંવ્યું કેઃ—મહારાજ ! "આવતી કાલે મકરસંક્રાન્તિ છે તેથી તમે કુન્દરપુરમાં સંક્રાન્તિ માગવા જશો તે સંબંધીમાં હુ આપને જણાવું છું। કે આવતી કાલના સવારના ચાર વાગ્યાથી લઇને રાતના દશ વાગ્યા સુધી જે કંઇ તમારી પેદાશ થાય તે તમે મને આપજો અને તેના બદલામાં હું આપને પચાશ રૂપિઆ આપીશ એ પ્રમાણે લાલચુદાસ વૈશ્યનાં વચન સાંભળીને નિસ્પૃહી નિરંજન શર્મા કહેવા લાગ્યો. શેઠજી ! સંક્રાન્તિમાં તે મને શું મળનાર છે ! બે ચાર વસ્ત્ર થોડી ઘણી ખીચડી, શેર બેશેર ઘૃત. અને પાંચ દશ મૃતિકાના પાત્ર મળશે તેના બદલામાં તમે પચાશ રૂપિયા આપવા તૈયાર થયા છે એનું કારણ શુ ? વળી અમને દાન રૂપે મળેલા વસ્ત્ર, ખીચડી, ઘૃત અને મૃતિકાના પાત્રોને તમે શું કરશો ? શેઠજી ! બીજું તો ઠીક પણ અમને જે દાન આપવામાં આવે તે અમે તમને વેચાતું કેવી રીતે આપી શકીએ ? " એ પ્રમાણે નિરંજન શર્માનાં વચન સાંભળીને લાલચુદાસ કહેવા લાગ્યોઃ—મહારાજ ! મારે એક પૈસાની પેદાશ થાય તેમાં તમને શું અડચણ છે ? જો પચાશ આપને ન પરવડે તો એક સો રૂપિયા રોકડા આપીશ. એ પ્રમાણે કરતાં કરતાં બરાબર પાંચશો રૂપિયા દેવાને લાલચુદાસ તૈયાર થયો અર્થાત્ લાલચુદાસે પોતાના મનમાં વિચાર કર્યો કે પાંચશો રૂપિઆ આપીશ તો પણ પાંચશો રૂપિઆ

તો મને બચશે ! એ પ્રમાણે નિશ્ચય કરી આવતી કાલના સવારના ચાર વાગ્યાથી લઇને રાતના દશ વાગ્યા સુધી જે કંઇ નિરંજન શર્માની પેદાસ થાય તે લાલચુદાસ વૈશ્યને આપી અને તેના બદલામાં લાલચુદાસ વૈશ્ય નિરંજન શર્માને પાંચસે રોકડા રૂપિઆ આપે. એ પ્રમાણે ઠરાવ કર્યો. એટલુંજ નહિ પરંતુ શબ્દથી સંતોષ ન પામતાં લાલચુદાસે કુન્દન-પુરમાંના ચાર પાંચ સદ્‌ગૃહસ્થોને તેડાવી અને વ્યાવહારિક રીતિ પ્રમાણેનો લેખ લખાવી લીધો એ પ્રમાણે ઠરાવ કરી લાલચુદાસ પોતાને ઘેર ગયો અને આવતી કાલે પાંચસેં રૂપિઆ મળશે એ વિચારમાં નિદ્રાધિન થયો નહિ. પ્રાતઃકાળના બરાબર લાલચુદાસ, ત્રણ વાગે ઉઠીને નિરંજન શર્માને ઘેર જઇ તેને ઉઠાડયો અને તેને તેજ સમયે સ્નાન ધ્યાન, પાઠ, પૂજનથી નિવૃત કરાવીને તૈયાર કર્યો. અને તેની સાથે સંક્રાન્તિ માંગવાને પોતે પણ ચાલતો થયો.

## લોભની અજબ લીલા.

રાજેન્દ્ર ! લોભી મનુષ્ય કીર્તિ કિમ્વા અપકીર્તિને પણ જોતો નથી કેમકે લોભીજન તો યેનકેન પ્રકારેણ પોતાનો સ્વાર્થ સમ્પાદન કરવામાંજ સર્વદા ઉદ્યત રહે છે. પછી ભલે સંસારમાં તેની નિન્દા થાઓ કિંવા સ્તુતિ થાઓ પણ લોભી જીવો લોભમાં અંધ બની જાય છે.

હવે લાલચુદાસ વૈશ્ય નિરંજન શર્માની સાથે સંક્રાન્તિ માંગવા કુન્દરપુરમાં ફરવા લાગ્યો. નિરંજન શર્માને તો એક સદ્‌ગૃહસ્થને ત્યાં ભોજન કરવા માટે આમત્રણ આવ્યુ તેથી ત્યાં જમવા બેઠા પરંતુ લાલચુદાસ વૈશ્ય તો આખો દિવસ રૂપિઆની લાલચે જમ્યો પણ નહિ, અને એમ કરતાં રાતના બરાબર દશ વાંગ્યાનો સમય થયો પરંતુ તેટલા સમયમાં તો નિરંજન શર્માને માત્ર ત્રણ ધોતીઆં, ચારથી સાડાચાર શેર ઘૃત; તથા લગભગ સાડી સાત પાલી ખીચડી અને એકવીસ તિલના લાડુ પ્રાપ્ત થયા તેને જોઇને આ લાલચુદાસ વૈશ્ય તો ગાભરો જેવો બની ગયો અને કંઇ પણ વળ્યું નહિ એથી ક્રોધમાં આવી જઇને અર્ધગાંડા જેવો બની ગયો; અને તરતજ ઠરાવ પ્રમાણે રૂપિઆ પાંચસો ગણવા પડયા તેથી ઓરો જેવો તાપ

ચ્હડી આવ્યો. એ પ્રમાણે રૂપિઆ પાચસેં તો નિરંજન શર્માને આ-પવા પડયા. જેથી અત્યંત ક્રોધમા આવી જઇને લાલચુદાસે વિચાર કર્યો કે આ સર્વ રૂપિઆ આપવા પડયા તે જ્યારે પેલા ગણપતીના વચન ઉપર વિશ્વાસ રાખ્યો ત્યારે; માટે એવા જૂઠા દેવતાને કોણ માને, અને એવા જૂઠા બોલનાર દેવતાને તો લાતજ મારવી જોઇએ તેથી એકદમ ક્રોધથી રાતોચોળ થઇને તરત ચન્દ્રશેખર મંદિર તરફ જવા લાગ્યો. હવે રાતના દશ વાગી ગયા ત્યારે મંદિરમા ગણપતિ પણ પોતાના પિતા મહાદેવજીને કહેવા લાગ્યા—પિતાજી ! પ્હેલા નિરંજન શર્માને તો આજે હજાર રૂપિઆ અપાવવા એવો આપણો નિશ્ચય હતો પરંતુ રૂપિઆ તો હજાર મળ્યા નહિ માત્ર પાચસે રૂપિઆ મળ્યા છે. છે. તેથી શું આપણી વાર્તા પણ અસત્ય થશે ? આ પ્રમાણે ગણપતિના વચન શ્રવણ કરી મહાદેવ કહેવા લાગ્યા — પુત્ર ! અદ્યાવાધ તો એવુ બન્યુ નથી છતા શુ થાય છે ! એ જોઇશું. આ પ્રમાણે વાર્તા લાપ કરીને શાંત થયા થોડીવાર પછી લાલ-ચુદાસ વૈશ્ય ક્રોધથી લાલચોળ થતો ચન્દ્રશેખર મંદિરમા આવ્યો અને પરબારો ક્રોધમાને ક્રોધમાંજ મંદિરના દ્વાર આગળ ગણપતીની મૂર્તિ બિરાજમાન થઇ રહી હતી તેને લાત મારવા લાગ્યે :—રાજેન્દ્ર મુમુક્ષુ ! લાલચુદાસે જેવી લાત મારવાને ઉંચી કરી તેવી લાત સહિત લાલચુદાસ ત્યાંને ત્યાંજ સ્તંભિત થઇ ગયો અને ટાંગ જરા પણ હાલ કે ચાલે નહિ તેથી મહાન્ વિસંથન થવા લાગ્યો:—એટલામાં મંદિરમાંથી અકસ્માત્ વાણી થઇ કેઃ–અરે મંદમતિ લાલચુદાસ વૈશ્ય ! તું મહાન્ લોભી અને નીચ છે. અરે દુષ્ટ! દ્રવ્યના લોભથી તુ ભગવત્ સ્વરૂપ ગણપતિની પરમ પૂજ્ય મૂર્તિ કે જેનું પૂજન સમગ્ર દેવતાઓથી અગ્ર થાય છે તેને લાત મારવાને તત્પર થયો ! કૃતઘ્ની ! હવે અહીંથી એક ડગલું પણ તું ડગી શકવાનો નથી. આ પ્રમાણે મંદિરમાંથી નિકળેલી વાણી શ્રવણ કરી લાલચુદાસ એકદમ ગભરાઇ કહેવા લાગ્યો કેઃ—હે ભોળાનાથ ? હુ ખરેખર ભૂલ્યો ! માત્ર દ્રવ્યના લોભથી આજે ન કરવાનુ કાર્ય તે મેં કર્યું ; પરંતુ હવે મારા ઉપર કરૂણા કરીને મારો ઉદ્ધાર થાય તેવો માર્ગ મને બતાવો

રાજેન્દ્ર ! તમે જાણોછો કે સદાશિવ મહાદેવ ભોળા છે. તેથી શંકર ભગવાનને લાલચુદાસના આવા કાલાવાલા સાંભળી દયા ઉત્પન્ન થવા લાગી અને તેથી પુનઃ મંદિરમાંથી શબ્દ થયો કે, લાલચુદાસ ! ત્હારો ઉદ્ધાર–છુટકો થવાનો હાલમાં એક જ માર્ગ છે અને તે એ છે કે, પેલા નિરંજન શર્માને તેં રૂપિઆ પાંચસેં આજે આપ્યા છે તેને હજી પણ તારે રૂપિઆ પાંચસેં બીજા ભક્તિપૂર્વક આપવા; અને તે હમણાંજ આપવા જોઇએ. અર્થાત્ અહીંથી જઇનેજ આપવા અત્ર કબુલ થાય તોજ તું તારે ઘેર પ્હોંચવાનો છે તે સિવાય તું અહીંથી એક ડગલું પણ ભરી શકે તેમ નથી અને એટલુ દંડ પણ ત્હારા ઉપર કરૂણા કરીને કરવામાં આવે છે.

એ પ્રમાણે વાણી સાંભળીને લાલચુદાસ વૈશ્યે તત્કાલ બીજા પાંચસેં રૂપિઆ આપવાની મન્દિરમાં મહાદેવની સમક્ષ ઉચ્ચ સ્વરે પ્રતિજ્ઞા કરી અને તેથી તેની ટાંગ પૂર્વની પ્રમાણે હાલવા ચાલવા લાગી.

રાજેન્દ્ર ! ત્યાર પછી લાલચુદાસ વૈશ્ય તત્કાળ પોતાને ઘેર આવી રૂપિઆ પાંચસેં બીજા લઇને રાત્રીના બરાબર બાર વાગે નિરંજન શર્માને ત્યાં જઈ તેને ભર નિદ્રામાંથી જાગૃત કરીને ગણી આપ્યા. **વત્સમુમુક્ષુ** ! આ દ્રષ્ટાન્તથી અત્યંત લોભી પુરૂષની તથા લોભથી રહિત પુરૂષની કેવી સ્થિતિ થાય છે એ આપને રૂડે પ્રકારે જાણવામાં આવ્યું હશે. હવે હુ આપને—મોહ સંબંધી કહુંછું તે શ્રવણ કરશો.

---

**મોહઃ**—વિષે વિશેષ જાણવાની ઇચ્છા હોય તો **ઋષિ પ્રભાકર** વિરચિત, " **રાજર્ષિ મોહજીત** " નામક પુસ્તક જે અમારા તરફથી હાલમાજ છપાઇને બ્હાર પડેલ છે તે પ્રત્યેક્ મુમુક્ષુને એક વખત અવશ્ય વાચવા લાયક છે " **રાજર્ષિ મોહજીત** " પુસ્તકમાં જે મોહ સંબધી લેખ લખવામા આવેલ છે તે અત્યત રસાત્મક છે મૂલ્ય માત્ર બે આના. પોસ્ટેજ જૂદુ.



## अकचत्वारश–सोपान.

### मोह–महिमा. ( राजर्षि भरत अने मृगबाल. )

**संमोहात् स्मृति विभ्रमः**

મોહથી સ્મૃતિમા વિભ્રમ ઉત્પન્ન થાય છે. ( ભગવદ્ ગીતા )

**मोहं त्यक्त्वाऽत्मानं पश्यत कोहम्**

મોહનો ત્યાગ કરી " હુ કોણ્ છુ " એમ આત્માને જો

( શંકરાચાર્ય )




યવર મુમુક્ષુવર્મા ! જે જીજ્ઞાસુને પરમપદ પામવાની અભિલાષા છે, જેના અંતઃકરણમાં કૈવલ્ય ધામની કામના છે તે જિજ્ઞાસુ આ સંસારમાંના કોઇ પણ પદાર્થ ઉપર મોહ રાખતો નથી. કારણ કે મોહ છે એજ બંધન રૂપ છે અને નિર્મોહ છે એજ મોક્ષ રૂપ છે. એ પ્રમાણે સમગ્ર સચ્છાસ્ત્રોનો સર્વ માન્ય સિદ્ધાન્ત છે. માટે મુમુક્ષુમંડળે સદાસર્વદા નિર્મોહપણે આ સંસારમાં વર્તવુ જોઇએ. જેવી રીતે કમલ જલમાં રહે છે છતાં પણ જેમ જલથી કમલ લેપાયમાન થતો નથી તેવી રીતે મુમુક્ષુ પુરૂષોએ આ સંસારમાં રહેવું ઉચિત છે. કોઇપણ પદાર્થથી લેપાયમાન થવું નહિ એમાંજ અધિકારી જનનું શ્રેયસ્–કલ્યાણ છે. રાજેન્દ્ર ! પ્રાચીનકાળમાં થઈગયેલા મ્હોટા મ્હોટા દેવર્ષિઓ, મહર્ષિઓ, બ્રહ્મર્ષિઓ, અને રાજર્ષિ-

ઓના જીવનવૃત્તાનું અવલોકન કરતાં સ્પષ્ટતયા જાણવામાં આવે છે કે તેઓ જેટલી બધી ઉન્નતિને પ્રાપ્ત થયા હતા. તે સર્વ નિર્મોહાવૃત્તિ ઉપરજ નિર્ભર હતું અને જેણે જેણે નિર્મોહવૃત્તિને ધારણ કરી હતી તેઓજ પરમાત્માના પરમ કૃપાપાત્ર બન્યા હતા. : વત્સ મુમુક્ષુવર્મા ! વિશેષ તો શું પરંતુ થોડો મોહ પણ કેટલું બધું નુકસાન કરે છે તે આપને આ નિચેના દ્રષ્ટાંત ઉપરથી ધ્યાનમાં આવશે.

## રાજર્ષિ ભરત અને મૃગબાલ.

વત્સ ! પૂર્વે આ આપણા ભરત ખંડનું નામ અજનાભ ખંડ હતું પરતુ મહાન્ પ્રતાપશાલી રાજર્ષિ ભરતજી થયા; તેમના પ્રતાપથી જે તેમના સ્મારક રૂપે અજનાભ ખડ નામના સ્થાને આ ભરતખંડ કહેવાય છે, એ રાર્જાર્ષ ભરત વૃદ્ધાવસ્થાએ પોતાનું સમગ્ર સામ્રાજ્યપદ નો તૃણવત્ ત્યાગ કરી, ગંડકી નદીના તટ ઉપર શ્રી વિષ્ણુ ભગવાનનું આરાધન કરવાને ગયા; ત્યાં કેટલાક દિવસ પર્યંત શ્રી વિષ્ણુ ભગવાનનું અર્ચન, પૂજન વિગેરે કરવા લાગ્યા. પ્રસંગવશાત્ દૈવેચ્છાથી એક દિવસે ત્યાં કારણ એ બન્યું કે કોઇ એક સગર્ભા મૃગલી ત્યાં ગંડકી નદીમાં પાણી પીવાને માટે આવી હતી. તે મૃગલી નદીમાંથી પાણી પીતી હતી એ અવસરમાંજ કોઇ એક વનરાજ-સિંહ ત્યાં આવી ચ્હડયો. અને તેણે ત્યાં ગગનભેદક ગર્જના કરી તેથી તે મૃગલી ભય ભીત થઇને કુદકો મારી પલાયન કરવા લાગી. એ પ્રસંગમાં તે મૃગલીના ગર્ભનો પાત થયો અને આવા અઘોર અરણ્યમાં આ મૃગબાળકનું કોણ પોષણ કરશે ? એ પ્રમાણેની દયાવૃત્તિથી, રાજર્ષિ ભરતજી તે મૃગબાલને પોતાના આશ્રમમાં તેડી ને તેનું સમ્યક્ પ્રકારે પ્રતિપાલન કરવા લાગ્યા; અને નિત્ય પ્રતિના મૃગબાલના સહવાસથી તેમને મૃગબાલ ઉપર મોહ થવા લાગ્યો. અને થોડા દિવસ પછી તો તે મૃગબાલનો એક ક્ષણ પણ વિયોગ સહન કરી શકતા નહિ, એવા મોહ પાશમાં સપડાઇ ગયા. કેટલાક મહિના બાદ આ મૃગ બાલ હરવા ફરવા લાગ્યો. અને પછી એક દિવસે વનમાં ફરતાં ફરતાં કયાંક દૂર નિકળી ગયો. આથી રાજર્ષિ ભરતને બહુજ દુઃખ વેઠવું પડયું. અને તેથી અઘોર અરણ્યમાં મૃગબાલનું સંશોધન કરવા લા-

ગ્યા. આખો દિવસ રઝળ્યા, ભટક્યા તથાપિ મૃગબાલક તો પ્રાપ્ત થયો નહિ એટલામાં રાત્રી થઇ જવાથી સમગ્ર સંસારને શિતલતા આપનારો ચંદ્ર ઉદય થયો તેથી ચંદ્રમાં મૃગચિન્હને જોઇને રાજર્ષિ ભરત ભ્રમિત થઇ ગયા અને જાણે પોતાનો મૃગબાલ ચંદ્રમા ચોરી ગયો હોય તે પ્રમાણે તેમને તિરસ્કારના કેટલાંક વચનો કહેવા લાગ્યા.

અંતિમ એ મૃગબાલમાં મોહ રાખવાથી શરીર મૂકવું પડયું અને શરીર મૂકવા સમયે પણ એ મૃગબાલમાંજ મોહ રહ્યો તેથી અન્ય જન્મ પણ પુનઃ એ મૃગનોજ મળ્યો. ત્યાર પછી ત્રીજો જન્મ કોઈ એક બ્રાહ્મણને ત્યાં થયો અને તે સ્થળે પુનઃ નિર્મોહવૃત્તિથી જડભરતરૂપે બ્રાહ્મી સ્થિતિનું ધારણ કરી ભગવત ધામને પ્રાપ્ત થયા.

વત્સમુમુક્ષુ ! જોયો ! એ બધો પ્રતાપ મોહનો ! કે કોઇ બી-જાનો ! અરે એક અનાથ પ્રાણી ઉપર દયા કરવાથી પણ કેટલો બ-ધો મોહ ઉત્પન્ન થઇ ગયો ! અને તેથી પોતાના સમગ્ર ખંડનું રાજ છોડીને વનમાં આવેલા ભરતને કેટલું બધું દુખ વેઠવું પડયુ ! માટે મુમુક્ષુ મંડળે ક્યારે પણ કોઇના ઉપર મોહ રાખવો નહિ સાંભળો, ઋષિ પ્રભાકર વિરચિત, **मोक्षमाला**માં કહ્યું છે કે:—

**मोह सदा दुःखरूपहै; भाखै वेद पुरान ॥**
**तातैं मोह को त्यागी के, भजहु श्री भगवान् ॥ २३९ ॥**

રાજેન્દ્ર ! જ્યારે આવા સામર્થ્યશીલ ભગવદ્ ભક્તને પણ મોહથી ત્રણ જન્મ સુધી ભટકવું પડયું તો પછી જે સાધારણ પ્રા-ણી વિશેષ મોહ રાખે તેને કેટલા જન્મ પર્યંત રખડવું પડે એ વિ-ચારવાનું કામ હું આપનેજ અર્પણ કરૂં છું. માટે તમને આ સંસા-રમાં સર્વથા નિર્મોહાવૃત્તિથી રહેવું જ ઉચિત છે. જેમ નિર્મોહી વૃત્તિથી રહેવું તેમ મુમુક્ષુ પુરૂષને નિરાભિમાન પૂર્વક રહેવું જોઇએ. હવે હું આપને મદ—અભિમાનના સંબધમા કહું છું તે શ્રવણ કરશો.

---

અભિમાન સબધી વિશેષ જાણવા માટે વાચો " **શ્રી ધર્મ ગીતા.** " આ પુસ્તકની બીજી આવૃત્તિ હાલમા સુધારા—વધારા સહિત બ્હાર પડી છે



# द्विचत्वारिंश–सोपान.

## मद अे मदिरापानथी पण दुःखप्रदायक छे.

संपूर्ण कुम्भो न करोति शब्दमर्धो घटो घोषमुपैतिनूनम् ॥
विद्वान्कुलीना न करोति गर्वं गुणैर्विहीना बहु जल्पयन्ति ॥२४०॥

**ભાવાર્થ:**—સંપૂર્ણ (જલથી) ભરેલો ઘડો શબ્દ કરતો નથી અને અર્ધો ભરેલો ઘડો શબ્દ કરે છે. તેમજ વિદ્વાન્ કુલિન મનુષ્ય ગર્વ કરતો નથી. પરંતુ ગુણથી રહિત મનુષ્યો બહુજ બકવાદ કરે છે.




યત્તમ મુમુક્ષુવર્ગો ! સદ્વિચાર સમલંકૃત મુમુક્ષુ પુરૂષોએ ક્યારે પણ ભૂલે ચૂકે કોઇ પણ પદાર્થ સંબંધી મદ અભિમાન કરવો ઉચિત નથી કારણ કે અભિમાન ધારણ કરવાથી મહાન્ દુઃખની પ્રાપ્તિ થાય છે. અભિમાનથી દશાનન (રાવણ), દુર્યોધન, કાલયવન, કંસ, જરાસંધ, શિશુપાલ, સહસ્રાર્જુન વિગેરે સહસ્ર રાજા મહારાજાઓ વિનષ્ટ થઇ ગયાનાં દ્રષ્ટાન્તો આપણાં શાસ્ત્રોમાં સંભળાય છે અને તેથીજ આપણા પરમ પૂજ્ય ઋષિમુનિઓએ પોતાના ધર્મ શાસ્ત્રોમાં " अभिमानं सुरापानं " આ વાક્યનો પ્રબોધ કર્યો છે. યદ્યપિ અભિમાનની સુરાપાન (મદિરાપાન) ની સાથે સરખામણી કરી છે. પરંતુ સૂક્ષ્મ બુદ્ધિથી સમીક્ષા કરતાં તો મદ–અભિમાન એ મદિરાપાન કરતાં પણ વિશેષ દુઃખદાયક છે.

એમ સમ્યક્ પ્રકારે સિદ્ધ થાય છે. કારણ કે મદિરાના પાન કરનારા મનુષ્યોને મદિરાનો મદ ( અભિમાન ) ત્યાં સુધીજ રહે છે કે જ્યાં સુધી મદિરાનો કેફ હોય, પરંતુ મદ–નિશો ઉતરી જવાથી પુન મદિરાપાન કરનાર મનુષ્ય અભિમાનથી રહિત થાય છે. પરંતુ મદરૂપ મદિરાનો મદ ( અભિમાન ) તો ત્યાં સુધી રહેવા પામે છે કે જ્યાં સુધી અભિમાની મનુષ્યનું જીવન સંસારમાં કાયમ રહે છે. એટલા માટેજ તત્વવેત્તા ઋષિ–મુનિઓએ અભિમાનને મદિરા પાનથી પણ અધિક દુઃખદાયક ગણ્યો છે. અને તે સર્વપ્રકારે ઉચિત છે. રાજેન્દ્ર! શ્રી કૃષ્ણચંદ્ર ભગવાને પોતાના પરમ સખા અર્જુનના પ્રત્યે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યુ છે કે:–" दर्प " અભિમાન એ આસુરી સંપત્તિમાંનોજ એક મહાન્ દુર્ગુણ છે માટે તેનાથી સદૈવ દૂર રહેવું જોઇએ. વળી અભિમાન જ્ઞાનવાન પુરૂષને સર્વદા ત્યાજ ( ત્યાગ કરવા લાયક ) છે. જેવી રીતે દુષ્ટ નામક રોગથી મનુષ્ય શરીરની સર્વ સૌન્દર્યતાનો નાશ થઈ જાય છે. તેવીજ રીતે અભિમાનરૂપ દુષ્ટ રોગથી અન્ય સર્વ સદ્ગુણ રુપી સૌંદર્યતાનો નાશ થાય છે. વિશેષ શું કહું ? કિન્તુ વિચારવાન્ મુમુક્ષુ પુરૂષનું સર્વથી પ્રથમ એ કર્ત્તવ્ય છે કે:–અભિમાનને દૂરથીજ નમસ્કાર કરવો જોઇએ.

વત્સ મુમુક્ષુ! અગાધ ( થાહ વગરના ) જલમાં વિચરનાર મગરમત્સ્યને કયારે પણ ગર્વ–અભિમાન ઉત્પન્ન થતો નથી પરંતુ માત્ર અંગૂઠોજ ડુબી શકે એટલા અલ્પ જલમાં વિચરનારી માછલીને અભિમાન ઉત્પન્ન થાય છે અને તેથી તે માછલી એવા થોડા જલમાં પણ ફુરફુર કર્યા કરે છે; વળી વાસુકી નાગ ( સર્પ ) માં અત્યંત વિષ–ઝેર હોવા છતાં પણ તે કયારે પણ અભિમાનને ધારણ કરતો નથી પરંતુ વૃશ્ચિક (વિંછીં)માં, અરે! તે પણ માત્ર પૂંછડામાં વિષ–ઝેરનું માત્ર બિંદુજ હોય છે. તથાપિ તે પોતાનો કાંટો ઉંચોને ઉંચોજ રાખ્યા કરે છે. તથા ઉત્તમ, અને મધુર આમ્ર રસ–આંબાના રસની પાન કરનારી કોકીલાઓ ( કોયલો ) કયારે પણ ગર્વ–અભિમાન કરતી નથી પરંતુ કાચ–કાદવના મલિન જલનું પાન કરનારા દેડકાઓ ડ્રૈં ડ્રૈં ડ્રૈં કરી મનુષ્યોના મસ્તકને કષ્ટ પ્રદાન કરે છે. આ

ત્રણ પ્રમાણ ભૂત દાખલાઓમાંથી સારાંશ-તત્વ એ ઉત્પન્ન થાય છે કે:-જેઓ મ્હોટા અને વિચારશીલ પુરૂષો હોય છે, તેમને કદી પણ ગર્વ-અભિમાન ઉત્પન્ન થતો નથી. પરંતુ જેઓ અપૂર્ણ, અવિદ્વાન્, અને અવિચારવાન્ હોય છે તેવા મનુષ્યોનેજ અભિમાન ઉત્પન્ન થાય છે.

રાજેન્દ્ર ! જેમ ઉદ્યાન ( બગીચા ) નો અધિપતિ-માલી પોતાના બગીચામાંનાં પ્રફુલ્લિત થયેલાં પુષ્પોને તરત વીણી લે છે તેમ આ સંસારરૂપ બગીચાના પરમેશ્વરરૂપ અધિપતિ-માલી અભિમાની પુરૂષો રૂપ પુષ્પોને તરતજ વીણી લે છે. હિરણ્યકશિપુ જેવા મહાન્ સામર્થ્યશીલ પુરૂષો પણ ગર્વ-અભિમાનથી કષ્ટને પ્રાપ્ત થયા તો સાધારણ સામર્થ્યવાન્ મનુષ્ય કષ્ટને પ્રાપ્ત થાય એમાં પૂછવુંજ શું ? વળી સાંસારિક પદાર્થો તરફ આપણે જ્ઞાન દ્રષ્ટિ દ્વારા અવલોકીશું તો પ્રત્યેક્ પદાર્થ નાશવંત છે. એટલા માટે અભિમાન કયા પદાર્થનો કરવો ! જે પદાર્થ સંબંધી આપણે અભિમાન ધરાવીએ તે મૂળ પદાર્થજ અનિત્ય નાશવંત છે. ત્યારે તત્સંબંધી ઉત્પન્ન થયેલું અભિમાન નિત્ય-નાશ રહિત કયાંથીજ હોઈ શકે ? માટેજ આપ્ત-આત્મજ્ઞાની પુરૂષો કયારે પણ કોઇ પણ પદાર્થ માટે અભિમાન કરતા નથી અને એજ જીવન્મુક્ત પુરૂષનું પરમ ભૂષણ છે. જ્યારે મહાત્માઓ અને મુમુક્ષુઓને પણ અભિમાનની પ્રાપ્તિ થાય ત્યારે જ્ઞાની અને અજ્ઞાની પુરૂષોમાં તફાવત શો ? રાજેન્દ્ર ! મ્હારૂં તો એજ મન્તવ્ય-છે કે જો જ્ઞાનવાન્ થઇને અભિમાન ધારણ કરે તો તે જ્ઞાનવાન નથી પરંતુ અજ્ઞાનવાનજ છે અને એવા અભિમાની જ્ઞાનવાનની પુરૂષ અંતિમ હાની થાય છે. એ સર્વથા નિશ્ચિત છે. માટે તમારે કયારે પણ કોઇ પણ પદાર્થ માટે અભિમાન કરવુ નહિ, એ આપને મારી પરમાજ્ઞા-છે- તે ધ્યાનમાં રાખશો આ પ્રસંગમાં હું આપને મદાંધ મંત્રી ધૃષ્ટ બુદ્ધિ અને સચ્ચરિત્ર શાલીચંદ્રહાસની કથા કહું છું તે શ્રવણ કરશો.

---



# ⇝त्रिचत्वारिंश–सोपान.⇜

## मदांधमंत्री धृष्टबुद्धि अने सच्चारित्रशाली चन्द्रहास.

" મદાંધમંત્રી ! આ દરિદ્ર બાળક ભવિષ્યમાં ત્હારો જામાતૃ ( જમાઇ ) થશે. "
( શ્રી ગાલવ મુનિ. )



મેધાવી નામક નગરીના મહારાજાને ચંદ્રહાસ નામક એક પુત્ર ઉત્પન્ન થયો હતો એ પુત્રને જન્મથીજ છ અંગુલીઓ ( આંગળીઓ ) હોવાથી તત્સબંધી નિર્ણયાર્થ મેધાવી નગરીના મહારાજાએ મ્હોટા મ્હોટા ભવિષ્યવાદી ઋષિઓને બોલાવીને પૂછતાં ઋષિઓ દ્વારા જણાવવામાં આવ્યું કે હમણા દશ વર્ષ પર્યંત એ બાળકનો અનિષ્ટ કાળ છે. પરંતુ એ દશ વર્ષ વ્યતીત થવા પશ્ચાત આ બાળક એક અદ્વિતીય ભગવદ્ભક્ત અને મહાન્ પ્રતાપી રાજકુમાર થશે. એ પ્રમાણે ભવિષ્ય કથન પછી કેટલાક દિવસ વ્યતીત થયા અને ત્યારબાદ ચદ્રહાસનાં માબાપ મૃત્યુને પ્રાપ્ત થયાં. ત્યાર પછી અન્ય કોઈ નૃપતિ ચઢી આવ્યો અને મેધાવી નગરીનું રાજ્ય પોતાને સ્વતંત્ર કર્યું હવે આ બાળકનો જીવ ઉગારવાને માટે તેની એક વિશ્વાસુ દાસી કે જે દૂધ માતા હતી તેમણે તે બાળકને કુંતલપુરના મહારાજા કુન્દનસિંહના પ્રધાન ધૃષ્ટ બુદ્ધિ તરફ લઇ જઇને તે બાળકના સંરક્ષણ વિષે તેની પ્રાર્થના કરી આ પ્રાર્થના ધૃષ્ટબુ-

દ્ધિએ માન્ય રાખી અને ઉભયને પોતાને ત્યાં રાખી આશ્રમ આપ્યો, પરંતુ ભગવદ્ ઇચ્છાથી બિચારી પાળક દાસી કે જેને આપણે દૂધ માતાના અભિધાનથી ઓળખીએ છઇએ તે પણ મરણ પામી અને તેથી બાળક ચંદ્રહાસ છેક અનાથ સ્થિતિને પ્રાપ્ત થયો. અને મહામંત્રી ધૃષ્ટબુદ્ધિના ગૃહનું કામકાજ કરી પોતાનો નિર્વાહ ચલાંવવા લાગ્યો.

રાજન્ મુમુક્ષુ વર્મા ! પરમાત્માની કેવી ગહન ગતિ છે ! એ આપના જાણવામાં આવ્યું હશે. રે ! એક રાજકુમાર રૂપે જન્મ ધારણ કરી આ સંસારમાં એક અનુચર કિંકર દશાને પ્રાપ્ત થયો છે. ખરેખર દૈવની ગતિ વિચિત્ર છે ! એને જાણવામાં કોણ સમર્થ છે ? શ્રીહરિ ક્ષણવારમાં રંકને રાજા કરે છે અને રાજાને રંક બનાવે છે. એમાં શું આશ્ચર્ય છે ? બાળક ચંદ્રહાસ મહામંત્રી ધૃષ્ટબુદ્ધિના ગૃહનું કામકાજ કરતાં કરતાં મ્હોટો થવા લાગ્યો. એક વખત બાળક ચંદ્રહાસને પૂર્વ જન્મનાં ઉત્તમ કર્માનુસાર તેને મહાન્ સમર્થ દેવર્ષિ શ્રી નારદનાં દર્શન થયાં. દેવર્ષિ નારદજી આ બાળકની સાત્વિક વૃત્તિ જોઇ પ્રસન્ન થયા અને તેમણે તે બાળકના ઉપર કૃપા દ્રષ્ટિ કરી તેને સ્નાન, સન્ધ્યા ગાયત્રી, તથા પ્રાણાયામાદિનો અભ્યાસ કરાવી ભગવત પ્રતિમા પૂજનાર્થે એક ઉત્તમોત્તમ શાલિગામ્ર સમર્પણ કર્યો.

બાળક ચંદ્રહાસ દેવર્ષિ નારદજીના સદ્બોધાનુસાર શાલિગ્રામની પૂજા કરીને તેને પોતાના મૂખમાં રાખતો અને પૂજન પ્રસંગે પુનઃ પ્રકટ કરતો. એ પ્રમાણે ક્રમ ચાલતાં ચાલતાં ચંદ્રહાસના પુણ્ય કર્મની બહુ વૃદ્ધિ થવા લાગી અને તે એક સાચે સાચા ભગવદ્ ભક્તની સમાન સદાચરણમાં વર્ત્તવા લાગ્યો. એ પ્રમાણે કેટલોક સમય વ્યતીત થયો અને ચંદ્રહાસ પણ કેટલેક અંશે વિચારવાન્ થયો. કોઇ એક પ્રસંગે મહામંત્રી ધૃષ્ટબુદ્ધિએ પોતાની કન્યા ( કે જેનું નામ વિષયા હતું તે ) ની પરણવા યોગ્ય અવસ્થા થયેલી જોઇ મ્હોટા મ્હોટા ઋષિઓને પોતાના ગૃહે બોલાવી પોતાની કન્યા વિષયાની જન્મપત્રિકા બતાવી અને વિષયાનો વિવાહ કોની સાથે થશે ! એવો ગંભીર પ્રશ્ન પૂછયો તેના પ્રત્યુત્તરમાં સુપ્રસિદ્ધ મહાત્મા ત્રિકાલ જ્ઞાતા શ્રી ગાલવ ઋષિએ જણાવ્યું કેઃ—

**મદાંધ મંત્રીશ્વર** ! આપની પાસે જે આ ગરીબ બાળક ચંદ્રહાસ નામે છે તેની સાથે તમારી પુત્રી વિષયાના લગ્ન થાય એમ ભવિષ્ય દેખાય છે એ પ્રમાણે ગાલવ મુનિનાં વચન શ્રવણ કરી ધૃષ્ટબુદ્ધિને બહુ ખરાબ લાગ્યું. અને અંતરમાં ક્રોધ પણ ઉત્પન્ન થયો પરંતુ તે સમયે તે ક્રોધને પોતાના અંતઃકરણમા ગુપ્ત રાખી પોતાના મનમા કહેવા લાગ્યો. અરે ! એ કેવો નિયમ ? શુ એક રાજ્ય મરાલી સાથે વાયસનો સયોગ ! શું એક ધનાઢ્ય મંત્રીની કન્યાનો વિવાહ આ કંગાલની સાથે ! જોઈ લઇશ ! કેમ થાય છે. ઇત્યાદિ વિચારો કરી ઋષિઓનું સન્માન કરી તેમને વિદાય કર્યા અને એ ભગવદ્ ભક્ત ચંદ્રહાસના ભવિષ્યને તથા મહામુનિ ગાલવના વાકયને મિથ્યા કરવા તેમણે દૃઢ વિચાર કરી થોડાક અનુચરોને બોલાવી “ આ બાળક ( ચંદ્રહાસ ) ને ઘોર અરણ્યમાં લઇ જઇને ત્યા તેનો વધ કરવો. ” એવી ક્રૂર આજ્ઞા આપી. આથી ધર્મભ્રષ્ટ ધૃષ્ટબુદ્ધિની દુષ્ટ આજ્ઞા પ્રમાણે તે મારાઓ તે બાળક ( ચંદ્રહાસ ) ને ઘોર અરણ્યમાં લઇ ગયા અને ત્યાં તેનો વધ કરવા તત્પર થયા ! ત્યારે બાળક ( ચંદ્રહાસ ) આર્ત સ્વરથી તે મારાઓને વિનવવા લાગ્યો કેઃ—હે ભાઈઓ ? તમે તો હવે મને મારી નાંખવાના છોજ પરંતુ મને જરા સ્નાન સંધ્યા કરીને મારા નિત્ય નિયમ પ્રમાણે ભગવાન્ શાલિગ્રામનું પૂજન કરવા દો પછી ભલે ખુશીથી મને મારી નાંખજો. આ પ્રમાણે ચંદ્રહાસની વાત પ્રથમ તો તે મારાઓએ ધ્યાનમાં લીધી નહિ પરંતુ તે મારાઓમાં એક વૃદ્ધ પુરૂષ હતો તેણે કહ્યું કેઃ— અરે ભાઇઓ ! આ બાળક કહે છે તેમ એને કરવા દો; એ પ્રમાણે કરવામાં આપણને શી અડચણ છે ? ગમે ત્યારે એને મારી નાંખવાનો આપણો વિચાર છે ત્યારે બહુ તો એક ઘટિકા આપણને મોડું થશે એટલુંજ કે નહિ ! બાકીએ આપણાથી કયાં નાસી જવાનો છે ? કંઈ હરકત નથી. આ વાર્તા સર્વ મારાઓએ માન્ય રાખી. અને ત્યાર પછી સ્નાન—સંધ્યા વિગેરે કરવાની આજ્ઞા મળતાંજ બાળક ચંદ્રહાસે સ્નાન સંધ્યા પ્રાણાયામાદિક નિત્ય નિયમથી પરવારીને પોતાના મુખમાંથી ભગવાન્ શાલીગ્રામની મૂર્તિ બ્હાર કાઢી અને તેનું માન-

સિક પૂજન કરીને અંતિમ પ્રાર્થના કરી કે હે ભગવન્ ! હે કરૂણા નિધાન ! આ હવે મારૂ અંતિમ્ પૂજન છે. તેનો આપ પ્રેમ પૂર્વક સ્વિકાર કરજો. હે નાથ ! આ સંસારમાં આપના ચરણ કમલના શરણ સિવાય અન્ય મને કોઇ સ્હાય થનાર નથી ! હે પરમપિતા ! આપ અનાથોના નાથ કહેવાયા છો તો હું ખરેખર અનાથ છું. મારો કોઇ પણ આપના સિવાય નાથ–સ્વામી, સંરક્ષક નથી. હે પ્રભુ ! આપને જે જે શરણે આવ્યો તેનું રક્ષણ કરવુ એ આપની પરમ પ્રતિજ્ઞા છે. હે દયાબ્ધિ ! હવે હું આપને શરણ છું. ઇત્યાદિક બાળક ચંદ્રહાસની અનન્ય ભક્તિપૂર્વક પ્રાર્થના શ્રવણ કરી પરમેશ્વરને દયા આવી અને તેથી ત્યા તત્કાળ પ્રત્યક્ષ દર્શન આપીને કહ્યું કેઃ–હે પુત્ર ચદ્રહાસ ! તુ કોઇથી પણ ડરીશ નહિ. તને આ મારાઓથી તો શુ પરંતુ પ્રત્યક્ષ કાળથી પણ ભય થવાનો નથી. હું તારો સંરક્ષકછું. એ પ્રમાણે દીનદયાલ શ્રી પરમેશ્વરનાં નિર્ભય વાકય શ્રવણ કરી તથા સાક્ષાત દર્શન કરી ચંદ્રહાસે પરમેશ્વરના ચરણ કમલમાં પોતાનું મસ્તક નમાવી દંડવન્ન નમસ્કાર કર્યા અને પરમેશ્વર તેના ઉપર પોતાના ઉભય કર રાખી, તે સમયે અંતર્ધ્યાન થયા. એટલામાં આકાશવાણી થઇ કેઃ–" હે ચંદ્રહાસ ! તને કાળથી પણ ભય નથી એટલુંજ નહિ પરંતુ જે કોઇ તને મારવા સારૂ તારા ઉપર શસ્ત્ર ઉગામશે તે પોતેજ નાશ પામશે અને તે શસ્ત્રના પણ ટુકડે ટુકડા થઈ જશે. " આ આકાશ વાણી શ્રવણ કરી પેલા ચંદ્રહાસને મારવા આવેલા મારાઓ ગભરાઇને આશ્ચર્ય પામવા લાગ્યા અને ચંદ્રહાસને મારવાનું કામ એક બીજા ઉપર ઢોળવા લાગ્યા. અંતિમ્ સર્વ મારાઓએ નિશ્ચય કર્યો કેઃ—આ બાળક બિચારો ભગવદ્ ભકત તથા અપરાધ વગરનો છે તેથી એને મારી નાંખીને આપણને શું મળવાનુ છે ? અરે આ પવિત્ર બાળકને મારી નાંખવામાં શું લાભ છે ? આપણા મહા મંત્રી ધૃષ્ટબુદ્ધિની ખાત્રી માટે આ બાળકની આ છઠ્ઠી આગળી કાપી નાંખવી અને તે ધૃષ્ટ બુદ્ધિને બતાવવી અને આ બાળકને મારી નાંખવાની વાત કહેવી એટલુંજ બસ છે. આ પ્રમાણેનો તે મારાઓનો નિશ્ચય થયો અને એ વાત ચંદ્રહાસને પણ અનુકુલ થઇ તેથી તેઓએ બાળક ચંદ્રહાસની છઠ્ઠી આં·

ગળી કાપીને તે લઇ મહામંત્રી ધૃષ્ટબુદ્ધિને દેખાડી અને ચંદ્રહાસને મારી નાંખવાની વાત નિવેદન કરી. જે સાભળી મદાંધ ધૃષ્ટબુદ્ધિને અતઃકરણમાં અપૂર્વ આનંદ ઉદ્દભવ્યો.

રાજર્ષિ મુમુક્ષુ ! પરમેશ્વરની માયાનો કોણ પાર પામી શકે એમ છે ? અરે જે બાળક મૃત્યુના મુખમાં સપડાયો હતો તે બાળક ભગવત કૃપાથી તેમાંથી મુકત થયો. જેના ઉપર પરમેશ્વરની અનુકુલતા ઉત્પન્ન થાય છે તેના ઉપર સમસ્ત સસાર અનુકુલ રહે છે. જેને ઇશ્વર તારનાર છે તેને કોણ મારનાર છે ? રે! તેને મારી નાંખવા માટે કોની પાસે હથિયાર છે ? શ્રીહરિ પોતાના અનન્ય ભક્તોનું સદા સર્વદા સંરક્ષણ કરે છે એ તેમની પરમ પ્રતિજ્ઞા તમારા જાણવામાં આવી હશે ભગવદ્ ભકત પ્રહલાદ્‌ને મારવા તેમના દુષ્ટ પિતાએ કેવા કેવા મ્હોટા ઉપાયો લીધા હતા એ તમારા જાણવામાં હશે પરંતુ તેથી પ્રહ્લાદ્‌જીનો એક વાળ પણ વાંકો થયો ન હતો. એવીજ રીતે શ્રી હરિ પોતાના હરિજનોની સર્વદા પ્રતિપાલના કરે છે. એ સર્વ મુમુક્ષુ મડળે લક્ષ્યપૂર્વક ધ્યાનમાં રાખવાનું છે.

હવે ચંદ્રહાસ તે મારાઓથી મુકત થઇ મહાન્ આનંદપૂર્વક તે ઘોર અરણ્યમાં વિચરવા લાગ્યો. વનમાં આવેલાં વિવિધ વૃક્ષોનાં મનોહર શ્રેષ્ટ ફળોનું ભક્ષણ કરીને તથા ઝરણાઓમાંથી વ્હેતું સ્વચ્છ પવિત્ર જળ પ્રાશન કરીને ભગવાનની અખંડ ભકિત કરવા લાગ્યો. ભગવદ્ ભકિતના મહાન્ પુણ્ય પરિપાકથી અરણ્યમાંની ધેનુઓ–ગાયો બાળક ચદ્રહાસની નિંકટ આવીને તેને પવિત્ર પય ( દૂધ ) પ્રદાન કરવા લાગી. વનમાંના મયૂરો–મોરો તેના ઉપર છાયા કરી ભગવાન્ આદિત્યના તિવ્રતર તાપથી તેનું સંરક્ષણ કરવા લાગ્યા. એવી રીતે કેટલાક દિવસ વ્યતીત થવા પશ્ચાત કુંતલપુરના મહારાજા કુલીંદસિંહના તાબામાના એક ખડણી ભરનાર રાજાની સ્વારી એ ઘોર અરણ્યમાં એક દિવસે મૃગયાર્થ–( શિકાર માટે ) આવી. તે પ્રસંગે એ માંડલીક રાજાએ આ બાળક ચદ્રહાસને જોયો. આથી રાજા વૃદ્ધ હોઇ પુત્ર વગરનો હતો તેથી તેણે આ બાળકને પોતાના પુત્ર પ્રમાણે પાળીને તેને પોતાની રાજ્યગાદી અર્પણ કરવી એવો પોતાના અંતઃ

કરણમાં શુભ નિશ્ચય કર્યો અને તે પ્રમાણે તેને પોતાના રાજ્ય નગરમાં લઇ જઇ સમ્યક્ પ્રકારે પાળી પોષી મ્હોટો કર્યો અને પછી પોતાનો સંપૂર્ણ રાજ્યાધિકાર બાળક ચંદ્રહાસને સમર્પણ કર્યો. આથી હવે અનાથ ચંદ્રહાસ એક રાજકુમારની પદવી ( કે જે જન્મનીજ હતી ) તેને પ્રાપ્ત થયો.

ત્યાર પછી કેટલાક દિવસ વ્યતીત થવા બાદ કુંતલપુરના મહારાજાનો મદાંધ મંત્રી ધૃષ્ટબુદ્ધિ કોઇ રાજ્ય કાર્ય પ્રસંગે એ માંડલિક રાજાની નગરીમા આવ્યો. અને બાળક ચન્દ્રહાસનેજ રાજ્યકુમાર તરીકે જોઇ મહાન્ આશ્ચર્ય પામી પોતાના મનમાં કહેવા લાગ્યોઃ— અહો ! શું એ અદ્યાવધિ જીવે છે કે ? અરે ! એ જીવતો કેવી રીતે રહ્યો હશે ? અરે ! એને રાજ્યાધિકાર શી રીતે મળ્યો હશે વારૂ ? અરે પ્હેલા મેં મારાઓ એને મારી નાંખવા મોકલ્યા હતા તેણે એને માર્યું નહિ કે ! જે થયું તે સારૂં ! હજી શું થઈ ગયું છે. એ ક્યાં જવાનો છે ? જોઇ લઈશ, કે એ દરિદ્રી મારો જમાઇ કેમ થાય છે ? અરે એ જમાઇ શાનો ! એને તો હું યમને સમર્પણ કરીશ. ત્યારપછી તેણે તે માંડલિક રાજાને ધમકાવીને કહ્યું કેઃ—

રાજાધિરાજ આ તમે શું કર્યું ! અમારા સમર્થ મહારાજાધિરાજની સમ્મતિ મેળવ્યા સિવાય એને રાજ્યાધિકાર કયા હેતુથી સમર્પણ કર્યો ? આ કાર્ય રાજ્ય નિયમથી બહુજ વિરૂદ્ધ થયું છે ? માટે હવે આ વાર્તાને રાજ્ય નિયમાનુસાર સિદ્ધ કરવા હું મારા પુત્ર મદન ઉપર પત્ર લખીને આ કુમારને કુતલપુર મોકલું છું. એટલે ત્યાં અમારા મહારાજાધિરાજ એને પ્રત્યક્ષ જોઈને રાજ્યાધિકારની મંજુરી આપશે તો આપ પણ આ અપરાધમાંથી મુકત થશો. અને સર્વ વાર્તા પણ સિદ્ધ થશે. આ ધૃષ્ટબુદ્ધિની યુક્તિ સર્વ મનુષ્યોને પસંદ પડી અને તેથી સર સામાન તૈયાર કરી તરત ચંદ્રહાસને કુંતલપુર મોકલવામાં આવ્યો.

હવે ધર્મભ્રષ્ટ દુરાત્મા ધૃષ્ટબુદ્ધિએ પોતાના પુત્ર મદનને આપવા માટે જે એક શીલબંધ પત્ર ચંદ્રહાસને આપ્યું હતું તે પત્રમાં તેણે એવું લખ્યું હતું કેઃ- આ પત્ર લઇ આવનારને જોતાં વારજ વિષ આપવાની તજવીજ કરવી. તે પત્ર લઇને ચંદ્રહાસ બહુજ ત્વ-

રાથી કુંતલપુર આવ્યો. અને કુંતલપુરની મ્હારની એક મનહર વાટિકા ( વાડી ) માં આવી ઉતર્યો, અને ત્યાં થોડોક ઉપ અહાર કરી-જલપાન કરી પછી પ્રવાસના શ્રમને લીધે તેને નિંદ્રા આવવા લાગી તેથી તે પોતાના અશ્વને એક વૃક્ષના મૂળ ભાગમાં બાંધી પોતે એક આમ્ર વૃક્ષની સુખકર છાયા નિચે નિંદ્રાને શરણ થયો.

હવે દૈવની શુભેચ્છાથી ત્યાં વાટિકામાં એક એવી ઘટના થઈ કે ચંદ્રહાસ નિદ્રામાં છે એજ સમયે ધૃષ્ટબુદ્ધિની પુત્રી કે જેનું નામ શ્રીમતી " વિષયા " હતું તે પોતાની સહચરીઓ-સહીયરો સાથે તે વાટિકામાં વિહાર કરવા સારૂ આવી હતી તે વિષયા આ વિવિધ વૃક્ષોથી વિરાજિત થયેલી વાટિકામાં વિહાર કરતી કરતી પોતાની સખી સમાજથી વિખૂટી પડી, પ્હેલા આમ્ર વૃક્ષ નિકટ આવી, આવતાંજ નિદ્રા દેવીને આધિન થયેલા આ ચદ્રહાસ તરફ જોયું અને આનુ સુન્દર મનહર સ્વરૂપ જોઇને તે બહુ મોહિત થઈ ગઇ. અને તેથી તે તેની પાસે આવવા લાગી પાસે આવતાંજ તેના ગજવામાંથી થોડુક બહાર રહેલું કાગળ દેખવામા આવ્યુ. એ શુ હશે ? એ પત્રમાથી એ કોણ હશે ! વખતે એ સમાચાર મળશે એ હેતુથી વિષયાએ શનૈ. શનૈ તે પત્ર તેના ગજવામાથી કાઢી લીધો. તેને જોતાંજ તેના ઉપર પોતાના પિતાના અક્ષર છે અને આ પત્ર પોતાના ભાઇ પ્રત્યે મોકલાવેલ છે. તેથી તેમાં શું લખ્યું હશે ! તેનું અવલોકન કરવા તેણે તે પત્રને યુક્તિ-પૂર્વક ઉખેલી તેની અન્તર્ગત સર્વ હકીકત જાણી-અને વિષની બાબતમાં તેને અતિ નવાઇ લાગી અને તેથી તેણે પોતાના અંતઃકરણમાં વિચાર્યું કે -અહો! આવા સુન્દર દેવ શદ્રસઃ પુરૂષને વિષ દેવા વિષે મારા પિતા શુ કરવા લખે વારૂ ? અને એટલા માટેજ એને અહીં-આ શું કરવા મોકલે ? અરે એ મનહર દેદીપ્યકાંતીમાન્ પુરૂષને વિષ દેવાનુ પ્રયોજન શુ ? ખરે ખર ! એ લખાણમાં રાજ્ય કાર્યની ઉતાવળને લીધે મારા પિતાજીની ભૂલ થયેલી હોય એમ મને જણાય છે કેમકે હાલ મારા વિવાહ સંબંધી જે પિતાજી તજવીજ ચલાવે છે. તેને લાયકજ આ પુરૂષ જણાયાથી તેણે મારા ભાઇ પ્રત્યે પત્ર લખ્યો હોય એમ મને અનુમાન થાય છે. માટે વિષ શબ્દના

સ્થાને "વિષયા" એવોજ શબ્દ લખવાનો હતો પણ ભૂલથી અ-
થવા ઉતાવળથી "યા" અક્ષર લખતાં રહી ગયો છે. તે અવશ્ય સુ-
ધારવો જોઇએ નહિ તો આથી બહુજ અનર્થ થશે એવો વિચાર
કરીને પોતાના નેત્રમાંથી આંજેલ મેશ પ્રેમપૂર્વક કાઢીને, એક સળીદ્વારા
"વિષ" આ શબ્દની આગળ "યા" આ અક્ષર વધારીને ફરીથી
પત્ર જેમ હતો તેમ શીલબધ કરીને પોતે ત્યાંથી ચાલતી થઇ, આ-
ટલીવાર આ ચંદ્રહાસ નિદ્રામાજ હતો તેને આ વૃતાંતની જરા પણ
ખબર પડી નહિ થોડી વાર રહી તે નિદ્રામાંથી જાગૃત થયો અને
કુંતલપુરમા જઇ ધૃષ્ટબુદ્ધિની આજ્ઞા પ્રમાણે તે પત્ર પોતાના ગજ-
વામાંથી કાઢીને પ્રધાન પુત્ર મદનને અર્પણ કર્યો, આવેલા પત્રનું અ-
વલોકન કરી મદન બહુજ હર્ષિત થયો અને પોતાની બ્હેનને માટે
આ યોગ્ય વર શોધીને પૂજ્ય પિતાજીએ તેને અહીં મોકલાવ્યો છે
તથા તેની તરતજ તજવીજ કરવી એવી સખત આજ્ઞા છે એટલે હવે વિ-
લંબ ન કરતાં બન્ને જણને પરણાવી દેવા ઉચ્ચિત છે. તેથી તેણે તર-
તજ કેટલાક ઋષિઓને બોલાવી તે બન્ને જણને પરણાવી દીધા, ત્યાર
પછી વિવાહના માંગલિક પ્રસંગે વળી વિશેષ ધામ ધૂમ ચાલતી હતી
એટલામાં ધૃષ્ટબુધ્ધિ આવ્યો અને આવતાંજ અણધારેલી આવા પ્રકારની
વ્યવસ્થા ( પોતાની પુત્રીનો વિવાહ થઇ ગયો વિગેરે ધામધૂમ )
જોઇ તેને બહુજ ક્રોધ ચઢયો અને તેથી તેણે પોતાના અંતઃકરણમાં
વિચાર કર્યો કે:—કદાચ પુત્રી વિષયા વિધવા થાય તોએ શું થયું
કાંઇ હરકત નથી? પરંતુ ગમે તે યુક્તિથી આનો નાશ તો જરૂર
કરવો જોઇએ! એવો ઘાટ પોતાના મનમાં ઘડીને તેણે સર્વ પ્રજાની
સમક્ષ ચંદ્રહાસને કહ્યુ કે:—આપ હવે અમારા જમાઈ થયા છો.
તેથી અમારા કુળમા લગ્ન થયા પછી અમારી કુળ દેવી ભગવતી
ચંડિકાને પગે લાગવા સારૂ જવાની અમારા વંશમાં પૃથા-રીતિ છે.
તેથી આવતી કાલે આપ સર્વ પૂજન સંબંધી સામગ્રી લઈને મહા-
માયા કુળદેવી ચંડિકાના દર્શન કરવા તથા તેમનું પૂજન કરવા વ્હે-
લી પ્રભાતે પધારજો. એ પ્રમાણે ચંદ્રહાસને કહીને ત્યાર પછી કેટલાક
મારાઓને બોલાવીને કહ્યું કે:—આવતી કાલે મ્હોટી પ્રભાતમાં જે
ચંડિકાનુ પૂજન કરવા આવશે તેને ચંડિકાની આગળ તત્કાલ ભોગ

આપવાની તજવીજ કરી તેને મારી નાંખવો એટલે તમને બરાબર પારિતોષક-ઈનામ આપવામાં આવશે, એમાં તમારે જરા પણ ભૂલ કરવી નહિ. આ પ્રમાણે બરાબર સખત વ્યવસ્થા કરી સંતુષ્ટ થયો

રાજર્ષિ મુમુક્ષુ ? દુષ્ટ પુરૂષ આ સંસારમાં શું દુષ્ટ કાર્ય કરતો નથી ? અરે પોતાની સદ્‌ગુણી સુશીલા પુત્રી વિષયા ભલે વિધવા થાઓ; પરંતુ ચંદ્રહાસનો વધ કરવો ! અરે આ સમાન બીજી ક્રૂરતા કઇ કહેવાય ? અરે નિચ કુટીલ-ક્રુર પુરૂષોની ક્રૂરતાની અવધિ હોતી નથી એ વચન સર્વાંશે યથાર્થ છે, પરંતુ શ્રીહરિ સર્વનું સારૂંજ કરવાવાળા છે. એ આપને હવે જાણવામા આવશે.

પ્રિયમુમુક્ષુ ' ભગવદ્ પ્રેરણાથી તે રાત્રીએ હકીકત એ બની કે મહામાયા જગદાધિષ્ઠાત્રી જગજ્જનની ચંડિકાએ કુંતલપુરના મહારાજાના સ્વપ્નામાં આવી, રાત્રીની આજ્ઞા કરી કે તારૂં રાજ્ય આવતી કાલની મ્હોટી પ્રભાતે તમારા મહામંત્રી ધૃષ્ટબુદ્ધિના જમાઇને આપવું. અને કદાચ પ્રમાદથી જો એમ નહિ કરવામા આવશે તો તે અપરાધથી તારા રાજ્યનો તત્કાલ નાશ થશે. એ પ્રમાણે ભગવતી ચંડિકાની આજ્ઞાથી મ્હોટી પ્રભાતેજ પોતાના મહામંત્રી-પ્રધાનના ગૃહે તેના જમાઇને બોલાવવાને એક પોતાનો વિશ્વાસુ અનુચર મોકલ્યો, અને તે અનુચર પ્રથમ પ્રધાન પુત્ર મદનનેજ મળ્યો તેથી ધૃષ્ટબુદ્ધિના પુત્ર મદને મહારાજાના હુકમની બહુજ તાકીદ જાણીને ચંદ્રહાસને કહ્યું કે:-આપને હમણાંજ અમારા મહારાજાએ પોતાના રાજ્યમહાલયમાં બોલાવ્યા છે માટે આપ તૈયાર થઇને વ્હેલા વ્હેલા ત્યાં પધારો. અને પૂજન સામગ્રી લઇને હુ માહામાયા ચંડિકાના મંદિરમાં જાઉંછું. આથી ચંદ્રહાસે એ વાત માન્ય રાખી અને તેથી બન્ને જણ બેઉ તરફ પોત પોતાનું કામ બજાવવા ગયા. આ સર્વ હકીકત ધૃષ્ટબુદ્ધિને બિલ્કુલ જાણવામાંજ આવી નહિ. જેથી કુતલપુરના મહારાજાએ પોતાની રાજ્યગાદી ચંદ્રહાસને સમર્પણ કરી. અને ચડિકાના મંદિરમાં પ્રધાન-ધૃષ્ટબુદ્ધિના પુત્ર મદનને અંધારામાં ન ઓળખતાં તે મારાઓએ તેને મારી નાંખી ચંડિકા આગળ ભોગ આપ્યો. થોડીવાર પછી આ સર્વ સમાચાર મદાંધ ધૃષ્ટબુદ્ધિના કાને આવતાંજ

તે મહામાયા ચંડિકાના મંદિરમાં દોડતો આવ્યો અને ત્યાં પોતાના પરમ પ્રિય પુત્ર મદનના પડેલા મૃતક શરીરને જોઇ પુત્ર શોકથી ભારે કલ્પાંત કરી, પોતાનું મસ્તક એ મંદિરમાંના સ્તંભ–થાંભલા ઉપર પછાડી–પછાડીને મૃત્યુને પ્રાપ્ત થયો. આ અનિષ્ટ સમાચાર તરતજ કુંતલપુરમાં ફેલાઈ જતાં સર્વ પ્રજા દુઃખિત થઈ, અને એથી ભગવદ્ ભક્ત ચંદ્રહાસને બહુજ માઠું લાગ્યુ અને તેથી તે એકલોજ મહામાયા ચંડિકાના મંદિરમાં આવી નિચે પ્રમાણે પ્રાર્થના કરવા લાગ્યો:—

હે ભગવતી ! હે વૈષ્ણવી ! હે અધમ ઉદ્ધારિણી જગન્માતા ! મારો યત્કિંચિત્ પણ દોષ ન હોવા છતાં હાલના બનેલા બનાવથી હું મારા સસરાના તથા સાળાના વધનો કારણ ભૂત થયો છુ. એ પ્રમાણે જે લોકાપવાદ મારા મસ્તકે આવ્યો છે તેનું પરિમાર્જન તારા સિવાય અન્ય કોઇના હાથે થઈ શકે એમ મને લાગતું નથી. અને તે ન થાય તો પછી મારે પણ એમ નિન્દિત રીતે જીવીને શું કરવાનુ છે ? એથી હું પણ મારૂં શરીર છોડુ છું. એવું કહીને કોશ–મ્યાનમાંથી ખડ્ગ ( તરવાર ) કાઢીને જેવો પોતાનો શિરચ્છેદ કરવા તત્પર થયો તેવાજ મહામાયા જગદંબા સાક્ષાત્ પ્રકટ થઇને ચંદ્રહાસનો હાથ પકડયો અને તેની પ્રાર્થના ઉપરથી પિતા, પુત્ર અર્થાત્ મદાંધ ધૃષ્ટબુદ્ધિ ) તથા પુત્ર–મદનને જીવતા કરી કહેવા લાગ્યાઃ—

ભગવદ્‌ભક્ત ચંદ્રહાસ ! તમારી આવી અપૂર્વ સાધુતા જોઇને હું તમારા ઉપર પ્રસન્ન થઇછું. આપ સાક્ષાત્ ભગવદ્‌ના ઉત્તમોત્તમ પ્રીતિ પાત્ર ભક્ત છો. તમારૂં શ્રીહરિ સર્વદા સારૂંજ કરનારા છે. વિગેરે વદી અંતર્ધાન થયા. એવી રીતે આ સર્વ અનિષ્ટમાંથી ઉત્તમ પરિણામ નિવડીને પછી સર્વે જણ કુંતલપુરમાં ગયા અને આ સર્વ પ્રતાપ સુશીલ ચંદ્રહાસનો જાણી સર્વ પ્રકારે સંતુષ્ટ થયા.

રાજર્ષિ મુમુક્ષુવર્મન્ ! અભિમાનથી ધૃષ્ટબુદ્ધિની કેવી અધમ સ્થિતિ થઈ એ આપને સારી રીતે સમજવામાં આવ્યું હશે હવે હું આપને મત્સર વિષે કહુંછું તે શ્રવણ કરશો.

---

## चतुर्चत्वारिंश-सोपान

### मात्सर्य-मुमुक्षुओने सर्वथा त्याज्य छे.

**शत्रौ पुत्रे मित्रे बंधौ मा कुरू यत्नं विग्रह संधौ ॥**
**भव समचित: सर्वत्रत्वं वान्छस्य चिराद्यदि विष्णुत्वं ॥ २४१ ॥**

**ભાવાર્થ:**—શત્રુઓને વિષે ક્લેશ કરવામા પ્રયત્ન ન કર, અને પુત્ર, મિત્ર, તથા કુટુમ્બીને વિષે સધિ કરવામા પ્રયત્ન ન કર જો તરત વિષ્ણુ પદ પામવાને ઇચ્છા કરતો હોય તો સર્વ ઠેકાણે સમાન ચિત્તવાળો થા

( શ્રી જગદ્‌ગુરૂ શકરાચાર્ય. )

પ્રિયાત્મા મુમુક્ષુ ! આ માત્સર્ય દુર્ગુણનું પ્રાબલ્ય એટલું બધું ખરાબ છે કે તે માટે જેટલું કંઈ લખવામાં આવે તેટલું થોડું છે. એ દુર્ગુણથીજ આજ કાલ આપણા દેશની અધોગતિ થઇ રહેલી જોવામાં આવે છે. માટે જેમ બને તેમ એ દુર્ગુણથી મુક્ત રહેવું જોઇએ. એજ મુમુક્ષુ પુરૂષનું ભૂષણ છે. પરતુ કોઇ પણ જીવાત્માને સુખી જોઇ તેનાથી ઇર્ષ્યા કરવી. એ અત્યંત હાનીકારક છે. અને એ પ્રમાણે ઇર્ષ્યા કરવાથી લવલેશ પણ શાંતિની પ્રાપ્તિ થતી નથી. માટે જેને અખંડ શાંતિ મેળવવી હોય તેમણે ભૂલે ચુકે ક્યારે પણ કોઇ પણ જીવાત્માની ઇર્ષ્યા કરવી ઉચિત નથી એ બરાબર ધ્યાનમાં રાખવાનું છે. પૂર્વ કાળમાં પણ જેણે જેણે માત્સર્યપણાથી

આચરણ કર્યું છે તેનું મનુષ્યત્વ નષ્ટ ભ્રષ્ટ થઇ ગયેલું આપણે અનુભવીએ છઇએ. કોઇ પણ વ્યકિતની ઈર્ષ્યા કરવાથી કંઇ પણ વળવાનું નથી. રે વળવાનું તો ઠીક પણ તેથી ઉલટી હાની થાય છે. એ સર્વાંશે નિશ્ચિત–સિદ્ધાન્તભૂત વાર્તા છે. પરંતુ ખેદપૂર્વક કહેવું પડે છે કે અધુના આપણા દેશમાં ઘેર ઘેર ઇર્ષ્યાનો આવિર્ભાવ થયેલો જોવામાં આવે છે તે એટલા સુધી કે બે ભાઇઓ પણ અન્યોન્ય એક બીજાની ઉત્તમ સ્થિતિ જોઇને ઇર્ષ્યા કરે છે. ત્યારે ઇતર જનની વાર્તા શું કરવી ? માટે, રાજેન્દ્ર ! મુમુક્ષુ મનુષ્યે તો બિલ્કુલ ઇર્ષ્યા કરવી નહિ. અને કદાચ ઇર્ષ્યા કરવી હોય તો પોતાના ઉપર કરવી. જેમકે—અહો ! પ્રહલાદજી દૈત્ય કુળમાં ઉત્પન્ન થયા હતા અને તેઓ ભગવત્ પદને પ્રાપ્ત થયા તો પછી આપણે દ્વિજ કુળમાં ઉત્પન્ન થઇને પરમેશ્વર પરાયણ કેમ થઈ શકતા નથી ? અરે ધ્રુવજીએ માત્ર પાંચ વર્ષની અવસ્થામાં ધ્રુવ પદની પ્રાપ્તિ કરી તો પછી આપણને આટલાં બધાં વર્ષ થવા આવ્યાં છતાં આપણે શું કરી શકયા છઇએ ? ઇત્યાદિ સારા પ્રકારની ઇર્ષ્યા કરવી; અને એવી ઇર્ષ્યાથી આપણને અવશ્ય લાભની પ્રાપ્તિ થાય છે. માટે જો આપને મોક્ષમદિરના મહારાજાની કૃપા મેળવવી હોય તો એવા ઉતમ પ્રકારની ઇર્ષ્યા કરવી ઉચિત છે પરંતુ કોઇ પણ પ્રાણીનું બુરૂં કરવાને માટે ઈર્ષ્યા કરવી એ અત્યંત અધમાધમ કર્તવ્ય છે. પોતાને પરમાત્માની કૃપા દ્રષ્ઠિથી જેવી સ્થિતિ પ્રાપ્ત થઇ હોય તેમાં આનંદ માની સમચિત્ત થવું એજ જીજ્ઞાસુ પુરૂષોને ઉચિત છે. રાજેન્દ્ર ! યાવત્ મ્હારૂં ત્હારૂં વિગેરે જેટલી પૃથકૂતા છે તેનો નાશ થયો નથી, તાવત એકત્રપણુ–ઇર્ષ્યાથી રહિત પણ થતું નથી. આ અહંત્વ જવાને માટે સદ્ વિચાર, વૈરાગ્ય, તથા સત્સંગની અત્યંત આવશ્યકતા છે.

રાજેન્દ્ર ! જ્યારે જ્યારે અહ મમત્વથી આપણાથી પૃથક્ પદાર્થોમાં જુદાઇ જણાય ત્યારે ત્યારે આપણે વિચાર કરવો જોઇએ કે તે વસ્તુમાં વાસ્તવિક રીતે શું જુદાઈ છે અને જેમ જેમ આપણે અંદર ઉતરતા જઇશું તેમ તેમ આપણને નિશ્ચય થશે કે તેમાં સ્વાભાવિક રીતે કંઈ પણ ફેરફાર નથી પરંતુ સમગ્ર વસ્તુઓ એકજ છે. તથા તેઓ એકજ વસ્તુની વિભૂતિઓ છે. જેમ આકાશ મૂળે

એક છે તેને આકાશ, ઘટાકાશ, મઠાકાશ; વિગેરે પૃથક્ પૃથક્ નામ આપણે આપીએ છઇએ કિંવા મૃતિકા એક છે અને તેને પણ આ-પણે જુદાં જુદા નામ આપીએ છઇએ. જેમકે ઘડો, કોડીયાં, વિગેરે વિગેરે પરંતુ એમાં આપણે વિચાર કરશું તો આપણને સ્પષ્ટ રીતે અનુભવ થશે કે આમાં મુખ્ય તત્વ એક છે માત્ર જોવામાજ જુદાપણું છે આ પ્રમાણે વિચાર કરવાથી સમગ્ર પદાર્થો એક રૂપે જણાશે. જ્યારે સર્વ પદાર્થો એકજ સ્વરૂપથી જોવામાં આવશે અને એકજ છે એવો દ્રઢ નિશ્ચય થશે ત્યારે હું, તું અને તે વિગેરે સર્વ નાશ થઈ જશે. અને उदारचरितानांतु वसुधैव कुटुम्बकम् " આ મહામંત્ર આપણા ઉન્નત અંતકરણમાં આવીને નિવાસ કરશે, તો પછી માત્સર્ય કોનો કરવાનો છે ! માટે ઇર્ષ્યાથી, માત્સર્યથી મુકત થવાને માટે આજ સ્થિતિ લાવવાની આવશ્યકતા છે. જ્યારે એવી જ્ઞાનની ચરમ દશા પ્રાપ્ત થશે ત્યારેજ ઇર્ષ્યાથી મુકત થવાશે. અને ઇર્ષ્યાથી મુકત થવા સિવાય મોક્ષમંદિરમાં પ્રવેશ કરી શકાય તેમ નથી એ આપ સર્વ નિશ્ચય રાખજો. રાજેન્દ્ર ! બીજાની ઇર્ષ્યા-અદેખાઇ કરવાથી અવશ્ય હાની થાય છે. એમાં યત્કિંચિત્ પણ સં-શય નથી કેમકે ઇર્ષ્યા–અદેખાઈ કરનાર અહર્નિશ પોતાના અંતઃ-કરણમાં બળતો રહે છે તેમને થોડી પણ શાંતિ મળતી નથી. માટે યાવત્ અભેદ ભાવના નહિ પ્રકટે તાવત્ ઇર્ષ્યાથી મુક્ત થઇ શકાય તેમ નથી. તેથી જો આપને અભેદ–ઐકય ભાવનાનું અવલંબન કરી અખંડ શાંતિ મેળવવાની અભિલાષા હોય, જો આપ સર્વ જીવોને પોતાના આત્માની પેઠે નિહાળવા ઇચ્છતા હો, જો આપને આપની અને અન્ય સર્વ જીવોની ઉન્નતિ કરવાની પ્રબળેચ્છા હોય તો આપ કયારે પણ ઇર્ષ્યાળુ થશો નહિ. ઇર્ષ્યા કરવાથી કેવા પ્રકારની સ્થિતિ થાય છે. તત્સંબધી આપ સર્વ મુમુક્ષુ મંડળને હું એક હાસ્યાત્મક દુર્ગાદત્ત શર્મા અને મનોહર ગુપ્તની કથા કહુંછું તે આપ એકાગ્ર-વૃત્તિથી શ્રવણ કરશો એવી આશા છે.



# पंचचत्वारिंश–सोपान.

## दुर्गादत्त शर्मा अने मनोहर गुप्त.

## शंख–लपोडशंख.

दोहरो.

इर्ष्या थकी आ अवनिमां, अवनति अवश्य थाय ॥
ते माटे इर्ष्या थकी, रहेजो दूर सदाय ॥ २४२ ॥ ( सद्गुरु क्षेमेन्द्र )



ગવદ્દભક્ત મુમુક્ષુવર્મા ! પુરાતનકાળમાં કશ્ચિત લલિતપુર નામક નગરમાં દુર્ગાદત્ત શર્મા નામે બ્રાહ્મણ અહર્નિશ પોતાના સ્વધર્મ પ્રમાણે વર્ત્તતો હતો અને સર્વદા સંતોષપૂર્વક પોતાનું જીવન વ્યતીત કરતો હતો. દુર્ગાદત્તશર્મા ગૃહસ્થાશ્રમી હોવાથી આર્થિક સ્થિતિમાં તે અત્યંત દીન હતો અને તેથી તે એક વખત કંટાળીને રત્નાકર–સાગર ઉપર જઇ શ્રી વરૂણ ભગવાનની આરાધના કરવા લાગ્યો. એકદમ વરૂણ ભગવાનની કેટલાક દિવસ પર્યંત ઉગ્ર આરાધના કરવાથી અન્તિમ્ વરૂણ દેવ તે દુર્ગાદત્ત શર્માના ઉપર પ્રસન્ન થઇ તેમને તે રત્નાકરના કિનારા ઉપર સાક્ષાત્ દર્શન આપી અને દિવ્ય શંખ નામક એક અમૂલ્ય રત્નની ભેટ કરી અને જણાવ્યું કે આ દિવ્ય શંખનું તમે પ્રાતઃકાળમા પૂજન કરશો તો તે સમયે આ દિવ્ય શંખ આપને દિનપ્રતદિન સવા લક્ષ મુદ્રિકા પ્રદાન કરશે. એ

પ્રમાણે વરૂણ ભગવાન્નાં વચન શ્રવણ કરી દૂર્ગાદત્ત શર્મા અત્યંત પ્રસન્ન થઇ તેમની અનેક પ્રકારે સ્તુતિ કરી પોતાના ગૃહ પ્રત્યે આવ્યો અને બીજે દિવસેજ વરૂણ ભગવાન્ના કથનાનુસાર તે દિવ્ય શંખનું પૂજન કરી તેમની પાસેથી સવા લક્ષ મુદ્રિકાની યાચના કરી. તેથી તે દિવ્ય શંખે સવાલક્ષ મુદ્રિકાઓ પ્રદાન કરી. રાજેન્દ્ર ! આ પ્રમાણેના ક્રમથી-દુર્ગાદત્તનો વૈભવ દિનપ્રતિદિન વૃદ્ધિને પ્રાપ્ત થયો એટલુંજ નહિ પરંતુ એક મહારાજાના વૈભવને લજ્જિત કરે એવી અપૂર્વ સમૃદ્ધિની તેને પ્રાપ્તિ થઇ, તેથી કેટલાક ઇર્ષ્યાળુ લોકો તેની અદેખાઇ કરવા લાગ્યા. તેમાં તેમની પાડોશમાં કોઇ મનોહર ગુપ્ત નામક એક વૈશ્ય રહેતો હતો તેને આ દુર્ગાદત્તના વૈભવથી અત્યત ઇર્ષ્યા ઉત્પન્ન થઇ અને તેથી તેમના વૈભવને કોઇ પણ પ્રકારે તોડી પાડવો એવી દુષ્ટ ઇચ્છા તેમના મનમા ઉત્પન્ન થઇ તેથી તેમને આ વૈભવ કયાંથી પ્રાપ્ત થયો વિગેરે સર્વ જાણીને એક દિવસે દુર્ગાદત્તનું દિવ્ય રત્ન શંખ પેલા મનોહર ગુપ્તે ગુપ્ત રીતે ચોરી લીધું, તેની આપણા દૂર્ગાદત્તને ખબર પડી નહિ અને એ દિવ્ય રત્નના જવાથી દૂર્ગાદત્તની પ્રથમની પેઠે સ્થિતિ થવા આવી તેથી પુનઃ કટાળીને તે રત્નાકર સાગરના કિનારા ઉપર વરૂણ ભગવાનની આરાધના કરવા લાગ્યો. ત્યારે પુનઃ વરૂણ ભગવાન દર્શન આપી કહેવા લાગ્યાઃ-અરે દુર્ભાગી દુર્ગાદત્ત ! વળી કેમ આવ્યો ? તને પ્રથમ શંખ આપ્યો છતાં પણ તને સંતોષ પ્રાપ્ત થયો નહિ ? આ પ્રમાણે વારંવાર કઇ શંખ મળે છે ? દેવતાઓને વિશેષ સતાવવા ત્હારા જેવા સાત્વિક વૃત્તિવાળા બ્રાહ્મણને ઉચિત નથી.

એવી રીતે વરૂણ ભગવાનનાં વચન શ્રવણ કરીને દુર્ગાદત્તે નમ્રતા પૂર્વક જણાવ્યું કે.- ભગવન્ ! મને લવલેશ પણ અસતોષ નથી. પરંતુ કૃપાનાથ ! આપે જે પ્રથમ શંખ પ્રદાન કર્યું હતું તે શંખ કોઇ દુષ્ટ મારી પાસેથી ચોરી કરીને લઇ ગયો છે. તેથી મારી તો પ્રથમ ન જેવીજ સ્થિતિ થઇ રહી છે અને તે માટેજ પુનઃ આપને કષ્ટ દેવાને આવ્યો છું. હે નાથ ! એ પ્રમાણે હકીકત છે દુર્ગાદત્તનાં આ પ્રમાણે સત્ય વચન શ્રવણ કરી વરૂણ ભગવાન્ કહેવા લાગ્યાઃ- દુર્ગાદત્ત ? લે આ તને એક બીજો શંખ અર્પણ કરૂંછું. આ શંખ

દેખાવમાં અત્યંત સુશોભિત છે તથા આ શંખનું નામ "લપોડશંખ" છે તેથી એનું પૂજન કરીને એને પૂછીશ કે-લપોડશંખ! લાવ લાખ! તો એ શંખ કહેશે કે લેને સવાલાખ! પરંતુ એ માત્ર મુખદ્વારા કથન કરશે પરંતુ આપશે એક પાઇ પણ નહિ. અર્થાત્ એના નામ પ્રમાણેજ એનામાં ગુણ છે. પરંતુ જેને અનુભવ હોય તેજ જાણી શકે. બીજા તો એનાં વાક્ય સાંભળીને એના ઉપર મોહિતજ થઇ જશે. તેથી જેણે તમારા શંખની ચોરી કરી હશે તે પ્રથમના શંખને મૂકીને આ શંખ તમારો ચોરી જશે. પછી પેલા શંખની બરાબર સંભાળ રાખશો તો પછી જ્યાં સુધી તમારૂં જીવન સંસારમાં કાયમ રહેશે ત્યાં સુધી તમને ક્યારે પણ દારિદ્રય અવસ્થા પ્રાપ્ત થશે નહિ એ ધ્યાનમાં રાખશો. એ પ્રમાણે વરૂણ ભગવાનનાં વચન સાંભળીને દુર્ગાદત્ત તે લપોડશંખને લઇ પોતાના ગ્રહ તરફ આવ્યો અને બીજે દિવસે તે લપોડશંખનું પૂજન કરીને તેની પાસે લાખ મુદ્રિકાની યાચના કરી ત્યારે તે લપોડશંખ કહેવા લાગ્યો:-લેને સવાલાખ! એ પ્રમાણેના સમાચાર તે મનોહર ગુપ્તને જાણવામાં આવ્યા અને તેથી તેનું મન ચલિત થઇ ગયું તેથી તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે:-અરેરે! આ શંખથી શું થવાનુ છે? બીજે દિવસે જેમ કોઇ ન જાણે તેમ ગુપ્ત રીતે મનોહર ગુપ્ત તે લપોડશંખને ચોરીને પ્રથમનો શંખ તે દુર્ગાદત્તના ગ્રહે મૂકી આવ્યો અને તત્કાળ અત્યંત આનંદને પામતો મનોહર ગુપ્ત પોતાના ગૃહે આવી લપોડશંખનું પ્રથમના શંખની પેઠે પૂજન કરી પોતાના મનમાં કહેવા લાગ્યો:-અહો! આ કેવો સુશોભિત અને મનહર શંખ! અરે! આ સુશોભિત લપોડશંખની આગળ પેલો શંખ શા કામનો! ઇત્યાદિ ઉદ્ગારોથી આહ્લાદ પામી તે લપોડશંખની પાસે યાચના કરવા લાગ્યો કે લાવ લપોડશંખ લાખ! આ શબ્દની સાથે લપોડશંખે જણાવ્યું કે-લેને સવા લાખ! તેથી મનોહર ગુપ્તે જણાવ્યું કે:-લાવ સવા લાખ! ઉત્તરમાં લપોડશંખે જણાવ્યું લેને બે લાખ! તેથી મનોહર ગુપ્તે પુનઃ કહ્યું કે લાવ બે લાખ!" આથી લપોડશંખે કહ્યું "લેને ત્રણ લાખ!" રાજેન્દ્ર! એ પ્રમાણે લપોડશંખનું બોલવું વધતું જતું જોઇને મનોહર ગુપ્ત અત્યંત પ્રસન્ન થયો અને. હજી પણ

વધારે માગવું એમ ધારીને નિચે પ્રમાણે પુનઃ કહેવા લાગ્યો.

મનોહર ગુપ્તઃ-લાવ ત્રણ લાખ ! લપોડશંખઃ-લેને ચાર લાખ !
મનોહર ગુપ્તઃ-લાવ ચાર લાખ ! લપોડશંખઃ-લેને પાચ લાખ !
મનોહર ગુપ્તઃ-લાવ પાંચ લાખ ! લપોડશંખઃ-લેને છ લાખ !
મનોહર ગુપ્તઃ-લાવ છ લાખ ! લપોડશંખ-લેને સાત લાખ !
મનોહર ગુપ્ત -લાવ સાત લાખ ! લપોડશંખઃ-લેને આઠ લાખ !
મનોહર ગુપ્તઃ-લાવ આઠ લાખ ! લપોડશંખઃ-લેને નવ લાખ !
મનોહર ગુપ્તઃ-લાવ નવ લાખ ! લપોડશંખઃ-લેને દશ લાખ !

ધર્માત્મા મુમુક્ષુવર્યો ! આ પ્રમાણે લપોડશંખનાં વચન સાભળીને મનોહર ગુપ્ત મહાન્ આહ્લાદને પ્રાપ્ત થયો. અને અધધધ આટલા બધા રૂપિઆ મળવાના ! હવે આપણને શાની ન્યૂનતા રહેશે ! પરંતુ વધારે રકમ માત્ર મુખ દ્વારા સાંભળતાં કરતાં રૂપિઆનો ઢગલો પ્રત્યક્ષ નિહાળવાને તેના મનમાં તિવ્ર ઇચ્છા ઉત્પન્ન થઇ અને તેથી અત્યંત પ્રીતિપૂર્વક જણાવ્યું કેઃ—

મનોહર ગુપ્તઃ—બસ ! બસ !! હવે એટલા રૂપિઆ આપો !

લપોડશંખઃ—રૂપિઆ આપવાની વળી વાત કેવી !

મનોહર ગુપ્ત—અરે ! વાત કેવી તે કેવી ! તું રૂપિઆ આપવાનુ કહે છે. તે હું લેવા તૈયાર છું માટે લાવ રૂપિઆ ! વાત એવી સમજ્યો !

લપોડશંખ.—મૂર્ખાનંદ ! મને ઓળખતો નથી. હુ તો લપોડશંખ છુ એટલે માત્ર મુખદ્વારા કહુ પણ આપું એક પાઇ પણ નહિ માટે જે માગવાનું હોય તે ભલે માગ પણ મળવાની તો વાતજ સમજતો નહિ ! અર્થાત્ હું તો કહેવા વાળો છું. આપવા વાળો નથી.

રાજેન્દ્ર ! એ પ્રમાણે લપોડશંખનાં વચન શ્રવણ કરી મનોહર ગુપ્ત તો સ્તબ્ધજ બની ગયો એટલુજ નહિ પરંતુ પેલો અમૂલ્ય શંખ ગુમાવ્યો તેનો અત્યંત પશ્ચાતાપ કરવા લાગ્યો. અને દુર્ગાદત્તની ઈર્ષ્યા કરી તેજ બચી તેથી મહાન્ દુઃખ પામવા લાગ્યો. પરંતુ પછી એ પશ્ચાતાપ શા કામનો ?

પ્રિયમુમુક્ષુ ? એ પ્રમાણે જે ઈર્ષ્યાળું જન બીજાની સમૃદ્ધિ જોઇને ઈર્ષ્યા-અદેખાઇ કરે છે. તેને આ પ્રમાણે પશ્ચાતાપ કરવો પડે છે. એ ધ્યાનમાં રાખીને તમારે ક્યારે પણ ઈર્ષ્યાળું થવું નહિ.

એ અવશ્ય ધ્યાનમાં રાખજો. કેમકે આ સંસારમાં સર્વ કોઈ પોત પોતાના પ્રારબ્ધ કર્મ પ્રમાણે ફળ ભોગવે છે તેમાં કોઇથી પણ ફેરફાર થઇ શકે એમ નથી. માટે બીજાની સમૃદ્ધિ જોઇને પ્રસન્ન અંતઃકરણે રહેવું એજ સજ્જન–સચ્ચરિત્રશાલી મુમુક્ષુઓનું કર્ત્તવ્ય છે, કારણકેઃ–

**बोवैं बीज बबुरके, आम्र कहांते होय ॥**

બાવળના બીજ વાવનારને આમ્ર ફળની પ્રાપ્તિ કયાંથી થાય! એ સર્વથા નિશ્ચિત છે. માટે માત્ર પરમેશ્વર ઉપર શ્રદ્ધા રાખી અને સર્વ જીવોથી સમભાવથી વર્ત્તવું એજ અધિકારી પુરૂષોનુ આભૂષણ છે. પાંડવોના અપૂર્વ વૈભવ–સમૃદ્ધિની ઇર્ષ્યા કરનાર દુર્યોધનાદિની કેવી સ્થિતિ થઇ છે એ આપ સર્વ મંડળના ધ્યાનમાં છે. વળી બ્રહ્મ-વિદ્વરિષ્ઠ મહર્ષિ વશિષ્ઠની ઇર્ષ્યા કરનાર રાજર્ષિ વિશ્વામિત્ર જેવા સમર્થ તપસ્વિને કેટલો બધો પરિતાપ કરવો પડયો હતો એ પણ આપ જાણોછો. જેથી ઇર્ષ્યા એ અધિકારી મનુષ્યને અત્યંત હાનિકારક છે. એમ ધારીને તથા ઇર્ષ્યા એ આસુરી સંપત્તિનો એક મૂખ્ય દુર્ગુણ છે એ પ્રમાણે સમજીને તેનો સર્વથા ત્યાગ કરવો એજ ઉચિત છે. વળી જેમ ઇર્ષ્યા કરવી ઉચિત નથી તેમ મુમુક્ષુ પુરૂષોએ નિંદા કરવી પણ યોગ્ય નથી. માટે હવે હું આપને નિંદા વિષે કહું છું તે શ્રવણ કરશો.





## षड्चत्वारिंश-सोपान.

### निन्दा ए नरक लोकमां निवास करवानी निशानी छे.

**मूकः परापवादे परदार निरीक्षणेऽप्यन्ध ॥**
**पङ्गु परधन हरणे सजयति लोक त्रये पुरुष ॥ २४२ ॥**

**ભાવાર્થ**—જે પુરૂષ પારકી નિંદા કરવામા મુગો છે, પરસ્ત્રીને જોવામાં આંધળો છે, અને પારકા ધનને હરવામા પાગળો છે તે પુરૂષ ત્રણ લોકમાં વિજયને પ્રાપ્ત થાય છે.



રાજેન્દ્ર મુમુક્ષુવર્મન્ ! આ સંસારમાં આપણને સારી રીતે જોવામા આવે છે કે જ્યારે કોઇ પણ મનુષ્યને વિશ્રાંતિ મળે છે ત્યારે બે ચાર મનુષ્ય એકત્ર થઇને કોઇની પણ નિંદા કરવા તત્પર થાય છે અને એવી સાર વિનાની વ્યર્થ ગ્રામ્ય ગાથાઓમાં પોતાના અમૂલ્ય સમયને વ્યતીત કરે છે એ અત્યત ધિકારવા લાયક છે એ પ્રમાણે ફોકટની નિંદા કરવામાં શું લાભ છે! માટે એ પ્રમાણે ન કરતા જો ધાર્મિક ચર્ચામાં કિમ્વા પોતાના દેશનો ઉદય કેમ થાય ! એ વિચારવામાં અથવા પોતાની ઉન્નતિમા કિંવા કુટુંબની ઉન્નતિમાં વા જ્ઞાત્યુન્નતિમાં જો સમય ગાળવામાં આવે તો કેટલી બધી સારી સ્થિતિ પ્રાપ્તિ થાય? એક બીજાની નિંદા કરવાથી દ્વેષભાવ ઉત્પન્ન થાય છે અને દ્વેષ ભાવ ઉત્પન્ન થવાથી કર્તવ્યાકર્તવ્ય

ભૂલી જવાય છે. એ સર્વથા નિઃસંશય વાર્તા છે. નિંદા એ એક મહાન્ દુર્ગુણ છે અને તેથી અત્યંત હાની થાય છે. માટે કયારે ભૂલે ચૂકે પણ કોઇ પ્રાણીની નિંદા કરવી ઉચિત નથી. જેમનો નિંદા કરવાનો સ્વભાવ છે તે સર્વદા કલેશનેજ પ્રાપ્ત થાય છે. તેમને યત્કિંચિત્ પણ શાંતિની પ્રાપ્તિ થતી નથી એ સ્પષ્ટ છે. માટે જે ધર્માત્માછે, ધર્મના પ્રેમી છે અને જે પોતાના આત્માની પેઠે પ્રાણી માત્રને જોનારા છે તેવા સજ્જન વિવેકી પુરૂષો કયારે ભૂલે ચૂકે જાગ્રત અવસ્થામાં તો શું પણ સ્વપ્નાવસ્થામાં પણ કોઇની નિન્દિત વાર્તા કરવામાં તત્પર થતા નથી. કેમકે નિંદા કરવાથી પાપની પ્રવૃત્તિ થાય છે અને પાપમય પ્રવૃતિ થવાથી અતિમ્ નરક લોકની પ્રાપ્તિ થાય છે જેઓ બીજાનું સારૂં ઇચ્છે છે તેમનું પોતાનું પણ સારૂંજ થાય છે. વર્તમાન કાળમાં કલિયુગના પ્રભાવથી અનેક લોકો મહા પુરૂષોના ચારિત્ર્યોમાં દોષારોપણ કરી નિંદા કરે છે. તેવા નિન્દકોનો ક્યારે પણ સંગ કરવો નહિ એ મ્હારી આપ સર્વ મુમુક્ષુ મંડળને પરમ સૂચના છે. નિન્દા કરનારાઓ કદાચ ઉત્તમ વર્ણમાં ઉત્પન્ન થયેલા હોય કિમ્વા ધનાઢય હોય, તથાપિ પણ તે નીચથી પણ નીચ છે.

**काक पक्षिषु चान्डाल· स्मृतः पशुषुगर्दभः ॥**
**नराणां कोपी चान्डाल· स्मृतः सर्वेषु निन्दकः ॥ २४४ ॥**

**ભાવાર્થ**:—જેમ પક્ષિઓમાં કાગડો ચાન્ડાલ છે; પશુઓમાં જેમ ગર્દભ ( ગધેડો ) ચાંડાલ છે, જેમ મનુષ્યોમાં ક્રોધી ચાંડાલ છે તેમ નિન્દક–નિંદા કરનાર સર્વમાં ચાંડાલ છે.

રાજર્ષિ ! કેટલાક એવા નરાધમો હોય છે કે પોતે વર્ણાશ્રમ ધર્મથી ભ્રષ્ટ હોવા છતાં પણ બાહેરથી સાધુ જેવો વેષ ધારણ કરી વિચરે છે અને પછી મ્હોટા મ્હોટા ઋષિ–મુનિઓની નિન્દા કરે છે. અરેરે ! ધિઃક્કાર છે એવા સ્વાર્થસાધક નિચ નિશાચર જેવા મનુષ્યોને ! માત્ર ચાર દિવસના ચાંદરણા જેવા આ વિનાશશીલ સંસાર સુખ ભોગવવાને માટે અસત્ કર્તવ્યમાં પ્રવેશ કરવું એના જેવી અન્ય અધમતા કઇ છે ? મહાત્મા ગોસ્વામી તુલસીદાસજી વદી ગયા છે કે:–

अब कि परहीं परमारथी वंडक । सुखी कि होहि कबहे परनिन्दक ॥ कांड ७-१७३

परम धर्म श्रुति विदित अहिंसा । पर निंदा सम अघ न गरिसा ॥ २४५ ॥

અર્થાત્ પર નિંદા કરનારને ક્યારે પણ સુખની પ્રાપ્તિ થતી નથી, તથા પર નિંદા સમાન અન્ય કોઇ પણ મ્હોટું પાપ નથી. એ પ્રમાણે અનેક મહાપુરૂષો ઉલ્લેખ કરી ગયા છે. શ્રીમાન્ ઋષિ ક્ષેમેન્દ્ર ભગવાન્ વદી ગયા છે કે:—

" धर्मात्मा पुरुषको चाहिये कि-किसीभी प्राणीकी निन्दा करना योग्य नहि है. क्योंकि-वह निन्दा प्राणी की नहि की जाती किंतु परमात्माकी हि निन्दा की जातीहे क्यों कि सब प्राणीके अन्तर्गत् वही परमात्मा आत्मरूपसे विराजमान है. "

રાજર્ષિ મુમુક્ષુવર્મા ? જેટલો સમય નિંદા કરવામા વ્યતીત કરવામાં આવે છે તેટલોજ સમય જો શ્રીવિષ્ણુ ભગવાનના સ્મરણમાં વ્યતીત કરવામાં આવે તો કેટલું બધુ પુણ્ય પ્રાપ્ત થાય મહાત્મા કબીર ભક્ત વદી ગયા છે કે:—

निंदा हमारी जो करे, मित्र हमारा सोय ॥
साबु लेवे गांठका, मेल हमारा धोय ॥ २४६ ॥

એટલે મહાત્મા પુરૂષતો નિંદાથી લેશ માત્ર પણ ડરતા નથી તથાપિ જે નિંદા કરનારા છે તેમનુંજ બુરૂં થાય છે. એમાં લવલેશ પણ સન્દેહ નથી. જે આ અસાર સંસારમાં જન્મ ધારણ કરીને પોતાનો અમૂલ્ય અવસર વ્યર્થ વ્યતીત કરે છે તે આ સંસારમાં પોતાના સત્કર્ત્તવ્યથી ભ્રષ્ટ થઈ અંતિમ્ નરકગામી થાય છે એટલા માટે તમારે સર્વ મુમુક્ષુ સજ્જનોએ ક્યારે પણ દુર્લભ સમયને વ્યર્થ વ્યતીત કરવો નહિ અને જ્યારે તમને નિવૃતિ મળે ત્યારે નિવૃતિમાં સદા સર્વદા શ્રી હરિનુંજ સ્મરણ કરવું શ્રેયકારક છે. પરતુ સમય-અવસરનો ક્યારે પણ દુરૂપયોગ કરવો ઉચિત નથી. આ પ્રસંગમાં હું આવતી કાલનું મહાત્મ્ય કહું છું તે શ્રવણ કરશો.



# सप्त चत्वारिंश-सोपान.

## आवती कालनुं महात्म्य.

**काल करे सो आज कर, आज करे सो अब ॥**
**अवसर बीते जातहै, फेर करेगा कब ॥ २४७ ॥**



તુષ્ઠય સાધન સંપન્ન મુમુક્ષુ ! સજ્જન વિવેકી પુરૂષોએ કયારે પણ પ્રમાદ કરવો ઉચિત નથી, કારણકે સમય એ અમૂલ્ય છે. સમયની જેટલી કિંમત આંકવામાં આવે તેટલી થોડી છે. જે સમયને સાધે છે તેજ પરમાત્માને શાધી શકવામાં સમર્થ થાયછે. તમે કલ્પના કરો કે ગઇ કાલ જે ગઇ તે આપણને હજારો પ્રયત્ન કરતાં પણ પુનઃ પ્રાપ્ત થાય એમ છે ? કદીજ નહિ ! રાજન્! એક શ્વાસ પણ એવો અમૂલ્ય છે. તેના બદલામાં સમગ્ર મૃત્યુલોકનું નાણું આપવામાં આવે તથાપિ તેની કિંમત થઇ શકે તેમ નથી. મહાત્મા સુરદાસજી વદી ગયા છે કે. **बेर बेर नहि आवे अवसर बेर बेर नहि आवे** " અહો ! આ પદમાંથી કેટલો બધો ઉત્તમ સદ્બોધ પ્રાપ્ત થાય છે, જે વિચારવાન્ છે, જે સમયના મહાત્મ્યને જાણે છે તે પોતાના સમયને એક પળ માત્ર પણ વ્યર્થ વ્યતીત કરવા દેતા નથી. રાજર્ષિ ખટ્વાંગ રાજાએ માત્ર બે ઘટિકામાં અચ્યુત પદની પ્રાપ્તિ

કરી હતી એ શું આપના ધ્યાનમા નથી. જ્યારે એ ઘટિકાથી પણ દુર્લભ પદાર્થની પ્રાપ્તિ થાય છે તે પછી **आयुन्वर्ष शतं नृणां परिमित** આ રાજર્ષિ ભર્તૃહરિજીના ઉદ્દગારથી સો સો વર્ષની આયુષ્ય વ્યર્થ ગુમાવવી એ કેટલી શોચવાલાયક વાર્તા ! કાલના-સમયના ઉપર વિશ્વાસ રાખનારને કાલ-સમય અંતિમ્ છેતરી લે છે એટલે કેટલાક મનુષ્યોને પૂછવામાં આવે કે ભાઇ ! આપશું કરોછો ? તો પ્રત્યુત્તરમાં તેઓ વદે છે કે, કાલને વ્યતીત કરીએ છીએ હવે આપણને વિચારવું જોઇએ કે આપણે કાળને વ્યતીત કરીએ છીએ કે કાલ આપણને વ્યતીત કરે છે, એ પ્રમાણે વિચારવાનુ કાર્ય હું આપનેજ સમર્પણ કરૂંછું મારા ધારવા પ્રમાણે તો " **कालो न याता वयमेव याता** આ ભર્તૃહરિના ઉદ્દગારથી કાલને તો આપણે વ્યતીત કરતા નથી પરંતુ કાલ-આપણા અનેક વડીલોને અને આપણને વ્યતીત કરે છે એમ સ્પષ્ટ રીતે અનુભવાય છે તથાપિ પણ આપણે પ્રમાદ વશ થઇને પરમાત્માના ભજન વગર પડયા રહીએ એ કેટલી બધી હાનિ કરીએ છઇએ એનું કંઇ પણ ખ્યાલ ઉત્પન્ન થાય છે ! જ્યારે આજે જમવાનું તમે કાલ ઉપર રાખતા નથી; જ્યારે આજે ઉંઘવાનું તમે કાલ ઉપર રાખતા નથી-તો પછી ભગવાનને ભજવું, એ તમે કાલના ઉપર કેમ રાખો છો ! શુ ! એ પ્રમાણે રાખતાં લજ્જા ઉત્પન્ન થતી નથી ! વળી કેટલાકને કહેવામાં આવે કે તમે કેમ પરમાત્માનું સ્મરણ કરતા નથી. તો તે તરૂણો-યુવાનીઆઓ જણાવે છે કે જ્યારે વૃદ્ધ થઇશું ત્યારેજ પરમેશ્વરનું ભજન કરશું. અર્થાત્ ઇશ્વરને ભજવું એ વૃદ્ધ પુરૂષોનું કામ છે ! અહો ! આ કેવો ગેરવાજબી પ્રત્યુત્તર ! શું ઇશ્વરની પાસેથી તરૂણોએ એવો કોઇ દસ્તાવેજ કરાવીને લાવ્યા છે કે અમે વૃદ્ધાવસ્થામાં તમારૂં સ્મરણ કરશું ! એ બહુજ ક્ષુલ્લક વિચાર છે ? રાજેન્દ્ર ! જ્યારે સાંસારિક વિનાશશીલ સુખોને ભોગવવા માટે તરૂણ અવસ્થાની આવશ્યકતા જણાય છે તો પછી ઇશ્વરના ભજન માટે વૃદ્ધાવસ્થાની આવશ્યકતા માનવી એ કેટલું બધુ ખોટું કહેવાય ! શુ! જ્યારે શરીર અસ્વસ્થ થઇ જાય, ઇન્દ્રિયોની શકિત હણાઈ જાય, ત્યારે પરમેશ્વર પરાયણ થઈ શકાય છે ? ના ! ના !! કદીજ નહિ !!! ઇશ્વર પરાયણ થવાને તરૂણ અવસ્થાનીજ

આવશ્યકતા છે. જો તરૂણ અવસ્થામા પોતાના કર્તવ્ય પરાયણ થવાયું નહિ તો પછી જરાવસ્થામાં કયાંથીજ થઇ શકાય ? માટે મારૂં તો એ પ્રમાણે માનવું છે કે જ્યાં સુધી આ શરીર સમ્યક્ પ્રકારથી સ્વસ્થ છે; રોગ વિનાનું છે. જ્યાં સુધી જરા અવસ્થા દૂર છે, જ્યાં સુધી ઇન્દ્રિયોની શક્તિ હણાઇ નથી ત્યા સુધીજ આત્મસાધન કરવું અધિકારીઓને ઉચિત છે; પછી આત્મ સાધન કરવું એ ગૃહમાં આગ લાગે અને તે સમયે કુવો ખોદાવવા બેસવું તે પ્રમાણે છે એટલે એ કુવો કયારે ખોદાઇ રહે, કયારે પાણી નીકળે ' અને ક્યારે ઉપયોગમાં આવે અર્થાત્ આગ લાગવા વખતે જેમ કુવો ખોદવા બેસવું એ જેમ નિષ્ફળ ફળવિનાનું છે તેમ જરાવસ્થામાં આત્મસાધન કરવું એ પણ નિષ્ફળજ છે શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણચદ્ર ભગવાન્ પોતાના પરમપ્રિય મિત્ર અર્જુનના પ્રત્યે વદે છે કેઃ—

" **अंतकाले या माति सागति** " આ ચરણનો રહસ્યાત્મક ભાવાર્થ એજ છે કે ચ્યાસીલાખ, નવાણુ હજાર નવસોને નવાણું શરીરોમાં ભ્રમણ કરતાં કરતાં મનુષ્યના શરીરની પ્રાપ્તિ થઇ એજ અંતકાલ છે. એજ અંતઃકાલમાં મનુષ્યને જેવી મતિ ઉત્પન્ન થાય છે તેવી ગતિ મળે છે. માટે ઇશ્વર પરાયણ થવાને માટે વૃદ્ધાવસ્થાની વાટ જોઇ બેસી રહેવું એ કેવળ અવિદ્વાનોનુંજ કર્ત્તવ્ય છે. મહાત્મા નીતિ શાસ્ત્ર નિપુણ વિષ્ણુશર્મા વદે છે કેઃ—

**नवे वयसि यः शांतः स शांत· इति मे मतिः ॥**
**धातुषु क्षीयामणेषु कस्य शांतिः न जायते ॥ २४८ ॥**

ભાવાર્થઃ—તરૂણ અવસ્થામાં–યુવાનીમાં જે શાંત–સુશીલ છે તેજ શાંત પુરૂષ છે એમ મારી માન્યતા છે ધાતુ ક્ષીણ થઇ જવા પશ્ચાત્ કોને શાંતિ ઉત્પન્ન થતી નથી અહો ! આ કેવો પવિત્ર ઉદ્ગાર ? કેવું અપૂર્વ શિક્ષણ ? ? ખરેખર મહા પુરૂષોના વચનોમાં કંઇક ઓરજ માધુર્યુતા–રે માધુયર્તાજ નહિ પણ અર્થ ગાંભિર્યતા હોય છે. હવે સમયના ઉપર શ્રદ્ધા રાખવાથી રાજર્ષિ યુદ્ધિષ્ઠિર અને તેમના ભ્રાતા ભીમસેન વચ્ચે કેટલીક વાતચિત થઇ છે તે હું આપને કહું છું તે ધ્યાનથી સાંભળશો.



# अष्ट चत्वारिंश—सोपान.

## राजर्षि युद्धिष्ठिर अने भीमसेन.

श्वः कार्यमद्य कुर्वीत पूर्वाह्ने चापराह्निकम् ॥
नहि प्रतिक्षते मृत्यु कृतं वास्यनवा कृतं ॥ २४९ ॥
( महाभारत )

**ભાવાર્થ:**—આવતી કાલે ધર્મ કરવો હોય તે આજે કરવો, વળી આજે પણ સાંજનો કરવો હોય તો સવારમાં કરવો કેમકે મૃત્યુ કંઇ પ્રતિજ્ઞા કરતો નથી કે આ પુરૂષે આટલું કર્યું અને આટલું કરવાનું અવશિષ્ટ=બાકીછે



મહારાજા યુદ્ધિષ્ઠિર એક સમયે પોતાની રાજ્ય સભામાં બિરાજમાન થઇ રહ્યા હતા. તે સમયે કોઇ એક સત્પાત્ર બ્રાહ્મણ રાજર્ષિ યુદ્ધિષ્ઠિરજીની પાસે યાચના કરવા આવ્યો તેને જોઇને રાજા યુદ્ધિષ્ઠિરજીએ વિચાર્યું કે આ બ્રાહ્મણ અત્યંત સુપાત્ર છે માટે આવા સુપાત્ર બ્રાહ્મણને દાન આપવાનું અસંખ્ય પુણ્ય છે. પરંતુ કોઇ રાજ્ય કામમાં રોકાવવાના હોવાથી તે બ્રાહ્મણને જણાવ્યું કે— **વિપ્રવર્ય**! આપ આવતી કાલે આવજો; તો પછી આપની યાચના પ્રમાણે હું આપને દાન અર્પણ કરીશ

**રાજેન્દ્ર મુમુક્ષુ**! એ પ્રસંગે ભીમસેન સભામાં હાજર હતા નહિ. પરંતુ તેમને એ વાર્તાની ખબર પડી તેથી તેઓ પોતાના અંતઃ

ઠરણુમાં કહેવા લાગ્યા કેઃ—અરે ! ધર્મના સિંધુરૂપ મ્હારા મ્હોટા ભાઈ યુદ્ધિષ્ઠિરજી આ પ્રમાણે ભૂલ કેમ કરે છે ! કાલનો શો ભરોશો ! તેમાં પણ ધર્મ સંબંધી કે પરમાર્થ સંબંધી ઉત્તમ કામ બનતાં સુધી કાલ ઉપર રખાય નહીં. માટે મ્હારે એ ભૂલ યેન કેન પ્રકારેણ અવશ્ય સુધારવી જોઇએ. એ પ્રમાણે નિશ્ચય કરીને એક યુક્તિ આરંભ કરી. એ યુકિત એ હતી કે પાંડવોના રાજ્ય દરબારમાં એક મ્હોટું નગારૂં હતુ એ નગારાને માટે એવા પ્રકારનો ઠરાવ કરવામાં આવ્યો હતો કે જ્યારે કોઇ અત્યંત બહુજ મ્હોટી ફત્તેહ થઈ હોય ત્યારેજ નગારૂં વગાડવામાં આવતું ત્યાં સુધી કોઇથી પણ એ નગારૂં વગાડાય નહિ, અને તે પણ માત્ર તેને એકજ દાંડી પ્રહાર કરવામાં આવતી તેથી એ નગારાં પાસે જઇને અત્યંત બળથી ભીમસેન તેને વગાડવા લાગ્યો, અને દાંડી ઉપર દાંડી પ્રહારવા લાગ્યો.

રાજેન્દ્ર ! ભલા ! ભીમસેનના બળ માટે કહેવુંજ શું ! મહાન્ બળવાન્ અને વળી આવું જબરદસ્ત નગારૂં હાથમાં આવ્યું પછી બાકી શું રહે ! આ પ્રમાણે સમગ્ર હસ્તિનાપુરમાં એ નગારાંની ગર્જના ફેલાઇ ગઇ. એ શ્રવણ કરી લોકો સર્વ આશ્ચર્યને પ્રાપ્ત થયા. અને મહારાજા યુદ્ધિષ્ઠિરજીતો અજબજ થઇ ગયા કેઃ-અહો ! આ શું ! અરે ! આ અણચિંતવ્યું-અણધાર્યું નગારૂં કેમ વાગ્યું ! કોણે વગાડયું ! એવડી તે શું ફત્તેહ થઇ કે દાંડીઓ ઉપર દાંડીઓ પ્રહારવામાં આવે છે. ત્યાર પછી તપાસ કરાવતાં સમાચાર જાણવામાં આવ્યા કે એ નગારૂં તો ભીમસેને વગાડયુ છે તેથી ધર્મ રાજા યુદ્ધિષ્ઠિરજીને જણાયું કે ભીમ કોઇ મ્હોટો જય મેળવીને આવ્યો હશે. તેથી ભીમસેનને રાજા યુધિષ્ઠિરજી પૂછવા લાગ્યાઃ—

ભાઇ ભીમસેન ! કયો દેશ જીતી આવ્યા ? એટલી બધી શું ફતેહ મેળવી ! ! એવા મ્હોટા ભાઈ યુદ્ધિષ્ઠિરના વચન શ્રવણ કરી ભીમસેન કહેવા લાગ્યોઃ—વડીલભ્રાતા ! આજતો બહુજ ફત્તેહ થઇ છે; સાક્ષાત્ કાળ જીતાઇ ગયો છે. આથી તો રાજા યુદ્ધિષ્ઠિર આશ્ચર્યને પ્રાપ્ત થઇ કહેવા લાગ્યાઃ-હેં ! હેં ! કાળ જીતાઓ ! કાળને જીત્યો ! કોણે! હેં ! ! અરે ! મ્હોટા મ્હોટા ઋષિ-મુનિઓ, દેવ દાનવો, અને સં-

ગ્યાબદ્ધ સિદ્ધ પુરૂષો પણ કાળને જીતી શકયા નથી એવા મહાકા-ળને તેં કેવી રીતે જીત્યો ! ત્યારે ભીમસેને કહ્યું કેઃ—પૂજ્યભ્રાતા ! એવા અજીતકાળને મેં નથી જીત્યો પરંતુ આપે જીત્યો છે. એ સાંભળીને ધર્મરાજા યુદ્ધિષ્ઠિર કહેવા લાગ્યાઃ– અરે ! ભીમ ! ! આ તું શું બોલે છે ? મને તો પળની પણ ખબર નથી તો પછી મારા-થી કાળ કેવી રીતે જીતાય ? અને એવું મારામાં કયાંથી સામર્થ્ય કે હું સાક્ષાત્ કાળને જીતી શકું ? અહો ! જે કાળ સર્વ બ્રહ્માંડને જીતનાર છે તેને મારાથી જીતાયજ કેવી રીતે ! અને એ તું શું બોલે છે ! ત્યારે ભીમસેને જણાવ્યું કેઃ–ધર્મના સિંધુ પૂજ્યભ્રાતા ! મ્હેલા વિપ્ર–બ્રાહ્મણને તમે દાન લેવા માટે આવતી કાલે આવવાનું કહ્યું તે ઉપરથી મેં જાણ્યું કે આપે કાળને જીત્યો હશે. કારણ કે જો આપે કાળને જીત્યો ન હોય અને આપને પળની પણ ખબર ન હોય તો તમે ધાર્મિક કામમાં આવતી કાલનો વાયદો શું કરવા કરો? તમારો આવતી કાલનો વાયદો સાંભળીનેજ મેં મ્હારા અંતઃકરણમાં જાણ્યું કે તમે કાળને જીત્યો હશે. અને તેટલા માટેજ મેં એ દુ-ન્દુભિ=નગારૂં ગડગડાવ્યું કારણ કે કાળને જીતવા કરતાં વળી બીજી મોટી ફત્તેહ કઇ ?

રાજેન્દ્ર ! પુરાતન કાળમાં રાજા મહારાજાઓ એટલા બધા ધર્મ-પરાયણ હતા કે ધામિક કર્ત્તવ્યમાં એક પળનો પણ વિશ્વાસ રાખતા નહિ અને તેથીજ તેઓ ઉન્નતિ પથમાં પ્રવિષ્ઠ હતા. ભીમસેનની એ પ્રમાણે વાર્તા શ્રવણ કરીને મહારાજા યુદ્ધિષ્ઠિરને અત્યંત લજ્જા ઉત્પન્ન થઇ એટલુંજ નહિ પરંતુ તેજ સમયે પોતાની ભૂલ સમજીને તે બ્રાહ્મણને બોલાવી લીધો અને તેની ઇચ્છા પ્રમાણે દાન આપીને તેનો સત્કાર કર્યો.

ભગવદ્ ભક્તો ! જ્યારે મહારાજા યુદ્ધિષ્ઠિર જેવા સામર્થ્યવાળા-ને પણ એક પળની ખબર પડી નહિ તો પછી આપણા જેવા સા-ધારણ મનુષ્યો કાળને જીતવાનો–સમયને જીતવાનો ફાંકો રાખી અ-ભિમાન ધારણ કરીએ એ કેટલું બધું નીતિથી વિરૂદ્ધ ગણાય ? માટેજ જેમ બને તેમ એક પળપણ પ્રભુના ભજન વિના, આત્મ સા-

ધન કર્યા, વિના, દેશનો હિત ચિંત્યા વિના વ્યતીત કરવી એ મ્હોટામાં મ્હોટી ભૂલ છે. અને એવી મ્હોટી ભૂલને સુધારવા તરફ અવશ્ય પ્રયત્ન-શીલ થવું એ આપ સર્વ સજ્જન મંડળને મ્હારી પરમાજ્ઞા છે તે આપ માન્ય રાખશો. હવે હું આપને કુસંગ વિષે કહું છુ તે શ્રવણ કરશો.

## अेकोनपंचाशत–सोपान.

### कुसंग कलमषनुं कारण छे.

**आनन्द मृगदावाग्निः शील शाखिमद द्विपः ॥**
**ज्ञान दीप महा वायुरयंखल समागमः ॥ २५० ॥**
**( सुभाषित रत्न भांडागारम् )**

**ભાવાર્થ:**—દુર્જનનો સમાગમ, આનંદ રૂપી મૃગને બાળવામાં દાવાનળ સમાન છે; શીલરૂપી વૃક્ષને છેદવામાં મદોન્મત્ત હાથી છે અને જ્ઞાનરૂપી દીપકને બુઝાવામાં મહાન વાયુ છે.



રાજર્ષિ મુમુક્ષુવર્મા ! સજ્જન વિચારવાન્ મુમુક્ષુ પુરૂષોએ આ સંસારમાં ક્યારે પણ કુસગ કરવો નહિ કારણ કે કુસંગથી જે જે હાની થાય છે તે તે વર્ણન કરી શકાય તેમ નથી. કારણ કે કુસંગથી પગલે પગલેજ દુખની પ્રાપ્તિ થાય છે. જેવી રીતે લોઢાના સંગથી અગ્નિ ઉપર મુદ્દગરોના ઘા પડે છે. તથા અદોષિત પદાર્થ પણ દોષિતના સંસર્ગથી દુષ્ટતાને પ્રાપ્ત થાય છે. જેમ પચંગવ્યા (ઘૃત દહી, દુધ, ગોમૂત્ર, છાણુ ) નો ઘડો મદિરાના એક બિંદુથી દૂષિત થઇ જાય છે, જેવી રીતે થોડા છાશના સંસર્ગથી દુધનો ગુણ અન્ય રૂપમાં ફરી જાય છે તેમ કુસંગથી સજ્જન પુરૂષના પણ ગુણ એમે

રૂપનું પરિવર્ત્તન થઇ જાય છે એ સર્વથા અનુભવ સિદ્ધ વાર્તા છે. માટે ભૂલે ચૂકે પણ કુસંગમાં પ્રીતિ રાખવી અધિકારી પુરૂષોને યોગ્ય નથી. શુદ્ધ વસ્તુ પણ કુસંગના પ્રભાવથી સંસારમાં અશુદ્ધ મનાઈ જાય છે. જેમ કોઈ એક મનુષ્ય ગાયના ઉત્તમ દુધનું પાત્ર ભરી દારૂ વેચનારાની દુકાનમાં જઈ પીએ તો તે દુધપાન-પણ મદિરાપાન તરીકે મનાઇ જાય છે. એ સર્વ પ્રભાવ કુસંગત નો છે. ભગવદ્ભક્ત સુંદર વદી ગયા છે કેઃ—

॥ इन्द्रविजयवृत्त. ॥

सर्प डसैं सो कछु नहि तालक, बिछु लगे सो भेला करि मानौ ॥
सिंह हु खाँयतो नांहि कछु डर, जों गज मारत तो नहि हानौ ॥
आगी जरो जल डूबी मरौं गिरी जाय गिरौं कछु भे मत आनौ ॥
सुंदर ओर भले सबही पुनि दुर्जन संग भलो नहि जानो ॥

વળી રાજર્ષિ ભર્તૃહરિ ભાખી ગયા છે કેઃ—

वरं पर्वत दुर्गेषु भ्रान्त वनचरै सह ॥
न मूर्ख जन संसर्ग सुरेन्द्र भवनेष्वपि ॥ २५१ ॥

ભાવાર્થઃ—પર્વતના કિલ્લાઓમાં વનચર સાથે વિચરવું યોગ્ય છે. પરંતુ સુરેન્દ્રના ભવનમાં પણ જો મૂર્ખ મનુષ્યનો સંગ હોય તો તે મને ઠીક લાગતો નથી. રાજેન્દ્ર ! જે ખરાબ સંગ છે તેનેજ શાસ્ત્રમાં કુસંગ કહે છે. જે કુસંગથી આ સંસારમાં અપકીર્ત્તિ અને પરલોકમાં પણ અત્યંત દુઃખની પ્રાપ્તિ થાય છે. એવા કુંસગને તો દુરથીજ નમસ્કાર કરવો ઉચિત છે. કુસંગથી સજ્જન પુરૂષને પણ બંધનની પ્રાપ્તિ થાય છે. જેમ દશાનન ( રાવણુ ) ના અપરાધથી સમુદ્રને બંધનની પ્રાપ્તિ થઇ. વળી કુસંગથી સમગ્ર કૌરવ કુળનો સંહાર થયો એ વાર્તા મહાભારત નામક ઈતિહાસથી સર્વત્ર સુપ્રસિદ્ધજ છે. કુ-સંગથી જે જે હાની થઈ છે તે તે સંબંધી જેટલું લખાય, ઉપદે-શાય, વર્ણવાય તે સર્વ થોડુંજ છે. કુસંગથીજ રાજર્ષિ ભર્તૃહરિનાં પરમપ્રિયા પટરાણી પિંગલાને અપૂર્વ દુઃખની પ્રાપ્તિ થઇ હતી. કારણ કે પિંગલા જેવી વિચિક્ષણ વનિતા પોતાના પાતિવ્રત્ય ધર્મથી ચલિત થઇ તેનું મૂખ્ય કારણ તેની પાસે રહેનારી એક દુબોધા

નામની દાસી હતી. અને દુષ્ટા દુર્બોધાના કુસંગથીજ તેને આવી વિપરીત બુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. રાજેન્દ્ર ! કુસંગથી મ્હોટા મ્હોટા રાજાઓ, ઋષિ મુનિઓ પણ કલેશને પ્રાપ્ત થયા છે તત્સંબંધી એક બે નહિ પરંતુ અસંખ્ય દાખલાઓ આપણા સચ્છાસ્ત્રોમાંથી મળી શકે છે. માટે " કુસંગજ અવનતિનું કારણ છે " એ મહામંત્રને ધ્યાનમાં રાખી તમે સર્વ કુસંગથી મુક્ત થશો એવી મને આશા છે. હવે હું આપને કુસંગના સંબંધમાં રાજ્યહંસ અને વાયસની મૈત્રી સંબંધી કથા કહું છું તે શ્રવણ કરશો.

## पंचाशत-सोपान.

### राज्यहंस अने वायस.

**काकस्य गात्रं यदि कांचनं च ॥**
**माणिक्य रत्नं यदि चञ्चु देशे ॥**
**अेकैक पक्षे ग्रथितं मणिना ॥**
**तथापि काको नतु राज हंस ॥ २९२ ॥**

**ભાવાર્થઃ**—કાગડાનું શરીર જો કે કાંચનનું હોય, તથા માણિક્ય રત્ન તેના ચંચુદેશમાં હોય એટલુંજ નહિ પરંતુ તેનો એકેકો પક્ષ મણિઓથી ગ્રથિત હોય તોપણ તે કાગડોજ છે. પરંતુ રાજ્યહંસ નથી.



વિવેકી મુમુક્ષુવર્ગો ! જગન્નિયંતા પરમાત્મા પ્રણીત અલૌકિક સંસારમાં, પંપા સરોવર, બિંદુ સરોવર, નારાયણ સરોવર, અને માન સરોવર એ ચાર સુપ્રસિદ્ધ સરોવર ગણાય છે. એમાંના છેલ્લા માન સરોવર ઉપર પોતાની ચંચુ દ્વારા ક્ષીર નીરને વિભિન્ન કરનાર, પક્ષિ ગણમાં પ્રતિષ્ઠિત કોઇ એક રાજ્યહંસ ઘણા કાળથી

નિવાસ કરતો હતો. કોઇ એક દિવસે દૈવેચ્છાથી એક વાયસ (કાગડો) પોતાના પૂર્વ પુણ્યના કોઇ મહાન્ સંસ્કારથી તે માન સરોવર પર પ્હોંચવા ભાગ્યશાળી થયો. તેથી રાજ્યહંસ આવો વિચિત્ર વેશધારી કૃષ્ણ સ્વરૂપ કાગડાને જોઇને પોતાના અંતઃકરણમાં વિચાર કરવા લાગ્યો કેઃ—અહો ! પરમકૃપાબ્ધિ પરમેશ્વરે આ સંસારમાં કેવા પ્રકારની અદ્‌ભુત રચના નિર્માણ કરી છે! અહો! ઇશ્વરની અકળિત કૃતિને કળવા કોણ સામર્થ્યવાન્ છે ઇત્યાદિ અનેક પ્રકારના સંકલ્પો કરી સ્વભાવે દયાળુ હોવાથી અતિથિ રૂપે આવેલા તે કાગડાને નિચે પ્રમાણે પૂછવા લાગ્યો.

**दोहाः—कहाँ तुमारा धामहै; क्या तुमेरा नाम ॥**
**कहिये यह सब प्रेमसों छांडी जुदाइ तमाम ॥ २५३ ॥**

**ભાવાર્થ:**—હે પક્ષિ! તમારૂં સ્થાન ક્યાં છે અને આપનું શું નામ છે તે સર્વ વૃત્તાંત મારાથી જુદાઈ મૂકીને પ્રેમ પૂર્વક કહો. એ પ્રમાણે રાજ્યહંસના વચન સાંભળીને તે કાગડો કહેવા લાગ્યો.

**दोहाः—वायस मेरा नामहै; दूर हमारा धाम ॥**
**सुनिये राज्य मराल यह; मैत्री करनसो काम ॥**
**तातें मैत्री कीजीये, मित्र धर्म प्रतिपाल ॥**
**मम आशा पूरन करो, रे ! रे ! ! राज्य मराल ॥**

**ભાવાર્થ:**—હે રાજ્યહંસ શ્રવણ કરો ! મારૂં નામ વાયસ છે. અને મારૂં સ્થાન અહીંથી બહુ દૂર છે. ત્યાં હું રહું છું. માત્ર આપની સાથે મૈત્રી કરવાને માટે આવ્યો છું. તે માટે હે રાજ્યહંસ ! મિત્ર ધર્મના પ્રતિપાલન કરનારા મારી મનોકામના પૂર્ણ કરી મારી સાથે મિત્રતા કરો. કારણ કે આ સંસારમાં " મિત્ર " સમાન અન્ય કોઇ પણ ઉત્તમ સંબંધ નથી.

એવી રીતે વાયસ ( કાગડા ) ની દીનતા ભરેલી વાણી શ્રવણ કરીને માનસરોવર નિવાસી રાજ્યહંસ નિચે પ્રમાણે કહેવા લાગ્યોઃ—

**दोहा—सुनहु वायस बात मम; कहों सत्य निरधार ॥**
**मैत्रि करना कठीन है; कोउ निभावन हार ॥**
**नेहा सब कोउ करे; कहा करेमें जात ॥**

करिबो ओर निवाहिबो बडी दुःखद् यहबात ॥
नेह निभावन कठीन है, सबसे निभवत नांही ॥
चढनों मेंन तुरंगपे, चलनों पावकमाही ॥
हम पंछी शुद्ध हृदयके, तव अनुभव नाहि मोय ॥ २५४ ॥
तातें वायस तुमहींसे, कैसे मैत्रि होय ! " ॥ १ ॥
मैत्री उन्हसों कीजीयें, जिनें मित्रकी जान ॥
बिन अनुभव मैत्रि करे; सो नर पशु समान ॥ २ ॥
मैत्री उन्हसो कीजीयें, ग्रहें साथसों साथ ॥
दुःख सुख संपत्त बिपतमें; छिनभर तजेंन हाथ ॥ ३ ॥
मित्र धर्मकों जानहीं; जे सुमित्र विद्वान् ॥
ऋषि प्रभाकर ताहिसों, मैत्री करें सुजान ॥ ४ ॥

ભાવાર્થ:—હે વાયસભાઇ ! મ્હારી વાર્તા શ્રવણ કર. હું નિશ્ચય પૂર્વક સત્યજ વદું છું કે મૈત્રી કરવી એ એ અત્યંત કઠીન કાર્ય છે. કારણ કે તે મૈત્રીને નિભાવનાર કોઇકજ હોય છે. વળી "મૈત્રિ" "મૈત્રિ" એમ વાતો તો સહુ કરે છે. કેમકે वचने किंदरिद्रता ? પરંતુ મૈત્રિ કરવી અને અંત પર્યંત નિભાવવી એ અત્યંત મુશ્કેલ છે. જેમ મેંણના અશ્વ ( ઘોડા ) ઉપર આરૂઢ થઈને અગ્નિમાંથી ચાલવું અશક્ય છે તેમજ મૈત્રિનું મહાત્મ્ય જાળવવું એ પણ હું પુનઃ પુનઃ કહું છું કે તે કઠીન–રે કઠીનતમ છે. ભાઈ વાયસ ! અમે (હંસ) પક્ષિ તો શુદ્ધ હૃદયના છઇએ ત્હમારો મને યત્કિંચિત્ પણ અનુભવ નથી તેટલા માટે તમારાથી મૈત્રી હું કેવી રીતે કરી શકું ? ભાઇ ! મૈત્રી તો તેની સાથેજ કરવી ઉચિત છે કે જે મિત્રતાની રીતીને જાણી શકતો હોય પરતુ અનુભવ સિવાય જે મૈત્રીનો આરંભ કરે છે તે મનુષ્ય નહિ પણ પશુ સમાન છે. વળી મૈત્રી તેની સાથેજ કરવી યોગ્ય છે કે જે સુખ, દુઃખ સંપત્તિ, વિપત્તિમાં સદા સર્વદા સાથેજ રહે એક ક્ષણવાર પણ મૂકવાની ઇચ્છા કરે નહિ એ પ્રમાણે જે મિત્ર ધર્મને સુમિત્ર વિદ્વાન્ જાણે છે. ઋષિ પ્રભાકર શર્મા કહે છે કે સુજાન પુરૂષો તેની સાથેજ મૈત્રી કરે છે.–વળી શાસ્ત્રમાં લખ્યું છે કે:–

करावित्र शरीरस्य नेत्रयोरिव पक्ष्मणी ॥
अब्रूते यो प्रियं कूर्यात् समित्रं सद्भिरूच्यते ॥ २५५ ॥

ભાવાર્થ:—શરીરમાં જેમ બે હાથ છે અને નેત્રોમાં જેમ બે પાંપણો છે તેમ રહીને જે વગર કહે પ્રિય કરે તેજ ખરેખરો મિત્ર કહેવાય છે, તથા હૃદયનું નિર્મલપણું, દાન આપવા પણું, શૂરવીરતા, સુખદુ:ખમાં સમાનપણું, સરળપણુ, અનુરાગ અને સત્યતા એ મિત્રના ગુણ કહેલા છે તેમજ દર્પણ જોવાથી જેમ તેમાં પ્રતિબિમ્બ પડે છે તેમ જે જોવામાં આવતાંજ જેમાં ( મિત્રના ) સુખ અને દુ:ખ એ બે પ્રાપ્ત થાય છે તે ખરેખરો તેનો પરમ મિત્ર છે. સાક્ષાર શિરોમણી રાજર્ષિ ભર્તૃહરિજી ભાખી ગયા છે કે:—

पापान्निवारयति योजयते हिताय ॥
गुह्यानि गूहति गुणान्प्रकटी करोति ॥
आपद्गतं च न जहाति ददाति काले ॥
सन्मित्र लक्षण मिदं प्रवदन्ति सन्तः ॥ १ ॥

ભાવાર્થ:—જે પાપથી નિવારે છે; હિતને માટે યોજે છે; ગુહ્ય વાતને ગુપ્ત રાખે છે; ગુણને પ્રકટ કરે છે, આપત્તિમા છોડતો નથી; અને વખત આવે આપે છે-સ્હાયતા કરે છે એ સારા મિત્રનાં લક્ષણ છે એમ સત્પુરૂષો વદે છે. વળી પણ:—

शोकाराति भय त्राणं प्रीति विश्रम्भ भाजनम् ॥
केन रत्नमिदं सृष्टं मित्रमित्यक्षरद्वयम् ॥ २५६ ॥

ભાવાર્થ:—શોક, શત્રુ, અને ભયથી રક્ષણ કરનારા; અને પ્રીતિ તથા વિશ્વાસનું પાત્ર મિત્ર એવા બે અક્ષર રૂપ રત્નો કોણે સૃજેલાં છે ! ( અર્થાત્ ધન્ય છે પરમાત્માને કે જેમણે આ અસાર સંસારમાં " મિત્ર " એ દિવ્ય રત્નને નિર્માણ કર્યો છે. સત્પુરૂષોની મૈત્રી કેવા પ્રકારની હોય છે. તત્સબંધી કહ્યું કે કે:—

क्षीरेणात्म गतोदकाय हिगुणा दत्ताः पुरातेऽखिलः ॥
क्षीरेतापमवेक्ष्य तेन पयसा ह्यात्मा कृशानौ हुत ॥
गन्तुं पावक मुन्मन्स्तदभवदृष्टवातु मित्रापदं ॥
युक्तं तेन जलेन शाम्यति सतां मैत्रीपुनस्त्वीदृशी ॥

ભાવાર્થ:—ચુલા ઉપર દુધ ઉકાળવાને મૂકયું હતું તે વખતે દુધે પોતાની અંદર રહેલા જલને અગાઉ પોતાના સર્વ ( દુધપણાના ) ગુણ

આવ્યા હતા. દુધનો એ ઉપકાર મનમાં જાણી દૂધને તાપ થતો જોઇ તે જલે પોતાનો આત્મા અગ્નિમાં હોમ્યો ( અર્થાત્ જલ અગ્નિ સાથે પ્રથમ બળવા લાગ્યું ) આવી રીતે પોતાના મિત્ર જલને આપત્તિ થતી જોઇ દૂધ અગ્નિમાં પડવાને તૈયાર થયું ( અર્થાત્ દૂધનો ઉભરો આવ્યો. ) પછી જલથી જ્યારે તેને છાંટીયે ત્યારે તે ઉભરો શમી ગયો તે ઘટે છે, એવી રીતની સત્પુરૂષની મૈત્રી છે. વળી " **समाने मैत्री** " આ મુદ્રાલેખ હોવાથી મૈત્રી કરવી તે પણ પોતાની શદ્રશ સમાન ગુણ શીલ માનવીથી મૈત્રી કરવી ઉચિત છે, તેથી હે વાયસ ! તુંજ વિચારી જોકે તમારી અને અમારી મૈત્રી કેમ બની શકે ! એ પ્રમાણે રાજ્યહંસનાં નીતિયુકત વચનો શ્રવણ કરીને વાયસ નિચે પ્રમાણે કહેવા લાગ્યો.

**દોહાઃ–रे ! रे !! राज्य मराल शृणु ! शरणागत प्रतिपाल ॥**
**मेरेसों मैत्री करोः सज्जन दीन दयाल ॥**

ભાવાર્થ.—હે રાજહંસ ! શરણાગત પ્રતિપાલ !! હે સજ્જન !!! હે દીનદયાલ !! મારાથી જરૂર મૈત્રી કરો. હું આપની પાસે અતિથિ રૂપે આવ્યો છું, માટે મ્હારી આશાભંગ કરવી એ આપ જેવા ઉદારાત્માને યોગ્ય નથી. શું ! એક કૂબેર જેવા ધનાઢ્યની નિકટ રહી દારિદ્રથી યુકત રહેવું યોગ્ય છે ! શું ! એક નિખિલ શાસ્ત્ર નિષ્ણાત-વેદ પારંગત તત્ત્વવિદ્દની સાનિધ્યતામાં રહીને અવિદ્યાયુકત રહેવું ઉચિત છે ! શું ! વિવિધ પ્રકારનાં પકવાન્નોનાં માત્ર દર્શનજ કરી ત્યાંથી ક્ષુધાતુર થઇ આકુળ વ્યાકુળ થવું યોગ્ય છે ! શું ! એક અમૃતથી છેલમછેલ થયલા સરોવરના કિનારે પ્હોચી તૃષાથી તપ્ત થવું યોગ્ય છે કે ? માટે હે દયાના ભંડાર રૂપ રાજહંસ ! હું આપને આધીન છું. હું આપનો અતિથિ-મિજમાન છું, તેની રક્ષા ન કરવી, શું ? એ શાસ્ત્રાનુકૂલ કર્ત્તવ્ય છે ! શું ! આપ જેવા શુદ્ધ હૃદયના પક્ષિરાજને પ્રમાણરુપ છે ! ના !

ના!! રાજહંસ!!! આપનાં દર્શનથી તો હું મ્હારાં અહોભાગ્ય સમજું છું! રાજેન્દ્ર! એ પ્રમાણે વાયસનાં વિનિત વચન શ્રવણ કરી રાજહંસ બોલ્યો:—હે વાયસ! જો ત્હારો મૈત્રી કરવા સંબંધી દૃઢ નિશ્ચય હોય તો હું એક સરતે તમારી સાથે મૈત્રી કરવા બંધાઉં છું. તે સરત એ છે કે—હું જે વચનો કહું તે તમારે માન્ય કરવા. પરંતુ તમારાં, વાકયો હું કદીપણ માન્ય કરીશ નહિ!" આ વાકય સાંભળીને વાયસ (કાગડો) બોલ્યો:—વાહ! વાહ!! રાજહંસ!!! આ તે આપની કેવી પ્રબળ મૈત્રી! ભલા માણુસ! જ્યારે મૈત્રી કરવી ત્યારે પરસ્પર વાર્તા-વિનોદથી કાળ નિર્ગમન કરવો. એમાં વળી આપનાં વાકયો હું માનું અને મારાં વાકયો આપ ન માનો એનું કારણ શું? એ વચન સાંભળીને રાજહંસે જણાવ્યું કે:—કારણ એજ કે:—

**आहारे व्यवहारेच स्पष्टवक्ता सुखी भवेत् ॥**

આહાર અને વ્યવહારમાં સ્પષ્ટવકતાજ સુખને પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે રાજહંસનાં વચન સાંભળીને કાગડાએ કહયું કે:—

રાજહંસ! જો આપની એ પ્રમાણેજ ઇચ્છા હોય, તોપણ એક સરત મારી તમારે માન્ય કરવી ઉચિત છે. તે સરત એ છે કે જ્યારે એક સો (૧૦૦) વાર્તા આપની માન્ય કરૂં, ત્યારે એક વાર્ત્તા મ્હારી પણ આપને માન્ય કરવી ઉચિત છે. રાજેન્દ્રસુમુક્ષુ! કપટી કૃત્રિમ કાર્યકુશળ મલિનાત્મા વાયસ ભાઈની આવી દીન સરત શ્રવણ કરી રાજહંસે કહયું:—ભાઇ! ભલે એ પ્રમાણે જો તારી ઇચ્છા હોય તો હું મૈત્રી કરવા તૈયાર છું. એ પ્રમાણે ઉભય જણ વાર્ત્તાલાપ કરી સૂર્યનારાયણની સાક્ષી પૂર્વક પરસ્પર મૈત્રી ધર્મમાં પ્રવિષ્ટ થયા, અને રાજહંસના મિજમાન તરીકે કેટલાક દિવસ પર્યંત વાયસ ત્યાં રહયો. ઘણા દિવસ વ્યતીત થવા પશ્ચાત્ રાજહંસ પોતાના અંતઃકરણમાં વિચાર કરવા લાગ્યો કે:—હવે આ મારો મિત્ર-

સંગી છે. તો આ મારા મિત્ર વાયસના પણ મલિન શરીરને પુત (પવિત્ર) કરવા તિર્થાટન-યાત્રા તરફ લઇ જવું. એવી સાત્વિક ઇચ્છાથી તે રાજહંસ કહેવા લાગ્યો.

હે વાયસ! આ અસાર સંસારમાં શરીર ધારણ કરીને તું હમેશાં ત્હારા સહવાસીઓની સાથેજ રહ્યો છે, માટે જો ત્હારી ઇચ્છા હોય તો હું તિર્થાટન કરવાની ઇચ્છા રાખું છું; માટે તેથી તું મારી સાથે ચાલીશ! જો ચાલવાની ઇચ્છા હોય તો થા તેયાર! સાંભળ ભગવાન્ વેદ વ્યાસજી વદી ગયા છે કેઃ—

असारे खलु संसारे सारमेतच्चतुष्टयम् ॥
काश्यं वासःसतां संग गंगाम्भ शंभुसेवनम् ॥

ભાવાર્થ—આ અસાર સંસારમાં ચાર પદાર્થ સાર રૂપ છે. અર્થાત્ તિર્થ શિરોમણી શ્રી કાશીપુરીમાં નિવાસ; સત્પુરૂષ સમાગમ, ગંગાજીનું પવિત્ર જલ અને સદાશિવ-વિશ્વનાથનું પૂજન. મિત્ર! સંસારમાં એજ સાર રૂપ છે, તે સિવાય અન્ય સાર ભૂત શું છે? કંઇજ નહિ!! એ પ્રમાણે રાજ્યહંસનાં વચન શ્રવણ કરીને તે વાયસ કહેવા લાગ્યોઃ—બહુજ સારી વાત છે. રાજ્યહંસ! આપનો સેવક સદા-સર્વદા સંગે ચાલવાને તત્પર છે. આથી રાજ્યહંસ અને વાયસ એ બન્નેએ પોતાની પાંખો દ્વારા આકાશ માર્ગે ઉડી યાત્રા જવાની તૈયારી કરી, અને થોડા કાળમાં શ્રી કાશીપુરી, ગોદાવરી, પંચવટી, પ્રયાગરાજ, પંઢરપુર, વિઠ્ઠલનાથ, મથુરાં, વૃન્દાવન, હરદ્વાર, બદ્રિનારાયણ, તથા જગન્નાથાદિ ધામોમાં પ્હોંચી ત્યાં પવિત્ર સરિતાઓમાં સ્નાન કરી પવિત્ર થયા; પુનઃ ત્યાંથી શ્રીરંગ, બાલાજી, જનાર્દન, પદ્મનાભ, શ્રી સેતુબંધ રામેશ્વર આદિ દક્ષિણ યાત્રા કરી કૃતાર્થ થઈ પશ્ચિમમાં દ્વારિકાપુરિ વિગેરે તિર્થોમાં સ્નાન, કરતાં કરતાં એકંદર અત્યાર સુધીમાં સો તિર્થમાં સ્નાન કર્યું, જ્યારે એ પ્રમાણે એકસો તિર્થમાં સ્નાન કરી લીધું ત્યારે તે વાયસ નીચે પ્રમાણે રાજયહંસને કહેવા લાગ્યોઃ-હે પરમ પ્રિય મિત્ર! હે સં·

જન શિરોમણિ રાજહંસ ! આપે પ્રથમ આપણી મૈત્રીના આ-
રંભ પ્રસંગે પ્રતિજ્ઞા કરી છે તે આપના ધ્યાનમા હશે ? એટલે
જયારે હું આપની એક સો વાર્તા માનું, ત્યારે આપે મારી એક
વાર્તાં માન્ય કરવી તેથી આપની સાથે આપના બરાબર એકસો તિ-
ર્થોમા મેં સ્નાન કર્યું પરંતુ હવે જો મ્હારી વાતનો સ્વિકાર કરો
તો હવે મ્હારો પણ એક તિર્થ છે, તેમાં આપને સ્નાન કરવો જોઇએ;
જુઓ તો ખરા મારા પવિત્ર તિર્થની કેવી રમ્ય રચના છે ? પ્રિયવર
મુમુક્ષુવર્મા ! વિશુદ્ધાત્માઓ હમેશાં પવિત્રજ હોય છે, જેથી રાજ્ય-
હંસ પોતાના અંતઃકરણમાં વિચાર કરવા લાગ્યો કેઃ-ખરેખર એ
નો પણ કોઇ પવિત્ર તિર્થ હશે ! તો એ તિર્થમાં પણ સ્નાન કર-
વાથી પુણ્યનીજ પ્રાપ્તિ થશે ! એ પ્રમાણે વિચારીને તે વાયસને કહેવા
લાગ્યો કેઃ-ભલે મિત્ર ! જો તમારી એ પ્રમાણે ઇચ્છા હોય તો ભલે
હું તમારા તિર્થમાં સ્નાન કરવાને માટે ચાલવા તત્પર છું; પરંતુ
તેનાથી પ્રથમ તમારા તિર્થનું અભિધાન નામ શું છે તે જણાવશો કે ?
એ પ્રમાણે રાજહંસનાં વચન સાંભળીને તે વાયસ કહેવા લાગ્યોઃ-

**दोहाः-**

**तिर्थ हमारा श्रेष्ठहै रंगहर जाका नाम ॥**
**यहाँसें है दशकोशपैः ज्हाँ रंगीयनका धाम ॥**

ભાવાર્થ-અમારો તિર્થ ઉત્તમ છે, રંગહર જેનું નામાભિધાન છે,
અને અહીંથી લગભગ દશ કોશ ઉપર જયાં રંગારા લોકોનું ઘર
છે ત્યાં આવેલું છે. એ પ્રમાણે વાયસનાં વચન સાંભળીને રાજહંસ
તથા વાયસ એ બન્ને આકાશ માર્ગ દ્વારા પ્રયાણ કરી થોડા સમ-
યમાંજ તે સ્થાન ઉપર આવી પહોંચ્યા, અને ગામની ભાગોળમાં જયાં
રંગારા લોકોનુ રંગ ચુલો અર્થાત્ વસ્ત્રો રંગવાનું એક ઘણા દિવ-
સના સંહેલા પાણીનું કુંડ હતું, તે બતાવીને વાયસ કહેવા લાગ્યો;
મિત્રવર્ય ! આજ અમારો રંગહર તિર્થ છે. એ પ્રમાણે તિર્થ જોઇને

રાજહંસ પુછવા લાગ્યો, કેમ મિત્ર! આ જલ તો બહુજ મલિન-ગંદુ કેમ જોવામાં આવે છે ? એવાં વચન સાંભળીને વાયસે જણાવ્યું કે:-સજ્જન મિત્ર ? એનું કારણ એ છે કે એમાં કેટલાક પાપ કર્મકરનારાઓ આવીને સ્નાન કરે છે, અને તેના પાપ કર્મનો તત્કાલ નાશ થઈ જાય છે તેથીજ એ જલ કાળું જણાય છે. એ પ્રમાણે વાયસનાં વચન સાંભળીને રાજહંસે જણાવ્યું કે, ભલે મિત્ર ! જો એમ હોય તો કરો સ્નાનની તૈયારી! તેથી પ્રથમ વાયસે એ રંગહુર તીર્થમાં સ્નાન કર્યું, તેનાથી પ્રથમથીજ કાળો સ્વરૂપ અને પુનઃ મલિન જલનો સ્પર્શ થતા શરીરની કાંતિ દેદીપ્યમાન થયેલી જોવામાં આવી , ત્યાર પછી રાજહંસ તેમા સ્નાન કરીને બ્હાર નીકળયો તો શરીરની આકૃતિ જે શ્વેત હતી, તેનું કેટલેક અંશે પરિવર્તન થઇ ગયું; અને તેનાથી વિચિત્ર સ્વરૂપને પ્રાપ્ત થયો; આથી રાજહંસ પોતાના શરીરને જોવા લાગ્યો, તો પોતાનું પ્રથમનું હંસનું સ્વરૂપ પણ નથી, અને વાયસના શરીરથી સરખામણી કરી તો તેના જેવું પણ સ્વરૂપ નથી; આથી **अतो भ्रष्टः स्ततोभ्रष्टः**- એટલે ન રાજહંસ અને ન વાયસ એવી બિચીત્ર આકૃતિને પ્રાપ્ત થયો જેથી પોતાના અંતઃકરણમાં ખેદ પામી કહેવા લાગ્યો કે:-અરે જીવ ! આ તેં શી ભુલ કરી ! અહો ! જે એક વિષ્ટાનો વિલાસી! અરે **पाक्षिषु काक चंडाल** અર્થાત્ પક્ષિઓમાં ચંડાલરૂપ વાયસથી મેં પ્રીતિ કરી, તેનાથીજ આ ફળની પ્રાપ્તિ થઇ ! શિવ! શિવ !! હવે શું કરવું !!! એ પ્રમાણે પોતાના જીવને ધિક્કારીને તે વાયસને કહેવા લાગ્યો:-હે મંદાત્મન્! હે કૃતઘ્ન!! મેં ત્હારા ઉપર અનેક ઉપકારો કરી ત્હારી ઉન્નતિની ઈચ્છા રાખી, તત્સંબંધી તેં મને એજ ફળ આપ્યું કે ? હે અધમાધમ! તને પવિત્ર તિર્થોમાં તેડી જઇ ત્હારા શરીરને પવિત્ર કર્યું તેની એ પ્રસાદી તેં આપી કે ? અરેરે ! કયાં તું ! અને કયાં હું !! પરંતુ હે નીચ! એમાં ત્હારો અપરાધ નથી; અપરાધ માત્ર કુસંગનોજ છે, હવે હું મ્હારા જ્ઞાતિ બંધુઓમાં જઇશ ત્યારે તે સજ્જન સમાજ મને શું કહેશે? અરે મારા બાંધવો! રે મ્હારા પરમ સુહૃદો મને પ્રથમથીજ કહેતા હતા

કે, એ વાયસ છે, મહાખલ પક્ષી છે. એની સાથે મૈત્રી કરવી તમને ઉચિત નથી; પરંતુ હે પાપાત્મન્ ! મ્હેં ત્હારાં કૃત્રિમ વાક્યોને સાચાં માની ત્હારી મલિન વાસનાને સત્ય સ્વરૂપ સમજી ત્હારો સમાગમ કર્યો, તેનાથી મને જોઇએ તેવાજ ફળની પ્રાપ્તિ થઇ. અરે રે ! હે ચંડાલ પક્ષિ ! મેં તારા ઉપર વિશ્વાસ રાખી ત્હારા આતિથ્યપણાનો સ્વિકાર કરી ત્હારી સાથે મૈત્રતા કરી, ત્હારી દીન યાચનાનું પાલન કર્યું; તેનાથીજ આ લાભ મળ્યો કે ? ખરેખર! કુસંગથી શું શું હાની નથી થતી! એ આજ અનુભવ પૂર્વક સમ્યક્ પ્રકારે જાણવામાં આવ્યું છે એવી રીતે રાજહંસ અનેક પ્રકારે કુ-સંગને ધિક્કારી પોતાના પ્રથમના પવિત્ર સ્થાન (માનસરોવર) ઉપર જઇ રહેવા લાગ્યો—પ્રિયવર મુમુક્ષુવર્મો !

**कुसंगथी खरेखर जगतमां कष्ट थाय;**
**कुसंगथी सारो जन दुष्टमां गणाय छे.**
**कुसंगथी खरेखर निन्दा थाय सज्जनोमां;**
**कुसंगथी पुण्य कर्म पूर्वनां पलाय छे.**
**कुसंगथी आवरदा लांबीमांथी टुंकी थाय;**
**कुसंगथी अधोगति अंतिम पमाय छे.**
**ब्रह्मऋषि प्रभाकर कुसंगथी मानवीनी;**
**खरेखर संसारमां अवनति थाय छे.**

એ સર્વ મહિમા કુસંગનો છે. મ્હાટે તમારે સર્વ સજ્જન મુમુક્ષુ પુરૂષોએ ક્યારે ભૂલેચૂકે પણ કુસંગ કરવો નહિ, એ મ્હારી આપને પરમાજ્ઞા છે. તે આપ સર્વ વિવેકી જનોએ ધ્યાનમાં રાખવું હવે હું આપને દુર્જનના સંબંધમાં સદ્બોધ પ્રદાન કરૂં છું, તે આપ સર્વ એકાગ્રવૃત્તિથી શ્રવણ કરશો.





# एकपंचाशत सोपान.

## दुर्जनो दूरथीज आदेश करवा योग्य छे.

पोतो दुस्तर वारि राशी तरणे दीपोन्धकारागमे।
निर्वातेव्यजनं मदान्धकारिणां दर्पोपिशान्त्यै सृणिः ॥
इत्थंतद्भुवि नास्ति यस्यविधिना नोपायचिन्ता कृता ॥
मन्ये दुर्जन चित्तवृत्तिहरणे धातापि भग्नोद्यमः॥

ભાવાર્થઃ—વિધાતાએ દુસ્તર સમુદ્રને તરવામાં વ્હાણુનો ઉપાય કર્યો, અંધકારને માટે દીપકનો ઉપાય કર્યો, પવન વિનાના સ્થાનને માટે પંખાનો ઉપાય કર્યો, અને મદવાળા હાથીના ગર્વની શાંતિને માટે અંકુશનો ઉપાય કર્યો એ પ્રમાણે કોઇપણ પૃથ્વિના ભાગમાં તેવો પદાર્થ નથી, કે જેના ઉપાય-નો વિચાર વિધાતાએ કર્યો નથી; પરંતુ હું ધારૂં છું કેઃ-દુર્જન પુરૂષના ચિત્તની વર્તિને હરવામાં વિધાતાનો ઉદ્યમ ભગ્ન થયેલો જણાય છે, કારણકે તેણે દુર્જનનું દુર્જનપણું દૂર કરવાનો ઉપાયજ કર્યો નહિ.

---



વૈરાગ્યશીલ મુમુક્ષુવર્મા! જે દૂર્જન પુરૂષ છે, જેનું અંતઃકરણ દુષ્કર્મથી મલિન થયેલું છે. જે સર્વદા સત્પુરૂષોનાં છિદ્રને જ જૂએ છે. અને સત્પુરૂષોની કેમ અવજ્ઞા થાય, એજ વાર્તા જેનાં અંતઃકરણમાં રમી રહેલી હોય છે; અને વાદ કર્યા વિના આનંદને પામતો નથી. જેમ વાયસ (કાગડો) સર્વ રસનું ભક્ષણ કરે છે, પરંતુ વિષ્ઠાના ભક્ષણવિના

આનંદ માનતો નથી. વળી દુર્જન પુરૂષો સર્પની પેઠે ઉદ્વેગ કરનારા હોય છે, એટલે સર્પ જેમ-વક્રગતિ કરનારા છે; તેમ દુર્જનો પણ વક્રગતિ કરનારા-પ્રતિકૂલ ચાલનારા છે, સર્પ જેમ મલિનાત્મા-કાળા શરીરવાળા છે, તેમ દુર્જનોનો સ્વભાવ પણ મલિન-દુષ્ટ હોય છે. સર્પ જેમ દંશ કરીને જગતના પ્રાણને હરનારા છે, તેમ દુર્જનો ઘાતકી કર્મથી જગતના પ્રાણને હરવાવાળા છે, એવા નીચ પુરૂષો ઉપર કદાચ ઉપકાર કર્યો હોય, તો પણ તે અપકાર રૂપજ થાય છે. જેમ સર્પને દુધનું પાન કરાવવું તે કેવળ વિષનેજ વધારનાર છે. કવિકુલભાસ્કર કાલીદાસજીનું કવન છે કે:—

स्नेहेन भूतिदानेन कृतःस्वच्छोऽपिदुर्जन ॥
दर्पण श्चान्तिके तिष्ठन्करोत्येकमपि द्विधा ॥

ભાવાર્થ:—દર્પણ જેમ સ્નેહ (તૈલ) અને ભૂતિ (ભસ્મ-રક્ષા) લગાડી સ્વચ્છ કર્યો હોય, તો પણ જો પાસે રાખ્યો હોય તો તે એક ને દ્વિધા-બે પ્રકારે કરે છે, અર્થાત્ એક હોય તેને પ્રતિબિંબથી બે રૂપે કરે છે તેવી રીતે દુર્જન પણ સ્નેહ (પ્રીતિ) અને ભૂતિ (વૈભવ) આપીને સ્વચ્છ કર્યો હોય, તો પણ પાસે રાખવાથી તે એકને બે પ્રકારે કરે છે. એટલે ફાટફૂટ કરાવી ભેદ પમાડે છે, અથવા એક નિશ્ચયી હોય તેને ફેરવી દેછે

રાજર્ષિમુમુક્ષુવર્મા! જેમ જેમ અધિક સ્નેહ-તૈલથી અગ્નિને પૂજવામા આવે, તેમ તેમ તે વિશેષ તાપને ધારણ કરે છે તેવીજ રીતે જેમ જેમ અધિક સ્નેહ-પ્રીતિથી દુર્જનને પુજીએ તેમ તેમ તે હૃદયમાં અધિક તાપ ધારણ કરે છે. તેથી દુર્જન એ અગ્નિની સમાન છે. વળી સત્કાર કરેલો પણ દુર્જન પુરૂષ સત્પુરૂષોને કલેશજ આપે છે, કારણકે કાગડાને જો દુધથી ધોવામાં આવે તોપણ તે કલહંસ ક્યાંથી થાય! વળી દુર્જન મનુષ્ય કદી કાંઈ શ્રેષ્ઠપણું કરે તોપણ તે શ્રેષ્ઠપણું બીજાને ઉપદ્રવનું કારણ થઇ પડે છે વાઘ કદિ ઉપવાસ કરે તોપણ તેનું પારણું પશુ મારવાનુંજ કારણભૂત થાય છે. સર્પ અને દુર્જન એ બેમાં સર્પ સારો પરંતુ દુર્જન સારો નહિ કેમકે સર્પ તો કોઇ કાળેજ ડંશન કરે છે પરંતુ દુર્જન તો પગલે પગલે

ડંદશન કરેછે. પ્રિય મુમુક્ષુવર્મા! આ સંસારમાં જે જે હાની થાય છે, તે તે દુર્જન પુરૂષોના સમાગમથીજ થાય છે; કેમકે તેમને બોધ કરવા છતાં પણ તેઓ સુધરતા નથી. એવા દુર્જનો હોય છે જેવી રીતે નલિકા યંત્રમાં રહેલું શ્વાન કૂતરાનું વાંકુ પૂછડું કદી પણ સરળ થતું નથી, તેમ દુર્જન પુરૂષોનાં અંત:કરણને પ્રબોધવા માડયું હોય, તો પણ સરળતાને પામતું નથી. એ પ્રમાણે દુર્જન પુરૂષોને આપણે જે જે ઉપમા આપીએ તે સર્વ અલ્પ છે. કિંતુ તાત્પર્ય એ છે કે જેમને ભગવદ્ ધામમાં પ્રવેશ કરવાની ઇચ્છા હોય, જેમને આ સંસારમાં પોતાના માનવજીવનને સાફલ્ય કરવુ હોય, તેવા મુમુક્ષુ પુરૂષોએ દુર્જન પુરૂષોને દૂરથીજ આદેશ કરવું યોગ્ય છે કારણકે એ દુર્જનો-નિન્દકોના સંસર્ગથી દોષની પ્રાપ્તિ થઇ જાય છે. માટે ક્યારે ભૂલે ચૂકે પણ તેમના સંસર્ગની ઇચ્છા રાખવી નહિ—એ અવશ્ય ધ્યાનમાં રાખવું જોઈએ. અને સદા સર્વદા સજ્જન પુરૂષોનો સંગ કરવો જોઇએ. હવે હું આપને સજ્જન પુરૂષો વિષે કહું છુ. તે શ્રવણ કરો.



# द्विपंचाशत—सोपान.



## सज्जन पुरुषो सर्व सद्गुणोथी समलंकृत् होय छे.



**क्षारो वारिनिधिः कलङ्क कलुष श्चन्द्रो रवि स्तापकृत्**
**पर्जन्य श्चपलाश्रयोऽभ्रपटला दृश्यः सुवर्णाचलः ॥**
**शून्यं व्योम रसा द्विजिव्ह विधृता स्त्वर्धाम धेनुः पशुः ॥**
**काष्टं कल्पतरुर्दृपत्सुरमणि स्तत्केन साम्यं सताम् (सुभाषितम् )॥**

ભાવાર્થઃ—સમુદ્ર ખારો છે, ચંદ્ર કલંકી છે, સૂર્ય તાપ કરનારો છે, મેઘ ચપળા (વિજળી)નો આશ્રય કરી રહયો છે, સુવર્ણનો પર્વત મેરૂ મેઘના વાદળાથી અદ્રશ્ય છે, આકાશ શૂન્ય છે, પૃથ્વિને દ્વિજવ્હે (બે જીભવાળા સર્પે અને પક્ષે દુર્જને) ધારણ કરેલી છે, કામધેનુ પશુ છે, કલ્પવૃક્ષ કાષ્ટ છે, અને ચિંતામણિ પથ્થર છે, તેથી ઉપરના કોઇ પદાર્થની સાથે સત્પુરૂષોની તુલના થાય તેમ નથી. અર્થાત્ સત્પુરૂષો એવા ઉત્તમ છે, કે જેઓને ઉપરના કોઈ પણ પદાર્થની ઉપમા આપી શકાય તેમ નથી.





ભગવદ્ પદ પ્રેમી મુમુક્ષુ! અંજલિમાં રહેલાં પુષ્પો જેમ બન્ને હાથને સુગંધિત કરે છે, તેમ સારા મનવાળા સજ્જન પુરૂષોની વૃત્તિ વામ અને દક્ષિણમાં અર્થાત્ સ્તુતિ પાઠકો અને નિન્દકોમાં સમાન હોય છે. તેઓનાં અંતઃકરણમાં વિષમપણું હોતું નથી. તેઓ તો સ્તુતિ પાઠકો કરતાં ઉલટું નિન્દા કરનારાઓ ઉપર અત્યંત પ્રેમ રાખે છે, અને એવા નિન્દકોનું

કલ્યાણ કેમ થાય એવી સદૈવ ભાવના રાખ્યા કરે છે. કારણ કે સજ્જન પુરૂષોનાં અંતઃકરણો પુષ્પથી પણ કોમળ, રસાર્દ્ર હોય છે. જેવી રીતે ગાય વિગેરેનું દૂધ જેમ બીજે દિવસે તત્કાળ દધિ (દહીં) થઈ જાય છે; પરંતુ દૂધનું સમુદ્ર અદ્યાપિ દહીં થઇ જતું નથી. અર્થાત્ જે સજ્જન પુરૂષો છે તેમને વિકાર લાગતો નથી. તથા ભગવતી ગંગા-પાપને, ચંદ્ર તાપને, અને કલ્પવૃક્ષ દરિદ્રને હણે છે, પણ સજ્જન પુરૂષોતો પાપ, તાપ અને દરિદ્ર એ ત્રણેનો નાશ કરે છે. અર્થાત્ સજ્જન પુરૂષોના સંસર્ગના પ્રભાવથી એ ત્રણે પ્રકારનો નાશ થઇ જાય છે. ગંગાજી પાપને હરે છે; પરંતુ સજ્જન પુરૂષોનાં સંસર્ગથી પાપ રહેતાંજ નથી, તો પછી નાશ કરવાનું શું પ્રયોજન? ચંદ્રતાપને હણે છે, પરંતુ સજ્જન પુરૂષોના સંગથી-તેમના અમૃત સમાન સદ્બોધથી તાપ રહેતોજ નથી. અને કલ્પતરૂ દીનતાને હણે છે પરંતુ સજ્જન પુરૂષોની સેવાથી દીનતા રહેતીજ નથી. અર્થાત્ એવા પ્રકારની સંતોષવાળી વૃતિ થઈ જાય છે, કે તેમને કોઇ પ્રકારની તૃષ્ણા રહેતી નથી. વળી એવા સજ્જનોનું નામાભિધાન પણ ગુણોને અનુસરીનેજ હોય છે. જેમ સારાવર્ણવાળું તે સુવર્ણ, શ્રી—શોભાનો ખંડ તે શ્રીખંડ-ચંદન, રત્નોનો આકર-(ખાણ) તે રત્નાકર—સમુદ્રઃ તથા સુધા—અમૃતને કરનાર તે સુધાકર—ચંદ્ર એ સર્વ નામ ગુણનેજ અનુસરીને છે વળી ચંદ્ર, પોતાના કિરણોથી જે કુમુદ જાતનાં કમળને ખીલાવે છે, તે શું તેમનો પ્રત્યુપકાર મેળવવાનો ઇચ્છાથી ખીલાવે છે? નહી! નહી! ઉન્નત અંતઃકરણવાળા સત્પુરૂષોનો એ સ્વાભાવિક ધર્મજ છે, અને તેમનું જીવન પરોપકાર કરવાના વ્યસનવાળુંજ હોય છે. વૈરાગ્ય વિભૂષિત યોગીંદ્ર રાજર્ષિ ભર્તૃહરિજી પોતાના નીતિશતકમાંવદે છે કેઃ—વિપત્તિમાં ધૈર્ય, ઉદય—આબાદીમાં ક્ષમા, સભામાં વાણીનું ચાતુર્ય, યુધ્ધમા પરાક્રમ, યશ મેળવવામાં પ્રીતિ, અને શાસ્ત્રમાં વ્યસન એટલા ગુણ સત્પુરૂષોને સ્વભાવથીજ સિદ્ધ છે. સજ્જન પુરૂષોની વાણી કદીપણ મિથ્યા થતી નથી. એ સર્વથા નિશ્ચિત વાર્તા છે. કદાચ સૂર્યનારાયણ પૂર્વ દિશામાં ઉદય થાય છે, તે ભલે, પશ્ચિમ દિશામા ઉગે, મેરૂ પર્વત અચળ છે તે કદાચ્ ચળાયમાન થાય, અગ્નિ

ઉષ્ણ છે તે કદાચ શીતળ થાય અને પર્વતના અગ્ર ભાગની આગળ શિલા ઉપર કદાચ કમળ વિકાશિત થાય તોપણ સજ્જન પુરૂષોનું બોલવું ફરતું નથી. રાજેન્દ્ર! ચંદનના વૃક્ષને જેમ જેમ ઘસવામાં આવે તેમ તેમ સારી સુગંધી આપે છે, શેલડીના સાંઠાને જેમ જેમ છેદવામાં આવે, તેમ તેમ વિશેષ સ્વાદ આપે છે, અને સુવર્ણને જેમ જેમ તપાવવામાં આવે તેમ તેમ અંદરથી સારો વર્ણ આપે છે માટે જેઓ ઉત્તમ સ્વભાવશીલ સજ્જન પુરૂષો છે, તેઓનો પ્રાણાંત થાય, તોપણ તેમની પ્રકૃતિમાં, તેમના સ્વભાવમાં વિકાર ઉદ્દભવતો નથી. વળી ન્યાય માર્ગને અનુસરતી વૃત્તિ રાખવી, પ્રાણનો નાશ થાય તોપણ પાપ કરવું નહિ, નીચ પુરૂષોની પાસે યાચના કરવી નહિ, મિત્ર હોય પણ જો તેનું ધન ક્ષીણ થયું હોય, તો તેની પાસે માગવું નહિ, વિપત્તિ આવે ત્યારે ઉન્નત થઈને રહેવું, અને મ્હોટા પુરૂષોને પગલે અનુસરવું–આવું ખડ્ગની ધારા જેવું વ્રત સત્પુરૂષોને કોણે બતાવ્યું છે? અર્થાત્ સ્વતઃસિદ્ધ છે. તથા ગુપ્ત દાન દેવું, પોતાના ગૃહે આવેલાની સંભ્રમથી આગના સ્વાગતા કરવી, હિત કરીને પણ મૌન રાખવું, પોતે કરેલા ઉપકારને સભામાં પ્રકટ કરવો નહિ, સ્મૃદ્ધિ છતાં પણ ગર્વ રાખવો નહિ. એવી રીતે ખડ્ગની ધારા જેવું ઉપર કહેલું તિક્ષણ વ્રત સત્પુરૂષોને કોણે બતાવ્યું છે? એ સર્વ સ્વત.-સિદ્ધ છે. અને એવા પુરુષો બહુ થોડાજ ઉત્પન્ન થાય છે શ્રવણ કરો

द्रश्यन्ते भूवि भूरि निम्बतरवः कुत्रापितेचन्दनाः ॥
पाषाणैः परिपूरिता वसुमती वज्रो मणि र्दुलभः ॥
श्रुयन्ते करटारवाश्च सततं चैत्रे कुहू कूजितं ॥
तन्मन्ये खल संकुलं जगदिदं द्वित्रीः क्षितौसज्जनाः

**ભાવાર્થઃ**—પૃથ્વી ઉપર લિંબડાનાં વૃક્ષો ઘણાં જણાય છે, અને ચંદનના વૃક્ષ કોઈ ઠેકાણેજ છે, આ પૃથ્વી ચોતરફ પાષાણથી સદૈવ પૂરાએલી છે, અને હીરા મણિ દુર્લભ છે, કાગડાના અવાજો સદૈવ સંભળાય છે, અને કોયલનો મધુર સ્વર ચૈત્ર માસમાંજ સંભળાય છે,

તેથી મારૂં તો એ પ્રમાણે માનવું છે કેઃ-આ જગત્ દુર્જનોથી ભરેલું છે, અને સજ્જન પુરુષો તો પૃથ્વીમાં બે ત્રણજ હશે.

વળી ધર્મ કર્ત્તવ્યમાં તત્પરપણું, મુખમાં મધુરપણું. દાન દેવામાં ઉત્સાહ પણું, મિત્રમાં નિષ્કપટપણું, ગુરૂમાં વિનયપણું ચિત્તમાં ગંભીરપણું, આચારમાં પવિત્રપણું ગુણમાં રસિકપણું, શાસ્ત્રમાં જ્ઞાતા-પણું. રૂપમાં સુંદરપણું. અને હરિમાં ભજન પણું એ સર્વ ગુણો સત્પુરૂષોમાંજ જોવામાં આવે છે. તેમજ સૌજન્યરૂપી અમ્રતના સમુદ્ર, પરહિતમાંજ વીર વ્રતને આચરનારા, બીજાના ગુણોને વર્ણવવામાં વાચાલ, પોતાના ગુણને કહેવામાં મૌનવ્રત રાખનારા, આપત્તિમાં ધૈર્યને ધારણ કરનારા અને સંપત્તિમાં ગર્વ રહિત સજ્જન પુરૂષો હોય છે તેઓ કયારે પણ ગર્વ-અભિમાન કરે નહિ, બીજા કોઇપણ પ્રાણીની નિંદા કરે નહિ, ક્રૂર—કઠોર વચન બોલે નહિં, કોઇએ કઠોર વચન કહયું હોય તો તે શાંતિઃ પૂર્વક સહન કરે, ક્રોધને ધારણ કરે નહિ. બીજાનું રચેલું દોષ વાળું કાવ્ય સાંભળીને પણ મૌન રાખે, બીજાના દોષને ઢાંકે અને પોતાના દોષને કહે નહિ, એ સમથ સત્પુ-રૂષનાં લક્ષણ છે. રાજર્ષિ મુમુક્ષુવર્મા! જે દીન લોકોને સદ્ગુણ રૂપી ફળ આપનાર કલ્પવૃક્ષ છે, સજ્જનોનો કુટુમ્બી છે સારા શિક્ષણનો દર્પણ છે; સારા ચરિત્રની કસોટી છે, શિયળ રૂપી મર્યાદાનો તો પર્વત છે, બીજાઓનો સત્કાર કરનાર છે, કોઈ પણ પ્રાણીનું અપમાન કરતો નથી, પુરૂષોના ગુણનો ભંડાર છે અને જે ઉદાર છે એવો સજ્જનપુરૂષજ વખાણવા યોગ્ય છે. અને તેજ ખરે-ખર જીવે છે. અર્થાત્ તેનુજ જીવવુ સાર્થક છે બાકી બીજાઓતો માત્ર શ્વાસજ લે છે એવા સજ્જન પુરૂષના સમાગમ સંબંધી પ્રખ્યાત દાદુપંથી સુંદરદાસ કહે છે કેઃ—

**इन्द्रविजयवृत्त.**

**तात मिले पुनिमात मिले सुत भ्रात मिले युवती सुखदाई ॥**
**राज मिले गज बाजि मिले सब साज मिले मन वांछितपाई॥**
**लोक मिले सूरलोक मिले विधिलोक मिले वैकुंठहुं जाई ॥**
**सुंदर ओर मिलें सबहीं सुख संत समागम दुर्लभ भाइ ॥**

जो कोइ जाइ मिले उनसों नर होत पवित्र लगे हरि रंगा ॥
दोष कलंक सबें मिटि जाइ सु नीचहु जाइजु होत उतंगा ॥
ज्युं जल और मलीन महाअति गंग मिल्यो हुइ जातैंह गंगा
सुंदर शुद्ध करैं तत्कालजु है जगमांहि बडो सत्संगा ॥

રાજેન્દ્ર! ઇત્યાદિ ઉદ્ગારો એક સુંદરદાસજી નહિ પરંતુ હજારો તત્ત્વજ્ઞાની મહાત્માઓ એજ પ્રમાણે પ્રબોધી ગયા છે, કે સજ્જન-પુરૂષોના સમાગમથીજ મોક્ષમંદિરમાં પ્રવેશ કરી શકાય છે. અર્થાત્ સજ્જનપુરૂષોજ આ મોક્ષમન્દિરમાં પ્રવેશ કરવાના માર્ગોના ભોમિઆ રૂપ છે. મ્હાટે તમારે પણ સજ્જનપુરૂષોના સંસર્ગમાં રહેવું જોઇએ, અને એ દ્વારાજ આપનું કલ્યાણ થવાનું છે. હવે હું આપને પરોપકાર સંબંધી યત્કિંચિત્ કહું છું તે ધ્યાનમાં રાખશો.



"સત્સંગ મહિમા" વિષે વિશેષ જાણવા માટે વાંચો "શ્રી ધર્મ ગીતા."

# त्रिपंचाशत-सोपान.



## परोपकार विनानो पुरुष पुरीष समान छे.



**परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय वहन्ति नद्यः ॥**
**परोपकाराय दुहन्ति गावः परोपकारार्थ मिदंशरीरम् ॥**

**ભાવાર્થ:**-પરોપકારને માટે વૃક્ષ ફળે છે, પરોપકારને માટે નદીઓ વહે છે; પરોપકારને માટે ગાયો દુઝે છે, અને પરોપકારને માટેજ આ શરીર છે;





રાજર્ષિ મુમુક્ષુવર્મા! આ સંસારમાં જન્મ ધારણ કરી જે જિજ્ઞાસુ છે,-જેમને પરમાત્મા પદની-મોક્ષ મંદિરમાં પ્રવેશ કરવાની તિવ્ર ઇચ્છા છે, જેમનાં અંતઃકરણ નિર્મળ થઇ ભગવદ્ભક્તિ પરાયણ છે, તેમણે સદા સર્વદા પરોપકારમાં પ્રાપ્ત થવુંજ સમુચિત છે; પરોપકાર એ વાક્યમાં પર-અને ઉપકાર એવા બે શબ્દોનો સમાવેશ થાય છે, અર્થાત્ પર એટલે બીજાનું અને ઉપકાર એટલે સારૂં અર્થાત્ બીજાનું સારૂં કરવું તેને પરોપકાર કહે છે. પરોપકાર અનેક પ્રકારથી થાય છે. જેમકે મનથી, વાણીથી, કાયાથી, અને દ્રવ્યથી. કોઇપણ પ્રાણીનું સારૂં કેમ થાય એવા પ્રકારની ઉત્કૃષ્ટ ભાવના સદૈવ ધારણ કરવી. એના સમાન અન્ય કોઇપણ વૃત, યજ્ઞ, તપ કિંવા દાન નથી. એ પરોપકાર પરાયણ જે છે, તેને અનેકાનેક ધન્યવાદ ઘટે છે. તેમનું આ સંસારમા આવવુ સાફલ્ય થાય છે. અને એવા પરોપકારી પુરૂષોથીજ પૃથ્વિ ભૂષિત ગણાય છે. મનુષ્ય શરીરને પ્રાપ્ત થઇને જે પુરૂષ પરોપકારમાં પ્રવૃત્ત થતો નથી તે પુરૂષ નહિ પરંતુ સાક્ષાત્ પિશાચ છે, કિંવા પુરીષ વિષ્ટા-સમાન છે. રાજેન્દ્ર ? વેદ વ્યાસજી વદે છે કેઃ-

**तृणं चाहं वरंमन्ये नरादनुपकारिणः ॥**
**घासो भूत्वा पशून्पाति भीरून्पाति रणांगणे ॥**

ભાવાર્થ -ઉપકાર વિનાના પુરૂષ કરતાં હુ તૃણને શ્રેષ્ઠ માનું છું કારણ કે તે ઘાસ ખાઇને પશુઓની રક્ષા કરે છે અને રણાંગણમાં ભય પામેલા પુરૂષોને બચાવે છે. વળી શ્રી વિષ્ણુપુરાણમાં લખ્યું છે કે.—

**परोपकृति कैवल्ये तोलयित्वा जनार्दनः ॥**
**गुर्विमुपकृतिं मत्वा ह्यवतारान्दशा गृहीत् ॥**

ભાવાર્થઃ–શ્રી વિષ્ણુ ભગવાને પરોપકાર અને મોક્ષને તોલી જોયાં તેમાં ઉપકારને ભારે થયેલો માની દશ અવતાર ગ્રહણ કર્યાં.

રાજેન્દ્ર ! જે પુરૂષ પરોપકાર પરાયણ હોય છે, તેમને આ લોકમાં સર્વોત્તમ સત્કીર્તિ અને પરલોકમાં પણ અત્યંત સુખની પ્રાપ્તિ થાય છે. પરોપકારનો પ્રભાવ એવો મહાન છે કે તેની આગળ સર્વ ઉત્તમ ગુણોનો મહિમા તુચ્છ જણાય છે. માટે પ્રાણવડે, પણ પરોપકાર થતો હોય તો તે ભૂલવું ઉચિત નથી, કેમકે સહુસ્ત્રવ્રતો કરતાં પણ પરોપકારનું પૂન્ય ચઢિયાતું છે. એમ આપ સર્વ નિશ્ચય જાણશો. રાજર્ષિ મુમુક્ષુવર્માઃ–જે સ્વાર્થ છોડીને પરોપકાર કરે છેતે સત્પુરૂષો કહેવાય છે; જે સ્વાર્થને અડચણ ન આવે તેવી રીતે પરોપકાર કરે છે તે મધ્યમ પુરૂષ કહેવાય છે જે સ્વાર્થ માટે બીજાના કલ્યાણનો નાશ કરે છે તે મનુષ્યમાં રાક્ષસ સમાન કહેવાય છે અર્થાત્ અધમ છે. અને જે વ્યર્થ બીજાના કલ્યાણનો નાશ કરે છે તે કોણ છે તે અમે જાણતા નથી અર્થાત્ તેઓ અત્યંત નિંદ્ય—અધમાધમ છે એમ જાણવું. પ્રિયવર મુમુક્ષુવર્મા ? ભગવાન્ સૂર્યનારાયણ, ચંદ્ર, મેઘ, વૃક્ષ, નદીઓ, ગાયો, અને સજ્જૈન પુરૂષો એ સર્વને જગન્નિયંતા પરમાત્માએ પરોપકાર કરવા માટેજ નિર્માણ કર્યાં છે. કારણ કે આ સંસારમાં પોતાના સ્વાર્થમાં તો સહુ કુશળ હોય છે પરંતુ જે મુમુક્ષુ પરોપકાર માટેજ પોતાનુ જીવન વ્યતિત કરેછે તેનુંજ ખરેખર

જીવવું યથાર્થ છે. પરોપકાર વિનાના મનુષ્યને ધિક્કાર છે, અને તેવા મનુષ્યો કરતાં તો પશુઓ પણ ઉત્તમ છે કેમકે તેમનું ચર્મપણ મૃત્યુપછી ઉપકારક થાય છે-અર્થાત્ પરોપકારમાં કામ આવે છે. મહાત્મા ભર્તૃહરિનું કવન છે કેઃ—

**श्रोत्रं श्रुतेनैव न कुंडलेन दानेन पाणिर्नतु कंकणेन ॥**
**विभाति काय खलु सज्जनानां परोपकारैर्नतु चन्दनेन ॥**

ભાવાર્થ —સજ્જન પુરૂષોને શાસ્ત્ર શ્રવણ કરવાથી કાન શોભે છે. કુંડલથી શોભતો નથી; દાન આપવાથી હાથ શોભે છે કંકણથી શોભતો નથી અને કાયા પરોપકારથી શોભે છે; કંઇ ચંદનથી શોભતી નથી.

વત્સ મુમુક્ષુ! પરોપકાર માટે મહર્ષિ દધિચિએ પોતાનો દેહ અર્પણ કર્યો હતો; પરોપકાર માટે દાનેશ્વરી કરણ રાજાએ પોતાની ત્વચા અર્પણ કરી હતી અને જીમૂત્તવાહને પોતાનો જીવ આપ્યો હતો; 'અહો? જો ધનાઢય લોક પોતાના દ્રવ્યનો પરોપકારમાં વ્યય કરીને આપણા ભારતવર્ષનો કેમ ઉદય થાય એ ઉપર ધ્યાન આપે તો આપણા આર્યાવર્તની ઉન્નતિ થવામા શું વિલંબ લાગે એમ છે?

રાજેન્દ્ર? પરમકૃપાળુ પરમાત્માએ જે પ્રાણીને પ્રભુતા સમર્પણ કરી છે તે માત્ર તેમના ઉપભોગને સહેજ અર્પણ કરી નથી કિંતુ પરોપકાર કરવા માટે સમર્પણ કરી છે અહો! રંતિદેવ રાજર્ષિ કેવો પરોપકાર વૃત્તમાં નિષ્ટ હતો' એવાજ પરોપકારી પુરૂષો જ્યારે પુન આ ભારત વર્ષમા ઉત્પન્ન થશે ત્યારેજ ભારત વર્ષ પ્રથમની પેઠે સર્વોત્કૃષ્ટ ગણાશે યાવત્ આપણામાં ઇર્ષ્યા આદિ દુર્ગુણો હશે તાવત્ આપણે પરોપકારમાં કયાંથી પ્રવૃત્ત થઇ શકીએ' પ્રાચિન કાળમા મ્હોટા મ્હોટા રાજા મહારાજાઓ, મ્હોટા મ્હોટા ઋષિ—મુનિઓ અને મ્હોટા મ્હોટા સદ્‌ગૃહસ્થો પોતાના સ્વાર્થનો સર્વથા પરિત્યાગ કરી સમગ્ર વસુંધરા (પૃથ્વિ)ને પોતાના કુટુમ્બની પેઠે ગણતા. સર્વ પ્રાણી માત્રના હિતમાંતત્પર રહેતા અને જગતનું કલ્યાણ કેમ થાય? ભારતીય પ્રજા સર્વ પ્રકારની સાંસારિક, તથા

પારમાર્થિક સ્થિતિમાં ઉન્નતિને કેમ પ્રાપ્ત થાય ? એ પ્રમાણેજ વારં વાર પોતાના અંતઃકરણનાં વિચારતા, વિચારીને પછી ઉચ્ચારતા; અને ઉચ્ચારીને પછીજ તેવા સદ્બોધનો સર્વ સ્થળે પ્રચાર કરતા. તેમની કોઇ નિન્દા કરતું, કોઇ તેમના ઉપરથી હાસ્ય કરતુ તથાપિ પણ તેઓ તેવા ક્ષુલ્લક જીવોના ચારિત્ર્ય ઉપર લક્ષ્ય ન આપી દેશના હિતનુંજ સમર્થન કરતા. અને અદ્યાપિ પણ તેવા પરોપકારી–પુણ્યાત્માઓના પ્રભાવથીજ થોડી ઘણી ઉન્નતિ આપણે ભોગવીએ છઇએ તેથી આપ સર્વ મુમુક્ષુ મંડળ હવેથી, સમગ્ર શાસ્ત્રોનાં સિદ્ધાન્તભૂત વાકય ઉપર લક્ષ્ય આપી ' પરોપકાર સમાન કોઇપણ સત્કર્મ નથી. તદનુસાર આપ સર્વ આચરણ કરશો. અને "**आत्मवत्सर्व भूतेषु**" આ મહામંત્રને આપના પવિત્ર અંતકરણમાં કોતરી રાખશો એવી આશા છે રાજેન્દ્ર ? હાલ થોડા કાળ પ્હેલાં એક જયદેવનામક મહાન્ પરોપકારી પુરૂષ થઇ ગયા છે. તેમનું સંક્ષિપ્ત ચરિત્ર હું આપને શ્રવણ કરાવું છું તે આપ શ્રવણ કરશો કે અપકાર કરનાર ઉપર પણ ઉપકાર કરનારા આપણા ભારતવર્ષમાં કેવા ધર્માત્મા પુરૂષો થઇ ગયા છે. મહાત્મા જયદેવ જેવા પરોપકારી પુરૂષોજ મોક્ષ મન્દિરમાં પ્રવેશ કરવાને ભાગ્યશાળી થાય છે. આપણા ઉપર કોઇ પણ મનુષ્ય, જ્યારે ઉપકાર કરે ત્યારે આપણે તેના ઉપર ઉપકાર કરીએ એમાં વિશેષ શું છે ? એ તો એક સાધારણ નિયમ છે પરંતુ આપણું કોઇપણ પ્રાણી બૂરૂ ઇચ્છે અને આપણે તેનુ સારું ઇચ્છીએ એજ વિશેષ છે. મહાત્મા જયદેવ એ કોટીના મહા પુરૂષ હતા. અને આપણે પણ તેવાજ થઇએ એ માટેજ હું આપને જયદેવ ચરિત્ર સંભળાવું છું તે લક્ષ્યમાં રાખશો એમ પુન કહું છું





## चतु पंचाशत—सोपान.

### महात्मा जयदेव अने साधु स्वरूपे तस्करो.

छप्पय वृत.

अमर अगनपर धरत झरत सुगंध प्रकाशे ॥
लसत कसत कलधौत छलित तंदुल द्युति भासे ॥
दुग्ध तपत दधि मथत घसत चंदन मृग वेनु ॥
तिलै तैल रस इक्षु पाय बंधत पय धेनु ॥
फल देत अंब पथ्थर हनत गनपत कवि युं उचरे ॥
कुलवंत संत सज्जन पुरुष गनैं न अवगुन गुन गहै ॥

ભાવાર્થઃ—અગર નામના ધૂપના કટકાને અગ્નિમાં બાળવાથી સુંગધ પ્રદાન કરે છે; કલધૌત એટલે સુવર્ણ (સોના) ને, સુલગાવાથી, તપાવવાથી, છેદન કરવાથી અને તાડન કરવાથી તે અધિક દેદીપ્યમાન થાય છે; ચોખા ખાંડવાથી માધુર્યતાવાળા થાય છે, દૂધને તપાવવાથી, દહીંને વલોવવાથી; ચંદનને ઘસવાથી અને મૃગલાને મારવાથી કસ્તુરીની પ્રાપ્તિ થાય છે; તિલને પીલવાથી, ઇક્ષુ શેરડીના સાંઠાને પીલવાથી ઉતમ રસની પ્રાપ્તિ થાય છે, ગાયના પગ બાંધવાથી દુધની પ્રાપ્તિ થાય છે. અને આમ્રવૃક્ષને પથ્થરના પ્રહાર કરવાથી ફળની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે વિદ્વાન્ ગણપતકવિ કહે છે કે, જે કુળવાન , સંત અને સજ્જન પુરૂષ છે. તે અવગુણો ન ગ્રહણ કરતાં ગુણ માત્રનેજ ગ્રહણ કરે છે.

---

સાધન સમ્પન્ન મુમુક્ષુ વર્ગ ? મહાત્મા જયદેવ કવિ સુપ્રસિદ્ધ "ગીત ગોવિંદ" નામક સુપ્રસિદ્ધ સંસ્કૃત ગ્રંથના કર્તા લગભગ આ.

જથી બે હજાર વર્ષ પૂર્વે થઇ ગયા છે. તેમનો જન્મ ગંગા નદિના તટ ઉપર કિંદુબલ નામક ગ્રામમાં થયો હતો, તેમને બાલ્યાવસ્થાથીજ કાવ્ય રચવાનું તથા ભગવદ્‌ભકિતનું જ્ઞાન આપો આપ થયું હતું, તેઓ, પ્રારંભથીજ ભગવત્‌ગુણો વિષેજ કાવ્ય કરવા લાગ્યા હતા. તેમને સંસાંરના ક્ષણિક અને વિનાશશીલ વૈભવો ઉપર યત્કિંચિત્ પણ પ્રીતિ ન હતી, તેથી તેઓ સર્વદા વૈરાગ્યવૃત્તિથીજ રહેતા હતા જયદેવ કવિએ પોતાનો ગીત ગોવિંદ નામક અપૂર્વ ગ્રંથ જે નૃપતિને અર્પણ કર્યો હતો તેણે મહાત્મા જયદેવને પુષ્કળ દ્રવ્ય આપ્યુ હતું, તે લઇને મહાત્મા પોતાની જન્મ ભૂમિકા તરફ જતા હતા. માર્ગમાં તેમને ચાર તસ્કરો (ચોર) મળયા. અને તેઓ તે મહાત્મા ની પાસેથી સઘળું દ્રવ્ય લુ ટી લઇને મહાત્મા જયદેવના હાથ પગ કાપી નાંખીને એક મ્હોટા ગર્ત (ખાડા) મા નાંખીને ચાલતા થયા. હવે ભગવદ્‌ભકત મહાત્મા જયદેવ ખાડામાં પડ્યા પડયા પણ શ્રી પરમાત્માનાં ગુણો ગાઇ આનંદને પામી રહયા હતા, તેવામાં મધ્ય રાત્રીએ ત્યાંથી કોઇ એક બીજા રાજાની સ્વારી નજીકમાં થઇને જતી હતી, તેથી અંધારી રાત્રીએ મનુષ્ય વિના આ અઘોર અરણ્ય માં હરિગુણ ગાતાં આ ભકત મહાત્માની આનન્દદાયિની અને માધુર્ય તાથી સમલંકૃત વાણી તે રાજાના કાન ઉપર પડતાંજ તે મોહ પામી- ને સ્તબ્ધ થઇ ગયો. અને તે વાણી કયાંથી આવે છે, તેની તપાસ કરાવતાં મહાત્મા જયદેવની મૂર્ત્તિ હાથમાં આવી. તેમને પૂછતાં તેમણે સર્વ બનેલી હકીકત નિવેદન કરી. એ હકીકત જાણી રાજાએ જાણ્યું કે આ કોઇ અપૂર્વ મહાત્મા જણાય છે; માટે તેમને સાથે લઇ જઇને પોતાની પાસે રાખવાનો નિશ્ચય કર્યો. અને તેથી તે રાજા મહાત્મા જયદેવને નિચે પ્રમાણે કહેવા લાગ્યો.

" મહાત્મન્ ! આપ આ શિબિકા (પાલખી)માં બિરાજમાન થઇને મ્હારી સાથે પધારો; હું નાના પ્રકારના ઔષધોપચાર કરીને આ- પના હાથ પગ સારા કરાવીશ. આટલી મારી નમ્ર પ્રાર્થના છે. તે આપ સ્વિકારશો, રાજર્ષિ મુમુક્ષુ ! "આથી મહાત્મા જયદેવ રાજાની પ્રાર્થના સ્વિકારીને તેમની સાથે ગયા. ત્યારબાદ રાજાએ તેમને પોતાના દરબારમા એક સારી સગવડતાવાળા મંદિરમાં ઉતારો આપ્યો. અને તેમની

સારવાર કરવાને માટે જેવો જોઇએ તેવો ઉત્તમોત્તમ બંદોબસ્ત કર્યો. એ પ્રમાણે થવાથી થોડા દિવસ પછી મહાત્મા જયદેવના હાથ પગ સારા થયા, અને દિનપ્રતિદિન પોતાની વિદ્વતાથી, અનેપવિત્ર રહેણી, કહેણીથી તેઓ સર્વ કોઇને અત્યંત પ્રિય થવા લાગ્યા અને રાજાની પણ મહાત્મા જયદેવ ઉપર અત્યંત ભાવના વૃદ્ધિને પામવા લાગી. તેથી એક સમર્થ રાજગુરૂના મહાન્પદને મહાત્મા જયદેવ પ્રાપ્ત થયા; અને પોતાની ઇચ્છા પ્રમાણે પરોપકાર કરવાને શકિતવાન બન્યા. અને એ શકિતનો તેઓ સદ્ઉપયોગ કરવા લાગ્યા વિચારવંત અને દયાળુ રાજાની પાસેથી તેમણે અનેક પ્રકારનાં પુણ્યકારી પરોપકારનાં કાર્યો કરાવ્યાં, નાના પ્રકારની પાઠશાળાઓ, નાના પ્રકારની ધર્મશાળાઓ, ઔષધાલયો, અનાથાશ્રમો, વિગેરે સ્થાપન કરાવી મ્હોટાં મ્હોટાં સદાવ્રત ચાલુ કરાવ્યાં, તેમજ કુવા, વાવ્ય, અને મ્હોટાં તળાવો વિગેરે નવાં બંધાવ્યા અને પ્રાણી માત્રના સુખને માટે જે જે સાધનોની આવશ્યકતા જણાઇ તે તે સર્વ કરાવ્યાં. રાજા મહાત્મા જયદેવને પોતાના ગુરૂ તરીકે માનવા લાગ્યો. અને એ રાજ્યમાં જે કોઇ સાધુ, સત, સંન્યાસી આવે તેમને તેમની ઇચ્છા પ્રમાણે સત્કાર કરવામાં આવતો. અને તેથી અનેક સાધુ સંતો એ રાજાનો આશ્રય લેવા લાગ્યા. અને સવત્ર મહાત્મા જયદેવના પ્રબોધથી રાજાની પ્રશંસા થવા લાગી.

ત્યાર પછી એવું બન્યું કે એક વખતે તે રાજાના દેશમાં મ્હોટો દુષ્કાળ પડયો, અને તેથી લાખો ગરીબો એ રાજાના બાંધેલા સદાવૃતનો આશ્રય લેવા લાગ્યા. એમ કરતાં કરતા મહાત્મા જયદેવને લૂંટનારા તથા તેમના હાથ પગ કાપનારા પેલા ચાર ચોર પણ સાધુના સ્વરૂપે તે રાજાના સદાવતનો આશ્રય લેવા આવી ચડયા. મહાત્મા જયદેવે તેમને જોયા અને ઓળખ્યા ત્યાર પછી તેમણે રાજાની પાસે જઇને એકાંતમાં કહ્યુ કેઃ—રાજન્ ? આ ચાર સાધુ પુરૂષો મારા ઓળખીતા છે માટે તેમને આપણા દરબારમા અત્યંત સન્માન પૂર્વક રાખીને તેમની સારી રીને સેવા ચાકરી કરવી જોઇએ. આ પ્રમાણે પોતાના ગુરૂ જયદેવના વચન સાભળીને રાજાએ તેમને (તે ચારેસાધુઓને ) એક ઉત્તમોત્તમ ભવ્ય ભૂવનમાં ઉતારો અપાવ્યો, અને ઉત્તમોત્તમ ખાનપાનાદિનો બંદોબસ્ત કરાવ્યો અને તેમને જે ચીજ

જોઈએ તે તત્કાલ હાજર કરી તેમની ઉત્તમોત્તમ સેવા કરવા લાગ્યો.

ધર્માત્મા મુમુક્ષુ ? આ વેષધારી સાધુઓની તો સદ્ભાવથી મહાત્મા જયદેવે સેવા કરવા રાજાને કહ્યુ, પરંતુ પાપી મનુષ્યના પાપ પોતાની મેળેજ પ્રકટે છે. તેથી થયું એમકે થોડા દિવસ પછી પેહેલા વેષધારી સાધુઓ મહાત્મા જયદેવશર્માને જોઈને પોત પોતામાં વાર્તાલાપ કરવા લાગ્યા કે:—" અરે ભાઈઓ ? પેહેલો જે રાજાનો ગુરૂ થઇને બેઠો છે તેનું તો આપણે દ્રવ્ય લુંટી લઇને તેના હાથ પગ પણ કાપી નાંખ્યા હતા, અને તેણે આપણને ઓળખીનેજ અહીં રાખ્યા છે. તે હમણાં આપણને સારી રીતે ખવરાવી પીવરાવીને પછી ગરદન મરાવશે. માટે જેમ બને તેમ કરીને આપણે અહીંથી જીવ લઇને નાશી જઈએ, તો સારૂં; આ પ્રમાણે વિચાર કરીને તેમણે એક દિવસે રાજાની પાસેથી જવા માટે રજા માગી, પરંતુ રાજાએ પોતાના ગુરૂ જયદેવના માનની ખાતર અર્થાત્ તેમની સંપૂર્ણપણે સેવા કરવાની આકાંક્ષાને લીધે રજા આપી નહી, તેથી કરીને એ લોકોએ અકળાઈને રાજાના પ્રત્યે કહેવડાવ્યુ કે,—હવે તો અમને કૃપા કરીને રજા આપો, અમારે હવે રોકાવાનું નથી અમને અગત્યનું કામ છે. તેથી રજા આપો કિંવા ગરદન મારો રાજાએ આ વિશે મહાત્મા જયદેવને પૂછતાં મહાત્મા જયદેવે પણ જણાવ્યુ કે ભલે? જો રજા માટે એમનો અત્યંત આગ્રહ હોય તો રજા આપો પરંતુ પુષ્કળ દ્રવ્ય આપીને તથા તેમનો અનુપમ સત્કાર કરીને તેમને રજા આપવી જોઇએ. પછી પોતાના ગુરૂ જયદેવની આજ્ઞા પ્રમાણે રાજાએ તેમને પુષ્કળ દ્રવ્ય આપીને તથા તેમની અનેક પ્રકારે સેવા કરીને તેમને વિદાય કર્યા. એટલુજ નહિ પરંતુ તે દ્રવ્ય ઉપાડવા સારૂં તથા તેના સંરક્ષણ સારૂં કેટલાક પોતાના નોકરો પણ મોકલ્યાં, ત્યાર બાદ થોડેક દૂર ગયા પછી પેલા ચાર હરામખોરોએ દ્રવ્ય પોતે ઉપાડીને રાજાના મોકલાવેલા નોકરોને પાછા વિદાય કર્યા તે નોકરોએ પાછા ફરતી વેળાએ પેહેલા વેષધારી સાધુઓને પૂછ્યું કે —

ભાઇઓ? તમારે અને અમારા રાજાના ગુરુને એવી તે કેવી ઓળખાણ છે કે અમારા રાજાએ તમારૂ આટલું બધુ સન્માન કર્યું ? તેના ઉત્તરમાં તે દુષ્ટ ચોરોએ, વેશધારી સાધુઓએ જણાવ્યું કે.— તમારા રાજાનો ગુરૂ અને અમે બધા એક રાજાને ત્યાં પ્રથમ

નોકર હતા; ત્યાં તેણે એક મનુષ્યનું ખૂન કર્યું હતું અને તેથી તે નાશી ગયો હતો અને હમણાં મ્હોટો મહાત્મા બનીને બેઠો છે તેણે અમને ઓળખ્યા તેથી અમે તેની લાજ ગુમાવીએ નહીં અર્થાત્ એ વાત કરીએ નહિં તેટલા માટે તેણે અમારી સારી સેવા કરાવીને તમારા રાજા તરફથી આટલું દ્રવ્ય અપાવ્યું છે.

પ્રિય મુમુક્ષવર્મા ? એવું સંભળાય છે કે નીચ હરામખોરોએ એવી અધર્મની વાર્તા કરતાંની સાથેજ જમીનમાં મ્હોટા ચીરાડા પડી ગયા, અને તેથી ચારે પાપાત્માઓ દ્રવ્ય સહિત પૃથ્વિની અંદર ગરક થઇ ગયા. અને જમીન પાછી પ્રથમની જેમ જોડાઇ ગઈ. આ અદ્દભૂત સમાચાર રાજાના નોકરોએ જઇને રાજાની પાસે યથાર્થ સંભળાવ્યા, તે સમયે મહાત્મા જયદેવ પણ રાજાની પાસેજ બિરાજમાન થયા હતા, તેથી ચોરો જમીનની અંદર દટાઇ મરવાની વાર્તા શ્રવણ કરીને તેમને બહુજ દયા ઉત્પન્ન થઈ. અને તેથી તેઓ અત્યંત ખેદ કરવા લાગ્યા તે જોઈને રાજા તથા તેના સભાસદોને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું પશ્ચાત્ રાજાના અત્યંત આગ્રહથી એ ગુપ્તભેદની સર્વ વાર્તા મહાત્મા જયદેવે કહી સંભળાવી જેથી મહાત્મા જયદેવની આવી સહનશીલતા તથા પરોપકાર પરાયણતા જોઇને રાજા મુગ્ધ થઇ ગયો. અને તત્કાળ પોતાના રાજ્ય સિંહાસન ઉપરથી ઉઠીને પરોપકારની અદ્વિતીય મૂર્ત્તિ મહાત્મા જયદેવને પ્રણામ કર્યા અને તેથી તેની સમગ્ર સભાએ પણ તેનું અનુકરણ કરી પ્રણામ કર્યા તથા "જયજય"ના ધ્વનિથી સભા મંડપ ગાજી ઉઠ્યું, અને પરોપકારી પુરૂષો પરોપકાર ને મૂકતા નથી અને દુષ્ટ મનુષ્યો દુષ્ટતાને તજતા નથી એ અંતિમ શબ્દ ઘોષ કર્યા પછી રાજયસભા વિસર્જન થઇ રાજા મુમુક્ષુ ? કેવી પરોપકારિણી વૃતિ ! ધન્ય છે એવા મહા પુરૂષોને ! રે ! હજારવાર ધન્ય છે, એવા પરોપકાર પરાયણ ધર્મગુરૂઓને ! !

રાજેન્દ્ર ? પુરાતનકાળમાં સર્વ પ્રકારે સદ્દગુણ સંબંધી પરીક્ષા લેવામાં આવતી અને જયારે પરીક્ષામા ઉત્તીર્ણ થતા ત્યારેજ ગુરૂ જનો તેમના ઉપર પ્રસન્ન થતા હતા આ સબંધમાં ગુરૂ ગોરક્ષનાથ અને શ્રીમાન્ સુર્યનન્દનની કથા કહું છુ તે શ્રવણ કરશો

---



# पंच पंचाशत--सोपान.



## गुरु गोरक्षनाथ अने श्रीमान् सूर्यनन्दन.





પૂર્વે કાળમાં શ્રીયુત યોગીન્દ્ર ગુરૂ ગોરક્ષનાથના હાથ નીચે એક શિયાલકોટ નગરીના મહારાજા શ્રીમાન્ સૂર્યનન્દન પોતાની પચાશ વર્ષની અવસ્થાએ પોતનો રાજ્ય પોતાના પુત્રોને સમર્પણ કરી ગુરૂ ગોરક્ષનાથની સુશ્રુષામાં રહ્યો હતો તે પ્રસંગે ગુરૂ ગોરક્ષનાથે તેમને પહેરવાને એક કૌપીન, અને ઓઢવાને માટે એક કામળી આપી તથા તેના દેહ નિર્વાહઅર્થે દિવસના એક વખત મધ્યાન્હ કાળે બે રોટલી આપવાની આજ્ઞા કરી હતી, અને બીજી આજ્ઞા કરી કે— રાજન્? તમારે ગુરૂ શુશ્રુષા હિતાર્થ આ નિકટના અરણ્યમાં જઇ એક લાકડાનો ભારો સાયકાળ સુધીમા દરરોજ લઇ આવવો અહો! આ કેવી કષ્ટપ્રદ ગુરૂસેવા? પ્રાચીન કાળમા મ્હોટા મ્હોટા રાજા મહારાજાઓ પણ ગુરૂ શુશ્રુષામા તલ્લીન રહેતા હતા એ આ વાર્તાને ઉદ્દેશે સમ્યક્ પ્રકારે સિદ્ધ થાય છે ગુરૂ ગોરક્ષનાથની આજ્ઞા પ્રમાણે શ્રીમાન નૃપતિ સૂર્યનન્દન વર્તવા લાગ્યો. અને તે પ્રમાણે લગભગ બાર વરસ જેટલી લાંબી મુદ્દત પર્યંત ગુરૂની અનન્ય ભાવથી સેવા કરી એક દિવસના પાછલા પોરના સમયપર ગુરૂ ગોરક્ષનાથ પોતાના આસન ઉપરથી ઉઠી, અરણ્યની આનન્દદાયિની લીલા નિહાળવા બ્હાર નિકળ્યા હતા. અને ચારે તરફ જોતા પેહેલા રાજાને લાકડાનો ભારો લાવતો જોયો, કે તરત એક ગુપ્તજ્ઞાની મહાત્માને આજ્ઞા કીધી કે હે મહાત્મન્! તમે જેવી રીતે રાજા ન જાણી શકે એવી રીતે પાછળ રહી રાજાનો ભારો

ખેંચો. ત્યારે તે મહાત્મા ગુરૂગોરક્ષનાથને તથાસ્તુ કહી તે મહાત્માએ પછ-
વાડે રહી રાજાનો ભારો ખેંચ્યો કે તરત પડી ગયો. આ ઉપરથી નૃપતિ
સૂર્યનંદને ગુસ્સો કરી પહેલા મહાત્માને ધમકાવ્યો એટલુંજ નહિ પરંતુ
વિવિધ શબ્દો દ્વારા કેટલીક ટપાટપી પણ થવા લાગી. ને ત્યાર
પછી બન્ને જણા છૂટા પડી ચાલ્યા ગયા. ત્યાર બાદ તે મહાત્મા
પુરૂષને ગુરૂગોરક્ષનાથે પૂછ્યું કે મહાત્મન્ શું થયું ? ત્યારે તે
મહાત્માએ પ્રત્યુત્તર આપી સર્વ તકરાર સબંધીના સમાચારો ગુરૂગોરક્ષ-
નાથને નિવેદન કર્યા ત્યારે ગુરૂ ગોરક્ષનાથે જણાવ્યું કેઃ—

**जानेदो अभी राजा कच्चा है.** "આ ક્રિયા થયા પછી બીજા
બાર વર્ષ વ્યતીત થયા. ત્યારે ગુરૂ ગોરક્ષનાથ એક દિવસ બહાર
નીકળી એક પોતાના શિષ્ય, કોઇ યોગીને કહ્યું કે—જાઓ ! ? મહા-
ત્મા ? પછવાડે ઉભા રહી આ રાજાનો લાકડાનો ભારો ખેંચો." એ
પ્રમાણે ગુરૂ ગોરક્ષનાથની આજ્ઞાથી તે યોગીએ રાજાનો લાકડાનો
ભારો ખેંચ્યો. ત્યારે તે ભારો માથા ઉપરથી પડી ગયો નહીં, પણ
રાજાનું મન વ્યાકુલ થવાથી મ્હોઢું ફેરવીને જોયું કે, તરત તે યો-
ગીની દ્રષ્ટિ એકરુપે થઇ રહી. પણ બન્નેમાથી કોઈ બોલ્યું નહિ.
એ પ્રમાણે લગભગ બે ઘટિકા વ્યતીત થઇ ત્યારે તે યોગીએ ભારો
છોડી દીધો કે, તરત રાજા સૂર્યનંદન ચાલતો થયો ત્યાર પછી યો-
ગીદ્વારા સર્વ સમાચાર ગુરૂ ગોરક્ષનાથે પૂછી લીધા ત્યારે પણ ગુરૂ
ગોરક્ષનાથે જણાવ્યું કેઃ—**जानेदो अभी राजा बहुत कच्चा है.** એ
પ્રમાણે વળી બીજા બાર વર્ષની મુદત વ્યતીત થઇ ગઇ ત્યારે વળી પણ
એક દિવસે ગુરૂ ગોરક્ષનાથે એક યોગીને કહ્યુ કેઃ—રાજાનો લાકડાનો
ભારો પ છળ ઉભા રહી ખેંચો—આ પ્રમાણે ગુરૂ ગોરક્ષનાથની આજ્ઞાથી
એક યોગીએ પુનઃ ભારો ખેંચ્યો. પરંતુ રાજા સૂર્યનંદનની દ્રષ્ટિ તદન
જ્યોતિ સ્વરુપમાં લીન હતી. છતાં પણ તે યોગીએ બહુજ ખેંચતાણ
કરી. તથાપિ પણ રાજાની વૃત્તિ આત્મજ્યોતિના પૂર્ણ ધ્યાનમાંથી જરા
પણ ચળિત થઇ નહીં. તેની ચિતવૃત્તિ ધ્યાનમાં નિમગ્ન હતી.
આથી દેહાભિમાન રાજાનું નાશ પામી ગયું હતું. આવા પ્રકારની
ખેંચતાણ થતી જોઇ ગુરૂ ગોરક્ષનાથ તરત પોતાની પાવડીપરથી
ઉતર્યા અને, એકદમ દોડી આવી રાજા સૂર્યનન્દનની સન્મુખ હાથ

જોડી પ્રાર્થના કરવા લાગ્યા કે'—હે દેવ! મારા પ્યારા વિશ્વંભર! તું આ જગત્નો આધારભૂત છો! હું તારો દાસ છું, મેં તમને ધ-મીંજ્ઞા પ્રમાણે ગુરૂ થઈ તમને જે આજ દિવસપર્યંત કષ્ટ આપ્યું, તે મને ક્ષમા કરો. એ પ્રમાણે ગુરૂ ગોરક્ષનાથ પ્રાર્થના કરવા લાગ્યા.—પ્રાર્થના કરતાં બે ઘટિકા વ્યતીત થઇ ગઇ તથાપિ રાજા સૂર્યનન્દનની દ્રષ્ટિ જરા પણ ચલિત થઇ નહિ તેમ તે રાજાની પાસે બીજા પણ અનેકાનેક યોગીઓ પણ પ્રાર્થના કરવા લાગ્યા ત્યારે રાજા સૂર્યનન્દનને કંઇક ભાન આવ્યું, ને તેથી નેત્ર ઉઘાડી જોયું તો પોતાના પૂજ્યપાદ પોતાની પ્રાર્થના કરે છે તે જોઇ પોતે ગુરૂ ગોરક્ષનાથને સાષ્ટાંગદંડવ નમસ્કાર કરી પ્રાર્થના કરવા લાગ્યો કે—હે ગુરૂદેવ! આપની પરમકૃપાદ્રષ્ટિથી હું પૂર્ણપદનો જ્ઞાતા થયો છુ તેથી મારી સેવામાં કોઇ ન્યૂનતા થઇ હોય, તો મને ક્ષમા કરશો. હુ તો આપનો કિંકર—બાળક છુ. એ પ્રમાણે રાજા સૂર્યનંદને પ્રાર્થના કરી રહ્યા બાદ ગુરૂ ગોરક્ષનાથે રાજાને પોતાની ધુણી ઉપર એકાન્તમાં બોલાવ્યો, અને સમગ્ર યોગવિદ્યા સમ્બંધીય ગુપ્ત કુચીઓ દર્શાવી, રાજાને અજરામર કરી દીધો, અને ત્યારબાદ એક દિવસે ગુરૂ ગોરક્ષનાથે આજ્ઞા કરી કેઃ—**बेटा सूर्यनन्दन! अब तुं सिध्ध हो चुकाहै और एक समय तेरेकुं कुटुंब यात्रा करनी चाहिये; क्योंकिः—आज तेरेकुं मेरे सानिध्यमें आये हूये बहुत वर्ष होगये हैं उसके लिये एक दफे तुजे तेरी जन्म भूमिका दर्शन करना समुचितहै.** એ પ્રમાણે ગુરૂ ગોરક્ષનાથના વચન સાંભળી શ્રીમાન્ સૂર્યનન્દન કહેવા લાગ્યો'—**महाराज! आपकी अमृतमयी कृपा द्राष्टिसे मैं यह आत्मज्योति रूप पूर्ण ध्यानमें सारी सृष्टिके समग्र प्राणी मात्रका अवलोकन करताहुं; और मेरी कलपनासे वह सब व्यवहार करते दिख पडते है. यातैं वहां जानेसे कया होगा?** એવી જ્ઞાનમયી પુનિતવાણી સુર્યનન્દની શ્રવણ કરી ગુરૂ ગોરક્ષનાથ કહેવા લાગ્યા —**योगनिष्ठ बेटा सूर्यनन्दन! यह बात गुप्तज्ञानकी है तो भी आप जैसे जो जो महापुरूष संसारमे बिचरते है और जिस जिस भूमिकेपर आपकी**

निर्मल दृष्टिका निक्षेप होता है वहां व्हां सदा सर्वदा सुखशांति और सत्य स्वरूप वेदधर्मकी वृद्धि होती है और आप जैसे सत्पुरूषका संसारमें संचरना स्वार्थ रूप नाहिहै परंतु सृष्टिके प्राणीऔंके कल्याणार्थ है इस्से आपकी पारमार्थिक दृष्टिका अवलोकन सृष्टिमें एकसमय होना बहुत दुर्लभ है.

એ પ્રમાણે ગુરૂગોરક્ષનાથના વચન શ્રવણ કરી, તથાસ્તુ કહી તરતજ શ્રીમાન્ સૂર્યનન્દનની સ્વારી નિકળી અને અલ્પ માત્રમાં તેઓએ શીયાળકોટ નગરીના એક માનસરોવર નામક તળાવ ઉપર આવી નિવાસ કર્યો. તે દિવસે શિવરાત્રી હતી, તેથી સૂર્યનન્દનનો પુત્ર પ્રાતઃકાળે શિવપૂજન કરવા માટે આવ્યો હતો, ત્યારે આ અબધૂત રૂપ વૃદ્ધ પુરૂષને જોઇ રાજાને ખાત્રી થઈ કે આ મારા પિતાજી; છેએમ જાણી પોતાના જન્મદાતા પિતાજીને પગે પડયો. ત્યારબાદ શિયાલકોટની સમગ્ર પ્રજા રાજા સૂર્યનન્દનના દર્શનાર્થે આવી. તેમાં પુત્રની વહુ, પોતાની સ્રી, પોતાની પુત્રી, તથા પોતાની બ્હેન વિગેરે સર્વ કુટુમ્બ રાજા સૂર્યનંદનના ચરણમાં પડી નમસ્કાર કરી ત્યાં સંતુષ્ટ થયા, અને ક્ષણ વારમા તો ત્યા એક મોટી દરબાર ભરાઇ ગઈ. જેથી તે પ્રસગે રાજકુમારે પોતાના પ્રધાન મંત્રીને કહ્યુ કેઃ–મંત્રીશ્વર! યોગી થવામાં મહાન્ કષ્ટ છે એ યોગી લોકો ભૂખે મારી નાંખે છે; અને નિડર થઇ અબધૂતરૂપે જગતમાં વિચરે છે ઈત્યાદિ તિરસ્કારક કેટલાંક વચનો કહ્યાં ને તે પછી પોતાના પિતા સૂર્યનન્દને પૂછવા લાગ્યો; પ્રિયમુમુક્ષુ! ત્યારે સૂર્યનન્દન ક્ષણવારમાં હશે, ક્ષણવારમાં રડે, ક્ષણવારમાં ગાળ આપે, ક્ષણવારમાં નાચે, ઘડીમાં કૂદે, ઘડીમાં સૂઇ જાય ઇત્યાદિ વિચિત્ર જાતનની ચેષ્ટા કરવા લાગ્યો.

એ પ્રમાંણે સૂર્યનન્દનની વિચિત્ર લીલા જોઇ રાજ પુત્રે સૂર્યન્દનને પૂછયું કેઃ— " પિતાજી! અરણ્યમાં નિવાસ કરી અબધુત દશામાં દિવસો વ્યતિત કરી આ કાંચન સમાન સુંદર કાયા બાળીને કાળી ઠીકરાં જેવી કરી નાંખી. પ્રધાનજી! જુઓ તો ખરા અબધુતોના સંસર્ગથી પિતાજીનું મસ્તિષ્ક કેવું ભ્રમિત થઇ ગયું છે, કે નહીં! એમ કહીને પોતાના પિતાજી પાસે નવા નવા પ્રકારના મેવા ફળ પ ાવ.ક

આદિ સર્વ પદાર્થો મૂક્યાં પરંતુ સૂર્યનન્દને તો તેનું ભક્ષણ કરવું એ તો ઠીક પણ તેની સામે પણ જોયું નહીં, પછી રાજપુત્રે બહુ આગ્રહ કર્યું તથાપિ સૂર્યનન્દને ભક્ષણ કર્યા નહિ, ત્યારે રાજપુત્રે કહ્યું કે:—.પિતાજી ! હું આપને પ્રશ્ન કરૂં છું કે આપ આ યોગ ધારણ કરીને શું કમાયા? એ પ્રમાણે પોતાના પુત્રના વચન શ્રવણ કરીને સૂર્યનન્દને કહયું કે–પુત્ર? તું શું કમાયો ! તે મને કહે; ત્યારે રાજપુત્ર બોલ્યો કે:– પિતાજી? મેં ઉત્તર, મધ્ય અને દક્ષિણ હિંદુસ્તાનનું કેટલુંક રાજ્ય મેળવ્યું તથા આજે મારામાં એવું દૈવત છે કે હું ગરીબ ને શ્રીમંત કરી શકું છું અને શ્રીમંતને ભિક્ષુક કરી શકું છુ; મારૂં નામ શ્રવણ કરી શત્રુઓ થર થર કંપે છે ,હું ધર્મનો ક્ષય કરી શકું અને ઇચ્છું તો ધર્મની વૃદ્ધિ કરી શકું, તેમ મારી આજ્ઞાને કોઇ પણ ઉલ્લઘંન કરી શકે નહિં, એ સર્વ હું કમાયો છું.

એ પ્રમાણે રાજપુત્રના વચન શ્રવણ કરી શ્રીમાન સૂર્યનન્દને જણાવ્યું કે, પુત્ર ! ધિક્કાર છે ત્હારી જીંદગાનીને! કેમકે તારૂં જીવતર સર્વ અફળ ગયું, પરંતુ મેં તો મારે માટે એવી અપૂર્વ કમાણી કીધી છે કે, હું મારી ઇચ્છા પ્રમાણે અવાચક પ્રાણીઓને પણ બોલતાં કરૂં છું. એમ કહી યોગી સૂર્યનન્દને ધ્યાન ધારણ કર્યું. અને પોતાના આત્માની જયોતિને કહ્યુ કે:–બોલો સર્વ પશુઓ! કે આ રાજા ઘણોજ બેવકુફ છે " એવી રીતે આત્મ જયોતીને મનોમન જ્ઞાને આજ્ઞા કીધી કે તમામ પ્રજા જેમ જૂએ છે, તેમ તે રાજપુત્રના ઘોડા, હાથી, વિગેરે સર્વ પશુઓ કહેવા લાગ્યાકે અરે! બેવકુફ રાજપુત્ર ! ત્હારા પિતા સૂર્યનન્દન તો અજરઅમર થયેલા છે. ને તું બહુજ મૂર્ખરાજ હોવાથી આ વાર્તાને જાણી શકતો નથી. એ પ્રમાણે પશુઓનુ બોલવું સાંભળી સર્વ પ્રજા રાજપુત્ર સમેત આશ્ચર્ય પામી, અને યોગી સૂર્યનન્દનના ચરણકમલમાં વળગી પડી. ત્યાર પછી સૂર્યનન્દને પોતાના રાજપુત્રને કહ્યું કે બેટા! એક સોય લાવ! જે જોઉં ત્હારૂં સામર્થ્ય કેવું રહયું છે, કોણ ત્હારી આજ્ઞા માને છે ! આ ઉપરથી રાજપુત્રે એક સોય લાવી આપી અને તરતજ સૂર્યનન્દને તે સોયને તે તળાવમાં નાંખી દીધી, અને કહ્યું કે એ સોયને હવે કઢાવી આપ! ત્યારે રાજપુત્રે કહ્યું કે પિતાજી! એવું કાર્ય મનુ-

વ્યથી બની શકે એમ નથી, ત્યારે સૂર્યનન્દન કહેવા લાગ્યા કે " પુત્ર જો હું અહીં બેઠે બેઠે સોય કઢાવી આપું છું. એમ કહી પોતાના આત્માની જ્યોતીમાં દૃષ્ટિ લગાવી કહ્યું કે એ બ્હેન માછલીઓ ! અમારી સોય લાવી આપો ! આ આજ્ઞાની સાથે તળાવમાં રહેલી લાખો માછલીઓ પાણી ઉપર આવી સર્વ તરવા લાગી; ત્યારે સૂર્ય-નન્દને કહ્યું કે પુત્ર ! જરા આ માછલીઓ તરફ જો તો કોઇ સોય લાવી છે ! તેવામાં એક માછલી પોતાના મુખમાં સોય લઈને ટટાર ઉભી રહી કે તરત તેના મુખમાંથી રાજપુત્રે તે સોય ખેંચી લીધી. એ ઉપરથી સૂર્યનન્દને કહ્યું કે " પુત્ર ! તે રાજ્યમદથી, પિતાજી ! અબધુત દશામાં રહીને શું કમાયા !" એમ પૂછ્યું હતું તત્સંબંધી આ ઉત્તર છે. ધ્યાનમાં આવ્યું કે વત્સ ! આજ અમારી અબધુતોની સાચી કમાણી છે કેમકે અમારી આજ્ઞા ચૈતન્ય તો શું પણ જડ પદાર્થો ઉપર પણ ચાલે છે. ત્યારપછી રાજપુત્ર અને સર્વ પ્રજા યોગી સૂર્યનન્દનની આવી અપૂર્વ યોગસિદ્ધિના દર્શન કરી કૃત્ય કૃત્ય થઈ સંતુષ્ટ થયા અને પોતાના માજી રાજાને વારંવાર નમન કર્યું, એટલામાં જેમ સર્વ જન જૂએ છે, તેમ શ્રીમાન્ સૂર્યનન્દન અંતર્ધાન થઇ ગયા.

પ્રિય મુમુક્ષુવર્ગો ? કદાચ તમારા મનમાં સંશય ઉદ્‌ભવશે કેઃ—માછલીઓ, અનેપશુઓ, શ્રીમાન્ સૂર્યનન્દનની વાર્તા કેમ સમજી ગયા ! પણ તમારે સર્વ મુમુક્ષુ મંડળે સમ્યક્ પ્રકારે જાણવું જોઇએ—કે,—આપણા આત્મજ્યોતિના પ્રકાશમય કિરણો સર્વ પ્રાણી માત્રમાં વ્યાપી રહેલાં છે, ને તેથી આપણો બોધ સર્વમાં રમણ કરી રહે છે, તેથી આપણી હૃદયગત સ્ફુર્ણા એ સર્વ પ્રાણી માત્રની ભાષા છે. અને તેથીજ આપણી વાર્તાઓ સર્વ પ્રાણી સમજી શકે છે.

આ સંબંધી વિશેષ અનુભવ માટે "મોક્ષમંદિર" ના ચતુર્થ દ્વારનું અવલોકન કરવાની આવશ્યકતા છે; કેમકે આપણે માત્ર પોતાની એકજ જ્યોતિઃ ને મનોમન જ્ઞાનમાં સમજાવીએ કે તરત સર્વ બ્રહ્માંડના પ્રાણીઓ સાંભળી શકે, સમજી શકે એમાં લેશ પણ સંશય સમજવું નહિ, રહસ્ય એ છે કે યોગ સિદ્ધિ સમ્પન્ન મહાત્મા પુરૂષો પોતાના યોગ બળથી એવા અસંખ્ય જાતના ચમત્કાર કર્યા કરે છે. એજ આ વાર્તાનો તારતમ્ય છે, રાજન્ ? જે યોગી લોકો સર્વ પ્રાણી

માત્ર ને પોતાના આત્મવત્ નિહાળે છે, અને જે યોગીઓ પોતાના આત્મામાંજ રમણ કરે છે, જેઓ આપ્તકામ, આત્મારામ છે તેનાથી એવા ચમત્કારો સર્વથા બની શકે છે. એમાં કોઈ પણ પ્રકારનો સન્દેહ નથી. એ વાકય ખાસ સ્મરણમાં રાખશે.

પ્રિયવર! મુમુક્ષુવર્મા! અને મુમુક્ષુ મંડળ! ત્હમારી આવી દ્રઢતા જોઈ હું અત્યંત પ્રસન્ન થયોછું. ત્હમે શ્રીમોક્ષમન્દિર, પ્રથમ દ્વાર-સત્કર્મના અંતિમ્ સોપાન ઉપર ચ્હઢીજે લાભ સમ્પાદન કર્યો છે તે ખરે ખર અપૂર્વ છે, તમારૂં જીવન સાર્થક થયું છે, તમે હવે કૃત્ય કૃત્ય-થયાં છો, ત્હમે મનુષ્ય શરીરને પ્રાપ્ત થઈને જે લાભ સમ્પાદન કરવાનું છે તે તમે શ્રધ્ધા પૂર્વક સમ્પાદન કરવાને ભાગ્યશાલી થયા છો તમારી પવિત્ર ચિત્તવૃત્તિની હું જેટલી પ્રશંસા કરૂં તેટલી થોડી છે હવે આપણે અહીં વિશ્રાન્તિ લઈશું; અત્ર પ્રથમ દ્વાર પૂર્ણ થાય છે જૂઓ સામે મોક્ષ મન્દિરનો દ્વિતીયદ્વાર સદ્ધર્મ દેખાય છે, ખરેખર તે કેવો સુશોભિત છે! હવે આપણે મોક્ષમન્દિરનાં દ્વિતિયદ્વાર સદ્ધર્મમાં પ્રવેશ કરીશું, બોલો શ્રી સદ્ગુરૂ પરમાત્માનો જય!—એ પ્રમાણે મહર્ષિ મુકતેશ્વરના વચન શ્રવણ કરી, મહારાજા મુમુક્ષુવર્મા અત્યંત પ્રેમ પૂર્વક પોતાના બન્ને હાથ જોડી મહર્ષિ મુકતેશ્વરને કહેવા લાગ્યા —

કૃપાનાથ? આપશ્રી મ્હારા મૃત્યુના સમયે મ્હને દર્શન આપી મ્હારા ઉપર ઉપકાર કરી મ્હને જ્ઞાનામૃતના પાન દ્વારા મ્હારા જીવનનું પુનરાવર્તન કરાવી, મ્હારી વિષયાત્મિકાવૃત્તિને બ્રહ્મભૂત કરાવી આ મોક્ષમન્દિરનાં પ્રથમ દ્વાર–સત્કર્મ સુધી મ્હને સાથે તેડી, જે આપશ્રી એ અતીષય ઉપકાર કર્યો છે. તત્સબંધી હું મ્હારા જીવન પર્યંત આપનો ઋણીછું. ભગવન્! આપના જેવાજદયાળુ મહાત્માઓથી જ આ પૃથ્વી વિભૂષિત છે કરૂણા સાગર! હું પુનઃ પુનઃ પ્રાર્થના પૂર્વક કહું છું કે આપના ઉપકારના બદલામાંથી હું કેવી રીતે મુકત થાઉં! આ પ્રમાણે વદતાં મહારાજા મુમુક્ષવર્માના નેત્રમાથી પ્રેમાશ્રુના બિંદુઓ ટપકવાં લાગ્યાં. અને તે જોઈને સમગ્ર મુમુક્ષુ મંડળ, મહારાજા મુમુક્ષુવર્માનો અદ્વિતીયપ્રેમ જોઈ ગદગદિત થઈ ગયો.

આવી અપૂર્વ શ્રધ્ધા જોઈ મહર્ષિ મુક્તેશ્વર પુન: કહેવા લાગ્યાઃ— પ્રિયમુમુક્ષુ ! આપનો આટલો બધો પ્રેમ જોઇ હું અત્યંત હર્ષિત થયો છું. આપની આટલી બધી મારા ઉપર શ્રધ્ધા છે. એજ સમ્પૂર્ણ બદલો છે, એથી વિશેષ અન્ય શું છે! ચાલો હવે આપણે મોક્ષમન્દિર દ્વિતીય દ્વાર સદ્ધર્મમાં પ્રવેશ કરીએ.

ॐ शान्तिः शान्तिः शान्तिः

બોલો મહર્ષિ શ્રી ક્ષેમેન્દ્ર ભગવાનનો જય.

મોક્ષમન્દિર,

પ્રથમદ્વાર—સમાપ્ત

આ ઉપયોગી શિક્ષણનો અખુટ ખજાનો.

આ કેળવણીનો ઝરો, સ્ત્રીઓને ખાસ વાંચવા લાયક.

# સ્ત્રી ધર્મ ગીતા.

( સંશોધિત, વર્ધિત. દ્વિતીયાવૃત્તિ. )

મુલ્ય રૂપિયા બે, પોસ્ટેજ જુદું

છપાયછે.

# મોક્ષ મન્દિર.

દ્વિતીયદ્વાર—સદ્ધર્મ

મૂલ્ય રૂપિઆ અઢી. પોસ્ટેજ જુદું.

અગાઉથી ગ્રાહક થઇ નામ નોંધાવનાર

પાસેથી રૂપિઆ બે લેવામાં આવશે.